# અનુક્રમ




વાર્ષિક લવાજમ રૂા ૬-૦-૦

ર. પ. મહેતા, [ ઓગસ્ટ ૧૯૪૮ ] છૂટક પ્રતના રૂા ૦-૮-૦

આનંદપુરા–વડોદરા. પરદેશ માટે શિ. ...

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ] ઑગષ્ટ ૧૯૪૮ [ અંક, ૧

## ઝાદનું મેદાન

ખલિલ જિબ્રાનની રૂપકથા

ઝાદના રસ્તા ઉપર એક મુસાફર નજીકના ગામડામા રહેતા એક ગામડિયાને મલ્યો. એક વિશાળ મેદાન બતાવી મુસાફરે તેને પૂછ્યુ, "રાજા આલમે તેના દુશ્મનોને આજ મેદાનમાં હરાવ્યા હતા ને ?"

તે ગામડિયાએ જવાબ આપ્યો, "આ મેદાનમાં કદી યુદ્ધ થયું ન હતું આ મેદાન પર અગાઉ ઝાદનુ શહેર હતુ, તે બળીને ભસ્મીભૂત થઈ ગયેલું પણ હવે તે સારૂ ક્ષેત્ર છે ખરૂ ને ?"

આ પછી મુસાફર અને ગામડિયો પોત પોતાના રસ્તે ગયા.

અર્ધોએક માઈલ ચાલ્યા પછી મુસાફરને બીજો ગામડિયો મલ્યો. મેદાન બતાવી તેણે તેને પૂછ્યુ, "અહીં અગાઉ ઝાદ શહેર હતુ ?"

અને માણસે જવાબ આપ્યો, "અહીં અગાઉ કદી પણ શહેર ન હતુ પણ એક મઠ હતો અને દક્ષિણથી અહી આવેલા લોકોએ તેનો નાશ કર્યો હતો."

થોડી વાર પછી મુસાફરને ત્રીજો ગામડિયો મલ્યો. વિશાળ મેદાન બતાવી તેણે તેને પૂછ્યુ, "આ મેદાનમા અગાઉ મોટો મઠ હતો ?"

પછી તે માણસે જવાબ આપ્યો, "આ ભાગમા એવો મઠ અગાઉ કદી ન હતો. પણ એક મોટો ધૂમકેતુ અહીં પડ્યો હતો એમ અમારા બાપદાદાઓ કહેતા આવ્યા છે"

પોતાના મનમા વિસ્મય પામતો મુસાફર આગળ ચાલ્યો અને તેને એક ઘણો ઘરડો માણસ મલ્યો મુસાફરે તેને નમન કરી પૂછ્યું, "મુરબ્બી, આ રસ્તા પર મને આ ભાગમાં રહેતા ત્રણ માણસો મલ્યા. મે તેમને આ મેદાનના ઈતિહાસ વિષે પૂછ્યું, તો દરેકે જુદી જુદી હકીકત કહી. એકે કહેલી હકીકત બીજાઓએ ખોટી છે એમ કહ્યુ અને તેમણે બીજાઓથી જુદી પડતી કંઈ નવીજ વાત કહી એમા ખરૂં શું છે ?"

વૃદ્ધ હાથ ઊંચો કરી બોલ્યો, "ભાઈ, દરેકે તને સત્ય હકીકત કહી છે; પણ આપણામાના થોડાઓ જ એક હકીકતમાં બીજી હકીકતો ઉમેરી સત્ય પીછાની શકે છે."

ગજરાબેન નાયક

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## ચરપદની છાયામાં

૪

**ના**મનો મહિમા ભાગ્યે કોઈ રાખતું હોય પરંતુ નામનું મહત્વ તો જરૂર છે મ્હારાં માને કહેવતો અને ઉક્તિઓ બહુ જ આવડે છે, અને વાતચીતમાં તેમનો ઉપયોગ પણ ઠીક ઠીક કરે છે એ ઘણીવાર કહે છે

નામ રૂપ નવ રાખીએ જો ગુણ દીધા હોય,
કનક નામ ધતૂરનું, કદી ન પહેરે કોય.

પરંતુ કહેવતો અર્ધ સત્ય બતાવે. Hour ને Period માં ફેરવી નાખનાર શિક્ષણ વ્યવસ્થા સામે મ્હારે મ્હારા સમયની વ્યવસ્થા વારંવાર મૂકવી પડશે. આજની કેળવણીનો હું વિરોધી નથી. તેને ઉતારી પાડવા પણ માગતો નથી. મારા પછી આવતી પેઢીઓ નવીન કેળવણીનો રંગ પામી છે, અને હજી પામશે. એટલે હું ઇચ્છું ત્યોય તેને ઉતારી પાડવાનો કશો અર્થ નથી ઉદ્દેશ માત્ર સરખામણીનો છે એટલું જ કે નવા-જૂનાને હસવાનો મારો હક હું જતો નહીં કરું !

જે કેળવણીમાં રમત ન હોય એ કેળવણી ન જ કહેવાય એવી પણ એક માન્યતા છે કેટલાક કેળવણીકારોનો એવો પણ આદર્શ છે કે કેળવણી-શિક્ષણ પોતે જ રમત રૂપ બની જાય. મ્હને એ જરૂર ગમે. છતાં મારા ઇંગ્લીશ શિક્ષણ વખતે રમતને બહુ માનીતું સ્થાન ન હતું તે વખતનો આદર્શ હતો કે

Work while you work,
Play while you play

આખું અમજીવન રમત રૂપ બની જાય તો કેવું ? એ આદર્શે પહોંચવાના પ્રાથમિક પગલાં તરીકે શિક્ષણને રમતમય બનાવી દેવાની પ્રવૃત્તિને આપણે વધાવી લઈએ.

આજ જેવું રમતનું મહત્વ ત્યારે ન હતું એ ખરું, છતાં ઇંગ્લીશ શિક્ષણ ગુજરાતી શિક્ષણ જેવું ચોકઠાબદ્ધ, ઉદાસીન, કઠોર બની જતું નહીં. એ તો ખરું જ કે શિક્ષણ નહીં રમાડે તો બાળકો પોતાની મેળે રમી લેશે અને કદાચ બહુ વ્યવસ્થિત, પદ્ધતિસર, નિયમસરની રમત પણ શિક્ષણ એટલી જ કંટાળા ભરેલી થઈ પડતી હોય ! કોલેજ હાઇસ્કૂલના પી. ટી. વર્ગ અનુભવો શું કહે છે એની ખબર પડતી નથી મ્હોટે ભાગે એમાંથી વિદ્યાર્થીઓની નાસી છૂટવાની તરકીબ જણાતી હોય છે

એન્ગ્લરસ્કૂલમાં કસરતના પણ વર્ગ હતા અને કસરત ફરજીઆત હતી ગીટી માસ્તર વ્યાયામના અધિષ્ઠાતા હતા. એ મહારાષ્ટ્રી શિક્ષક જાતે વ્યાયામ સારો કરી જાણતા, અને અમારી પાસે દંડ, બેઠક કરાવતા અને ઘીસઘાર, કમળબાર, દીચસો, મલખમ, અને ઘોડા ઉપર કસરતો કરાવતા. ઘોડો લાકડાનો ! પરંતુ વ્યાયામ જાણે અણમાનીતો વિષય હોય તેમ તેના તરફ વિદ્યાર્થીઓનું બહુ લક્ષ રહેતું નહીં. ગમ્મત કરવાનો, તોફાન કરવાનો, તબીયત ખરાબ છે કહી ભાગી જવાનો એ વર્ગ હોય એમ ઘણુંખરું વર્તન રહેતું. ગીટી માસ્તર હસમુખા, આનંદી અને તોફાનોમાં ભાગ લે એવા શિક્ષક હતા. એકેક વિદ્યાર્થીને પહેલવાન બનાવવાનું વ્રત લઈ તેઓ બેઠા ન હતા, એટલે ભાગી રમત પણ જેને તેને ગમતી—સહજ ફાવતાવાળી કરાવીને. અને એકજ શિક્ષક કેટલા વિદ્યાર્થીઓની જવાબદારી લે ?

તેમણે મહારાષ્ટ્રી વિદ્યાર્થીઓને કસરતની ચીવટ ભરી પરંતુ ગુજરાતી બાળકો એમાંથી છટકી જવાની કાબેલીયત ઠીક ઠીક કેળવતા ! ગુજરાતમાં ત્યારે કસરતના સંસ્કાર બહુ જ ઓછા ગુજરાતી માબાપ કસરતનાં

પણ વિરોધી. શરીર ભાંગી જાય, કોઇ અંગ
તૂટી જાય, નક્ષમું વાગી બેસે, દેહ દુઃખ્યા
કરે આવી આવી માબાપની તકરારો વિદ્યા-
ર્થીઓના મન ઉપર ઠસી પણ જાય ઉપરાંત
કસરત કરવામાં ગુજરાતની પ્રતિષ્ઠા પણ
પડાતી હોય એમ ત્યારે લાગતું ! એ તો
ગુંડાઓનાં કામ ! મલકુસ્તી ઉપર ઉછરનાર
કસરત કરે ! તોફાની માણસોને કસરત ઉપ
યોગી ! આવી કોઇ ભાવના ત્યારે ગુજરાતી
ઓમાં પ્રવર્તતી. હજી ગુજરાતમાં વ્યાયામ
મળ આવી નથી. તે વખતની માફક આજ
પણ ગુજરાતીઓમાં—યુવાન વિદ્યાર્થીઓમાં
એવી માન્યતા છે ખરી કે કસરત કરનારની
બુદ્ધિ જડ બની જાય છે ! વિદ્યાર્થીઓ સાથેના
કેટલાયે વાર્તાલાપમાં ગુજરાતી વિદ્યાર્થીઓ
હજી પૂછે છે કે કસરત કરવાથી બુદ્ધિ જડ
બની જાય છે એ સાચું કે નહિ ? આ તદ્દન
સમજ વગરની માન્યતાનું ભૂત ગુજરાતીઓના
મનમાં કેમ ભરાયું હશે તે સમજવું કઠિન
છે. અનારોગ્ય, નિર્બળતા અને માંદગી એ
ખાસ બુદ્ધિને સતેજ કરે એવી સ્થિતિ તો
નથી જ. શરીરને બળવાન, સુદૃઢ, ચપળ,
અને ઘાટદાર બનાવતી કસરત બુદ્ધિ ઉપર
જ અવળી અસર કરે એ મ્હારાથી કદી માની
શકાયું જ નથી. શરીર, મન અને બુદ્ધિ
પરસ્પર અવલંબન શોધી ચાલનારાં તત્ત્વો છે.
શરીરને મજબૂત બનાવે તે બુદ્ધિને પણ
અવશ્ય મજબૂત બનાવે જ. વ્યાયામમાં એવું
શું અનિષ્ટ તત્ત્વ રહેલું છે કે જે બુદ્ધિને
બહેરી બનાવે ?

કસરત ન કરનાર ગુજરાતી કંઇ બુદ્ધિના
મહાન બોજા રમી શકતા હોય એમ જાણવામાં
નથી. યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ગુજરાતીઓ
બહુ ઝળકતા હોય એમ પણ સાબીત થયું
નથી. અભ્યાસના ગ્રંથો લખનાર પંડિતોમાં
કસરતી મહારાષ્ટ્રીઓ જેટલાં ગુજરાતીઓનાં
નામ નથી જ.

એક શંકા માત્ર રહે છે. કસરત ન
કરવાથી કળાં બજાવ કરવાની ખાસીયત ગુજ-
રાતીઓમાં વધારે આવી હોય તો કોણ જાણે !
એ બુદ્ધિની તીવ્રતા જરૂર ખીલવવા સરખી !

શાળામાં થતી કસરત કાંઈ બહુ ઉપયો-
ગમાં આવતી પણ નથી. એ સાધારણ
અઠવાડિયામાં બે ત્રણ વાર થતી હલનચલન
સરખી બની જાય છે અને અનેક વિદ્યાર્થીઓ
વચ્ચે એ વહેંચાઇ જતી હોવાથી એમાં
આવડત પણ ખાસ આવતી નથી. પરંતુ
વ્યાયામ અને ડ્રોઇંગ—ચિત્રકામના મરજીઆત
Voluntary વર્ગો ત્યારે ચાલતા એમ મને
યાદ છે. શાળાનો સમય પૂરો થાય પછી
એક કલાક આ વર્ગોમાં જેને જોઇએ તેને
વ્યાયામ અને ચિત્રકામનું શિક્ષણ મળતું.
ડ્રોઇંગની તો એલીમેન્ટરી પરીક્ષા પણ થતી
હતી, અને વિદ્યાર્થીઓ એ વધારાની લાયકાત
મેળવતા પણ ખરા.

હું બન્ને મરજીઆત વર્ગોમાં દાખલ થઇ
આવેલો ખરો, પરંતુ ઝડપથી એ બન્ને
વર્ગો મ્હેં છોડી પણ દીધા. શા માટે એમ
કર્યું તે આજ યાદ આવતું નથી. ડ્રોઇંગ
શિક્ષક મારા બહુ જોરદાર અને કડક તો
હતા જ. પરંતુ તેમની કડકાઇ અસહ્ય
બનવાથી મ્હેં ચિત્રકામ કરવું મૂકી દીધું
હોય એમ બન્યું નથી.

હું જે નથી બની શક્યો તેને માટે મને
દિલગીરી બહુ થાય છે. ડ્રોઇંગ શીખ્યો હોત
તો મ્હારી કલ્પનાના વધારે વિશુદ્ધ બની
હોત. કદી કદી મ્હારાં પુસ્તકો સચિત્ર બના-
વવાની હોંસ મ્હારા પ્રકાશકો ને થાય છે.
નિદાન પૂંઠા ઉપર એકાદ આકર્ષક ચિત્ર
તેઓ અવશ્ય આપે છે. એ ચિત્ર કેવું હોવું
જોઇએ તેની સલાહ પણ મારે આપવાની
હોય છે, અને કદી કદી ચિત્રની ઘટના પણ
હું દોરું છું ! પરંતુ મ્હારી એ પ્રાર્થના
હોય છે કે એ ચિત્રપટના ચિત્રકાર સિવાય

કોઈને હાથ ન ચડે! મ્હારૂં ચિત્ર જોઈ હું ઘણી વાર પોકારી ઉઠું છું

सा‍हित्य संगीत कला विहीन .

મારા ચિત્રમાં પુરૂષ કઢાડવો હોય તો હું ચોકડી કરૂં છું. સ્ત્રી દર્શાવવી હોય ત્યારે મીંડુ કરી તેમાં બે આંખનાં ટપકાં મૂકું છું. નદી કે રસ્તો બતાવવો હોય તો બે લીટીઓનું જોડકું લગાવી તેમાં લખું છું 'રસ્તો નદી'! અને વાદળાં કે પર્વત બતાવવો હોય તો અર્ધ ગોળાકારોનો ઝૂમખો ઉભો કરી ક–ખ ના અક્ષરો મુકી લખું છું 'ગ–ઘ ની વચ્ચે વાદળાં અને ક–ખ ની સીમામાં પર્વત આવે! કોઈ કલ્પી શકે છે કે એ ચિત્ર કેવું થતું હશે? ચિત્રકારને એ કેટલું ઉપયોગી થઈ પડતું હશે?

મને ભારે અફસોસ થાય છે કે હું ડ્રોઈન્ગ કેમ ન શીખ્યો! જે જે કલાનું શિક્ષણ લેવું હોય તે વિદ્યાર્થી અવસ્થામાં જ લેઈ લેવું જોઈએ એવી મારી માન્યતા મારા અનુભવ ઉપર જ રચાઈ છે

વ્યાયામ, ચિત્રકામ અને અક્ષર લેખન એ ત્રણે અભ્યાસ ઉપરાંતના વિશિષ્ટ વિષયો અમને ત્યારે શિખવાતા. એમને અભ્યાસના વિશ્રામ કહેવા હોય તો પણ હરકત નથી. પરંતુ એ ત્રણે વિષયોની પરીક્ષા થતી હતી તે નામની જ, અને મુખ્ય પરીક્ષાને ઓછામાં ઓછી અસર કરે એવી. મોટે ભાગે એમાં સોએ સો ટકા સફળ પરિણામ આવતું.

પરંતુ વ્યાયામ અને ચિત્રકામને જેટલી હળવાશથી અમે જોઈ શકતા એટલી હળવાશ Writing—અક્ષર લેખન માટે અમે રાખી-શકતા નહીં એ વિષયના શિક્ષક ડીસા–ડીસોઝા-માસ્તર બહુ ગંભીર, બહુ કડક અને પોતાના કાર્યને ધર્મકાર્યનું મહત્વ આપે એવા જીવંત દૃષ્ટાંત હતા. એમાં ગેરહાજર રહેવાય નહીં એમાંથી રજા પણ મળે નહીં એમના વર્ગમાં તોફાન થઈ શકે નહીં. તેઓ જાતે ગોવા બાજુના ખ્રિસ્તી હતા, અને પ્રતિષ્ઠિત કોટ પાટલૂન બૂટમાં સજ્જ બનીને તેઓ આવતા હતા. દેશી ઢબનાં ધોતીયાં પહેરી આવતા ગુજરાતી દક્ષિણી શિક્ષકો કરતાં તેમનો રૂઆબ અમને વધારે લાગતો. અને ગુજરાતી આવડતું ન હોવાની પ્રાથમિક વિદ્યાર્થીઓ સાથે વાતચીતના પ્રસંગો પણ તેમને ભાગ્યેજ આવતા. [illegible] ગુજરાતી માટે અને લૉન્ગમેનની કોપીઓ ઇંગ્લીશ માટે અમારે લખવા પડતા.

એક વર્ષ તેમણે હુકમ કઢાડ્યો કે તેમના વર્ગમાં તેમણે પસંદ કરેલાં હોલ્ડરો વડે જ લખવું! ત્યારે 'ઇન્ડીપેન્ડન્ટ પેન' જગત જાણીતી ન હતી પ્રત્યેક વ્યક્તિની લખવાની ઢબ જુદી જુદી હોય છે કલમ પાંચે આંગળીએ પકડીને કોઈ ભાગ્યે જ લખે ચાર આંગળીઓનો પણ એમાં ભય નથી. મ્હોટે ભાગે અંગુઠો, પહેલી આંગળી, અને બીજી આંગળીના આધાર લેઈ સહુ સહુ કોઈ લખે એ સ્વાભાવિક છે કલમ પકડવાની ઢબ પણ દરેકની જુદી જુદી હોય કોઈ કલમને એવા જોરથી પકડે કે જાણે કલમ કેદી બની ગઈ હોય! કોઈ એવી હળવાશથી પકડે કે જાણે કલમ ફૂલની બનેલી હોય! કોઈ બહુ ઉંચેથી પકડે, કોઈ છેક નીચેથી પકડી આંગળીએ કાપા પણ પાડે. અક્ષરોના મરોડ ઉપરથી માણસ કેવો છે એ કહેવાની હિંમત અભ્યાસીઓ કરી શક્યા છે, પરંતુ માનવ જાતનું એટલું સદ્ભાગ્ય છે કે કલમ પકડવાની ઢબ ઉપરથી હજી માનવીના ચારિત્ર્ય ઉકેલવાનો કોઈએ પ્રયત્ન કર્યો નથી!.

ડીસા માસ્તરનાં હોલ્ડર સામાન્ય હોલ્ડર જેવાં જ લાંબાં ખરાં! પરંતુ હોલ્ડરની પકડવાળી જગ્યાએ ઉંચે નીચે ત્રણ ગોળ લાખનાં ચકતાં મૂકેલાં, જે ત્રણે ચકતાં ઉપર ત્રણ આંગળીઓ મૂકીને વિદ્યાર્થીઓએ લખવાનું હતું. તમને ફાવે કે ન ફાવે તોય એ ચકતાં

ઉપર જ આંગળીઓ મૂકવી પડે ! તે સિવાય અમે એટલા સારા અક્ષર કાઢતા હોય ત્યાં ડીસા માસ્તર આગળ ચાલે નહિ. ચીવટાઈવાળા ડીસા માસ્તર દરેક વિદ્યાર્થી પાસે જાય અને એ હોલ્ડર ઉપરની કરેલી ગાદીઓ ઉપર કરેલી આંગળીઓ મૂકીને લખે છે કે કેમ તેનું નિરીક્ષણ કરે !

હું ત્રણ આંગળીએ લખું છું : અંગૂઠો અને પહેલી આંગળીના ટેરવા વડે હોલ્ડર પકડું અને બીજી આંગળીની બીજી પેરાઈનો નીચેથી ટેકો આપી આખું ટેરવું બહાર રાખું છું. આ વર્ણન સમજાય કે ન સમજાય એ જુદી વાત છે ! મુખ્ય વાત એ કે હું હોલ્ડરની ત્રણે ગાદી ઉપર ત્રણે ટેરવાં આખાં મૂકી શકતો ન હતો. મૂકવા જાઉં તો અક્ષર બગડતા હતા. ડીસા માસ્તરની આંખ મારી તરફ ન ફરે, અને ફરે તો હું તેમના કાયદા પ્રમાણે જ આંગળીઓ મૂકતો હતો એવો દેખાવ મેં ઠીક ઠીક સમય સુધી કર્યો. પરંતુ અને હું પકડાઈ ગયો ! હું બીજી આંગળી ત્રીજી ગાદી ઉપર ખોટી રીતે મૂકું છું એમ ડીસા માસ્તરે જોઈ લીધું.

શિસ્તના શોખીન, અક્ષરવિદ્યાના અધિષ્ઠાતા, ભોળાભોળા ડીસા માસ્તર ગુન્હેગારને શિક્ષા પણ કરતા હતા તે વખતે Caning—નેતરનો સોટીમાર શાળાઓમાં સ્થાન પામેલો જ હતો. નિયમમાં જે કહ્યું હશે તેટલા આપની નેતરની સોટી તેમના મેજના ખાનામાં રહેતી જ હતી, અને તેનો ઉપયોગ પણ તેઓ ઠીક ઠીક કરતા. તેમની ખુરસી પાસે જવાનું મને આમંત્રણ મળ્યું. Hour અવર પૂરો થતાં તેમની ખુરસી પાસે હું ગયો. તેમણે નેતરની સોટી બહાર કાઢી. મને તે વાગવાની ન હોત તો હું તેને રમતગમતની પાતળી સોટી માની લેત. પરંતુ તે લઈને એ મને ઠીક ઠીક લાડી પણ લાગી અને તેની 'નરી સજ્જતા'માં સજ્જ કરતા પણ દેખાઈ

ઇન્સ્પેક્શનમાં તેમણે આજ્ઞા આપી

Hold up your hand=હાથ આગળ ધરો. હાથ આગળ ધરતે ધરતે મારાથી બોલાઈ ગયું 'સાહેબ,' મારા અક્ષર એક ખરાબ નથી '

પરંતુ એ દલીલનો તેમની પાસે કશો ઉપયોગ ન હતો. ધરેલા હાથની હથેલી ખુલ્લી કરવી પડી. તાજી શીખેલા નિષ્ણાતની અદાથી તેમણે હથેળીને બરાબર હથેલીમાં સોટી લગાવી દીધી

કદાચ મેં ઢીલ કરી તેથી કે પછી તેમનો નિયમ હોય એ માટે બીજો હાથ લંબાવવાની આજ્ઞા થઈ અને તે હાથની હથેલીએ એ પણ સખ્ત ચમચમાટ અનુભવ્યો.

શિક્ષાના નિયમમાં ત્રણ સોટીમારની કલમ લખી હશે એટલે શિક્ષા ખમી ચૂકેલા જમણા હાથને ફરી સોટી પડી ! જાણે કાંઈ બન્યું ન હોય તેમ તેમણે સોટી ખાનામાં મૂકી અને મને જવાનો હુકમ આપ્યો ! ચોથી સોટી મારી હોત તો બન્ને હાથને સરખો ન્યાય મળત એ સત્ય ન્યાયી ખ્રિસ્તી કેમ ભૂલી ગયા હશે ?

ઉમેદ અભ્યાસમાં આ પહેલો અને છેલ્લોજ શારીરિક શિક્ષાનો અનુભવ. મને વધારે વાગ્યું તેથી કે શિક્ષાએ મ્હારો માનસિક સ્વમાનનો ઉગ્ર બનાવ્યો તેથી આ ચમચમાટ આજ સુધી યાદ રહી શક્યો છે. ડીસા માસ્તર ખરેખર સારા શિક્ષક હતા અને પોતાની ફરજો બહુ જ ગંભીરતાપૂર્વક પાળતા હતા. શારીરિક શિક્ષાનો ભારે વિરોધ શિક્ષણશાસ્ત્રે ત્યારે નહીં કર્યો હોય. નિષ્ણાતો કહે કે શિક્ષા કરવાથી ફાયદો છે તો શિક્ષકો જરૂર સોટીઓ લઈ બાળકો ઉપર તૂટી પડે ! નિષ્ણાતો કહે કે શિક્ષા કરવાથી બાળક કાંતો નઠોર બને છે અગર તેનામાં વેર ભર્યો વિરોધ જાગે છે એટલે શિક્ષા કરવી જ નહીં ! બાળકો શિક્ષકની

રોપી ઉગાએ ત્યાં બિચારા શિક્ષકો બોલે નહીં! નિષ્ણાતોની ખૂબી ઓર છે! નિષ્ણાતોએ કંઈ માનવીના જીવ લીધા હશે રોગપીડ તેમજ કેળવણી વિષયક નિષ્ણાતોએ! નહીં તો ત્રણ ચકતાંવાળાં હોલ્ડરનો આટલો બધો આગ્રહ શા માટે હોય? શિક્ષણ નિષ્ણાતોના અખતરાઓનો ઇતિહાસ બહુ રંજક અને રોમાંચક વાચન આપી શકે નહીં? પરંતુ ત્યાર પછી ડીસા માસ્તરના ચકતાંવાળાં હોલ્ડરો બહુ લાંબુ જીવ્યાં હોય એમ લાગતું નથી.

આ અમારા ત્રણ વિચિત્ર શિક્ષણ નિયમોનો ઇતિહાસ. મ્હારા અક્ષર બહુ ખરાબ નહીં, છતાં મ્હેં માર ખાધા! ડ્રોઇંગ બીલકુલ આવડ્યું નહીં! કસરત ગમી ખરી, પરંતુ તેનું શિક્ષણ શાળામાં ખાસ લેઈ શકાયું નહીં.

રમતનો મ્હારો શોખ ચાલુ જ હતો. એક રમતમાં મ્હેં નામ કાઢ્યું નથી, છતાં હજી પણ રમત ગમે ખરી. ઇન્ગ્લિશ અભ્યાસની શરૂઆતમાં પણ હું બહુ જ શોખપૂર્વક રમત રમતો. લખોટી ભમરડા ઓછા થયા, પરંતુ ખોખોનો શોખ વધી ગયો અને ઇન્ગ્લિશ સ્કૂલથી રમત ક્રિકેટ અમારા જીવનમાં પ્રવેશ કર્યો.

બપોરે અડધા કલાકની અમારે રજા પડતી—પહેલું કરી બેઠા અઢી વાગ્યા સુધી પાણીની તૃષા છીપાવવાનો એ કાયદેસર સમય. વચ્ચે વચ્ચે શિક્ષકની રજા લઈ પાણી પીવા બહાર આવી શકાતું. એક ઓરડીમાં પાણી પાનાર બ્રાહ્મણ બેસી રહેતો. પાંચ સાત ઘડાઓ પડ્યા હોય. અમારે પવાલાં વીછળી એ બ્રાહ્મણ પાસે ઓટલે કે પગથીએ ઉભા રહી પાણી પી લેવાનું. બ્રાહ્મણોની પવિત્રતાના ભ્રમનો બદલો બ્રાહ્મણોને પાણીઆરા કે રસોઇયાઓ બનાવીને સમાજે ઠીક લીધો છે! વળી તેમને "મહારાજ" કહીને તો હદવાળી છે! હાલમાં આવા રાજ ભાગ્યે જ હશે!

એ રજાનો અડધો કલાક અમે ખોખો રમતા. એ રમતમાંથી બે ત્રણ મિત્રો મળી ગયા—જે આજ સુધી મારા મિત્રો રહ્યા છે: શાંતિલાલ મજમુદાર, બટુભાઈ મજમુદાર અને મારા જ નામરાશી રમણલાલ દેસાઈ. અકસ્માત એ ત્રણે મારી જ કોમના—જેમાંથી છેલ્લા બે મારા 'સગા પણ ખરા. ત્યારે બધાંજ સગપણ પાસેનાં જ ગણાતાં. મ્હારા મા આજ પણ અમે તે ન્યાતીલાની અટપટી વંશાવળી શોધી કાઢી તેને સગો બનાવી દે છે! અમારે સગપણ કરતાં રમત સબંધ વધારે બંધાયો અને અમારી ચારે જણની ટોળી સારા ખોખોના રમનાર તરીકે ત્યારે પ્રખ્યાત બની ગઈ. દક્ષિણી વિદ્યાર્થીઓને પણ અમે ખોખોમાં હરાવીએ એ અમારું અભિમાન, અને એ અમારી આવડતની કથા! રમતમાં પણ દક્ષિણી બાળકો કેટલા આગળ હતા તેનું જ આમાં માપ નીકળે છે! સરખામણીનો વિષય બનવાનું મહત્વ આજની માફક ત્યારે પણ દક્ષિણી વિદ્યાર્થીઓ જ હતા. રમતગમતમાં આગેવાની પણ તેમની અને આવડત પણ તેમની.

શાળામાંથી સાંજે છૂટ્યા પછી પણ શાળાના કમ્પાઉન્ડમાં ખોખોની રમત રમતા અમે રોકાતા, અને શાળામાં ન બને તો એક બીજાની શેરીઓમાં જઈ એક બીજાને મળી ખોખો નહીં તો ગીલીદંડા, ગીલીદંડા નહીં તો મારદડી અને અંતે ધોવાના ધોકણાં કે દેવદારનાં બેટ અને ચીથરાના બોલ કરીને, ક્રિકેટ રમવાનો શોખ અમે પૂરો કરતા. રમત માટેની એકાગ્રતા ત્યારે ઠીક ઠીક હતી.

પછી તો ક્રિકેટ પણ સાંજે સાંજે રમવા મળતું. ક્રિકેટમાં આગેવાની પારસીઓની. બચપણમાં કે ઇન્ગ્લિશ જીવનના તેમના સુવિખ્યાત અનુકરણમાં ક્રિકેટ રમવાનો તેમનો વાજબ આગ્રહ કબૂલ થઈ ચૂક્યો હતો. મુંબા-

ફીમાં પણ ક્રિકેટ રમનાર સારા પારસીઓનીજ નામાવલી અમે વાંચતા અમારે તો જે રમત મળી તે ખરી! મેડીવાળા નામના એક અમારાથી ઠીક ઠીક મોટા અને ઠીક ઠીક ઉંચા વિદ્યાર્થી ગ્રેન્ટ રસ્કુલની ક્રિકેટ રમતની વ્યવસ્થા કરતા. કીટ પણ તેઓજ સંભાળતા એ રમતને અમે "બોલબેટ" તરીકે પણ ઓળખતા. ઘણી વખત "સ્ટમ્પ્સ" નું ઠેકાણું રહેતુ નહી નવા સ્ટમ્પ્સ તૂટી જાય ત્યારે વાંસ કે લાકડાના કકડામાંથી પણ સ્ટંમ્પ્સ ઉભા થઈ શકતા એટલે હિન્દુસ્તાનીઓની રેઢીયાળ ઢબે અમે તે સાધનો દ્વારા રમાતી "ક્રિકેટ" ની રમતને માત્ર "બોલ બેટ" ની રમત તરીકે ઓળખાવવામાં અમે ખાસ ભૂલતો નહોતા જ કરતા વાંસ લાકડી ન મળે તો ઈંટોના થર કરીને પણ સ્ટમ્પ્સની ગેરહાજરી અમે જણાવા દેતા નહી!

પારસીઓના અંગ્રેજ બની જવાના અભિલાષ તેમના પોશાકમાં જ નહિ, પરંતુ તેમની રમતમાં પણ દેખાઈ આવતા કોઈ પારસી ધૂળ સાથે ઠીક ઠીક સંબંધ ધરાવતી આટાપાટા અને ખોખોની રમત રમવા ભાગ્યેજ તૈયાર થાય! એ ક્રિકેટ, ટેનીસ કે બેડમીન્ટન સિવાય બીજું કંઈ રમી શકે જ નહીં!

અખાડામાં અખાડાની માટી ચૂંથવાનું તેમને ન જ ગમે. બોક્સીંગ, બારબેલ્સ, ડમ્બેલ્સ જેવી કસરતો તરફ જ તેઓ વળતા અમને પણ પારસીઓ મારફત જ એ કસરત સાધનોના નામ જાણવા મળ્યાં હોવાં જોઈએ. હિંદી ઢબની કસરતો પારસીઓના તિરસ્કારનો વિષય બની જતી હતી—જો કે મારા એક પારસી મિત્ર હવસજી કોન્ટ્રાક્ટર અખાડામાં પણ જતા હતા એ હું જાણું છું અપવાદ ખરા, પરંતુ એકંદર અંગ્રેજીકરણમાં વખાણવા લાયક ચોખ્ખાઈ છતાં એક પ્રકારની Snobbery મોટાઈ પારસીઓમાં ત્યારે દેખાતી ખરી. જો કે એ અલબત ડાહી પ્રજા પોતાની મોટાઈ ઉપર ન બને એની ખાસ સંભાળ જરૂર રાખતી, ઉપરાંત એ કોમની સુપ્રસિદ્ધ રમૂજ વૃત્તિ તેમની મોટાઈને બીજાનમાં રાખી શકતી. પારસીઓની રમૂજવૃત્તિ sense of humour અજબ હોય છે. એ કોમ પાસે ઘણું પણું શીખવાનું છે છતાં તેની હાસ્યવૃત્તિ જો બીજી કોમો શીખે તો જરૂર જીવનમાં પ્રકાશ વધી જાય.

વસ્ત્રો અને રમત ઉપરાંત સંગીતમાં પણ પારસીઓ સ્વદેશી સંગીતને ત્યારે બહુ અપનાવતા નહીં અંગ્રેજી ઢબનાં ગીતો ગાવાં, મુખવાજું વગાડવું, વાયોલીન શીખવું, બેન્ડ સ્ટેન્ડ ઉપર જઈ અંગ્રેજી ઢબનું જ સંગીત સાંભળવું એવી એવી રૂઢીઓ સ્થાપી પારસીઓ જરા પોતાની વિશિષ્ટતા સાચવી રાખવા મથતા ખરા એમની સ્વચ્છતાનું પણ જરૂર અનુકરણ કરવા સરખું છે

આમ એક પારસીની આગેવાની નીચે અમે ક્રિકેટની પણ શરૂઆત કરી. ક્રિકેટની રમત પણ એવી જ છે કે એક વખત એમાં રસ પડે એટલે બીજી રમતોનો શોખ ઢળાઈ જાય. ગ્રેન્ટ સ્કુલના કમ્પાઉન્ડની એક બાજુએ ત્યારે થોડી ખુલ્લી જમીન હતી—પૂરતી તો નહીં જ. તોપ તેમાં અમે ક્રિકેટ રમતા. Under-hand bowling ત્યારે છેક તુચ્છ-કારપાત્ર ન હતી. શરૂઆત કરનારને બોલ વાગે નહીં માટે હાથ નીચો રાખીને દડો નાખવાથી તેનો પ્રારંભ કરવામાં આવતો.

નવા બધ પ્રવાહો હવે તો બારણે પહોંચે એવાં સાધનો હિંદમાં ઉભાં થયાં છે. શરૂઆતમાં ત્યારે ભાગ્યેજ બનતા કેટલાક પ્રવાહ મોજા વડોદરાને અડકી જતા—વડોદરાને અડકાઈ જતા. અજાણ્યે હું પણ એ મોજાનો સ્પર્શ કરી રહ્યો—તદ્દન અજાણ્યે—એ પ્રવાહ કે પ્રવાહના બળને પીછાન્યા વગર જ અજાણતો

નાવડો પણ કોન્ગ્રેસ, મહાસભા, ધ્વજ, આઝાદી, ઇન્કીલાબ ઝીંદાબાદ, સ્વરાજ્ય, 'કૂચ મ્હારો રેટીયો હોજી,' 'બહેક પહેનોજી' ગાંધીજી, જવાહર નહેરુ, સરદાર વલ્લભભાઇ વગેરે નામો જાણે છે, જૂએ છે પણ કહી કહી, ચિત્રમાં તો જરૂર અને આમાં પણ એક પ્રકારની આઝાદ હવા અનુભવે છે, જેને માટે આખી મહાત્મા ગાંધીની વ્યૂહરચનાનો હિંદે આભાર માનવાનો છે ત્યારે રાજકીય હવા ગામડે પહોંચી ન હતી. શહેર સાથે સંપર્ક ધરાવતા, વર્તમાનપત્રો વાંચતા કેટલાક નાગરિક ગામડાંમાં પણ હશે જે નવા પ્રવાહનો સ્પર્શ કરી શક્યા હશે. પણ આજ તો આપણે ચાહીએ કે ન ચાહીએ તોય એ હવામાંથી જ પ્રાણ લેવા પડે છે. ત્યારે કોન્ગ્રેસનું નામ મ્હેં શાનોરમાં સાંભળ્યું જ નહી—જો કે મ્હારા જીવનનાં દસ વર્ષમાં તો કોન્ગ્રેસની સત્તર બેઠકો થઇ ચૂકી હતી!

સને ૧૯૦૨ નું વર્ષ અમદાવાદમાં ત્યારે કોન્ગ્રેસની અઢારમી બેઠક ભરાવાની હતી ગુજરાતમાં જ પહેલીવાર મ્હારા પિતા ત્યારે 'દેશભક્ત' પત્રના તંત્રી હતા તેમને પણ પત્રના પ્રતિનિધિ તરીકે કોન્ગ્રેસની બેઠકમાં હાજર રહેવાનું આમન્ત્રણ પત્ર મળ્યું હતું. હું દસ અગીયાર વર્ષનો છોકરો ઇન્ગ્લીશ પહેલી કે બીજીમાં ભણતો હતો શાનોર જેવા ગામડાંના પણ સ્પર્શથી વંચિત ગામેથી તાજો આવેલો. તેમણે મને અમદાવાદ સાથે લીધો

મારા પિતાનું વાત્સલ્ય બહુ Demonstrative પોકાર કરી સહુને દેખાવ સમજાવ એવું નહીં બાળકોને રમાડવાં, રડાવવાં, ચુંથવાં, ઉછાળવાં, 'બેટા' 'બેટી' કહી ચુમવાં, બાળકો જાણે દેવ મૂર્તિઓ હોય એમ તેમને નીહાળવાં અને પ્રત્યેક આવનાર આગળ તેમનું પ્રદર્શન કરવું, બાળકોની બાલક્રીડાની કૃતિઓ નોંધી રાખવાં અને પહેલી તકે જગતને તેમની બાલક્રીડાના સમાચાર પહોંચાડવા, આવી આવી વાત્સલ્યસૂચક ક્રિયાઓનો અમારા ઘરમાં અભાવ હતો માતા પિતા બેમાંથી કોઇ જ Demonstrative નહીં. આવાં વાત્સલ્યસૂચનો બહુ સાધારણ છે, આપણને ન ગમતાં હોય—અને બીજાનાં વાત્સલ્ય પ્રદર્શનની આપણે જરૂર ટીકા કરીએ છીએ, આપણી નહીં—તો પણ તે સૂક્ષ્મ છે એમાં જરાય સંદેહ નહીં. પરંતુ મારાં માતા પિતા પોતાના વાત્સલ્યને બહુ દૃશ્યમાન કરતાં નહીં

એનો અર્થ એમ નહીં કે તેમનામાં વાત્સલ્ય ન હતું એમના સરખું અદ્ભુત વાત્સલ્ય મ્હેં ભાગ્યે જ બીજે જોયું હશે. હસતી આંખો, મસ્તક પર કે વાંસે કદી મુકાતો ફેરવાતો વરદ હસ્ત અને બહુ એટલાં જ તેમનાં વાત્સલ્ય ચિહ્નો! અને એમની હસતી મુખમુદ્રા એ અમારે મન સતત વહેતો વાત્સલ્ય પ્રવાહ હતો. સદાસર્વદા ખીલેલા પ્રફુલ્લ બાગ સરખો તેમનો ખુશમીજાજ અમારે માટે બસ હતો. ભાગ્યે કે મારી બેનોનાં બાળકોને પાસે બેસાડી, આછો સ્પર્શ કરી કદી રમાડ્યાં હશે. પણ અમને તો નહીં જ એમનું Suppressed ઊંડું, કદાચ કોઇને ન દેખાય એવું વાત્સલ્ય અમને તો સતત પ્રત્યક્ષ જ રહ્યું છે.

તે સમયનો એક રિવાજ પણ આમાં કારણભૂત હોય. જો કે ગમે તો તે સ્વભાવગત જ લાગે છે. હું પણ બાળકો પ્રત્યે બહુ જ undemonstrative છું

એ રિવાજ બહુ રમુજભર્યો, ઘણાને ન સમજાય એવો, આજની દુનિયાને અર્થહીન કે મૂર્ખાઇભર્યો પણ લાગે. પતિ પત્ની પરસ્પરનાં નામ દઈ શકતાં નથી એ પ્રથા ભાવા રૂપે, જતી જતી હજી પણ કેટલાંય હિંદુ કુટુંબોમાં પ્રચલિત હશે ખરી આ પ્રથાને પણ એ છેક અજાણી તો ન જ કહેવાય. શહેરી જીવન, ભણતર, અને જૂના વહેમને ન

( વધુ માટે જુઓ પાન ૨૬ )

# શામળ બેચરનો મુનીમ : દગાબાજ નાફડે ૨ પૃ. મ.

ઈ. સ. ૧૮૦૦ ની આસપાસમાં પારેખ શામળદાસ બેચરદાસનો જન્મ થયો હતો. તે વડોદરાના અતિ ધનાઢ્ય પુરુષ થયા અને બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના શાહુકાર બન્યા. જરૂર પડ્યે રાત મધરાત કોઈ પણ વખતે તે કંપનીને લાખો રૂપિયા ઉછીના આપતા. કંપનીના શાહુકાર ભંડારી કહેવાતા અને કંપની તરફથી ભંડારી અને તેના પત્ની, પુત્રોને ખાસ સંરક્ષણ મળતું. કોઈ દેશી રાજના સત્તાધીશો તેમની ધરપકડ કરી ન શકતા. આ ખાસ હક્કનો પણ ઘણો દુરુપયોગ કરતા ભંડારીના માણસો પણ આ આશરા હેઠળ લોકો પર જુલમ કરતા. લોકોના ખેતરોમાં ભંડારીના ઢોર ભરાય તેમના પાકનું નુકસાન કરે તો પણ લોકો તેને મારી ન શકતા કે ન ડબ્બામાં પૂરી શકતા. ધીમેથી વિરકારી તેમને ખેતર બહાર સમજાવીને બહાર કાઢવાં પડતાં. ભંડારીની પેઢીનો સંચાલક પણ આમ દેશીરાજની કોર્ટની સત્તાથી મુક્ત રહેતો અને આ ખાસ હક્કના આધારે પેઢીના નોકરો પણ સામાન્ય જનતાને અનેક રીતે રંજાડતા.

અઢળક ધન ઉપાર્જિત કરવું એ શામળદાસના જીવનની મુખ્ય મહેચ્છા હતી. તે વ્યાપાર વ્યવસાયમાં એવા પ્રવૃત્ત રહેતા કે બીજા કશા માટે વિચારો કરવા તેને અવકાશ ન રહેતો. તેમણે પોતાના દેહના આરોગ્ય સંબંધી કદી કાળજી રાખી ન હતી, અને ઘર બહાર જવાસે જ જમીન પર પગ મૂકી ચાલતા. તેમની તહેનાતમાં પાલખી હંમેશ તૈયાર રહેતી. જેમ તંદુરસ્તી પ્રત્યે તેમનું દુર્લક્ષ હતું, તે જ પ્રમાણે તેમને ઓછો કે લગ્ન વિષે વિચારો કરવા ફુરસદ ન હતી અને તેઓ ધન ઉપાર્જનની એકધારી પ્રવૃત્તિમાં રચ્યા પચ્યા રહેતા. પણ ચાલીસ વરસની ઉમ્મરે તેમણે ૧૮૩૯ ના માર્ચની ૪ થી તારીખે મહાલક્ષ્મીબાઈ નામની દશ અગીઆર વરસની કન્યા જોડે લગ્ન કર્યું અને લગભગ એક માસ પછી એ જ વરસમાં એપ્રિલની ૧૩ મી તારીખે શહેરના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ ભક્તિ હઠાનદાસની દશેક વરસની કન્યા જેઠીબાઈને પરણ્યા. ભક્તિ હઠાનદાસ લોકોમાં બાપુભાઈ નામે જાણીતા હતા અને તેની પત્ની લાડુબાઈની શ્રીમંત અમૃતરાવની પત્ની જોડે પણ મૈત્રી હતી. બાપુભાઈએ અઢાર વરસ સુધી આમલીઆરામાં તલાટી તરીકે કામ કર્યું અને પછી શામળ બેચરની પેઢીની નોકરી સ્વીકારી. ચાલીસ વરસ સુધી પરણવાની વાત ન કરનાર, તબિયતે કંગાળ શામળદાસ આમ દશ અગીઆર વરસની બે કન્યા પરણ્યા.

ઈ. સ. ૧૮૪૩ ના એક દિવસના મંગળ પ્રભાતે મિત્રો અને ઓળખીતાઓનાં ટોળેટોળાં શામળદાસને અભિનંદન આપવા આવ્યાં. મહાલક્ષ્મીબાઈને પેટે પુત્ર અવતર્યો હતો. તે પુત્રનું નામ પુરુષોત્તમ રાખવામાં આવ્યું. પેઢીનો મુનીમ બાબા નાફડે સહુથી પહેલો અભિનંદન આપવા આવ્યો હતો. નાફડે પર માલીકનો ઘણો વિશ્વાસ હતો અને તે ઘરમાં આવતો અને મહાલક્ષ્મીબાઈ કે જેઠીબાઈ જોવામાં આવે તો પ્રણામ કરતો. નાફડે એમ તો સર્વેને ઘણો કુશળ નોકર લાગતો.

ઈ. સ. ૧૮૪૫ ના ઑગસ્ટના એક દિવસે શામળદાસને ઘણી આકળામણ થઈ, તેનું હૃદય બંધ પડી જતું હોય એમ જણાયું. નાફડેને શેઠની બિમારીની ખબર પડતાં ત્યાં દોડી

આવ્યો તેનું સર્વ પર એવું અસર હતું કે તેણે શામળદાસના ઓરડામાંથી સર્વેને બ્હાર કાઢી મૂક્યાં અને અંદરથી બારણું વાસી તે એકલો જ બે ઘડી કલાક સુધી શેઠ સાથે રહ્યો. મળસ્કે ચારથી તે સવારે સાડા ૭ વાગ્યા સુધી તે ઓરડામાં શામળદાસ સાથે રહ્યો ઓરડો ઉઘાડ્યો, ત્યારે શામળદાસનું વીલ નાફડેના હાથમાં હતું તેમાં નાફડેને શાગળ બેચરની પેઢીનો વહીવટકર્તા તરીકે નીમવામાં આવ્યો હતો સપ્ટેમ્બરની ત્રીજી તારીખે પારેખ શામળદાસે દેહત્યાગ કર્યો.

મહાલક્ષ્મીબાઈ અને જોઈતીબાઇ બંને સોળ સત્તર વરસની ઉમ્મરે વિધવા થયાં. મહાલક્ષ્મી પુત્રની માતા હતી, માટે તેનું માન વધ્યું અને જોઈતીબાઇની અવગણના થવા લાગી. પુરુષોત્તમને સર્વે લાડ લડાવતા અને મહાલક્ષ્મીની બધાં ખુશામત કરતાં. પરંતુ જોઈતીબાઈને પણ ડિસેમ્બર મહિનાની ૨૨ મી તારીખે પુત્ર સાંપડ્યો અને તેનાં પણ માન વધ્યાં. પુત્રનું નામ ગણીલાલ પાડવામાં આવ્યું અને ક્રમને નાફડે પણ હવે જોઈતીબાઈનું સન્માન કરવા લાગ્યો

પણ જોઈતીબાઇ ચતુર યુવતિ હતી અને તે નાફડેની ખુશામતથી છેતરાય એમ નહતું. નાફડેના કામોની તેણે બારીકાઈથી તપાસ કરાવી નાફડે પેઢીના પૈસા ખાઈ જતો, મહા લુચ્ચો અને જરૂર પડે સ્વાર્થ માટે છેતરપીંડી કરતો અને દરેકને ધાક ધમકી કે ખોટાં તહોમતો નકી નિર્મળ કરતો એવી જોઈતીબાઈની તપાસમાં આ સબંધી ઘણી વિગતો અને કેટલાક પુરાવાઓ મળ્યા અને જોઈતીએ તેની જિંદગીની મહાન ભૂલ કરી તે પુરાવા તેણે વડોદરા સરકારના સત્તાધીશો સમક્ષ રજુ કર્યા જે ન્યાયાધીશ સમક્ષ સાબિતીઓ મૂકવામાં આવી, તે આખી આબો બની ગયો. તેણે કહ્યું, "સરકારીનો પેઢીનો સચાલક હોવાથી વડોદરા સરકાર નાફડે સામે પગલાં ન લઈ શકે સરકારીને મળતા હકનો તે અધિકારી છે" જોઈતીબાઈના હાથ હેઠે પડ્યા.

આમ નાફડે શહેરનો પ્રભાવશાળી શહેરી બન્યો હતો તેની લાગવગ ઘણી વધી ગઈ હતી. તે પ્રપંચી હતો અને અનેક દાવપેચ રમી જાણતો એમ આપણે અગાઉ કહી ગયા તે સચેત પણ હતો. ૧૮૪૭ ના ફેબ્રુઆરીની ૨૫ મીના દિવસે આખું વડોદરા શહેર ખળભળી ઉઠ્યું શામળ બેચરના ઘર આગળ મીઠાપુરથી આવેલા ઘણી ઘણીયાણી રઘુનાથ અને રાવજી ધમાલ મચાવી મૂકી. "બાબુભાઈ સાહેબ, બારણું ઉઘાડો" કહ્યું નાથે કહિવાળી કામ ફરી ફરી ઠોકી હાક ધ્રૂજાવી મૂક્યું. બાબુભાઈ કમાડ ઉઘાડી કંઈ પૂછે તે પહેલાં રાવજીએ પોક પોક મૂકી, "મારો મોતીલાલ મને આપો." તેની કિકિયારી ચાલુ રહી અને બાબુભાઇને એક પણ શબ્દ બોલવાની તક ન મળી. તેથી તેણે કટાળી બારણું વાસી દીધું.

હમેશ કડક અને અક્કડ રહેતો નાફડે તે જ દિવસે કોણ જાણે કેમ 'વધારે નમ્ર અને નરમ બનેલો જણાયો ગુમાસ્તાઓથી દૂર રહેતા નાફડેએ તેજ દિવસે ગુમાસ્તાઓને માટે સગીતની મીજલસ અને મિજબાની રાખી હતી અને બધા સાથે છૂટથી વાતો આનંદ કરતો હતો. તે વખતે પેઢીના નોકરે આવી નાફડેને કહ્યું, "અગત્યનું કામ છે. બ્હાર આવો" નાફડેએ પહેલાં તો કટાળા ના કહી પણ ઉપરી ગુમાસ્તા બધુઓની આગ્રહી માગી "જરા જઈ આવું" કહીને ઉઠ્યો સંગીત બંધ પડ્યું અને ગુમાસ્તાઓ પણ નાફડેની પાછળ ગયા

નાફડેએ આવીને મીઠાપુરનું ખામડિયા દંપતિ જોયું. તેને લઈને તે ઘરમાં આવ્યો. પેઢીના સચાલક સાથે તેઓ ઘરમાં દાખલ થઈ શક્યા, નહિતર ચોકીદારો તેને હડસેલી બ્હાર કાઢી મૂકત. નાફડેએ ગૌરજોર માટે

બનેલો લલ્લુ ભગવાન અને બીજો પ્રતાપ દાજી નામનો બારોટ. આ બેએ પણ આ વાત ખરી હોવાની જુબાની આપી

પણ નાફ્રેને આટલા મવાહાવાથી સંતોષ ન થયો. આમલિયારાનો મુખિયો અને તેની બાઈડી દૂધલી નાફ્રે પાસે આવ્યાં. તેમણે કહ્યું, "મીઠાપુરથી લાવવામાં આવેલું બાળક મરી ગયું હતું, તેથી બાપુબાઈએ અમારો પુત્ર વેચાતો લીધો હતો " એ સંબંધમાં વિગતવાર પુરાવા રજુ કરવામાં આવ્યા. દાદાભાઈ મીરઝા નામના હવાલદારે સાક્ષી આપી કે " એ સોદો મેં બાપુબાઈ માટે ગોઠવી આપ્યો હતો " "પાંચ રૂપિયા લઈ હું એ છોકરાને ટોપલામાં મૂકી આમલિયારાથી વડોદરે લાવ્યો હતો" એમ કોઈ જોગિયા લુહાએ જુબાની આપી. વળી પન્ના નામની કામ કરનારી સ્ત્રીએ જુબાની આપી કે "મોતીલાલ જે દિવસે જન્મ્યો હોવાનું કહેવામાં આવ્યું, તે દિવસે મેં જમનાબાઈને બાજઠ પર બેઠેલી જોઈ હતી અને બાળકને પણ જોયો હતો- તે તરતનો જન્મેલો હોય એવું દેખાતું ન હતું " બાળક મીઠાપુરના રઘુનાથને નહિ પણ આમલિયારાના મુખિયા અને અને દૂધલીને શા માટે સોંપવામાં આવ્યો તે હવે સમજી શકાશે

પણ નાફ્રેનાં કરતૂકો આટલેથી ન અટક્યાં. જમનાબાઈએ ગુન્હાઓનો એકરાર કર્યો છે અને સર્વ આરોપો સ્વીકારી 'માબાપ' નાફ્રેની માફી માગી દયા યાચતો લખેલો એક પત્ર તેણે બતાવ્યો, હવે નાફ્રેને આશ્ચર્ય કે રેસિડંટની મંજૂરીની શું આવશ્યકતા રહી? પણ ઘણીવાર બને છે તેમ બાહ્મણોની બહુતરી મ્હારની એક ઘટના આ પ્રસંગમાં પણ બનવા પામી

૧૮૪૭ ના ઓગષ્ટની બીજી તારીખે નાફ્રે ચોકી ઊઠ્યો "જમનાબાઈને શા માટે કેદ કરવામાં આવી છે? આ રાજ્યનામાં આવી છે? કોના હુકમથી આમ કરવામાં આવ્યું છે આ સઘળી વિગતો જલદીથી જણાવો " નવા રેસિડંટ જેમ્સ આઉટરામે શ્રીમન્ત સરકારને પૂછાવ્યું.

વડોદરા નરેશ અને રેસિડંટ પાસે ન્યાય ન મળતાં જમનાની મા લાડુબાઈ ગવર્નરને મળવા મુંબઈ ગઈ અને તેણે મુંબઈ સરકારને ઘણી અરજીઓ કરી એ અરજીઓ નિયમ પ્રમાણે તપાસ માટે વડોદરા રેસિડંટ પર મોકલવામાં આવી. રેસિડંસીમાં નરસોપંત નામનો હેડક્લાર્ક બાબા નાફ્રેનો ખાસ મિત્ર હતો આગાઉનો રેસિડંટ ગેરહાજરીમાં ન જતાં નરસોપંતની જણાવેલી વિગતો પ્રમાણે કાગળિયાંનો નિકાલ કરતો, પણ આઉટરામ તો જુદા ભેજાનો નીકળ્યો. નરસોપંત કામ લઈ સહી કરાવવા ગયો, ત્યારે તે ટેબલ પર મૂકી તેણે નરસોપંતને ત્યાંથી ચાલી જવાને કહ્યું " આઉટરામે મુંબઈથી આવેલો તુમાર વાંચ્યો અને તેને નવાઈ લાગી," ચૌદ માસ સુધી મોતીલાલ સંબંધી કોઈને કંઈ શંકા ન હતી અને પાછળથી આ સર્વ કેમ બન્યું?" તેને વહેમ પડ્યો અને તેણે વડોદરા સરકાર પાસે ખુલાસો માગ્યો

નરસોપંત અને નાફ્રે આઉટરામને શાપ આપવા લાગ્યા "આમ વિગતોમાં ઊતરે તે કંઈ સાહેબ કહેવાય? કોઈ હલકા કુટુંબનો હશે?" બીજું એ લોકોથી કશું થઈ શકે એમ નહતું, ત્યારે તેમણે આ તુમારનો નિકાલ થતા દેવામાં વિલંબ ઊભો કર્યો તુમાર આગળ ચાલેજ નહિ! પણ આઉટરામના ખંતીલા-પણાથી આ ટોળી ગભરાઈ આઉટરામે તુમારની માટે ઉપરાઉપરી પર ઉઘરાણી કરી, તેથી ઢીલ કર્યા કરતી વડોદરા સરકાર વધારે ઢીલ ન કરી શકી. વડોદરા સરકારે જણાવ્યું કે "આ કેસની તપાસ માટે ગોપાળરાવ મૈરાળ, મીર સરફરાજઅલી, ત્રિંબક શાસ્ત્રી અને બાપુ શાસ્ત્રીની સમિતિ નીમીએ છીએ.'

એકલાને પેઢીના વહીવટ કરનાર તરીકે નીમ્યાનું શું તેને યાદ ન હતું?

મોતીલાલ વેચ્યાનું ખતપત્ર, રામજીદાસનું વીલ, અને જોઈતીબાઈનો એકરાર એ સર્વે બનાવટી દસ્તાવેજો હતા. જોઈતીબાઈએ ગુન્હાનો એકરાર કરી આપ્યો હતો તો તે દસ્તાવેજ નાકુડેએ રજુ કેમ ન કર્યો? એ દસ્તાવેજ રજુ કરત તો નાકુડેને મજબુત પુરાવો મળત પણ એ દસ્તાવેજ બનાવટી છે એમ માલમ પડી જશે એવી દહેશતથી તેણે તે રજુ ન કર્યો, હશે એમ માનવામાં આવ્યુ.

નાકુડેને પણ ઓછી સજા થઈ સાત વરસની તેને એકાંત જેલ મળી મોતીલાલના પર દુર્લક્ષ રહેવાથી તે મરણ પામ્યો હતો, તે માટે પણ નાકુડે જ જવાબદાર હતો. આમ માલીકનો વિશ્વાસઘાત કરનાર, જૂઠા દસ્તાવેજ ઊભા કરનાર, દેખીતો, પ્રપંચી, હરામખોર નાકુડે પ્રમાણમાં હલકી સજા પામ્યો.

જોઈતીબાઈને શ્રીમન્ત ગાયકવાડે મહેલમાં આમંત્રણ આપી બોલાવી, તેને પોષાક આપી સન્માન કર્યું, અને પૂર ભપકાથી સ્વારી કાઢી તેને વિદાયમાન આપવામાં આવ્યું પણ એ દુ:ખી યુવતીનો બાળક મોતીલાલ ગુજરી ગયો હતો તેને વારસ લેવાની પરવાનગી કંપનીના ડિરેક્ટરોએ ન આપી. મોટી વિધવાને પુત્ર હોવાથી નાની વિધવા દત્તક ન લઈ શકે એવો હિંદુ કાયદો નડતરરૂપ નીવડ્યો. બિચારી જોઈતીબાઈ ૧૮૫૭ માં સ્વર્ગવાસી થઈ *

---

અબ્રાહમ લિંકન અમેરિકાનો પ્રેસિડેન્ટ બને, તે અગાઉ કેટલાંક વર્ષો પૂર્વે તેની પત્નીએ એક વાર કોઈને કહ્યું હતું, " હા, એ બધાના માનીતા છે એ યુનાઈટેડ સ્ટેટ્સના પ્રેસિડેન્ટ થશે. જો એમ હું માનતી ન હોત તો એને પરણત નહિ, કારણ કે એ કંઈ દેખાવડા નથી પરંતુ એ પ્રેસિડેન્ટ તરીકે કેવા સરસ દેખાશે!"

*         *         *         *

ટોલસ્ટોયની પત્નીએ પોતાના પતિ વિષે આમ કહ્યું છે, " એનામાં ભાવના અને લાગણી નથી. તેનું માયાળુપણું હૃદયમાંથી જન્મતું નથી, પણ તે સિદ્ધાંત ખાતર માયાળુ છે. મજૂરોને તે કેવી મદદ કરતા તે તેની જીવનકથા આલેખનારાઓ જગતને કહેશે, પણ તેણે બત્રીસ વરસમાં તેની પત્નીને આરામ આપ્યો નથી, તેના બીમાર બચ્ચાંને પાણીનું પવાલું આપ્યું નથી કે તેમની જોડે પાંચ મિનિટ વાત કરી તેની પત્નીને આરામ આપ્યો નથી, તે કોણ જાણશે?"

*         *         *         *

પેઢીના નાના ભાગીદારે મોટાને કહ્યું, " આપણે સ્ટેનોગ્રાફર યુવતિ બદલવી પડશે જરા જરા વારે મને જોડણી પૂછવા માટે લખતી અટકે છે " મોટાએ કહ્યું, " એ ખોટું એ તો ફટાકો આપે " નાનાએ કહ્યું, " ફટાકો તો ઠીક છે, પણ દર વખતે 'હું નથી જાણતો' એમ કહેતાં મને શરમ લાગે છે.

---

* પ્રખ્યાત નવલકથાકાર શ્રી જે એમ. રેનોલ્ડ્સે 'જોઈતીબાઈ' શિર્ષક નીચે સચિત્ર લખાણ અને નુવાઝના 'ન્યુ રીવ્યુ'માં પ્રસિદ્ધ કર્યો છે. તેના આધારે ઉપરની હકીકત સંક્ષિપ્તમાં રજૂ કરી છે. જેમને રસ હોય તેમણે વધારે વિગતો માટે એ બે અંકો જોઈ લેવા. શ્રી રેનોલ્ડ્સે જણાવે છે કે એ કેસ આશ્ચર્યજનક કથાસામાં આવતું છે સ્વભાવ મળતાં મેળા આવતાં કંઈક સ્વાર્થ જના સરલ છે, માટે વહીવટદારોએ તે બાબતુ મળતી વહીવટમાં મુકવું નિરાશ્રિતને ન્યાય મળે તે માટે વિના સ્વાર્થ જરૂરનાપણી ખાતરી વહીવટમાં સગવડ રહે એ સુચના આવશ્યક છે અને લાગતા વળગતા, શેઠિયા મંડળો, અને વકીલ સાહેબ એ પર ધ્યાન આપશે એવી આશા રાખીએ.

૨ ૫. મ.

# વીરોનાં શોણિત સ્નાનના ઘાટ

મણિભાઈ દ્વિવેદી

" અર્જુનને માંડવ ખેલવા .
મારે રણઘેલાના કોડ "

નાનાલાલ

ઇસુની અગીઆરમી સદી એટલે હિન્દની સરજમીન પર મુસ્લીમ સત્તાના એકધારા આક્રમણોનો સમય. હિન્દની વાયવ્ય સરહદની પાર નવી નવી સત્તાઓ ઊભી થતી હતી અને વટતી હતી બુખારાના અમીરના સબુક્તગીન નામના ચોકીદારે ગજનીમાં સન ૯૫૦માં નાની રિયાસત ખડી કરી મહમૂદ (કે જે " મહમૂદ ગજની " ના નામથી ઓળખાય છે) ના સમયમાં તે ખૂબ ખીલી ફાલી, આ સત્તાને પૂરાં સો વરસ પણ ન થયાં ત્યાં ગજની અને હેરાતની વચમાં ફરારૂદ નદીના તટ-પ્રદેશમાં આવેલા 'ગોર' નામના પ્રાંતમાં એક નવી જ શક્તિએ માથું ઉંચક્યું સન ૧૦૨૯ માં મહમૂદના અવસાન પછી માત્ર વીસ જ વરસના ગાળામાં આ પહાડી સત્તાએ ગજનીને લુંટી-બાળી તબાહ બરબાદ કરી નાખી ગજનીના તુર્ક રાજાને નામશેષ કરી મૂક્યું અને ત્રીસ વરસના ગાળાની અંદર તો એ સત્તાધારીઓએ હિન્દના વિશાળ ક્ષેત્ર તરફ નજર ફેરવી

હિન્દની વાયવ્ય સરહદની પાર આ પ્રમાણે ઝડપી બનાવો બનતા હતા ત્યારે ગુજરાતમાં સોલંકીઓની સત્તા પુર બહારમાં ખીલી હતી સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળની યશસ્વી લાંબી રાજકારકીર્દિઓએ ગુજરાતને ખૂબ સમૃદ્ધ બનાવ્યું હતું એની નામના ગજની અને ગોરના પ્રાંતોમાં પણ ફેલાયલી હતી આથી શહાબુદ્દીન-ગીન-સામ ઉર્ફે મુહમ્મદ ગોરી સત્તા પર આવતાં એણે ગુજરાતને પોતાનું શિકારસ્થાન બનાવી અણહિલપુર પાટણની સત્તાને આંબવાનો નિર્ધાર કર્યો. બળવાન પહાડ સૈન્ય લઈ તે મુલતાન તથા ઉચ્ચને રસ્તે થઈ આબુના પહાડો સુધી આવી લાગ્યો. ત્યારે કુમારપાળનું અવસાન થઈ ગયું હતું અને તેનો ઉત્તરાધિકારી અજયપાળ પણ ત્રણ વરસ જ રાજ્ય કરી મૃત્યુ પામ્યો હતો પાટણની ગાદીએ તેનો નાનો કુમાર બાળ મૂળરાજ હતો આમ છતાં ગુજરાતનું ક્ષાત્રત્વ પરવારી ગયું ન હતું ગુજરાતના સામંત ગણાતા ચન્દ્રાવતી (આબુ) ના પરમાર રાજવંશના મહાપ્રતાપી ધારાવર્ષદેવ અને તેમના સહચારી ભાઈ પ્રહલાદનદેવની જોડીની ખ્યાતિ કંઈ જેવી તેવી ન હતી શહાબુદ્દીનની ચઢાઈની ખબર મળતાં જ ધારાવર્ષદેવના સૈન્યો આબુની અડીખમ શિલાઓને પીઠ ઠેકી રણમેદાનમાં જઈ ગાડક્યા અને બીજી તરફથી મૂળરાજની માતા શ્રી નાયકીદેવી બાળરાજને સાથે લઈ ગુર્જર સરદારોના સૈન્યને લઈને રણ ખેડવા ઉપડી હાલના આબુરોડ સ્ટેશનથી વાયવ્યમાં આશરે નવ માઈલ અને તે પછીના કીવરલી સ્ટેશનથી વાયવ્યમાં આશરે ચાર માઈલ દૂર બનાસ નદીના કાંઠા નજીક આવેલા "કાયન્દ્રા" ગામ [1] પાસેના પહાડોની નીચેના મેદાનમાં ગુર્જરવીરોના શોણિતના સ્નાનઘાટ મંડાયા નાયકીદેવી બાળ રાજાને પોતાના ખોળામાં લઈ ગાડરારઘટ્ટના મેદાનમાં રણચંડીની જેમ ઝુઝી અને આ સૈન્યોએ મુસ્લીમ આક્રમણકારીઓ પર હીથ ઓળીને સમરાંગણના એવા તો દાવ અજમાવ્યા કે તેમનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. આખું રણમેદાન શત્રુઓના શબોના ઢગથી ઊભરાઈ ગયું આ યુદ્ધમાં શહાબુદ્દીન ગોરીના સૈન્યનો એટલો તો ભયંકર સંહાર થયો કે તેનું વર્ણન કરતાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કે " અદ્રિરાજ આબુ પોતાના પિતા હિમાલયને ભૂલી ગયો." ૨

---

1. Geological Map of Sirohi State

૨. " [illegible]
પિતુઃ પ્રાલેયશૈલસ્ય ન સ્મરતિ સ્મ [illegible] "

કીર્તિકૌમુદી

વળી એ યુદ્ધનું વર્ણન કરતાં બીજે સ્થળે એમ પણ કહેવામાં આવ્યું છે કે "શિશુ મૃગરાજે દુરેશના માથાં વાઘમૃગાની જેમ ભાંગી કાઢ્યાં." ૩

આ યુદ્ધમાં ઘોરીની સેનાનો કચ્ચરઘાણ વળી ગયો અને ભારે હાર ખમી તે થોડા માણસો સાથે જીવ લઈ નાઠો. સન. ૧૧૭૮ નો આ બનાવ ગુજરાતની એક મહારાણીની સરદારી નીચે ગુર્જર સુભટો અને ચન્દ્રાવતીના ભડવીર ધારાવર્ષદેવ વિગિરાજ આબુના પહાડની તળેટીમાં પરાક્રમની પરાકાષ્ઠાની ગૌરવભરી તવારીખ મૂકી ગયા. ગુર્જર વીરોના શોણિત સ્નાનનો એ પાટ કાળના પલટાના રંગોમાં વીસરાઈ ગયો છે

આજે દવાઓ અને પ્રવાસના હેતુથી વરસે વરસે સેંકડો યાત્રીઓ આબુના સર્વોદાર માર્ગે આવે છે અને જાય છે કોલેજોમાં "વીર અને વીરા પૂજા" નો કાર્લાઈલ લખ્યો ગ્રન્થ ભણી કેમેરાની કાપણીઓ ભેરવી આવતા એ પ્રવાસીઓમાંથી કેટલાએ કાયંદ્રાના ૪ એ રણક્ષેત્રને તસ્વીરમાં ઝડપ્યું ? વરસે વરસે અંબાભવાનીને ખોળે મહા ભવ્ય મસ્તક ઝૂકવવા ધસી જનારાઓમાંથી તલવારની ધારે શીરનાં શ્રીફળ અર્પી એ શિવ-શક્તિના ધામોને રક્ષનાર જગમારોની પરાક્રમશાલી સમી ચન્દ્રાવતી તરફ કેટલા ભાવિક યાત્રીઓ માનભરી અંજલી ચીંધે છે ? વીરપૂજાને આપણે ક્યારે વ્યવહારુ ધર્મ બનાવીશું ?

ઘોરી તો યુદ્ધના મેદાનમાંથી જીવ બચાવવા છટકી નાઠો પણ તેના સૈન્યના ઘણા સિપાઈઓ કેદ પકડાઈ ગયા. એ કેદ પકડાયેલા સૈનિકોને ગુજરાતીઓએ પાછળથી શુદ્ધિ કરી જુદી જુદી હિન્દુ જ્ઞાતિઓમાં સમાવી લીધા ૫

આ પછી લગભગ ચારસો વરસ બાદ બીજો એક ખૂનખાર જંગ હાલના પાલનપુર રાજ્યની ઉત્તર સરહદના સીમાડાઓની નજીકમાં ખેલાયેલો.

આબુથી દક્ષિણે અને પશ્ચિમે પર્વતની એક હારમાળા લંબાઈને પાલનપુર રાજ્યની અંદર સુધી ગએલી છે, એમાં ચોટીલા, જસરાજ અને નવ્વારના શિખરોનો સમાવેશ થાય છે ભગવાન સ્વયંભૂના ત્રિશૂળના ત્રણ પાંખીઆ જેવાં એ શિખરોની વચમાં આબુરોડ સ્ટેશનથી દક્ષિણ-પશ્ચિમે લગભગ ચૌદ માઈલ દૂર "હાથળી" નામનું ગામ આવેલું છે સન ૧૫૮૩ માં શહેનશાહ અકબરનાં સૈન્ય એ સ્થળે આવી પહોંચતાં શિરોહીના મહારાવ સુરતાણે તેને પડકાર્યો અને પહાડી ઘાટમાં ખૂનખાર જંગ જામ્યો એ સ્થળ રણખેતના નામથી ઓળખાય છે રા બ. ગૌરીશંકર ઓઝાના શબ્દોમાં કહીએ તો "હિન્દનું બીજું હલદીઘાટ" એટલે રણખેતનું પહાડી રણક્ષેત્ર. પણ હલદીઘાટ અને રણખેતના શોણિતસ્નાનોના સંગ્રામમાં ફેર એટલોજ છે કે હલદીઘાટમાંના રક્તસ્નાનમાં મહારાણા પ્રતાપનો બલિદાનો ફળ્યાં નહીં જ્યારે રણખેતના મેદાનમાં શહેનશાહના સૈન્યને હાર ખમી નાસવું પડ્યું

કમનસીબે કાળના બલિદાન આપી સરજા-વેલા એ શોણિત સ્નાનના વિજયી પહાડને આપણે તીર્થધામો ક્યારે બનાવીશું ?

---

૩ "હસ્તકરાઘાતૈર્વિ શિશુર્મૃગરાજો
હસ્તિયૂથાનીવ હસ્તાત્કૃત્યાત્"

સુકૃતસંકીર્તન. સ. ૨. શ્લોક ૪૫

કહે છે કે ગુજરાત પરની ચઢાઈ માટે શહાબુદીન એક લાખ પાયદળનું સૈન્ય લઈને આવ્યો હતો આ યુદ્ધમાં મેળવેલા વિજયને કારણે બાળ મૂળરાજને "દુર્જય એવા ગર્જનકના અધિપતિને યુદ્ધમાં હરાવનાર" "મ્લેચ્છનું નિકંદન કરનાર" એવાં બિરુદો તે સમયના લેખોમાં આપવામાં આવ્યા છે—ચૌલુક્યોના લેખો ન ૪-૫.

૪. કીર્તિપાલ "કાસહૃદ" આગળ આ યુદ્ધ થયાનું જણાવે છે કાસહૃદ તે જ કાયદ્રા હોવાનું રા. બ. ગૌરીશંકર ઓઝાના લેખથી જણાય છે મેરુતુંગનો હવાલો આપી આ યુદ્ધ ગાડરઘટ્ટ પાસે થયાનું રાસમાળામાં જણાવ્યું છે. રાસમાળા. ભા. ૧. પૃ. ૩૧૪ પણ આ સ્થળ ક્યાં આવ્યું તે કાંઈ સમજાતું નથી. સંભવ છે કે કાયદ્રાની પાસેના આબુ ભાગના કોઈ પાદરનું એ જૂનું નામ હોય।

૫. ઇતિહાસ-પ્રવેશ.—લે. જયચન્દ્ર વિદ્યાલંકાર પૃ. ૨૨૩.

૬. શિરોહી રાજ્ય કા ઇતિહાસ—રા બ. ગૌરીશંકર ઓઝા.

# એક ખેડૂતની વાર્તા

લીલાબેન મહેતા

એક ઊંચો મોટો હાથપગવાળો એકવડા બાંધાનો પણ કદાવર ખેડૂત હતો. તે કંઈ ખાસ કેળવણી પામ્યો ન હતો, પરંતુ સાધારણ ઠીક કુટુમ્બમાં જન્મ્યો હતો; પણ તેના દાંત ઘણા ખરાબ હતા. તેના પિતા તરફથી વારસામાં તેને એક મોટું ખેતર મળ્યું હતું અને તેને ખેતીમાં અતિશય રસ પડતો. પાકને કોઈ રીતે નુકસાન થતું, ત્યારે તે ધૂંધવાતો, ફરિયાદ કરતો અને ખેતી છોડી દેવાની વાતો કરતો. પણ તેને બીજા કશામાં એટલો રસ પડતો નહિ અને તે ખેતી વિષયક જુદા જુદા અખતરાઓ કરતાં કંટાળતો નહિ.

તે નક્કર વિચારશીલ માણસ હતો અને લોકો તેનામાં વિશ્વાસ રાખતા. તે અગ્રગણ્ય બન્યો. તેણે કેટલાક હોદ્દાઓ પર કામ કર્યું. પરિણામે જ્યારે તેતાલીસ વરસનો થયો, ત્યારે તેને કેટલાંક વરસો સુધી ઘર છોડી બીજે રહેવું પડ્યું. જ્યારે તે લશ્કર સંભાળતો હતો, ત્યારે આમ બન્યું અને તે માટે ખુલાસો કરવો રહે છે કે તે લશ્કર સંભાળવાનું કાર્ય દુષ્કર હતું. લશ્કર પાસે પૂરાં સાધનો ન હતાં, સૈનિકોને સારી તાલીમ ન મળી હતી એટલું જ નહિ પણ કેટલીક વાર ખરી લડાઈ ચાલતી હોય, ત્યારે તેના માણસો નાસી જતા આથી આ માણસને ઘણો ક્રોધ ચડતો. સાધારણ રીતે એ માણસ સ્વસ્થ અને સૌમ્ય રહેતો, પણ જ્યારે તે સૈનિકોમાં બીક પ્રસરેલી જોતો, ત્યારે તે અતિ ઉશ્કેરાઈ જતો અને તેમને ગાળ દેતો અને મારતો. તે કાયરપણાને ધિક્કારતો તે કોઈ ભયથી ડરતો નહિ—કદાચ તેના ખરાબ દાંતને લઈને તે આટલો નીડર બન્યો હશે, અને બીજાઓ શા માટે મરણથી ડરે છે તે તે કદી સમજી ન શકતો.

તેની આખી જિંદગી દરમ્યાન તે બીજાઓ સાથે જમવા બેસતો, ત્યારે તે ટેબલ પર ચમચો ઠોક્યા કરતો અને ભાગ્યે જ હસી મશ્કરીમાં ભળતો અને જવલ્લેજ રમતિયાળ જણાતો. તે ઘણો આકરો અને ગંભીર રહે છે એમ લોકો કહેતા પણ આપણે યાદ રાખવું જોઈએ કે દાંતથી પીડાતો માણસ કેવી રીતે આનંદી બની શકે. એ બાવીસ વરસનો થયો, ત્યારથી તેણે દાંત તોડી પાડવાની શરૂઆત કરી હતી અને વરસે વરસે તેને દાંત પાડવાનું આવું ગમતું પડ્યું હતું.

પેલા લશ્કર વિષે ફરીથી વાત કરીએ—એ લશ્કરની સંભાળ રાખવાનું કાર્ય તેને જોઈતું ન હતું. તે યુવાન હતો, ત્યારે તેને લશ્કરી કામ ગમતું તેની માતાની ઇચ્છા વિરુદ્ધ તે એક નાની લડાઈમાં પણ જઈ આવ્યો હતો આટલો માત્ર જ તેને લશ્કરી અનુભવ મળ્યો હતો. યુદ્ધની વ્યૂહરચના સંબંધી તેણે કંઈ અભ્યાસ કર્યો ન હતો અને મોટા લશ્કરની દોરવણી વિષે તેને કશો અનુભવ ન હતો.

તેની ઊણપોથી તે પરિચિત હતો, છતાં તેની નિર્મળ વિચારશક્તિ અને ઊંડી વિવેકશક્તિને લીધે તે વિગ્રહમાં વિજયવંત થયો અને પાછો ખેતી કરવા ઘરે આવ્યો. અને ઉત્સાહથી એ કાર્યમાં પ્રવૃત્ત થયો. તે આઠ વરસે ઘરે પાછો ફર્યો, અને ૭ વરસમાં તો તેણે તેના ખેતરમાં પગ મૂક્યો ન હતો. પણ ઉત્તરમાં ગયો હતો, ત્યારે ત્યાં ખેડૂતો સાથે સંપર્કમાં આવ્યો અને તેમની સાથે તેણે વાતચીતો કરી ખેતી વિષે નવી માહિતી સંપાદન કરી. હવે પ્લાસ્ટર ઑફ પૅરિસ અને પથ્થરની ભૂકીના ખાતર તરીકે તે અખતરા કરવા લાગ્યો જમીનનો કસ વધારવા તેણે જુદાં જુદાં અનાજો વાવી જોયાં. ખાતર પૂરી અને ખાતર વિના તેણે પાકો ઉછેરી જોયા. તેણે કાદવનો પણ અખતરો કરી જોયો.

આ બધા અખતરાના પરિણામો તે નોંધપોથીમાં નોંધતો તેણે પોથીમાં વરસાદની નીચવૃત્તિ વિષે પણ ઉલ્લેખ કર્યો છે. "નદીને પેલે પાર પુષ્કળ વરસાદ પડે છે, જ્યારે આ પાર મારા ખેતરમાં રૂમાલ ભીંજાય એટલા છાંટા પડતા નથી" ઘઉં, જવ, રાયઓટના દરેકના કેટલા કણો શેરમાં જોખાય તેની ભારે શ્રમ કરી તેણે ગણતરી કરી આ નોંધપોથીમાં નોંધ કરી છે

આ સમયે હવે તેણે બનાવટી દાંતો વાપરવા માંડ્યા. પણ એ ચોકઠું તેના મોમાં તદ્દન બંધ બેસતું ન હતું. તેને પ્રસંગોપાત મેલેરિયા અને તાવોના હુમલાઓથી પથારી વશ થવું પડતું. તેની નાની પ્રજા માટે રાજકીય બંધારણ રચવાના કાર્યમાં મદદ કરવા માટે તેને બોલાવવામાં આવ્યો. ઘણી પ્રવૃત્તિનો સમય. તે સંધીવામાં સપડાયો અને આ બિમારી ૭ માસ ચાલી. કેટલીક વખત તો તેનો હાથ તે કપાળને અડાડી શકતો નહિ એમ તેના સાંધા રહી ગયા હતા. રાજ્યબંધારણ ઘડાઈ ચૂક્યું, ત્યારે તેને પ્રમુખ તરીકે ચુંટવામાં આવ્યો. એનો અર્થ એમ થયો કે તેને બીજા આઠ વરસ સખત કાર્ય કરવું પડ્યું.

આમાંના કેટલાક કાર્ય તો તે ધિક્કારતો. દા. ત. ભાષણ કરવું પડે તે તેને બીલકુલ ગમતું નહિ. પ્રમુખ તરીકે ચૂંટાયા પછી ઉદ્ઘાટન ક્રિયા વેળાએ તેણે ભાષણ વાંચ્યું, ત્યારે તે ધ્રૂજતો હતો એમ લોકોએ જોયું અને તેનો અવાજ એટલો ધીમો હતો કે ભાષણ પૂરૂં સંભળાયું ન હતું. તેની જોડણી ઘણી ખરાબ હતી અને તે સારી કેળવણી પામ્યો નહતો. એ ઉણપો તેને હમ્મેશ દુઃખકારક રીતે યાદ રહેતી. પણ પ્રજા તેની એ ખામીઓ પ્રત્યે બેપરવા હતી તેમને તેની તુલનાત્મક બુદ્ધિમાં વિશ્વાસ હતો અને તેઓ તેનો ઉત્સાહ અને ભલાઈની પ્રશંસા કરતા

તેની ઉત્તરાવસ્થામાં તેનું પુતળું બનાવવા માટે તેની પાસે શિલ્પી મોકલવામાં આવ્યો. તે તેને સંતોષકારક કોઈ ઉમદા "પોઝ" આપી ન શક્યો. રાજકારભાર અને વિગ્રહની શિલ્પીએ વાતો કરી પણ તે તેની લાગણીઓ જાગૃત કરી ન શક્યો તે કાં તો ઘણો અક્કડ રહેતો કે ઘણો શિથિલ થઈ જતો. પણ એક દિવસે તે શિલ્પી સાથે તેના ખેતરમાં ફરવા ગયો, ત્યાં એ ખેડૂત કોઢારામાં પશુ જોવામાં એવો પ્રવૃત્ત બન્યો હતો કે તેનો ચહેરો અતિ ચેતનવંત જણાયો તેથી તે શિલ્પીએ તે ખેડૂતનું તે પોઝમાં જ પુતળું નિર્માણ કર્યું તે પુતળું પ્રખ્યાત થયું.

સામાન્ય રીતે તે તેનું ઉમદાપણું વીસરતો નહિ. પણ કેટલીકવાર તે ક્રોધાવિષ્ટ બનતો. તેની ખોટી ટીકા કરવામાં આવતી ત્યારે તે મિજાજ ગુમાવતો તેના સમકાલીન એક પુરુષે લખ્યું છે કે પ્રધાનમંડળની એક બેઠક વખતે તે ક્રોધાંધ બન્યો. તેને વિષે ખોટી ટીકા કરવામાં આવી હતી. તે વિષે કડક ભાષામાં જવાબ આપતાં તેણે વાણી પરથી કાબુ ગુમાવ્યો તેનું તેને ભાન રહ્યું ન હતું. તેના હોદ્દા પર રહેવા કરતાં તે મરવાનું પસંદ કરે તેની ખેતીમાં તે પાછો કામે વળગે છે એવું ઘણું કહ્યું બિચારો પીડિત!

એક મહાન ચિત્રકારે કહ્યું છે કે એના ચહેરા પરથી એ ઘણી ઊંડી લાગણીઓવાળો પુરુષ છે એમ માલમ પડે છે અને જો તે જંગલમાં જન્મ્યો હોત તો જંગલીઓમાં એ સૌથી વધારે વિકરાળ હોત.

આવા ઝનૂની સ્વભાવનો તે પુરુષ હતો. વિચારશીલતા અને ઇચ્છાશક્તિના આધારે તે આવેશને ગેજ અંકુશમાં રાખતાં શીખ્યો

તેના સડસઠમા વરસમાં એક રાત્રે તે બે વાગ્યે જાગ્યો અને તેણે કહ્યું, "મને બેચેની લાગે છે" તેનું ગળું સુજી આવ્યું હતું અને તેનાથી કંઈ ગળાતું નહિ. તે

ગુંગળાવા લાગ્યો. તેની પત્નીએ નોકરને બોલાવી લાવવા બહાર નીકળવા કહ્યું, પણ રખે તેને શરદી લાગી જાય એમ કરી તેણે તેને બહાર નીકળવા ન દીધી. તે બાર કલાક ઠંડીમાં ઓરડામાં ગાળ્યો. ત્યાં સગડી પણ સળગાવવામાં આવી નહોતી. સવારે દાક્તરો બોલાવવામાં આવ્યા. તેઓએ આ વૃદ્ધ શૂરવીરના શરીર માંથી ત્રણ વાર નસ ખોલી લોહી બહાર કાઢ્યું ત્રણ વેળાએ તો તેમણે બહુ લોહી બહાર કાઢ્યું. તે પણ સશક્ત હતો પણ આ ઉપાયોથી તેનામાં ઘણી નબળાઈ આવી " મને લાગે છે કે હું જાઉં છું " તેણે કહ્યું. તેનું દર્દ વધ્યું અને તેણે કહ્યું, " દાક્તર હું હવે ચાલ્યો. મારી તમે જે સારવાર કરી તે માટે હું તમારો આભાર માનું છું હવે તમે વધારે તસ્દી ન લો અને મને શાંતિમાં જવા દો " છેવટે તેની શ્વસન ક્રિયા અતિ ભારે થઈ.

ચાલી જવાની ઘડી જોતો તે પથારીમાં સૂતો હતો, ત્યારે તેણે તેના જીવનનું ત્વરિત પુનરાવલોકન કર્યું 'તેના છેલ્લા શું વિચારો હશે 'તેનું ખેતીનું કાર્ય રસપ્રદ હતું, પણ તેમાં અંતરાયો આવ્યા હતા! તેના સમકાલીનોએ તેનો ઘણો સમય લઈ લીધો અને તેને તેના પ્રિય ખેતી કાર્ય માટે જોઈતો અવકાશ ન આપ્યો! અમર મરી જતાં હવે તેના દાંતનાં દુઃખો પણ પૂરાં થશે! તેની ઉત્તર ક્રિયા પછી તપાસતાં તેના કબાટના એક ખાનામાંથી દાંત માટેના ઓજારો સાચવ્યાં અને બીજાં ખાનાઓમાંથી તેણે લખેલી નોંધ પોથી મળી તેમાં રાજકીય કાર્યોની નોંધ અને તેની ખેતી વિષયની ડાયરી અને હિસાબો હતા

તેનું નામ જ્યૉર્જ વોશિંગ્ટન હતું. ×

× અંગ્રેજી ઉપરથી



# સાધના

-પંકજ-

'તમને ખબર નથી કે નવો આવેલો વિદ્યાધર અદ્‌ભુત શક્તિ ધરાવે છે' પ્રિયવદા બોલી. 'હા.'

'બધા લોક તેને મળવા જાય છે અને પ્રસન્ન થઈને આવે છે તમે કેમ નથી જતા?'

'મારે મળવાનું કંઈ પ્રયોજન નથી'

એક ઉસાસો કરી પ્રિયવદા બોલી, 'તમારે તો કોઈનું પણ પ્રયોજન નથી એવા વિદ્વાનો તો ઉજ્જયિનીમાં ક્વચિત જ આવે છે. એની શક્તિ આગળ તો બધા મૂક બની ગયા છે'

'તુ પણ તેની ભક્ત બની ગઈ લાગે છે. જો તારી ઇચ્છા હોય તો તુ તેના દર્શન કરી આવજે પણ મારો કેમ મૂક.'

કંઈ ગુમાવ્યુ અનુભવતી પ્રિયવદા બોલી. 'પણ તમે પણ આવો તો કેમ?'

દૃઢતાપૂર્વક જવાબ મળ્યો, 'ના'

પ્રિયંવદા સ્વામીના મુખ તરફ જોઈ રહી. ઉજ્જયિનીમાં આવેલો પ્રખર વિદ્યાધર એક મહાન તાન્ત્રિક અને જ્યોતિષી હતો. તેની વિદ્યાએ સાત્વિકતા ગુમાવી હતી અને તામસ ગુણોને અપનાવ્યા હતા. તેને દિગ્વિજયની મહત્વાકાંક્ષા જાગી અને યેન કેન પ્રકારેણ દિગ્વિજયની સાધના પૂર્ણ કરવાની ઇચ્છા તે સેવતો હતો ઉજ્જયિનીમાં કપિલેશ્વરની ખ્યાતિ જ્યોતિષ અને વિદ્વાન તરીકેની ઘણી હતી અને દેશ દેશાવરના વિદ્વાનો તેની પ્રશંસા કરતા હતા, પરંતુ જ્યોતિષ કપિલેશ્વર જ્યોતિષમાં ઊંડા ઉતર્યા પછી પૂરો ધર્મવાદી બની ગયો અને જ્યોતિષના બાહ્ય ઉપચારો તરફ ઉદાસીન થઈ ગયો. એની એ ઉદાસીનતા એની પત્ની પ્રિયવદાને ઘણી ખરાબ લાગી, પરંતુ કપિલેશ્વર મક્કમ હતો ત્યારે બાજુએ એક કહેવત તો રહી ગઈ કે કપિલેશ્વર સિવાય બીજા જ્યોતિષીઓ તો નકામા હતા પ્રિયવદા અવસર જોઈને કપિલેશ્વરને ઉશ્કેરવા ચૂકતી નહીં. એ જ સમયમાં વિદ્યાધર ઉજ્જયિની આવ્યો અને કપિલેશ્વરની પાસે પોતાનો વિજય કબુલ કરવાની પેરવીમાં પડ્યો. પરંતુ એને ખબર પડી કે કપિલેશ્વર એ વિદ્યા તરફ ઉદાસ થઈ ગયો હતો અને એની સાધના પૂર્ણ થશે નહીં, ત્યારે તેણે કાવા દાવા રચીને કપિલેશ્વરને મહાત કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

'આજે હુ વિદ્યાધરના દર્શન કરી આવી છુ ખરેખર જ્યોતિષ અને તંત્ર વિદ્યામાં એ ઘણો કુશળ છે'

'હા મે પણ સાભળ્યુ છે કે એ વિદ્વાન છે.'

'એણે તમને શાસ્ત્રાર્થ કરવાનું આવાહન આપ્યુ છે.'

'અને જો એ આવાહનનો હું અસ્વીકાર કરું તો?'

'એ તમને કાયર અને પરાજીત સાબિત કરશે.'

'પરંતુ એ પ્રમાણે આવાહન આપવાનો હેતુ શું છે!'

'એમને દિગ્વિજય કરવો છે અને તમારા વિજય વગર એ સંભવ નથી.'

'જો હું હાર કબુલ કરું તો?'

પ્રિયવદા એક નિશ્વાસ નાખી બોલી 'તે તો પૂરું થશે, પરંતુ મારે આત્મહત્યા કરવી પડશે.'

સમજીને કપીલેશ્વર બોલ્યો: 'આત્મહત્યા તો મહાપાપ છે'

'અપકીર્તિથી તો એ સારું છે.'

'એ કીર્તિનો કંઈ અર્થ નથી લોકો જાણે છે કે ત્રણ વર્ષ થયા જ્યોતિષની બાબતો મે મૂકી દીધી છે અને જો હુ ના પાડું તો તેમાં મારી અપકીર્તિનો કંઈ સવાલ જ ઊભો નથી થતો.'

પ્રિયંવદા શાંત થઇ બેસી ગઇ.

ઉજ્જયિનીમાં વિદ્યાધરને લાગ્યું કે કપિલેશ્વરના હયાત હોવા સુધી તેનું કંઇ વળે તેમ ન હતું. કપિલેશ્વર એના અપવાદને સ્મિતપૂર્વક નકારી દેતો. એણે અનેક ઉપાય યોજ્યા પરંતુ કપિલેશ્વરને હરાવી શક્યો નહિ. કપિલેશ્વર નિર્લેપ રહી એનો એ બધો ઉત્પાત જોયા કરતો હતો. એક દિવસ કપિલેશ્વરના ઘરની આગળ એક હત્યારાને વિદ્યાધરે મોકલ્યો અને જો કપિલેશ્વર બહાર આવે તો તેની હત્યા કરવાનો આદેશ આપ્યો હતો. કપિલેશ્વર પૂજાથી નિવૃત્ત થયા પછી રાત્રિનો ચંદ્રમા જોઇ થોડો વાર વિચાર કરી પ્રિયંવદાને કહેવા લાગ્યો 'માણસ પોતાની મહત્વાકાંક્ષા આગળ અંધ થઇ જાય છે અને પોતાની સર્વે સુધબુધ ખોઇ જાય છે. વિદ્યાધરે મારી હત્યા કરવાને જે ઘાતકને મોકલ્યો છે તે ઘાતકનું પોતાનું જીવન સૂર્યોદય પહેલાં સમાપ્ત થઇ જવાનું છે એની કલ્પના કદાચ વિદ્યાધરને હશે કે કેમ તે હું કહેવા માગતો નથી. પરંતુ મનુષ્યજીવનનો ખરો મહિમા હજુ પણ વિદ્યાધર સમજે તો સારૂ '

પ્રિયંવદા ભયભીત થઇ ગઇ, પરંતુ ઘાતક તે જ ક્ષણે આશ્ચર્ય અને ગ્લાનિથી ઓતપ્રોત થઇને વિદ્યાધર પાસે ગયો. વિદ્યાધર ત્યાં હતો નહિ. એટલે ઘાતકે વિદ્યાધરના શિષ્યને કહ્યું 'રે મૂર્ખ તારા ગુરૂને કહેજે કે કપિલેશ્વરની સાચુકલા ભગવાન પણ તારૂ ગાન નથી.' ઘાતક પોતાના ઘર તરફ શિઘ્રતાપૂર્વક પાછો ફર્યો અને રસ્તામાંજ સર્પદંશથી તેનું મૃત્યુ થયુ.

વિદ્યાધરને લાગ્યું કે કપિલેશ્વરને સ્હાત કરવો એ અઘરૂ હતુ એણે એક સુંદર અને અદ્ભુત ગરૂડ કેળવ્યુ હતુ અને એની ઘણા આજ્ઞાથી તે ગરૂડ કોઇ માણસના મસ્તકને પોતાની ચાંચ અને પંજા વડે ક્ષત વિક્ષત કરી શકતું હતુ કપિલેશ્વર ઘરની બહાર પણ ભાગ્યે નીકળતો હતો એટલે વિદ્યાધર કપિલેશ્વર પર એ ગરૂડનો પ્રયોગ કરી શક્યો ન હતો. શ્રાવણીના દિવસે યજ્ઞોપવિત બદલવાને કપિલેશ્વર સિપ્રા નદિ પર અવશ્ય જશે જાણી વિદ્યાધરે તેના પાછા ફરવાના માર્ગમાં તેની રાહ જોવા માંડી શ્રાવણી સ્નાન અને યજ્ઞોપવિત બદલવાની વિધિ થઇ ગયા પછી પાછા ફરતાં કપિલેશ્વરે રાજના એક સૈનિકને સામસામા આવતો જોયો. એકાએક કપિલેશ્વર બોલ્યો : 'સોમનાથ !'

'જી' સૈનિક બોલ્યો

'તારો ટોપ મને પહેરવા આપ એના ઉપર કાઢેલી તીક્ષ્ણ કટાર મને પસંદ ગમી છે. તું મારે ઘેર આવી પાછો લઇ જજે.'

સોમનાથને તેમજ અન્ય બ્રાહ્મણોને આશ્ચર્ય થયુ કે કપિલેશ્વરને સૈનિકની લોખંડી ટોપ પહેરવાની ભાવના કેમ થઇ, પરંતુ સોમનાથને કપિલેશ્વર તરફ પૂજ્યભાવ હતો એટલે તેણે વધારે વિવેચન નહી કરતાં ટોપ આપ્યો. કપિલેશ્વર તે પહેરીને હસતો હસતો બોલ્યો : 'હું સૈનિક બન્યો હોત તો કેવું સારૂ થાત'! આજે પ્રિયંવદા મને જોઇને વિસ્મય પામશે.'

રસ્તામાં દૂરથી આવતા બ્રાહ્મણોને જોઇને ટીલાં ટપકાંવાળા કપિલેશ્વરને હત્યા કરી જતાવી ગરૂડને છોડી મૂક્યો. પણ આ શું ! ગરૂડ એક ચિત્કાર કરી કપિલેશ્વરના ટોપની ઉપર આવેલી કટારથી વિંધાઇને પડ્યો. કપિલેશ્વર સમજ્યા વગર મોટેથી હસી પડ્યો, અને થોડી વારે વિંધાયેલા ગરૂડ તરફ જોયા પછી બોલ્યો 'જે જ્યોતિષી પોતાના અનુચરનું મૃત્યુ પણ જોઇ શકતો નથી તેણે એ શાસ્ત્રના જ્ઞાનનું અભિમાન છોડી દેવુ જોઇએ.' સમસ્ત ઉજ્જયિનીમાં કપિલેશ્વરના વાહ વાહ થઇ રહી. વિદ્યાધરે પલાયન કરી પોતાનો જીવ બચાવ્યો. પ્રિયંવદાને ખાત્રી થઇ કે કપિલેશ્વરે નદી કરવામાં ભાગ્યએ કર્યું અને નમ્ર રહીને મહાન વિજય મેળવ્યો હતો.

# સમૂળી ક્રાંતિ

કુંજવિહારી મહેતા

એક ચર્ચા

પોતાની શૈલીની પ્રાસાદિકતા અને સરળતાના મહામૂલા ગુણોને લીધે પોતાના વિચારોને જનતામાં ફેલાવવા શક્તિમાન થયેલા, ગાંધીજી પછી સર્વક્ષેત્રીય ચિન્તન-પ્રવૃત્તિ સાધનાર શ્રી કિશોરલાલ મશરૂવાળાએ લખેલ સમૂળી ક્રાંતિ આપણી ગંભીર વિચારણા માંગી લે છે વર્તમાન સમયનું કદાચ એ પ્રસિદ્ધ પુસ્તક પણ કહી શકાય. પ્રસ્તુત પુસ્તકમાં એમણે વર્તમાન જગતના ખાસ કરીને હિન્દુ ધર્મ અને સમાજના રોગોનું નિદાન કર્યું છે, અને એ રોગોને જડમૂળથી દૂર કરી આખા સમાજમાં સમૂળી ક્રાંતિ નીપજાવવાની હિમાયત કરી કેટલાક ઉપાયો સૂચવ્યા છે. આ સમૂળી ક્રાંતિ એમણે ધર્મ અને સમાજ; અર્થકારણ: રાજકારણ અને કેળવણીનાં ક્ષેત્રોમાં સૂચવી છે અને એ રીતે એમણે પુસ્તકના ચાર ભાગ પાડ્યા છે.

શ્રી મશરૂવાળાએ વર્તમાન હિન્દુ ધર્મ અને સમાજના રોગોનું કરેલું નિદાન કેટલે અંશે સાચું છે અને એમણે સૂચવેલા ઉપાય કેટલે અંશે કારગત નિવડે એવા છે તે વિચારવાનું રહે છે કારણ જ્યાં સુધી ઉપાયોમાં વ્યવહારુતા ન હોય, જનતા સમસ્ત સમજી શકે એમ ન હોય ત્યાં સુધી એ ઉપાયો માત્ર ખ્યાલી જ રહે વળી કેટલીકવાર એવું પણ બનવા સંભવ છે કે નિદાન સાચું હોય અને ઉપાયો સાચા ન પણ હોય. સૌથી પ્રથમ આપણે ધર્મ વિષેના એમના ખ્યાલો જોઈશું

શરૂઆતમાં શ્રી. મશરૂવાળા કહે છે કે હિન્દુધર્મ સામે અત્યારે બે વિકલ્પો છે એક તો એ કે હિન્દુધર્મ અત્યારે જેમ છે તેમ ન્યાતજાતના ભેદ, મતમતાન્તર, વાદાવાદ અને અનેક દેવદેવીઓની માન્યતામાં ફસાયલો રહે અને પરિણામે અનેક ભયંકર પરિણામો વેઠવાની તૈયારી એણે રાખવી. એમાં નીચ ગણાતી ન્યાતો ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મો અંગીકાર કરી ઉચ્ચ ગણાતી ન્યાતો પર પોતાનું વર્ચસ્વ જમાવી બેસે અને ઊંચ ગણાતી ન્યાતો માત્ર બુદ્ધિજીવી બની સંતોષ માને અથવા તો જેમ એક કાળે હતું તેમ ઊંચ ગણાતી ન્યાતો ફેસીઝમ જમાવી સર્વસત્તા કબજે કરી નીચલા થરના લોકોને દાબી દે. એમાંનો બીજો વિકલ્પ એ કે જો આવાં દુષ્પરિણામો આપણે વેઠવા ન હોય તો બધા જ ભેદો મીટાવી દેવા અને માત્ર એક સમાજ એમાં એક પરમાત્મા, એક ધર્મ વગેરે સિદ્ધાન્તો જૂનાને ઉચ્છેદી સ્થાપવા એટલે સમૂળી ક્રાંતિ કરવી. અને આવી જાતની ક્રાંતિ કરવા એમણે પાંચ પ્રતિપાદનો કર્યાં છે જે આપણે એક પછી એક વીગતવાર જોઈશું.

પરન્તુ એ પહેલાં વર્તમાન ધર્મનું એમનું પરીક્ષણ વિચારીએ. શ્રી. મશરૂવાળાને મતે કોઈપણ ધર્મ પછી તે ઇસ્લામ હોય કે ખ્રિસ્તી હોય કે હિન્દુધર્મ હોય, વર્તમાન જીવનના કોયડાઓ ઉકેલવા સમર્થ રહ્યો નથી. એમાં એમને હિન્દુધર્મ સૌથી વધારે નિષ્પ્રાણ લાગે છે વળી મશરૂવાળા કહે છે કે સમાજમાં ક્રાંતિ લાવવી હોય તો મનુષ્યની ધાર્મિક માન્યતાઓમાં સૌ પ્રથમ ક્રાંતિ લાવવાની જરૂર છે. એમનું આ કથન ઘણે ઘણે અંશે સાચું ખરું પણ પ્રશ્ન એ છે કે વર્તમાન માનવી ધર્મ અને રૂઢિનાં બંધનોનો પહેલાં જેટલો ગુલામ રહ્યો છે ખરો? આજે તો ધર્મ એક સગવડની વસ્તુ બની ગઈ છે જ્યાં અંગત લાભ હોય ત્યાં ધર્મ પાળવાનો ડોળ કરવો અને જ્યાં ન થતો હોય ત્યાં ધર્મને ઊંચો મૂકવો એટલે સમાજના વ્યવહાર ઉપરથી ધર્મની પકડ ઓછી થઈ ગઈ છે.

આજે બાહ્યાબાહ્ય સ્પર્શાસ્પર્શના વ્યવહારો પ્રમાણમાં ઘણા ઉદાર બનતા જાય છે વર્તમાન કેળવણી લઈ બહાર ફરતો યુવક વાડાબંધીની સંકુચિત માન્યતાઓથી એટલો બધો દૂર થતો જાય છે કે કેટલીક વાર એને ધર્મનું કોઈ બંધન સ્પર્શતુ સરખુ નથી અને કેવળ નાસ્તિક જેવો એ બની રહે છે એ હકીકતનો બીજો ભાગ છે વળી ગામડાઓમાં અને બીજે સમાજનો એવો પણ વર્ગ છે ખરો કે જે સાંપ્રદાયિક માન્યતાઓમાંથી એક તસુએ ખસવા માગતો નથી એવા વર્ગના માનવીઓ માટે સમૂળી ક્રાંતિની ગમે એટલી વાતો નકામી છે સમયને પણ અભિવાદન આપવાની તેમની તૈયારી હોય છે પણ આજે પ્રમાણમાં એ વર્ગ ખૂબ ઓછો થઈ ગયો છે

હવે શ્રી. મશરૂવાળાના પાંચ પ્રતિપાદનો જોઈએ. સૌથી પ્રથમ તો એઓ કહે છે કે "પરમાત્મા કેવળ એક છે એમ માનો. દેવદેવીઓ, સકળ પ્રતિમા, પયગંબરો, ગુરૂ અવતાર જેવું કઈ જ નથી એમ માનો. સૌ કોઈ સ્ખલનશીલ છે, પછી ગમે તેટલો એ ઊંચો હો" હવે આ સૂત્રનું પ્રતિપાદન કરતાં શ્રી. મશરૂવાળા કહે છે કે હિન્દુધર્મમાં એક બાજુ કેવલાદ્વૈત કે જ્યાં આત્માપરમાત્માની એકતાની વાત છે તો બીજી બાજુ અનેક સંપ્રદાય અને દેવદેવીઓના ભેદો છે કેવલાદ્વૈતનું ખંડન કરતાં લેખકે બ્રહ્મની વિરાટ શક્તિ અને મનુષ્યની અલ્પશક્તિ પ્રતિપાદિત કરી છે અને એ સાથે આપણને ઝાઝો સંબંધ નથી પણ અહીં આપણે પૂર્ણ ગંભીરતાપૂર્વક એ વિચારવાનું છે. ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારીએ પણ એની કોઈ કલ્પના કરી એની કોઈ મૂર્તિ કલ્પીએ નહીં તે સામાન્ય માણસો માટે શક્ય છે ખરુ ? જ્ઞાન એ બુદ્ધિનો વિષય છે, ભક્તિ એ હૃદયનો વિષય છે જ્યાં મનુષ્યનું હૃદય હોય ત્યાં કલ્પના તો આવવાની જ અને કલ્પના આવવાની એટલે એનાં પ્રતીકો પણ ઊભાં થવાનાં સામાન્ય માણસને માટે જ્ઞાન નકામું છે કારણ સામાન્ય માનવીની બુદ્ધિ એટલી તેજસ્વી હોતી નથી. એને તો એનું ધ્યાન એકાગ્ર કરવા સામે કંઈને કંઈ જોઈવાનું જ. મૂર્તિપૂજાનાં મૂળ કદાચ આ વૃત્તિમાં તો ન હોય ? મૂર્તિપૂજાના વિરોધક અને એને ધિક્કારનાર ધર્મોમાં પણ અજાણ્યે ખૂણે સંતાયેલું કોઈને કોઈ પ્રતીક નથી એમ આપણે કેમ માની શકીએ ! આપણે એવી કોઈ વ્યક્તિનું નામ સાંભળતા હોઈએ પણ તેને નજરો નજર જોઈ ન હોય તો તેને વિષે અનેક કલ્પના કરી તેની મૂર્તિ ખડી કરવા આપણે પ્રેરાવાના ગાંધીજી જ્યારે પોતાની પ્રાર્થનાસભામાં ધર્મની વાત કરતા ત્યારે રામના પ્રતીક દ્વારા ત્યાં ભેગી થએલી જનતાને ધર્મનું રહસ્ય સમજાવતા. રામનું નામ આવે તો એની પાછળ કલ્પનાજન્ય એનું પ્રતીક પણ આવવાનું ધર્મની ચર્ચા કે વાત કેવળ બુદ્ધિના ફલક ઉપરથી થઈ શકતી નથી, કેવળ બુદ્ધિવાદથી ધર્મ સધાતો સાચવતો નથી. ધર્મના મૂલ્યાંકનમાં તો માનવ હૃદયની લાગણીઓ, ભાવ અને કલ્પનાનું સ્થાન તો રહેવાનું જ કેવળ બુદ્ધિવાદને અવલંબીને એની કસોટીએ કસીને ધર્મનો પ્રચાર કરનાર ધર્મો પણ આખરે વિકૃતિમાં ઊતરતા ગયા અને એમાં પણ પ્રતીક પૂજા દાખલ થઈ એના પુરાવા આપણે ત્યાં ઓછા નથી. એથી શ્રી મશરૂવાળાના આ મન્તવ્યની યથાર્થતા જરા શંકાસ્પદ લાગે છે

બીજા અને ત્રીજા પ્રતિપાદનમાં લેખકે લખ્યું છે કે કોઈપણ શાસ્ત્રનો કર્તા ઈશ્વર નથી એમ માનવું અને જ્યાંસુધી એ શાસ્ત્રોને આપણે બુદ્ધિની કસોટીએ કસીએ નહીં ત્યાં સુધી તેમાં માનવું નહીં. સદાચાર, શિષ્ટાચાર એ જ ધર્મ અને એનો ભંગ કરવાનો કોઈને અધિકાર નથી. આને વિષે પણ ઉપલા પ્રતિ

પાલન માટે જે કહ્યું તે જ કહેવાનું રહે છે શાસ્ત્રને કસવાની બુદ્ધિ પ્રત્યેક માનવીમાં નથી એ તો કોઈ એક શાસ્ત્રને પોતાની શ્રદ્ધાથી માનવાનો. શ્રદ્ધાને જો જીવનનું પ્રેરક બળ સમજીએ તો પણ શ્રદ્ધા પાછળ માનવની બુદ્ધિના અંશો હોવા છતાં તે બહુ ગૌણ છે અને સાથે બીજી પણ વસ્તુ ભાગ ભજવતી હોય છે તે ભૂલી શકાય એમ નથી.

ચોથા અને પાંચમા પ્રતિપાદનમાં સમાજને માટે કયા કયા નિયમો અને કઈ કઈ ગર્ભિતાઓ હોવા જોઈએ એ એમણે દર્શાવ્યું છે. એમનાં આ બે પ્રતિપાદનો પૂર્ણ આદર્શ હોવા છતાં ખ્યાલી ( Utopian ) બની રહે એવો સંભવ છે કારણ માનવી એ માનવી રહેવાનો જ. એની નબળાઈઓ, એની મર્યાદાઓ, એના દોષો અને એનાં સ્ખલનો પણ એની સાથે રહેવાનાં જ. એટલે એવા પ્રકારના આદર્શ સમાજની રચના બહુ શક્ય લાગતી નથી. એમની સમાજની કલ્પના છે તો પૂર્ણ સુન્દર—જ્યાં સ્ત્રી-પુરુષ વ્યવહારમાં શિષ્ટાચારી હોય, જ્યાં અર્થ વ્યવહારમાં પ્રમાણિકતા હોય, જ્યાં પ્રત્યેક વિશુદ્ધ અને ઉદ્યમી હોય અને જ્યાં રોગી નિરાશ્રિતોને આશ્રય મળતો હોય અને સદુપયોગયુક્ત આખો સમાજ સર્વોદય સાધક હોય—આપણી કલ્પના કવિકલ્પના જેવી નથી લાગતી? વિશાળ પાયા ઉપર એ આચરણમાં મૂકી શકાશે ખરી? સમગ્ર સ્થિતિનો માનવી નિયમબદ્ધ બની શિક્ષા ભોગે એવી આકરી ગણો છતાં નિયમભંગ કરવાનો જ. એનો સ્વભાવ જ એવો છે. અને કેટલીકવાર સમાજમાં થતા ગુનાઓ સમાજના કાયદાની શિક્ષાના ભય કરતાં માણસે કલ્પેલા પાપના ભયથી અટકી જતા આપણે ક્યાં નથી જોતા? શાસ્ત્રોને બુદ્ધિથી કસતા પાપનો ભય જતો રહેશે અને પછી ન તો ઇશ્વરનો ભય કે ન તો કરેલાં કર્મનાં ફળનો ભય રહેશે.

ઉપર એટલું જ કહેવું બસ થશે કે એમણે કરેલી કલ્પના પૂર્ણ સુંદર અને ઉત્કર્ષ હોવા છતાં અવાસ્તવિક છે. ધર્મની રચના અને પાલન પાછળ બુદ્ધિના બળ કરતાં માનવ હૃદયની ઊર્મિઓ અને ભાવનાઓ વધારે પ્રબળ રીતે કામ કરે છે અને એ ઊર્મિ કે ભાવનાનું મૂલ્યાંકન જરી જેટલું યે ઓછું આંકવું ન જોઈએ. પ્રસ્તુત પુસ્તકમાં એનો સમૂળો છેદ ઉડાવી દીધો છે. ખુદ લેખકને પોતાને પણ એની સફળતા માટે શંકા છે. કેવળ બુદ્ધિના પાયા ઉપર નિરૂપાયેલો ધર્મ એના એ રૂપમાં ઝાઝું ટકી શકતો નથી. એમાં અનેક વિકૃતિઓ પેસી જવાની. બૌદ્ધ ધર્મનો દાખલો નજર સમક્ષ છે. શ્રી મશરૂવાળાના ધર્મ વિષેના વિચારો જોતાં આપણને લગભગ સો વર્ષ પહેલાં થઈ ગએલા નર્મદે એ વિષે દર્શાવેલા વિચારો યાદ આવ્યા વિના રહેતા નથી. નર્મદે કેવળ હિન્દુધર્મના દૂષણો ધ્યાનમાં રાખી શરૂઆતમાં ક્રાન્તિકારી વિચારો એના જમાનામાં તો કદાચ ભયંકર ક્રાન્તિકારી લાગે એવા દર્શાવેલા પણ એનો એ ભ્રમ ઝાઝું ટકેલો નહી એપણ એટલું જ સાચું. વળી સાથે સાથે એ પણ યાદ રાખવું ઘટે કે વર્તમાન સમયના ધર્મના ઝઘડાઓમાં તો હિન્દુધર્મ સાવ નિર્દોષ જ ગણે તેવી તટસ્થતાની દ્રષ્ટિએ તપાસતાં લાગશે. એ કદાચ બદલો લેવા પ્રત્યાઘાત હશે પણ આક્રમક તો બન્યો જ નથી. એટલે એમાં પેસી ગએલા અનેક દોષો અને તેની વિકૃતિઓને લીધે આવી ગએલી નિષ્ક્રિયતાનું નિદાન આપણા આ પ્રખર વિચારકે બહુ સૂક્ષ્મતાથી કર્યું છે પણ એના ઉપાયો માત્ર આદર્શ ખ્યાલો જ છે.



( પાન આઠથી ચાલુ )

માનવાનો ધમક આ રિવાજને અદ્દલ પણ કરી શકો છો છતાં હજી તે કદી કદી નજરે ચડે ખરો.

પતિ પત્નીના નામોચ્ચાર જરૂર પરસ્પરના મુખ ઉપર લાલી લાવી દે છે એને માટે રસશાસ્ત્રના નિયમો શોધવા જવાની જરૂર નથી અને તેમાં વડીલોની મર્યાદાનો પ્રસંગ ઉભો થતા વરવહુ એક બીજાના નામની ફેંકાફેંકી ન કરે એ સમજાય એમ છે આ સુંદર psychological—માનવસ્વભાવદર્શન રિવાજ બની જાય છે, અને એ જ રિવાજ ચીંડતા, સરકાર, રૂઢિ બની તે સર્વમાન્ય થઇ એક બીજા રૂપે સમાજને પ્રેરે છે. આ રિવાજથી ખાસ હરકત કોઇને પડી હોય એવી નોંધ કોઇએ કરી નથી નામોચ્ચારણ ન કરવાથી કોઇની પત્ની કે કોઇનો પતિ ગુમ થયો હોવ એમ પણ બન્યુ જાણ્યુ નથી—અલબત્ત મેળા કે જાત્રાની ભીડમાં ગુંચવાયા છતાં અને આરપૂર્વક નામોચ્ચાર થવા છતાં સ્વેચ્છાએ ખોવાતાં પતિ પત્નીના નામ તો શુ પણ દેહ સુદ્ધાં જડતા નથી, અને જડે તો એક બીજાને લેવા ગમતા નથી એ પણ જાણીતી વાત છે અલબત્ત, એકાંતમાં કે પત્રવ્યવહારમાં પતિ પત્ની એકબીજાના નામ લેતાં હશે કે કેમ એ તપાસની જરૂર નથી કારણ નામ લેવાની જરૂર પડતી જ નહીં હોય! નામોચ્ચાર એકાંતમાં પણ એક મનોહર પ્રેમોચ્ચાર બની જતો હશે! અમર કિશોર કિશોરીઓને ચીડવવા માટે ઉપયોગમાં આવતો હશે

કેટલાક શિક્ષકોની પત્નીના નામ જાણી લાવી તોફાની છોકરાઓ શિક્ષકોને એ નામના ઇન્ગ્લીશ શબ્દનો અર્થ પૂછી મુઝવણમાં પણ નાખતા 'ગુલાબ' નામધારી પત્નીના શિક્ષક પતિને વિદ્યાર્થી પૂછી શકતો:

'સર, રોઝ—Rose એટલે ?'

હીરા નામધારી પત્ની માટે Diamond શબ્દ પણ તૈયાર હતો.

શિક્ષક એ ન સમજે એમ પણ ન હતું! અને ત્યાં સુધી ધમ્મો મારી એ વિદ્યાર્થીને બેસાડી દેવામાં જ આવતો.

પરંતુ પતિપત્નીના નામ ન દેવાની રીત આગળ લંબાતી અને ગામમાંથી બાળકોને પણ નામ દેઇ બોલાવી શકાતાં નહીં! વડીલો આગળ તો જાણે બાળકનું અસ્તિત્વ જ ન હોય એમ યુવાન માબાપને વર્તન રાખવું પડતું! અને પ્રૌઢ બનતાં માબાપ મોટાં થતાં બાળકોને નામ દેઇ ઉલ્લેખવાને બદલે 'મોટો' 'મોટી' 'નાનો' 'નાની' 'ચોથી' એમ બોલાવતાં અને વય તથા સંખ્યાવાચક વિશેષણો વિશેષ નામ રૂપ બની જતાં 'મોટી ફોઇ' 'નાની બ્હેન' 'ચોથા ભાઇ' તરીકે આખું ગામ ઓળખે એવા ઉપનામો હજી પણ ગામડે જોવામાં આવશે.

માતાપિતાનાં વ્હાલ વાત્સલ્યનો, કે તેના પ્રદર્શનનો અને નામોચ્ચારનો કંઇ વિરોધ નથી. પરંતુ પોતાનાં બાળકો માટે ઘેલછા કેળવતાં કેટલાંક માતા પિતાને નીહાળી કંઇ પણ જૂનવાણીમાં ભળી જઇ ઇચ્છું ખરો કે આવી ઘેલછા કરતાં નામઉચ્ચારવાની મર્યાદા પસંદ કરવા જેવી ખરી!

---

આજપર્યંત કાલક્રમની દૃષ્ટિએ નરસિંહ મહેતા ભાલણના પુરોગામી ગણાતા હતા પરંતુ અદ્યતન સંશોધન અને મળેલા પુરાવા જોતાં નરસિંહ મહેતાનો સમય વિ. સં. ૧૫૩૫–૧૫૯૫ આસપાસ નક્કી થાય છે.[૧] હવે ભાલણનો સમય અગાઉ ઉલ્લેખ કર્યા પ્રમાણે વિ. સં. ૧૪૬૧–૧૫૪૫ નક્કી થયેલો છે, તે જોતાં ભાલણ નરસિંહનો પુરોગામી ઠરે છે અને તે દૃષ્ટિએ ભાલણની અસર નરસિંહ ઉપર થવાનું અનેકરીતે જણાવી શકાય તેમ છે. કવિચરિતમાં આપેલો નરસિંહનો વર્તમાન સમય સં. ૧૪૭૦–૧૫૩૫ દલીલ ખાતર માન્ય રાખીએ તો પણ તે ભાલણનો પુરોગામી બનવાની સ્થિતિમાં નથી.

યથાર્થ રીતે જોઈએ તો ભાલણની કવિપ્રતિભાની અસર નરસિંહ ઉપર થોડા પ્રમાણમાં પડેલી છે. ભાલણમાં પદપદ્ધતિનાં અંકુર હતાં તે નરસિંહમાં પ્રેમલક્ષણા ભક્તિના પ્રભાવથી તથા સંભવત સુરદાસની પદરચનાના પ્રભાવથી ખીલી ઉઠ્યાં છે.[૨] ભાલણથી પ્રેરાઈને નરસિંહે સુદામાચરિત્ર જેવાં આખ્યાન પણ રચ્યાં જણાય છે. પણ ભક્ત તરીકેની તેની પ્રવૃત્તિએ કવિતાપ્રવાસોમાં તેને ગૌણજ રાખ્યો છે. કવિ નરસિંહ કરતાં ભક્ત નરસિંહ વધુ મહાન હતો એમ ગૌરવપૂર્વકજ આપણે તેને સાચો ન્યાય આપી શકીશું એમ મને લાગે છે. એટલે પુરોગામી સમર્થ કવિ ભાલણની અસર અન્ય રસિક નાગરોની જેમ નરસિંહ ઉપર પણ પડેલી એમ માનવા હરકત નથી.[૪]

ભાષાનો આદિ કવિ કોણ બની શકે? જેણે એકાએ સમર્થ હાથે કાવ્ય મંદિરનો પાયો નાખ્યો હોય, જેણે નવા પ્રસ્થાનનો પ્રારંભ કર્યો હોય, જેણે સાહિત્ય ઉપર ચીર છાપ મૂકી હોય, જેણે યુગો સુધીની અખૂટ પ્રેરણા કવિવૃંદને પાઈ હોય તેજ આદિ કવિ બનવા યોગ્ય ગણાય. કવિવર ભાલણ આ બધી રીતે જોતાં આદિ કવિ બનવાનું સામર્થ્ય ધરાવતા હતા એમ કહી શકાય.

વર્તમાન સંશોધનો વખતે નરસિંહ મહેતા સૌથી જૂના જૈનેતર કવિ તરીકે અને વિપુલ સુમધુર સાહિત્યના સર્જક તરીકે આદિ કવિ ગણાવા પાત્ર હતા. પણ હવે નવીન સંશોધન તથા નવીન અપ્રગટ કવિકૃતિઓ પ્રકાશમાં આવતાં ભાલણ જેવો સમર્થ કવિ મહેતાજીનું એ સ્થાન ઝૂંટવી લે એ હકીકત ગુર્જર ભાષાને માટે ગર્વની હકીકત લેખાવી જોઈએ, ગુજરાતીઓ ગર્વ કરી શકે કે 'કાદંબરી' જેવી કૃતિને સૌથી પહેલાં અમારા આદિ કવિ ભાલણે પદ્યમાં ઉતારી હતી અને સૌનો પહેલાં અમેજ એનો પદ્યનો આસ્વાદ પામી શક્યા હતા. સ્વ. કેશવલાલ ધ્રુવ કહે છે કે તેમ કાદંબરી વડે તો ભાલણે ગુજરાત તથા ગુજરાતનું ગૌરવ વધાર્યું છે.[૨]

"ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ, ગુર્જર ભાષાના આદિ કવિ અને આખા ગુર્જર કવિકુળના આદ્યદ્રષ્ટા સમાન ભાલણ કવિ" ખરેખર એક અને અનેક છે. શ્રી મુનશી કહે છે તેમ તે 'નવા પ્રસ્થાનના પથપ્રદર્શક'[૩] અને શા. કેશવલાલ શાસ્ત્રી કહે છે તેમ આખ્યાનોના પિતા તરીકે ગણાવા જોઈએ.[૪] વળી "અન્ય ભાષાના સાહિત્યની સરખામણીમાં આપણે આગળ ધરી શકીએ તેવો વત્સલ રસ આલેખીને એણે ગુજરાતીઓનું મોઢું ઉજળું કર્યું છે."[૫] ટૂંકમાં કહીએ તો ભાલણ બીજાઓની જેમ કોઈ એક યુગ કે યુગોનો કવિ નથી પણ એ ગુજરાતીનો સદાકાળનો પ્રતિનિધિ કવિ છે. એણે વાવેલું બીજ આજ સુધી ધીમેધીમે

---

૧- મેહન (ઉપોદ્ઘાત પૃ. ૧૨) ૩-ભાલણ-ઉપોદ્ઘાત પૃ. ૧૩ ૪-નાગરોના પરોગામી ભાલણના હસ્તલિખિત ગ્રંથો મળી આવે છે અને તેમાંય ગામનુજ સંપ્રદાય ... નાગરો ભાલણ પ્રત્યે અપૂર્વ માન રાખતા એમ મનાય છે. કાદંબરીનો આધાર ... આવા ઉચ્ચ રસિકોને માટેજ સ્થાપ્યો હશે.

ફાલતું આવ્યું છે અને હજી પણ ફાલશે ફૂલશે એમ આશા રાખી શકાય.

સંક્ષેપમાં ભાલણને ગુજરાતીના આદિ કવિ તરીકે સ્થાપિત કરવા માટે નીચેનાં કારણો પૂરતાં નીવડે તેમ છે —

૧ ભાલણ ક્રમશઃ નરસિંહ જેવા પ્રસિદ્ધ કવિનો પુરોગામી અને તેનો અમુક અંશે પ્રેરક પણ હોવાનું જણાય છે એટલે એ યુગમાં એનો આ પદ માટે બીજો કોઈ સમર્થ હરીફ જણાઈ આવતો નથી

૨. કાદંબરીનો સૌ પ્રથમ પદબંધ રચીને, એનું કંઈક ગુજરાતીકરણ કરીને એણે ગુજરાત તથા ગુજરાતીની રસિકતાનો ડંકો બજાવ્યો છે.

૩. એણે કાવ્યપ્રવૃત્તિ સરસ્વતીની ઉપાસના માટે જ આદરી હતી ‘ગુર્જરભાષા’ શબ્દ વાપરી એણે બતાવેલો ભાષાપ્રેમ પુત્ર તથા શિષ્યોની કવિપરંપરા એ બધું આ વિચારને પુષ્ટિ આપે છે.[૧]

૪. આદિ કવિ થવા જેટલી કાવ્યકલાની પ્રખર પ્રતિભા અને વિદ્વતા એનામાં હતી અને તે એના કાળે અજોડ જેવી જણાય છે.

૫. આખ્યાનશૈલીનો મજબૂત પાયો નાખી એણે ગુજરાતી ભાષામાં એ કાવ્યપ્રકાર સમૃદ્ધ બનાવ્યો. એ રીતે નાકર, પ્રેમાનંદ અને ઉત્તર સુદામાચરિત્રકાર સુંદરમ્ વગેરેનો એ પથપ્રદર્શક બનેલ છે[૨]

૬. એના કાળ, લેખન શૈલી કલ્પના અને રસમય કડીઓ સુપ્રતીત નાકર અને પ્રેમાનંદને નકલ કરવા જેટલી અનિવાર્ય થઈ પડી છે.[૩] એ ભાલણની જેવી તેવી સિદ્ધિ નથી.

૭. રામ તથા બાળકૃષ્ણની લીલાનાં વાત્સલ્યરસથી છલકતાં ભાલણનાં પદ તો જગતની ભાષાઓના સાહિત્યમાં આગળ મૂકવા જેવાં છે.[૪] વાત્સલ્યમાં ભાલણ ખરેખર અપૂર્વ છે

૮. રામભક્તિનાં–રામબાળલીલાનાં એનાં સુમધુર પદ ગુજરાતીમાં વિરલ હોઈ આપણને તે તુલસીદાસનું સ્મરણ કરાવે છે

૯. છૂટક પદો, આખ્યાનો, અનુવાદો, બધું પોતીકી અજબની છટાથી રચનાર ભાલણ કવિપરંપરા દ્વારા આજે પણ ગુર્જર કાવ્યમંદિરને મધુરનાદે ભરતો રહ્યો છે, એણે ન મેળવ્યું હોય તેવું અવનવું હજી તો આપણે કાંઈ વધુ આપ્યું હોય એમ લાગતું નથી

આમ અનેક રીતે જોતાં કવિવર ભાલણ આપણા કાવ્યમંદિરનો મજબૂત પાયો નાખનાર, એ મંદિરના પૂજકોને પ્રેરનાર અને પથ બતાવનાર આદિ કવિ તરીકે હોવાનું સિદ્ધ થાય છે

આવા સમર્થ આદિ કવિની કૃતિઓનું વાચન–સંશોધન વધુ થાય એ બધી રીતે ઈષ્ટ છે



પંડિત મોતીલાલ નેહરુને એક સાક્ષીએ ઉલટ તપાસમાં જવાબ આપ્યો "તમારી જુઓ સાહેબ શું આપ એમ ધારો છો કે હું મૂર્ખ છું?"

પંડિતજીએ કહ્યું: "નહિ, નહિ, પણ કદાચ હું ક્યાંક ભૂલતો હોઉં"

---

૧ કાદંબરીની પ્રસ્તાવના પૃ.-૩. ૨. ભાલણનાં પદનો ઉપોદ્ઘાત. ૩ "The Pioneer of the new tradition" (જુઓ Guj & Its Literature) ૪ કવિચરિત (ભા. ૧) પૃ-૧૦૬, ૫. રામલાલ ચુ મોદી કૃત ભાલણની પ્રસ્તાવના.

૧ ભાલણના કવિપુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસ તથા શિષ્ય ભીમ વગેરે પ્રસિદ્ધ છે. ૨. ગુજરાતી સાહિત્યની રૂપરેખા પૃ-૫૦. ૩ ભાલણનાં પદ પૃ-૩૧. ૪. ભાલણ (રા રામલાલ ચુ. મોદી)

# માસિકોનાં લવાજમ ભરો

પ્રફુલ્લચંદ્ર ગાંધી

ચાલતી ટ્રેનને ડ્રાઈવર બ્રેક મારી તરત અટકાવે, ત્યારે સખત આંચકો લાગ્યાનો સહુ-જાને અનુભવ થયો હશે. આંચકો તો લાગે પણ ટ્રેન અકસ્માતમાંથી ઉગરી જાય છે અને જાનમાલનું નુકસાન થતું અટકે છે. પણ અગાઉ આમ સરળતાથી ટ્રેન અટકાવી શકાતી ન હતી. અત્યાર કરતા માત્ર અર્ધી ઝડપે ટ્રેનો દોડતી, છતાં તેઓ ઘણા અક-સ્માતોમાં સપડાતી. પણ ત્વરિત ગતિએ દોડતી ટ્રેનને લગભગ એકદમ અટકાવવાની યુક્તિ એક યુવાને શોધી કાઢી.

એક અમેરિકન યુવાન જ્યોર્જ વેસ્ટિંગ-હાઉસ એક દિવસ ટ્રેનમાં મુસાફરી કરતો હતો, ત્યારે તેની ટ્રેન રસ્તા વચ્ચે અધવચ અટકી. ગાડીમાંથી નીચે ઉતરી તે આગળ ગયો તો રેલ્વેના પાટા પર બે બીજી ટ્રેનો અથડાઈ હતી અને તેના ડબ્બા એક-બીજાનો રસ્તો અવરોધી ત્યાં ઉપર ચડેલા હતા. "આમ કેમ બન્યું ? ડ્રાઈવરો બેદરકાર થઈ ગયા છે" તેણે ઉદ્‌ગાર કર્યા. પાસે ઉભેલા એક ગૃહસ્થે જવાબ આપ્યો, "નહિ. ડ્રાઈવરો બેદરકાર ન હતા. હું ત્યારે રસ્તા પર હતો અને મેં આ અકસ્માત જોયો હતો. ડ્રાઈવરો બ્રેક લગાવવા મથન કરી રહ્યા હતા, પણ બ્રેક એકદમ લાગી જ નહિ."

"બ્રેક ખરાબ થઈ હતી ?" વેસ્ટિંગ-હાઉસે પૂછ્યું.

"નહિ" પેલાએ જવાબ આપ્યો, "પણ તે લગાડતાં વખત જાય છે. ડ્રાઈવરે બ્રેક્સમેનને બ્રેક લગાડવા ઈશારત કરી. તેણે બ્રેક મારી, પણ તે એકદમ લાગી નહિ. ઝડપે દોડતી ગાડી, ઘણા ડબ્બાઓ એકદમ કેમ અટકાવી શકાય ? એમ કરવું અશક્ય છે"

"કેમ અશક્ય ! " વેસ્ટિંગહાઉસે કહ્યું, "દોડતી ટ્રેનને લગભગ એકદમ અટકાવી શકાય એવી બ્રેક શા માટે શોધી કાઢવામાં આવતી નથી ? ડ્રાઈવર જ બ્રેક લગાડી શકે એવી વ્યવસ્થા જોઈએ. તે બીજાને કહે અને બીજો બ્રેક મારે એમાં તો વખત જાય. ડ્રાઈવર બટન દબાવે કે તરત બ્રેક લાગે એમ બનવું જોઈએ"

વેસ્ટિંગહાઉસ ઘરે ગયો, પણ આખે રસ્તે બ્રેક વિષે વિચારો કર્યા. તેને કશું સૂઝ્યું નહિ પણ તેણે સારી બ્રેક વ્યવસ્થા શોધી કાઢવા નિર્ણય કર્યો. પણ નિર્ણય કર્યે જ વસ્તુઓ સાધ્ય થતી નથી. આખી ટ્રેનના દરેક ડબ્બાઓના દરેક પૈડાને બ્રેક એક વખતે લગાડવા માટે શું યુક્તિ વાપરવી ? વરાળ ? પણ ઠંડીમાં વરાળ ઠરી પાણી થઈ જાય ! સાંકળ ? આખી ટ્રેનને પહોંચી વળે એવી સાંકળ ઘણી ભારી થાય ! એવું કંઈ નવી જ યુક્તિ શોધવી જોઈએ ! અગાઉ વપરાતી કરામતો કંઈ કામ ન લાગે. પણ કઈ યુક્તિ ?

પોતાના પિતાની ફેક્ટરીમાં ટેબલ આગળ બેસી તે કાગળ પર કંઈ કંઈ યુક્તિઓ વાપરી શકાય તેની નોંધ કરતો બેઠો હતો, ત્યારે તેના રૂમનું બારણું ઉઘાડી કોઈ અંદર આવ્યું, પણ વિચાર-મગ્ન વેસ્ટિંગહાઉસે ઊંચું પણ ન જોયું. આગંતુકે કહ્યું "હું તમને તકલીફ આપું છું તે માફ કરશો. પણ તમે આ 'લીવીંગ એજ' માસિકના ગ્રાહક થશો ?" "નહિ" કહી વેસ્ટિંગહાઉસે ઊંચું જોયું તો તેણે એક યુવતિ જોઈ. વધારામાં તેણે ઉમેર્યું." મને ફુરસદ નથી. હું એક અગત્યની શોધમાં પ્રવૃત્ત છું. ઘણી જ અગત્યની શોધ. માસિકો વાંચવા મને નવરાશ નથી."

યુવતિ પાછી ફરી જતી હતી, પણ તેના વદન પર નિરાશા ફરી વળી હતી, તે જોઈ

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

" બૃહસ્પતિ "

થોડા માસ પહેલાં બાલ્કન દેશ, રશિયા અને પશ્ચિમ યુરોપના સામ્યવાદી પક્ષ એ બધાએ કોમીનફોર્મ એ નામની એક સંસ્થા પ્રસ્થાપિત કરી સામ્યવાદી તત્વ આંતરરાષ્ટ્રીય સ્વરૂપનું છે એ કારણે જગતમાંના જુદા જુદા રાષ્ટ્રોમાંના સામ્યવાદી પક્ષોના પ્રતિનિધિઓએ ભેગા થઈ પરસ્પરમાં વિચાર વિનિમય કરે એ તદ્દન સ્વાભાવિક છે પોતાના દેશમાં દરેકે કયું ધોરણ સ્વીકાર્યું છે, તેનું પ્રત્યક્ષ પરિણામ શું થઈ ગયું છે વિગેરે તમામ માહિતી દરેક દેશમાંના પક્ષે કોમિનફોર્મને આપવી અને તે ઉપર વાદવિવાદ અને ટીકાઓ થઈ ધોરણમાં જરૂરી ફેરફાર કરી શકાય એ હેતુથી આ સંસ્થા નિર્માણ કરવામાં આવી. તેનું પહેલું અધિવેશન યુગોસ્લાવિયાની રાજધાનીમાં થયું આ અધિવેશન પછીના બીજા અધિવેશનમાં એમ જણાવવામાં આવ્યું કે યુગોસ્લાવિયાના પ્રતિનિધિ પોતાના દેશમાંની પરિસ્થિતિની હકીકત રજુ કરવા નાખુશ હતા. યુગોસ્લાવિયા અને ઇતર દેશોના સામ્યવાદી પક્ષોના વાદવિવાદની અહીંથી શરૂઆત થઈ વાદનાં કારણ માટે રશિયન સામ્યવાદી પક્ષના પ્રતિનિધિઓએ આમ ભાગ લીધો એ વિવાદની મુખ્ય હકીકતોનો જ અત્રે ઉલ્લેખ કરી શકાય માર્ક્સ, લેનિન તત્વજ્ઞાન પ્રમાણે કોઈપણ દેશમાંના સામ્યવાદી પક્ષે બીજા પક્ષમાં વિલિન થવું નહિ. પક્ષ અને પક્ષ ભૂમિકા ઇતર પક્ષોના ધોરણોથી અલગ રાખવાં અત્યંત અગત્યનું છે સામ્યવાદી ક્રાંતિ પરિપૂર્ણ રીતે સફળ કરવા માટે સામ્યવાદી પક્ષે વર્ગ વિગ્રહનું તત્ત્વ કદી પણ ભૂલી જવું ન જોઈએ. ઇતર રીતે તે પક્ષનો કાર્યક્રમ વર્ગવિગ્રહનાં તત્ત્વ ઉપર આધાર રાખતો નથી. તેથી બીજા પક્ષોના ધોરણોમાં સમાજક્રાંતિનાં ખરાં બીજ રહે એ શક્ય નથી યુગોસ્લાવિયામાં જર્મનીનાં આક્રમણ વિરુદ્ધ સર્વ પક્ષોએ ત્યાંના સામ્યવાદી પક્ષના નેતૃત્વ નીચે સંયુક્ત લોકશાહી સ્થાપી. પરકીય આક્રમણની વિરુદ્ધ પ્રાસંગિક લડાઈઓ ચાલુ હતી ત્યાં સુધી એ ઠીક હતું. પણ તે પછી લોકશાહીમાં ત્યાંના સામ્યવાદી પક્ષે વિલિન થઈ રહેવું તાત્વિક અને વ્યવહારિક દૃષ્ટિબિંદુથી ભુલભરેલું હતું લોકશાહીના સ્થાપનામાં બીજા પક્ષોનું વર્ચસ્વ રહેવાથી આ સંસ્થા મારફત વર્ગવિગ્રહનાં તત્વ ઉપર આધારભૂત રહેલું ધોરણ આંકવું અશક્ય છે અને એવું ખરું ધોરણ અધિકારારૂઢ થયેલા સામ્યવાદી પક્ષે જો સ્વીકાર્યું નહિ તો ક્રાંતિની પ્રગતિમાં પત્થરો પડી વર્ગવિહિન સમાજરચના અસ્તિત્વમાં લાવવી અશક્ય થઈ જાય છે યુગોસ્લાવિયાના પ્રતિનિધિઓનાં જ કહેવા પ્રમાણે ત્યાંના સામ્યવાદી પક્ષને જુદું અસ્તિત્વ નથી એમ જણાય છે તેજ પ્રમાણે તેમનું ધોરણ પણ લોકશાહીના ધોરણથી જુદું નથી. કોમિનફોર્મના મત પ્રમાણે યુગોસ્લાવિયાના સામ્યવાદી પક્ષના જમણી બાજુની આ પહેલી મોટી ભૂલ છે.

મૂડીવાદી સમાજમાં જમીનની માલિકી ભોગવનારો સુખી જમીનદાર અત્યંત પાછળ પડેલો અને પ્રતિગામી લોક છે એઓના પગલામાં મોટા જમીનદારો, મધ્યમ સુખી જમીનદારો અને ખેતરોમાં પ્રત્યક્ષ મજૂરી કરનારા પરંતુ જમીનની માલિકી ન ધરાવનારા એવા શ્રમજીવી મજૂર એવા મુખ્યત્વે કરીને ચાર ભાગ પડે છે. કારીગીરીના ધંધામાં પણ મોટા મોટા મિલ્કતવાળા વેપારીઓ, નાના નાના ધંધાઓ કરનારા અને શ્રમજીવી મજૂર એવા વર્ગ પડે છે સમાજક્રાંતિના પહેલા ધડાકામાં મોટા મિલ્કતવાળાઓ, વેપારીઓ અને મોટા જમીનદારો એમના

સમાજનું આર્થિક અને રાજકીય બળ નિર્બળ થાય છે અને મજૂરોના હાથમાં રાજસત્તા જાય છે. જૂની નોકરશાહી, સૈન્યબળ વિગેરે સંસ્થાઓનો નાશ થઈ મજૂરોના હાથમાં નવું ઘરકરી બળ સંપ્રાપ્ત થાય છે. મોટા મોટા ઉદ્યોગ ધંધાઓનું રાષ્ટ્રીયકરણ થાય છે અને મોટા મોટા જમીનદારોનાં ખેતરો જમીન માટે ભૂખ્યા થયેલા ખેતર મજૂરોમાં અને ગરીબ જમીનદારોમાં વહેંચાઈ જાય છે જમીનનું રાષ્ટ્રીયકરણ અને સામુદાયિક ખેતી અમલમાં આવતી નથી તેજ પ્રમાણે નાના નાના ઉદ્યોગધંધાઓ અને નાના વેપારીઓ અવશેષ રહે છે અને તે સર્વની ઉત્પાદનશક્તિ મોટી હોય છે. મૂડીવાદશાહી બીજરૂપથી સુખી મધ્યમ જમીનદારોમાં રહી જાય છે. તે બીજાવસ્થામાંથી મૂડીવાદશાહીનો ફરીથી જોરથી ઉદય થાય એ તદ્દન શક્ય છે. તેથીજ વર્ગ રહિત સમાજ રચના સ્થાપન કરવા માટે આ બીજરૂપથી રહેનારા મૂડીવાદશાહીનો મતાંતરથી સંપૂર્ણ રીતે નાશ થવાની જરૂર છે સામ્યવાદી સત્તા અધિકારારૂઢ થયા પછી તે સત્તાને પુષ્ટ કરી બાકી રહેલા મૂડીવાદશાહીના બીજો અને અંકુરો હળવે હળવે નામશેષ કરવા પડે છે. એ વાત એક ઝપાટામાં કરવામાં આવે તો સામ્યવાદી સત્તા ઉપર આવવાનો સંભવ હોય છે સુખી મધ્યમ વર્ગના જમીનદારોના હાથમાં જમીનનો ઘણો મોટો ભાગ હોય છે તેમજ નાના નાના ધંધાવાળાઓના હાથમાં રાષ્ટ્રની ઘણી મોટી સાધન સંપત્તિ હોય છે એ બંને વર્ગનું એક ઝપાટામાં નિકંદન કરવા જતાં તે લોકો પોતાની સાધન સંપત્તિનો નાશ કરે છે ઢોર વગેરે મારી નાખે છે. અનાજ પકવતા નથી વગેરે વગેરે એવી પરિસ્થિતિમાં શહેરનું અને ગામડાઓનું જીવન ભયમાં આવી આર્થિક વ્યવસ્થા પડી મમડી જાય છે યુગોસ્લાવિયાના લોકશાહી યોગ્ય વર્ગ લક્ષણો પોતાનું એનું નથી એવી ટીકા થતાંજ ટીટો જેવા આગેવાનોએ સામુદાયિક ખેતીનો ઉદ્યોગ એકદમ અમલમાં લાવવાનો હુકમ કાઢ્યો. તેની સાથેજ નાના નાના ધંધાઓનું રાષ્ટ્રીયકરણ કરવા સંબંધી હુકમો કાઢવામાં આવ્યા. પરંતુ એવી અદૂરદર્શી ઉતાવળથી દેશમાંની વિશેષત. શહેરોમાંની અર્થવ્યવસ્થા ભયમાં આવી ગઈ ખેતરોના માલની કિંમતો અસાધારણ વધી ગઈ. એવી અવિચારી ઉતાવળથી સામાજિક ક્રાંતિની પ્રગતિ ભયમાં આવશે એવી યુગોસ્લાવિયાના પ્રતિનિધિઓ ઉપર બીજી ટીકા કરવામાં આવી માલની કિંમતોમાં વધારો થતાંજ બજારભાવ-રીથી કિંમતો કમી કરવા માટે વધારે હુકમો કાઢવામાં આવ્યા. એવી ઉતાવળનું પરિણામ વિપરિત થાય છે એવો સાર્વત્રિક અનુભવ છે. ઉપરની એકેક ટીકા સાથે યુગોસ્લાવિયાના સામ્યવાદી પક્ષમાં સુધ્ધાં થતી નથી અને વિરુદ્ધ મતોના સભાસદો પર બળજબરી કરવામાં આવે છે એવા પણ આરોપો મૂકવામાં આવ્યા છે

એ વિરુદ્ધ યુગોસ્લાવિયાના આગેવાનોનું કહેવું એમ છે કે, ઉપરના કોઈપણ આક્ષેપો ખરા નથી ઉપરના આરોપોનું તહોમતનામું જે વખતે રશિયન પક્ષ પ્રમુખ તરફથી આવ્યું તે વખતે યુગોસ્લાવિયાના આગેવાનોએ તેમને પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ જોવા માટે બોલાવ્યા, પણ તે પહેલાંજ તહોમતનામાંના આરોપોની નકલો કોમિનફોર્મના બીજા સભાસદો તરફ રવાના કરવામાં આવી, અને બધાએ સભાસદો તરફથી ટીકાઓની વૃષ્ટિ કરવામાં આવી. એવી પરિસ્થિતિમાં યુગોસ્લાવિયાના નેતાઓને સમાન ભૂમિકાજ રહી નથી

તેમના મતો પ્રમાણે ઉપરના બધા મતો અજ્ઞાન પર રચાયેલા અને તેથી જ ખોટા

છે. પ્રત્યક્ષ પુરાવા તે લોકો અમે તે વખતે આપતા રહેશું છે

યુદ્ધકાળમાં માર્શલ ટીટો અને તેના સહચરીઓએ અનેક કામગીરી કરી તે બાબત બીલકુલ શંકા નથી. એટલું જ નહિ પણ એંગ્લોઅમેરિકન સામ્રાજ્યવાદ વિરુદ્ધ સંગઠન કરવા માટે તેમણે અગ્ર ભાગ લીધો એ નિર્વિવાદ છે. હમણાં જ ભરવામાં આવેલી ડાન્યુબ પરિષદમાં બધા પૂર્વયુરોપમાના લોકશાહી રાષ્ટ્રો સાથે તેમણે સહકાર્ય કર્યું હતું. તેમના મત પ્રમાણે ઉપરના બધા આક્ષેપનાનો કૌટુંબિકવાદ જેવા જ છે. અને યુગોસ્લાવિયા પૂર્વયુરોપના દેશો વિરુદ્ધ કદી પણ જઈ શકશે નહિ. સાથે જ એ દેશો યુગોસ્લાવિયાને બહાર કાઢી શકશે નહિ, એવી પરિસ્થિતિમાં પાશ્ચાત્ય દેશોએ હર્ષિત થઈ સામ્યવાદીઓનો અભેદ કિલ્લો પડવા લાગ્યો એમ સમજી મનમાં ખાંડ ખાવાને પ્રયત્ન કરવાનું કાંઈ પણ કારણ નથી. લોકશાહી સંસ્થાઓમાં એવા પ્રકારના ખુલ્લા વાદ હમેશાં ઉત્પન્ન થાય છે અને આ પહેલાં પણ ઘણા થયેલા છે.

બર્લિનમાંની પરિસ્થિતિ ઉપર ઉપરથી જોતાં તે છે તેવી જ છે તથાપિ પૂર્વપશ્ચિમ આખું બનાવ ખરેખર કેવા પ્રકારનો છે એ સમજવું કઠિન બન્યું છે એમ કેટલાકનું કહેવું છે તથાપિ તેમાં કઠિન એવું કાંઈ જ દેખાતું નથી. રશિયા અને સામ્યવાદી રાષ્ટ્રોમાં યુદ્ધકાળ પછી 'આક્રમક' ધોરણમાં મતૈક્ય હતું. બનેમાં યાલ્ટા અને પોટસડામ બે ઠેકાણે થયેલા કરાર પ્રમાણે જર્મનીમાંથી નાઝીઝમ નાશ એટલે જ ફાસીવાદીના જડમૂળ ઉખેડી નાખવા એમ ઠરેલું હતું. અને થોડો કાળ વ્યતીત થયા પછી બધા જર્મન દેશમાં એક મધ્યવર્તી સરકાર સ્થાપન કરી તે સરકાર સાથે સંધિના કરારો કરવાના હતા. જર્મનીના જુદા જુદા ભાગોની કારભારી રાષ્ટ્રોએ કરેલી લશ્કરી વ્યાપ્તિ થોડા સમય માટે જ રહી રહેવાની હતી તો પણ આ કરાર થયા તે દિવસથી જ તેને પશ્ચિમાત્ય સામ્રાજ્યવાદી દેશોથી મુક્ત જ હટાડી દેવાનો પ્રયત્ન થયો. એ દેશોએ જર્મનીના જે પશ્ચિમ તરફના ભાગો પ્રાપ્ત કર્યાં હતા તે ભાગોમાંથી ફાસીવાદનું નિકંદન થયું નથી. ઉલટું જે નાઝીઓએ જર્મન લોકશાહીનો નિપાત કર્યો તેમની સાથે સામ્રાજ્યવાદીઓએ સહકાર સાધ્યો. નાઝીવાદના જડ જે મૂડીવાળા સાહુકાર અને જમીનદાર વર્ગોમાંથી ઉપર આવ્યા તેમનો પણ ઉચ્છેદ થયો નથી. ઉલટું તેની જોડે તેમના વરિષ્ટ ભાગીદારો એવા અમેરિકન અને બીજા દેશમાંના લોકો જર્મનીમાં પેસી પોતાના વતની હકો સ્થાપિત કરવા લાગ્યા. સંપૂર્ણ જર્મનીનું રાજકીય એકીકરણ કરવાનું છોડી પશ્ચિમ જર્મનીમાં સ્વતંત્ર અને પરકીય અમલ નીચે રહેનારા એવા વરિષ્ટ વર્ગની સરકાર સ્થાપવાનો પ્રયત્ન શરૂ થયો અને છેવટે પશ્ચિમ જર્મનીમાં અમેરિકાએ તૈયાર કરેલું નવું ચલણ અસ્તિત્વમાં લાવવામાં આવ્યું એટલું જ નહિ પણ ખુદ બર્લિન શહેરના અમેરિકા અને ઇંગ્લંડ દેશે પ્રાપ્ત કરેલા ભાગમાં આ નવું ચલણ ચાલુ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. અર્થાત્ આર્થિક દૃષ્ટિથી બર્લિન શહેર પૂર્વ જર્મનીનો એક ભાગ હોવાથી પૂર્વ જર્મનીની આર્થિક સ્થિતિ ડામાડોળ કરવાનો આ પ્રયત્ન હતો. રશિયન સરકારે આ પ્રયત્નનો સાહજિક રીતે વિરોધ કર્યો. પશ્ચિમ તરફથી આવનારી એકંદર આયાત ઉપર નિર્બંધ નાખવામાં આવ્યા. તેથી પોતાનો ખેલ બગડી જશે એમ જોતાં જ સામ્રાજ્યવાદીઓ યુદ્ધની ભાષા બોલવા લાગ્યા પણ તેથી રશિયન સરકાર ભયભીત થઈ જવાની શક્યતા ન દેખાવાથી છેવટે યુદ્ધની ભાષાનો અનાદર સામ્રાજ્યવાદીઓને કરવો પડ્યો અને રશિયા સાથે સામોપચારની

આપવામાં આવી. પાકિસ્તાનમાંથી હિન્દ પાછા ફરનારને તેમ કરવા માટે પરમીટ મેળવવાની જરૂર છે એવી પ્રથા શરૂ કરવામાં આવી ત્યારે આજે રોજ ત્રણસો મુસ્લિમોની પરમીટ માટે અરજીઓ હિંદી હાઈ કમીશનરને (કરાંચી) મળે છે. ક્ષેત્રફળના પ્રમાણમાં હિંદમાં પાકિસ્તાન કરતાં વધારે બીજ વસ્તી છે તો લોકોનો એક તરફી પ્રવાહ ક્યાં સુધી સરકાર નભાવી લેશે?

પાકિસ્તાન સાથે વિગ્રહની વાતો કરવી એ નરી મૂર્ખાઈ છે એવું કહેનારા મુત્સદ્દીઓને આપણે પૂછીએ આજે કાશ્મીરમાં પાકીસ્તાનની ધરાર થઈ રહ્યું છે, એ શું કહેવાય? એ વાત પાકીસ્તાન સરકારે પણ સ્વીકારી છે. નહેરુ કહે છે કે શરૂઆતથી જ સૈનિકો લડી રહ્યા છે એ સંબંધી મહિનાઓથી પુરાવા એકઠી કર્યા કરતી હિંદી સરકારનો અથાગ શ્રમનો પાકિસ્તાને ખુલ્લી રીતે એ વાત સ્વીકાર કર્યા પછી જાણે અર્થ ન રહ્યો. પાકિસ્તાન સરકાર હવે આરોપ મૂકે છે કે, "હિંદ ઈપીના ફકીરનો સહકાર સાધી પાકિસ્તાન પર હુમલો કરવા માગે છે માટે બચાવમાં અમે લશ્કર મોકલ્યું છે!" ઈપીના ફકીર જોડે સહકાર સાધ્યો નથી, સરકારના આશયો પવિત્ર છે એવા પુરાવા હવે હિંદી સરકાર શોધશે! આપણી સરકાર ખેર દયાપાત્ર છે. પાકિસ્તાન તેને કંઈ ન કંઈ કામ કાજ આપ્યા કરી તેના ઉચ્ચ આદર્શો પૂરવાર કરવા માટે એક પછી અનેક તકો આપે છે. યુનો પાસે એકવાર દાદ માગી પરતાએલું હિંદ પાકીસ્તાન લડાઈ કરે છે કરી પાછું કદાચ યુનો પાસે જાય! પાકીસ્તાની સુધારાં માટે એવી કશી જરૂર રહેતી નથી. તે નિમાનીને હૈદરાબાદ જવાની સગવડ આપી શકે, જોધપુર રેલ્વેના ડબ્બાઓ બનાવી પાડી શકે! હિન્દ માટે આવેલો પાંચ કરોડનો માલ કરાંચીમાં દબાવી શકે, તેનાં છાપાંઓ અને રેડિયો ઝેરી પ્રચાર કરી શકે, કૌટિલ્યનાં શાસ્ત્રો વાંચ્યા વિના તેણે વધુ વેરથી રાજનીતિ અખત્યાર કરી શકે, પણ સંસ્કૃતના મહાન પંડિતો એવા આપણા રાજકર્તાઓને તેમની એ વિદ્યા ઉપયોગી નીવડી નથી.

કાશ્મીરમાં પાકિસ્તાન તરફથી હિંદ સામે લડતા સૈનિકો આદિ સગાંઓને મળવા આવે! ઠેર ઠેર હિન્દમાં હૈદરાબાદ અને પાકિસ્તાન માટે કાવતરાં રચતા મુસ્લિમો પકડાય. દેશ હિત વિરુદ્ધ પ્રવૃત્તિ કરનારાઓ માટે કડકમાં કડક શિક્ષા અમલમાં મૂકવી જોઈએ. છેલ્લા વિશ્વવિગ્રહમાં એક અંગ્રેજ ખલાસીએ તે કઈ સ્ટીમરમાં આવ્યો હતો એટલી માત્ર કોઈને પોર્ટબલમાં વાત કરી તે માટે તેને અંગ્રેજ સરકારે દેહાંતની શિક્ષા કરી. એવી કડક શિક્ષા સિવાય દેશનું રક્ષણ કરવું કઠિન બનશે.

સરકારે એક વરસમાં ઘણું કર્યું એમ નિષ્પક્ષપાત પણે આપણે સ્વીકારવું પડે છે. ઉદ્યોગ, મજૂરો, કેળવણી, પીડિતોના લાભાર્થે કામદારો માટે દારૂબંધી, શાહુકારી અને અસ્પૃશ્યતા નિવારણ એવા અનેક કાયદાઓ પણ પૂરતા પણ દેશનું લશ્કરી સંગઠન પ્રથમ કરવું જોઈએ. તે સંબંધી જોઈતી પ્રવૃત્તિ સરકાર અખત્યાર કરી શકી નથી.

આપણા રાજકર્તાઓ પરદેશમાં જઈ વાટાઘાટ કરી આવી તેમણે જેવી ઝળકતી ફતેહ પ્રાપ્ત કરી છે એવી વાતો કરે એનો કશો અર્થ નથી દા. ત. સ્ટર્લિંગ બેલેન્સ. આ વાટાઘાટમાં અનેક ખામીઓ રહી છે ૧ એ ઉવટની સમાધાની નથી ૨ દેવું ઓછું કરી કરવામાં આવશે નહિ એવો નિર્ણય લેવાયો નથી ૩ બ્રિટિશોની આવી રોકાણોની મૂડી ઓછી કરવા માટે કશી વાતચીત થઈ ન હતી ૪ ઈંગ્લેન્ડની આર્થિક સ્થિતિ મજબૂત છે નિષ્ણાતો કહે છે કે તે ધારે તો સ્ટર્લિંગ દેવું એક હપ્તે આપી શકે, છતાં તેના ઘણા

વધતાઓ શા માટે ? એ દેવું ઈંગ્લેંડના વાર્ષિક બજેટ ખર્ચના માત્ર ૧૮ ટકા જેટલું જ છે ૫ ડૉલરો જોઈતા મળ્યા નથી ૬ વરસ પછી નવેસરથી પાછી વાટાઘાટ કરવી પડશે ૭ અંગ્રેજોના પેન્શન પેટે ગણો બાદ કરવામાં હિંદને બાજમી ખોટ આવી અનેક ખામીઓ રહી છે પણ પ્રમુખ ચેટી અહીં આવી પોતાની પીઠ થાબડે એટલે પરદેશીઓ તો એમજ માને કે હિંદને આ સમાધાનીમાં ઘણો સંતોષ થયો છે બ્રિટન એમાં રહેલી ખામી ચેટીએ જાતે બતાવી હોત તો અંગ્રેજો જાણ્યું હોત કે હિંદને સરળતાથી સમજાવી કાઢી ન શકાય.

પ્રેસ માટે કડક કાયદાઓ કરવામાં આવ્યા તે સામે વિરોધો થઈ રહ્યા છે, કોમવાદીઓની પ્રવૃત્તિને અંકુશમાં લાવવા માટે પ્રયત્નો થાય છે એ સામે પણ ઉહાપોહ થાય છે પણ અમારા મતે આ સર્વ જરૂરી છે આ શાંતિનો સમય નથી. દેશમાં પક્ષાપક્ષી, મત મતાંતરો હાલના તબક્કે ન પરવડે. પાકિસ્તાન સરકારના ગવર્નર જનરલ અને ગવર્નર જરૂર પડે એક હથ્થુ સત્તાથી રાજ ચલાવી શકે છે, તેજ પ્રમાણે આપણી સરકારને દેશની સહિસલામતી માટે સત્તા મળવી જોઈએ. આજે પક્ષો શા ? શાંતિ પ્રગટે ત્યારે આર-સંવાળા અનેક પક્ષો ઊભા થાય તો ભલે. આજે તો દેશમાંથી એકજ અવાજ નીકળવો જોઈએ.

યુનો સમિતિને બતાવવા માટે કાશ્મીર 'આઝાદ' સરકારનું મથક પાકિસ્તાનમાંથી કાશ્મીરમાં ક્યાંક ખસેડવું એવી સૂચના પાકિસ્તાને કર્યાનું જાણવામાં આવે છે વળી મતગણતરી માટેની પણ તેમની સૂચનાઓ પણ વર્તમાનપત્રોમાં પ્રગટ થઈ છે પાકિસ્તાની લશ્કરે કાશ્મીરમાં હિંદુઓ હાથ આવે તેનો નાશ કર્યો, મહેસુલી દફતરો બાળી મૂક્યા કે જેથી મતગણત્રી વખતે પડોશના પ્રદેશના મુસ્લિમો કાશ્મીરી છે એમ કહી ત્યાં ભરાઈ જઈ મત આપી શકે. વળી પગડાં મુસ્લિમ ભિખારીઓ અને બાળકોને એકઠાં કરી યુનો સમિતિ સમક્ષ હાજર કરવામાં આવ્યા હતા. હિંદી સૈન્યે યુવાનોને મારી નાખ્યા છે અને અમારા પર અનેક અત્યાચારો કર્યાં છે એવી ફરિયાદ તેમની પાસે યુનો કમિશન સમક્ષ રજુ કરવામાં આવી તેજ પ્રમાણે હૈદરાબાદમાંથી હિંદુઓને ભગાડવામાં આવે છે અને બહારથી મુસ્લિમોને બોલાવવામાં આવે છે મતગણતરી માટે હૈદરાબાદ અને પાકિસ્તાનની આવી તૈયારી છે.

પરમ દિવસ સુધી પાકિસ્તાન સેનમે 'ની ખૂમ પાડનારાઓ સભાઓ ભરી હિંદસંઘ માટે વફાદારી જાહેર કરે અગર 'હિંદીસંઘ ઝિંદાબાદ' અને 'નિઝામની આપખુદી મુર્દાબાદ'ના સરઘસો કાઢે તો તે આવકારદાયક ખરૂં પણ એ કંઈ ભારે સંતોષનો વિષય નથી હિંદ વિરોધી બહારના મુસ્લિમોની અહીં જે પ્રવૃત્તિ ચાલે છે તે અટકાવવા માટે અહીંના મુસ્લિમોએ સરકાર સમક્ષ તે કેટલે અંશે જાહેર કરી તે દ્વારા હજુ જાણવા મળ્યું નથી વળી સરકારી જાસુસી પ્રવૃત્તિ દેશમાં અને અન્યત્ર વધારે મજબૂત બનાવવી જોઈએ

વડોદરા ધારાસભાએ મહારાજાને ગાદીત્યાગ કરવા વિનંતિ કરતો ઠરાવ પસાર કર્યો એ પણ ઉતાવળીયું પગલું લેવામાં આવ્યું છે એમ કોઈ માને તો તેમને જણાવવું રહે છે કે પ્રજામંડળના પ્રમુખે કરેલો ખુલાસો તમણે વિચારી જોવો સલાહકારોની મતિઆમી સલાહને અનુસરી મહારાજે જે ઠીક લાગ્યું કરી તેથી પ્રજાપક્ષે નિરૂપાયે તેમ કરવું પડ્યું હતું મહારાજાની લોકપ્રિયતા માટે કોઈને પણ શક નથી શ્રીમંત વિદેશ જઈ વાંધા વાટા કરશે એટલે મુંઝવણનો સરળ ઉકેલ આવી જશે એવું અમારૂં નિશ્ચિતપણે માનવું છે હજુ છેવટે પણ તેમના સલાહકારોને સાચો માર્ગ મળશે એવી આશા રાખીશું સમય પલટાઈ ગયો છે અને બ્રિટિશ જેવી શહેનશાહત નિર્મૂળ ઉખડી ગઈ છે તો દેશી રાજાઓને પ્રજાને સત્તા સ્વાધીન કર્યા વિના છૂટકો નથી એ નક્કર સત્ય કોઈએ વિસરવું ન જોઈએ.

---

# ક્યાં શોધું ?

તને હું ક્યાં શોધું ? જગસકલ ખાલી થઈ ગયું,
અનીતિ—નીતિના નિયમ પલટાતા હરઘડીઃ
જુનાં આક્રન્દોની, અમિત લહરી વાદળ ચડી,
પ્રભુ, તેં સોંપેલું પ્રિયવચન-શ્રદ્ધા-પૂર્ણ ગયું !
અને હું શું શોધું પતિતજનની સન્મુખ જઈ ?
બધા આદર્શોથી પથવિમુખ આખું જગ થયું.
વળી હું યે ઠેલે ચઢી ચડી થયો ઠીક ફળવો,
ગઈ શ્રદ્ધા ત્યારે હૃદય પણ ખાલી થઈ ગયું
અનુકંપા નાઠી મૃદુ નયન ભીનાં મટી ગયાં,
પરેચ્છુ પ્રજ્ઞાના બધિર બની બેઠાં, જડ થયાં !
દિશાઓની ઊંચી પથનિસરણીના પગથિયાં
વસાઈ કાલાબ્ધિ મહીં સરી ગયાં—નિર્મૂળ થયાં.
પ્રભુ, હું અત્યારે મરણુરજ વારી નહિ ધરું;
ધરું ત્યારે, સૂકાં પતિત જનના અંતર પરે
તવ નયનના અમૃત ઝરે.

ઇન્દુલાલ ગાંધી

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसरिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ]  સપ્ટેમ્બર ૧૯૪૮  [ અંક, ૨


## સાધુ પેગંબર

[ ખલિલ જિબ્રાનની દૃષ્ટાંતકથાઓ ]

એક વખતે એક સાધુ પેગંબર રહેતો હતો. મહિનામાં ત્રણ વાર તે શહેરમાં જતો અને બજારમાં ઉભા રહી લોકોને દાનવૃત્તિ અખત્યાર કરવા માટે ઉપદેશ આપતો. તે ઉત્તમ વક્તા હતો અને તેથી તેની કીર્તિ ચોમેર પ્રસરી.

એક સાંજે તેના આશ્રમમાં ત્રણ માણસો આવ્યા. તેમણે સાધુ પેગંબરને કહ્યું, “ તમે દાન વિષે ઉપદેશ આપો છો, જેની પાસે વધારે હોય તેણે જેની પાસે થોડું હોય, તેને આપવું જોઇએ એમ તમે કહો છો. તમે સારી કીર્તિ સંપાદન કરી છે, એટલે અમારી ખાત્રી છે કે તમે ધન પણ સારૂં પ્રાપ્ત કર્યું હશે. તમારા ધનમાંથી અમને કંઇ આપો. અમે ગરીબ છીએ. ”

સાધુએ જવાબ આપ્યો, “ મિત્રો મારી પાસે આ ખાટલો, સાદડી અને લોટા સિવાય બીજું કશું નથી તમારી ઇચ્છા હોય તો તે લો. મારી પાસે સોનુ ચાંદી નથી ”

તેઓએ ધિક્કારયુક્ત નજરે સાધુ તરફ જોયું અને ઉભા થઇ મ્હોં ફેરવી ત્યાંથી જવા માટે ઉઠ્યા. છેલ્લા ત્રીજા માણસે દરવાજામાં એક ક્ષણ થોભી કહ્યું, “ ઓ ધુતારા, ઠગ, તું જે કરી શકતો નથી તે કરવા માટે બીજાને ઉપદેશ આપે છે ”

## દાડમો

એક માણસની વાડીમાં ઘણી દાડમીઓ હતી. અને ઘણા શિયાળા દરમ્યાન તે ચાંદીના ખૂમચામાં દાડમો મૂકી ઘર બહાર રાખી મૂકતો અને તે ખૂમચા પર, “ આ દાડમ લઇ કોઇ પણ ખાઇ શકે ” એવું પત્રું લખી મૂકતો.

ઘણા લોકો ત્યાંથી પસાર થતા, પણ કોઇ તે ફળને અડક્યું જ નહિ.

પછી માણસે વિચાર કરી એક શિયાળા દરમ્યાન ઘર બહાર આગળ માફક ચાંદીના ખૂમચામાં દાડમ ન મૂક્યા, પરંતુ મોટાં અક્ષરમાં લખેલી એક જાહેર ખબર મૂકી જાહેર ખબરમાં લખ્યું હતું “ આ ગામમાં સૌથી સુંદર દાડમ મળે છે, પણ કોઇ પણ દાડમો ખરીદવા તેની કિંમત વધારે પડશે ”

અને નવાઇ ભરી વાત છે, પણ નજીકમાં રહેતા સ્ત્રી પુરુષો એ દાડમ વેચાતા લેવા તૂટી પડ્યા

ગજરાબેન મ. નાયક

## મારગ ક્યાંય નથી

મારગ ક્યાંય નથી,
પ્રભુ, મારો મારગ ક્યાંય નથી.
ચૌદ બ્રહ્માંડને ફરી વળી મારી આંખડીઓ શ્રમથી,
ધુમ્મસમાં અરધી ધગ ઢાંકણી, બીજી ફળી જળથી;
પ્રભુ, મારો મારગ ક્યાંય નથી.
આવ્યો'તો જ્યાંથી એ કેડી મેં ભૂંસાણી પાપનાં પગલાંથી,
ડગલુ આગળ માંડું તો ત્યાં નથી, પ્રકાશ કે પગથી.
પ્રભુ, મારો મારગ ક્યાંય નથી.
આથી અભાગની આંખથી ઝાંખી આશાને મેં રડતી,
દીવો કે દેવતા કાંઈ નથી કને જાવું ક્યાંઈ શ્રમથી ?
પ્રભુ, મારો મારગ ક્યાંય નથી.
નાગાં ત્રંબાળુને બોલતાં સાંભળ્યાં સોનાને મંદિરથી,
સાદ મારો નાનો સાંભળે તું ક્યાંથી આવતો અંદરથી ?
પ્રભુ, મારો મારગ ક્યાંય નથી.

ઇન્દુલાલ ગાંધી

## એકાક્ષી

સંબંધી સર્વ બોલે કે કન્યાને આંખ એક છે,
આવો મેં વર પામી તે કાણીનું ખૂબ ભાગ્ય છે,
ભાગ્ય સૌભાગ્ય એ છે ના, એ છે દુર્ભાગ્ય કારણું,
એ, રખે કંકુએ રોપે, ભાગ્ય વૈધવ્યના ગણું.

એકાક્ષીને હૃદય નહિ શું ઊર્મિ, ઉલ્લાસ માટે ?
એકાક્ષીને ભેસટ નહિ શું પ્રેમ, આનંદ માટે ?
એકાક્ષીને ઉજમ નહિ શું મસ્તીઓ માણવાને ?
એકાક્ષીને તરસ નહિ શું કેલીએ ઝીલવાને ?

છતાં એ મુગ્ધ બાળાને સમાજે પકડી ફરી,
બાપડીની આંખે સૌ આશા ને ઊર્મિઓ મરી
ઈશ્વરે આંખ ફોડીને વિના વાંકે સજા કરી,
સમાજે એ સજા માટે ફરી મોટી સજા કરી
કન્યાની આંખને દીઠી જગાએ એક આંખથી,
એકાક્ષી કોણ કન્યા કે જોનાર એક આંખથી ?

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## વટપદની છાયામાં

[૫]

મારા પિતા આમ વાત્સલ્ય પ્રદર્શનના શોખીન ન હોવા છતાં તેમણે અમદાવાદની મહાસભા વખતે મને સાથે લીધો. દશ અગિયાર વર્ષનો વયે દેશ નેતાઓને નિહાળી હું દેશસેવક બનું કે પિતાને અમદાવાદમાં ઉપયોગી થઈ પડું એમ તો કંઈ હતું નહીં પરંતુ મને Outing—ફરવા હરવાનું મળે એટલો જ એમાં ઉદ્દેશ હોય. મારાં માશીની પુત્રી મણિ બ્હેનને ત્યાં અમે ઉતર્યાં. મારા પ્રત્યે સગાભાઈ જેટલું તેમનું વ્હાલ આજ તેમની વય સાઠ ઉપરાંતની થઈ છે અને હું ત્રેપનથી તે વય મર્યાદામાં જતો જાઉં છું, છતાં બળેવને દિવસે અચૂક તેમની રાખડી મને મળવાની અને મારે તે પહેરવાની. બ્હેન અને ભાઈ વચ્ચેનું હેત કોઈ અલૌકિક નિઃસ્વાર્થ ભૂમિકા ઉપર રચાયલું છે!

મને યાદ છે ત્યાં સુધી અમદાવાદમાં એક ઔદ્યોગિક પ્રદર્શન પણ ત્યારે ભરાયું હતું. મહાસભા—કોંગ્રેસની બેઠક પણ હતી અને સંસાર સુધારાની સભા પણ ત્યાં ભરાઈ હતી. ગુજરાતમાં ત્યારે ભારે ઉત્સાહ હતો. મોટો મંડપ સભા માટે રચાયો હતો. સ્વયંસેવક પણ આકર્ષક રૂપ હતા. પ્રદર્શન પણ મ્હોટું હતું. તે વખતે કોંગ્રેસ મહાસભા કહેવાતી નહીં. સુરેન્દ્રનાથ બેનરજી કોંગ્રેસને પ્રમુખપદે નિયોજાયા હતા. ઔદ્યોગિક પ્રદર્શન વડોદરાના અમારા શ્રીમંત મહારાજા સયાજીરાવે ખોલ્યું હતું. સંસાર-સમાજ-સુધારાની પરિષદમાં દીવાન નારાયણ ચંદાવરકર પ્રમુખ હશે. સને ૧૯૦૨ માં સંપૂર્ણ આઝાદીનો સહજ પણ ખ્યાલ કોઈના મનમાં નહીં હોય. છતાં મર્યાદિત, આઝાદીના વિચારે અને ચર્ચાએ પણ કેવું ઉત્સાહભર્યું વાતાવરણ ઉપજાવ્યું હતું તેનું ઝાંખું ચિત્ર મ્હારા મન ઉપર હજી પડી રહ્યું છે. આઝાદી—આઝાદીનો ત્યારે મને ખ્યાલ નહીં જ. પરંતુ દેશના ભલાને ખાતર લોકો ભેગા થતા હતા, પરદેશી રાજકર્તાઓએ હાથ કરેલી સત્તા અને ઊંચી જગાઓમાં સ્થાન મેળવવા તેઓ માગણી કરતા હતા, એવી માગણીમાં પણ લડાયક જોમ ઝળકી જતું હતું અને સામુદાયિક લડતમાં અનેક ગુણ ઉત્સાહ વધી જતો હતો એટલું તો મને સ્પષ્ટ દેખાયું. ભાષણ કરનાર અને સાંભળનાર બંને છાતી ફુલાવી ચાલતા હતા અને ભાષણોમાં કંઈ પણ ન સમજનાર હું પણ કારણ વગર, સમજ્યા વગર ટટ્ટાર ચાલી કોંગ્રેસની બેઠકમાં ભાગ લીધાનું અભિમાન ધરાવતો હતો.

શ્રીમંત સયાજીરાવ એ યુગમાં દેશનેતાઓના અગ્રણી તરીકે પૂજાતા હતા. રાજાઓથી અને સરકારી નોકરોથી રાજકીય પ્રવૃત્તિ કે સભામાં ભાગ ન લેવાય એમ શિરસ્તો હતો—લગભગ હજી સુધી. છતાં પ્રદર્શન ખુલ્લું મૂકવાની શ્રીમંતે બતાવેલી હિમ્મત, પ્રદર્શનમાં તેમણે કરેલું રસ અને સામર્થ્ય ભર્યું વ્યાખ્યાન, અને કોંગ્રેસની બેઠકમાં આગેવાન બનીને તેમણે આપેલી કહેવાતી હાજરી શ્રીમંત સયાજીરાવ પ્રત્યે જનતા અને નેતા સહુનો આદર વધારતાં હતાં.

વડોદરા રાજ્યની પ્રતિષ્ઠા પણ લોકમાં ઘણી ભારે હતી. શ્રીમંત સયાજીરાવ પાસે અગર તેમના રાજ્યવહીવટમાં કામ કરવું એ ગર્વનો વિષય મનાતો અને એ પણ વાત સાચી કે શ્રી સયાજીરાવની વ્યવસ્થાશક્તિ, તીવ્રબુદ્ધિ, માણસ પરખવાની શક્તિ, વિશાળ અને ઊંડી અભ્યાસવૃત્તિ, કામ કરવાની અને કામ લેવાની કુનેહ, વિદ્વત્તા અને રાજ્યવહીવટને પરમક્ષ બનાવવાની ચીવટ વડોદરા

રાજાને સમગ્ર હિંદમાં એક આદર્શ રાજ્ય બનાવી ગયા હતા. હું તો ત્યારે એટલું જ જાણતો કે શ્રીમંત મહારાજા સાહેબ કોઈ વિચક્ષણ મહાપુરુષ છે. વડોદરાની સુપ્રસિદ્ધ સ્વારીઓમાં મહારાજાને નિહાળવાની અમને તક મળતી. હાથી, ઘોડા, ઉંટદળ, પાયદળ, સોના ચાંદીની તોપ, મહારાજાના બૉડી ગાર્ડ્ઝ, ચાંદીનો રથ, રત્નજડીત હોદ્દા, ડંકા નિશાન સરદારો દરકદારોના ચિત્ર વિચિત્ર પહેરવેશ, ટેથી મ્યુઝિક બેન્ડમાં બેન્ડ ખડીઆસ્તની સહાય અને આસપાસની માનવમેદની આજની માફક ત્યારે પણ વડોદરાનું આકર્ષણ હતું. એવી પ્રત્યેક સ્વારીઓ વડોદરાની જનતા માટે મ્હોટા ઉત્સવરૂપ બની રહેતી. મ્હારા પિતાનું પ્રેસ નૂતન વિલાસ પ્રિન્ટીંગ પ્રેસ નામ ધરાવતું હતું. આજ વડોદરાના ગુરખીઓએ સુપ્રસિદ્ધ બનાવેલી ખજૂરી મસ્જીદ પાસે એ પ્રેસનું મકાન હતું. પાછલા ભાગમાંથી ન્યાયમંદિર અને આખો રસ્તો દેખાતો અને મુખ્ય દ્વાર તે સમયના લહેરીપુરાના રાજમાર્ગ ઉપર પડતું. એટલે સ્વારીઓ જોવાની અમને, અમારાં સગાં વહાલાં અને ઓળખીતાઓને સારી સગવડ મળતી.

શ્રીમંત સયાજીરાવના અમદાવાદમાં થતાં વખાણમાં મ્હને પણ આનંદ થતો હતો. વળી સમજાતું 'આ જ તો હવે રાજ્યો અને રાજવીઓ જવા બેઠાં છે, નિશાન ખડ્ગ પાછાં પડી ગયાં છે અને સરદાર વલ્લભભાઈની આંગળીને ટેરવે તેમને નાચવું પડે છે.' એક ઘટના બહુ જ સાચી છે, નિરૂપયોગી વ્યક્તિ કે સંસ્થાને કુદરત બહુ જીવવા દેતી નથી. શ્રીમંત સયાજીરાવ સરખા કોઈક ત્યારે પણ થોડા જ રાજવીઓમાં હતા. આજ તો એ ઝાંખ એક રાજ્ય કે એક રાજવીમાં દેખાતી હોય એમ મને લાગતું નથી. કદાચ મારી ભૂલ થતી હોય એ સંભવિત છે. પરંતુ રાજ્યહીવટ પરત્વેનું રાજાઓનું દુર્લક્ષ્ય, ધન અને સત્તાની ખુમારી તથા દુરૂપયોગ, રાજકાજમાં ગંભીરતાનો અભાવ, રમત ગમત, શરતોનાં મેદાન તથા પશ્ચિમી મુસાફરીને અંગે પ્રજા સાથે તૂટેલો સંપર્ક અને સ્વભાવ તથા વર્તનની વિચિત્રતા મોટા ભાગના રાજ્યકર્તા રાજવીઓને કંઈક સમયથી નિરૂપયોગી સંસ્થા બનાવી રહ્યાં છે. જનતા જોઈ શકી છે કે રાજવીઓ જાતે તો નિર્માલ્ય અને નિરૂપયોગી બની ગયા છે, ઉપરાંત રાજવીઓ પણ જોવાની શક્તિ ગણી ગયા હોય તો તેઓ પણ જોઈ શકયા છે કે તેમની ખોવાતી સત્તા અંગે આંસુનું ટીપું પાડનાર પણ ભાગ્યે જ કોઈ મળી આવે એમ છે. ખરેખર, રાજવીઓમાં શ્રી સયાજીરાવ એક અનેરા રાજવી હતા. પ્રજાને અને રાજવહીવટને ઉપયોગી બનતાં તેમને બહુ સારું આવડતું. એમના શાસનમાં ભૂલ ન થાય એની બહુ ભારે કાળજી તેઓ રાખતા. હું તો ત્યારે એટલું જ સમજતો કે અમારા મહારાજા રાજા ઉપરાંત પણ પરમ માનનીય વ્યક્તિ બની શક્યા છે.

સુરેન્દ્રનાથ બેનરજીને પણ મ્હેં અમદાવાદમાં નિહાળ્યા. કવિ ન્હાનાલાલે ઇન્દુકુમાર નાટકમાં તેમને નરકેસરીનું અભિધાન આપ્યું હતું એ બહુ સાચું હતું એમ સુરેન્દ્રબાબુના ત્યારના સ્મરણે મને લાગે છે. મ્હોટો દેહ, દેહને યોગ્ય આપતી દાઢી અને સમુદ્રગર્જના સરખો તેમનો અવાજ શ્રોતાઓને મન્ત્રમુગ્ધ કરતાં હતા. મંડપને ખૂણે ખૂણે અને છેલ્લામાં છેલ્લી બેઠક સુધી ફરી વળતો તેમનો કંઠ તેમને હિંદનાજ નહી પરંતુ જગત ભરના પ્રખર વક્તાઓમાં સ્થાન અપાવે એમ હતું. ઇંગ્લીશ પહેલી બીજી ચોપડી ભણનાર, થીએટર સરખા ને સમયના પગ્રત વિભાગમાંથી આવનાર મારા સરખા અજ્ઞાન વિદ્યાર્થીને તેમના ભાષણમાં તો ભાગ્યેજ સમજ પડી

હોય ! જે સમજ પડી હતી તે હું ત્યાંજ મૂકીને આવ્યો છું. આજ એ વ્યાખ્યાનનો ખાસ જરાય યાદ આવતો નથી. સમજ પડ્યા વગર કશું યાદ ન જ રહે. પરંતુ યાદ રહી ગઈ છે સુરેન્દ્રનાથની શબ્દગર્જના અને તેમની ભવ્ય દેહ કે મુખાકૃતિ ! વ્યાખ્યાન ન સમજાય કે તેમાં રસ ન પડે ત્યારે આપણે જરૂર એવું ધારી જઈએ છીએ. વર્ગમાં કે સભામાં ન સમજનારને પણ જાગત, જાગૃત અને સચેત રાખવું સુરેન્દ્રનાથનું વક્તૃત્વ એક સંઘરી રાખવા યોગ્ય નમૂનો કહી શકાય.

આજની વ્યાખ્યાન ઢબ બદલાઈ ગઈ છે એ સાચું. સુરેન્દ્રનાથની શૈલી હવે અનુકરણ યોગ્ય મનાતી નથી એ પણ સાચું. નાટક-ધ્વનિવર્ધન યોજનાઓ વક્તાની બૂમ અને વક્તવ્યનાં ઉમ હસન મસનને હાસ્યપાત્ર બનાવી દે છે એ આજ સાચું. પરંતુ શબ્દાવલિ અને શબ્દઘોષ હજારો માનવીઓનાં હૃદયને એકવાર હલાવી શકતાં હતાં એ પણ એટલું જ સત્ય છે. દરેક બાબતમાંથી આપણું 'ગાંભિર્ય' ઘટી જાય ત્યારે વક્તૃત્વશક્તિ વાતચિતની કક્ષાએ ઉતરી પડે છે, અને આજ હિંદમાં જ નહિ, પરંતુ બધે એમ જ બની ગયું છે, અને એને જ વક્તૃત્વ કળા માનવામાં આવે છે છતાં બાયરને ઉત્તેજતી, ઉશ્કેરતી, ડોલાવતી શબ્દશક્તિ આજ પણ છેક અજાણી તો ન જ કહી શકાય. સુરેન્દ્રનાથની કક્ષાએ આજનું વક્તૃત્વ કદી કદી પહોંચે છે ત્યારે તે જરૂર અસર ઉપજાવ્યા વગર રહેતું નથી.

બેનરજી એટલે એક સરસ પ્રખર વક્તા.

દેશને માટે લડત કરવાની જરૂર છે—વાણીની લડત પણ;

એવી લડત કરવાની એક સંસ્થા છે, જેનું નામ કૉન્ગ્રેસ.

નોકરીવૃત્તિથી કૉન્ગ્રેસમાં દાખલ ન થવાય. સરકારને કૉન્ગ્રેસ પસંદ નહિ.

દાદાભાઈ નવરોજી, ફીરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, બાલ ગંગાધર ટિલક સરખા લડવૈયાઓ આ કૉન્ગ્રેસને ચલાવે છે.

અભિમાન પોષાય એવું, આશ્ચર્ય હવા ભમે એવું, માનસિક બહાદુરીનો રંગ હૃદય ઉપર ચઢે એવું એ સભામાં કંઈક છે.

એવી એવી ગાંઠ બેસતી કે સબળ ગ્રથિત છાપ મેં કૉન્ગ્રેસમાંથી મેળવી. પહેલી જ વાર.

કૉન્ગ્રેસના સત્તર પ્રમુખોની છબીવાળાં કાર્ડ પણ માગી પિતાએ મારે માટે લીધાં, જે લગભગ આજ સુધી છબીમાં જડેલાં અમારા કસોલના ઘરમાં હતાં. ડબ્લ્યુ. સી. બોનરજી અને બેનરજી સગા થતા હોવા જોઈએ અને "બોનરજી" અટક ભૂલથી "બેનરજી" માટે લખી હશે એવો પણ ભ્રમ મને થયો હતો. પી. આનંદાચાર્લુ નામ પણ જરા ખોટું હોવું જોઈએ એમ લાગ્યું નહિ, પરંતુ ચાર્લી હોય એમ મનમાં લાગેલું. રહીમતુલ્લા સયાણી અને બદરુદ્દીન તૈયબજી નામના મુસ્લીમો પણ પ્રમુખ સ્થાનમાં હતા એની માનસિક નોંધ પણ લેવાઈ ગઈ, અને ઓછામાં ઓછું સમજ્યા છતાં ઉત્સાહ તો બે નવીન મેળવ્યો—જે ખાસ કશાને કામ લાગ્યો નહિ.

પ્રદર્શનની બીજી કોઈ છાપ રહી યાદ નથી. માત્ર એક મહત્ત્વનું ધાર્મિક પરિવર્તન ત્યાં મારામાં થયું લાગ્યું. સૂર્ય કિરણોમાંથી શક્તિ ઉપજાવવી તેનો સીધો ઉપયોગ કરવાની પ્રવૃત્તિ પાછી શરૂ થઈ છે. એ ઉપયોગ માનવીને મારવા માટે થશે કે માનવીને જીવાડવા માટે એનો આજે કહેવાય એમ નથી. સને ૧૯૦૨ ના એ પ્રદર્શનમાં સૂર્યની શક્તિ એકત્રિત કરી તેમાંથી રસોઈ થાય એવી ગોઠવણ થઈ યાંત્રિક કરી હતી. પિતા અને તેમના મિત્રો સાથે પ્રદર્શનમાં ફરતાં ફરતાં આ સૂર્યશક્તિ પાસે અમે આવી પહોંચ્યા, અને બધા વડીલોએ નમૂનાની વાનીઓ લેઈ ચાખવા માંડી. હું પણ સાથમાં હતો અને મારી પાસે પણ રકાબી મુકાઈ હ. તેને અડક્યો નહિ. ચીનારથી

પવિત્રતા અને નાગરત્વ લેઈ આવેલો હું આમ અમે તે ક્ષણે અનાચારે બનાવેલી વાની કેમ ખાઈ શકું ? પવિત્રતા શું, અને નાગરત્વ શું, એ નક્કર બનાવી કોઈને બતાવી શકાય એવી વસ્તુ નથી. પરંતુ ત્યારે તો એ બહુ સાચી વસ્તુ લાગતી હતી. મને પૂછવામાં આવ્યું કે હું કેમ કયાને ન્યાય આપતો નથી ? મેં બહુ સચ્ચાઈથી જવાબ આપ્યો:

'પણ આ બધું અભડું ન થઈ જાય ?'

બધા ખડખડ હસી પડ્યા—એમાં કેટલાક નાગર વડીલો પણ હતા. મ્હારા પિતાએ પણ સહજ હસીને મને કહ્યું:

'આ તો સૂર્યના તાપથી બધું થાય છે એટલે હરકત નહીં. લાકડાં કોલસાથી રાંધીએ તો અભડું થાય.'

મે હસીને સાથ આપ્યો અને સૂર્યની રાંધણ કળાનો પરચો મેળવ્યો. પિતાની દલીલ મારા હૃદયમાં ઉતરી ગઈ કે સ્વાદના પ્રાબલ્યને ટેકો મળતાં હું તેને વશ બની ગયો ? એ બન્ને શંકાઓનું નિરાકરણ કરવાની તસ્દીમાં હું પડ્યો જ નહીં ! પરંતુ એ દિવસ પછી નાગર તરીકેનું મારૂ પતન ઉત્તરોત્તર વધતું ચાલ્યું; તે એટલે સુધી કે આજ હવે હું એમ માનતો થઈ ગયો છું કે જેને વટલાવાનો ભય લાગે એને નાગર કહેવાય જ નહીં !

આચાર વિશુદ્ધિની જરૂરમાં હું માનું છું. ખાનપાનની સ્વચ્છતા ઉપર આપણી શારીરિક અને માનસિક તનદુરસ્તીનો આધાર રહેલો છે એ પણ હું માનું છું. જ્યાં ત્યાં જેના તેના હાથે પકવેલું ભોજન કરી લેવામાં વિચારની પ્રગતિશીલતા સમાયલી છે એમ હું માની શકતો નથી. ઘણા રોગ સ્પર્શાસ્પર્શની અમર્યાદામાં તેમજ ભક્ષ્યાભક્ષ્યના અવિવેકમાંથી ઉત્પન્ન થાય છે એ બહુજ સાચી વાત છે. પરંતુ મારી રસોઈ કરતી એક દુબળીજની રસોઇ વધારે ચોખ્ખી હોય તો તે ખાવામાં શા માટે હરકત આવવી જોઈએ એ આજના યુગને ન સમજાય એવી વાત છે. પાણી અને ખોરાક લેવા ન લેવાનો પ્રશ્ન સ્વચ્છતા ઉપર અવલંબન રાખીને રહે એ હવે બરાબર કહેવાય. પરંતુ એમાં ધર્મને વચ્ચે લાવવો એ આજ વધારે પડતુ લાગે છે. પ્રાચીન યુગને જે ઠીક લાગ્યું તે તેણે કર્યું. આજ હિંદુધર્મ પણ સ્પર્શાસ્પર્શ અને ખાદ્ય અખાદ્યના પ્રશ્નને સાદા વિચારથી ન નિહાળે તો તેને જ લાભ થાય એમ છે. એ બન્ને મર્યાદાઓ જૂની હવે પાળવામાં આજ તો હિંદુધર્મની સેવા થતી હોય એમ લાગતું નથી. પછી ભલે જૂના યુગમાં એથી હિંદુધર્મને બળ મળ્યું હોય !

આ વિચારની કક્ષાએ આવનાર હું બાળપણમાં કેવી માન્યતા ધરાવતો હતો ! એનો ખ્યાલ આવતાં આચાર વિચારની આપણા જીવનઘડતરમાં કેટલી ભારે અસર છે એનો ખ્યાલ સહજ કરી શકાય એમ છે. મારાં મા આજ ચોર્યાસી વર્ષે પણ અનાચારના હાથની રસોઇ જમતાં નથી અને તેમનું વર્તન અને તેમની સમજ વિશાળ હોવા છતાં અંત્યજ સ્પર્શને આવકારી શકતાં નથી.

જમવાની છોછ ન રાખવાનો અર્થ એવો પણ નથી કે માંસાહાર કરનાર જ આગળ વધેલો ગણાય ! હું આજસુધી નિરામિષ ભોજનનો આગ્રહી રહ્યો છું—આઠો ખાતો પરદેશ વાસ કર્યો હોવા છતાં માંસાહારથી માનવી ચઢિયાતાં બનીયો છે એમ હું કદી સ્વીકારી શક્યો નથી. રજપૂત, મરાઠા અને મુસલમાન માંસાહારી છે છતાં માંસાહારી ખ્રિસ્તિઓને હાથે માર ખાઇ ગયા છે એ ભુલાય એમ નથી. જુસ્સો, બળ, આપવડાઇ એ શરીરના ગુણ નથી જ. ક્રૂરતા અને વીરત્વમાં ફેર છે. મને લાગ્યા કરે છે કે માંસાહાર બીનજરૂરી છે, અને આપણી જીવનદ્રષ્ટિના અપરાધ રૂપ છે. એની તકરાર કે ચર્ચામાં અહીં ઉતરવાની જરૂર નથી. માત્ર મ્હારી ખપાઈ ચુકેલી

સુરેન્દ્રનાથ બેનરજી સરખા વ્યાખ્યાતાને સાંભળી આવનાર હું કોઈ પણ સભામાં હાજરી આપવાની પાત્રતા ધરાવતો હતો– પછી ભલે પિતાની કલાક બે કલાકની ગેરહાજરી અને મુંઝવણભરી કે આંસુપ્રેરક બનતી હોય ! હું પિતા સાથે ગયો – જો કે બહાદુરીપૂર્વક તેમનાથી દૂર જઈ એક ઓળખીતાની પાસે બેઠો !

મને યાદ છે કે ત્યાં સંગીત ચાલતું હતું, અને હાર્મોનિયમ તબલાની ધમાધમ સાથે મોતી ભરેલી ટોપી પહેરી આવેલો એક ચૌદ પંદર વર્ષનો છોકરો કર્ણપ્રિય લાગતું ગીત ગાઈ રહ્યો હતો. એક ગીત મને બરાબર સાંભરી રહ્યું છે. એ એક સુમધુર સુવિખ્યાત ગીત હતું જે શેરીઓમાં પણ ગવાતું

મને સહાય કરજો મોગરીરે
વ્હાલે વહેલી ગોવર્ધનધારી

એ સિવાયનાં પણ બીજાં કેટલાંક ગાયનો તેણે ગાયાં અને તે સહુને ગમ્યાં પણ ખરાં. નાટકમાં સ્ત્રી પાત્ર ભજવનાર કોઈ જાણીતો અભિનયકાર એ હશે. પરંતુ એ નામ કોણ હશે એ પૂછવાની ઈચ્છા ત્યારે મારામાં જાગી ન હતી. નાટકનાં ગાયનોએ કંઈક ગવૈયાઓને સુખ આપ્યું છે એ ખૂબી સહાય એમ નથી. શાસ્ત્રીય સંગીતના શોખીનો ભલે નાટકનાં ગાયનોને હસી કાઢે ! મારો નાટકના ગાયનો પ્રત્યેનો પક્ષપાત આજ સુધી જીવંત છે.

પછી વ્યાખ્યાનો થયાં જે મને સમજાયાં નહીં, અને સમજાયાં હશે તો તે સમજ અત્યારે મને યાદ નથી. સુરેન્દ્રનાથ બેનરજી સરખા ભવ્ય પડઘા પાડતાં એ વ્યાખ્યાનો ન હતાં એટલું જ મને સમજાયું. ગુજરાતે વક્તાઓ બહુ ઓછા ઉપજાવ્યા છે. પછી સભાની મધ્યમાં માનભર્યા સ્થાને બેઠેલા અમદાવાદી પાઘડી પહેરેલા ગૃહસ્થે અંતિમ વિવેચન કર્યું જે આખી સભાએ માનપૂર્વક સાંભળ્યું. મેં પણ એ વ્યાખ્યાન સાંભળવા પુષ્કળ પ્રયત્ન કર્યો; પરંતુ ઇશ્વર કૃપા હોવાથી કે ન હોવાથી એ પ્રયત્ન સફળ ન થયો.

મને લાગે છે કે નાગરોની ઉન્નતિ કેમ સાધવી એ સબંધમાં વિવિધ વ્યાખ્યાનો થયાં હશે ત્યારથી આજ સુધી નાગરોની ઉન્નતિ વિષે ઘણાં ભાષણો થઈ ગયાં. કેટલાંક તો મેં પણ કર્યાં હશે. પરંતુ એ વ્યાખ્યાનોથી કોઈ નાગરની ઉન્નતિ થઈ હોય એવું દૃષ્ટાંત નોંધાયું નથી.

અંતે ઉપાહારનો સર્વપ્રિય અને સર્વને સમજાય એવો કાર્યક્રમ શરૂ થયો. મને પણ એમાં સ્પષ્ટ સમજ પડી. મોટી મોટી રકાબીઓમાં મેવો મીઠાઈ ખીચોખીચ ભર્યાં હતાં, અને સહુની સમક્ષ તે મૂકી દેવામાં આવ્યાં. સંગીત પણ શરૂ થયું. સૂરમાં વધારે મીઠાશ હતી કે મીઠાઈમાં વધારે મીઠાશ હતી એની ચર્ચા કરવામાં સાર નથી. વિવેકી તરીકે ખપવાના મારા પ્રયત્નમાં હું ધીમે ધીમે મારી રકાબીને ન્યાય આપતો હતો. ગૃહસ્થાઈનાં લક્ષણ મારામાં નાનપણથી હશે એમ દીલગીરી સાથે મારે કહેવું પડે છે. હું અડધે રસ્તે પણ પહોંચ્યો ન હતો, અને એટલામાં ખાલી થયેલી રકાબીઓ ઉપાડી લેવા એક બે માણસોએ ફરવા માંડ્યું. ઘણાની રકાબીઓ ખાલી થઈ ગઈ હતી; પરંતુ મારી ઇચ્છા મારા સ્વાદની ક્ષણોને લંબાવવાની હતી. પિતાનું પડખું છોડી જે ઓળખીતા ગૃહસ્થની બાજુએ હું બેઠો હતો તેમણે એકાએક મને કહ્યું. કેમ ? બસ ને ? હું હકાર નકારમાં જવાબ આપું તે પહેલાં એ ગૃહસ્થે મારી રકાબી ઉપાડી ઉપડાવનારને આપી દીધી, અને તેમને બીજે પડખે બેઠેલા ગૃહસ્થની સાથે તલ્લીનતાપૂર્વક તેમણે વાત કરવા માંડી.

મસ્તક ઉપર વીજળી પડી હોય એવો ભાસ મને થયો ! પરંતુ હવે શું થાય ? રકાબી પાછી મગાય એમ ન હતું. ઉપડાવનાર ક્યાંય દૂર નીકળી ગયો હતો ! આવી સભાઓમાં થાય છે તેમ અંતિમ કોલાહલ

# ભરૂચ જતાં જતાં

મારે સુરતથી ભરૂચ જવું હતું. ઘરેથી જ નીકળતાં મોડું થવાથી હું માંડ માંડ બપોરનો ફાસ્ટ પકડી શક્યો. દાદરના બબ્બે પગથિયાં એક સાથે ઉતરી જે ડબ્બો સામો આવ્યો તેમાં હું બેસી ગયો. ગાડી ચાલવા લાગી.

"હાશ! બેઠો ખરો!" એવો ઉદ્‍ગાર કાઢી કપાળ પરનો પરસેવો લૂછી મેં આજુબાજુ નજર ફેરવી.

મારી આગળ પડખેના શેઠો ગડગડતા હતાં

"મોટા ધનેસરી ખરા ને!!"

"ભીખ માગતાં તો પત્તો લાગતો નથી અને બાપ્પાજીને દાનેસરી થવું છે!"

"મોટો તાલેવંતનો દીકરો હતો તો ટિકિટ જ લઈને બેસવું હતું ને!"

"પારકે પૈસે કોણ ઉદાર નહિ થાય!"

મેં જોયું આ કટાક્ષબાણો બારણાં પાસે ભોંય બેઠેલા એક ઘરડા ભિખારી તરફ છૂટતા હતાં. તે બિચારો મરવા જેવો તો હતો જ, તેમાં આ મૂઢ માર તે વધારે વધારે મરી રહ્યો હતો.

એ મૂંગો મૂંગો બેઠો હતો એટલે જ બોલનારનું ચડી વાગતું હતું. કાગળ નેતરના જેવા નરમ હોય છે એટલે પવનની નાની સરખી લહરી પણ તેને ઝુલાવ્યા કરે છે. એ જો કોઈ જાની સાહેબીવાળા હોત, તો તેની એક જ આંખે બધા ચુપ થઈ જાત. એ જો કોઈ પહાડ જેવો પઠાણી હોત તો બધાના મોઢાં સિવાઈ જાતાં. પણ આ તો કોઈ ગરીબડો ગુજરાતી ભિખારી હતો, એટલે બધાને ગમતું ફાવતું હતું, બધાની જીભ છૂટથી ચાલતી હતી. વાગ્દાની કતાર પણ એટલી ઝપે ચાલતી નહિ હોય.

"મોટા ધનેસરી ખરાને" એ કટાક્ષ કરનાર ગૃહસ્થે હીરાગર પહેરણ અને મલમલના પોતવાળી પાતળી ધોતી પહેરી હતી. આવા નવલખી નગરશેઠને એ કંગાળ ભિખારીની ઈર્ષ્યા આવતી હશે!

"ભીખ માગતાં તો પત્તો લાગતો નથી" બોલનાર સજ્જન અનાથાશ્રમનું ઉઘરાણું કરનાર હતો. એને જરાય વિચાર નહિ થયો હોય કે કોઈ બનાવટી આશ્રમના નામે ખોટી ભીખ માગવા કરતાં કકળતી આંતરડીવાળા પેટ માટે ભિખારીની ભીખ હજાર દરજ્જે ઉત્તમ હતી!

"ટિકિટ વગરના ખુદાબક્ષ" કહી મહેણું મારનાર કોઈ મખ્ખીચૂસ મારવાડી જણાતો હતો. તેને કદાચ અદેખાઈ થઈ હશે કે મારે તો ખાસ્સા પાંચ દશ પોરીનાં નગદ રોકડા ગણી આપવા પડ્યાં છે, અને આ બાપ્પાજી પાઈ પણ આપ્યા વગર મુસાફરી કરે છે

"પારકે પૈસે ઉદાર થવા"ની આળ દેનાર ગૃહસ્થ——ના જાણીતા દાતાર હતા. બોલતાં બોલતાં તેમણે બોલી તો નાખ્યું, પણ વિચાર નહિ કર્યો કે પોતેય ક્યાં પોતાના પરસેવાના પૈસાથી દાન કરતા હતા! ગરીબોના લોહી ચૂસી ચૂસીને જ તો એમનો કુબેર-ભંડાર ભરાયો હશે ને!

મારી ઇંતેજારી વધી મેં તપાસ કરી. આવા આવા સજ્જનો (!) બિચારા ભિખારી ઉપર શા માટે ભૂકી પડ્યા હશે? એણે એમનું શું લૂંટી લીધું હશે?

પણ તપાસ અંતે જણાયું કે હાથે જ એણે એમનો ધરાપૂર્વનો હક ઝૂંટવી લીધો હતો. તેણે એક આંધળા ભિખારીને દાન કરવાની ધૃષ્ટતા કરી હતી. જાતે પોતે તો ભિખારી હતો છતાં તેણે બીજાની દયા ખાધી

હતી આ સજ્જનોને આ તુચ્છતાથી અપમાન લાગ્યું હતું.

સુરત સ્ટેશન પર ગાડી આવી ત્યારે આ કાનગીભ વાત બની હતી

ગાડી આવતાં જ "આમળીના પાણી" "ઠંડુ પાણી," "બનારસી ચેવડો" "સુરતી ધારી," "ચેવલી પાન" અને એવી એવી હજાર હજાર બૂમો સ્ટેશન ગાજી ઊઠ્યું હતું. એ બૂમરાણનો પડઘો પડતો હોય ને તેમ મુસાફરોમાં પણ હો હો મચી હતી

ધારીવાળા ઉપરની કોઈ ઉમળકીસાએ બાબા ચોળતાં બૂમ મારી "એ અલ્યા ચેવડાવાળા!"

ચેવડાવાળાના કાન સરવા હતા, તેણે જેમાં કાને પડ્યું પણ સમજાય નહિ, એવા ધોધાટમાંય એ તેડું સાંભળી લીધું

"જી, સાહેબ! ચેવડો બહુ મઝાનો છે. તલના તેલનો ને હમણાં જ બનાવી એનો એનો લાવ્યો છું."

"કેમ આપ્યો!"

"બીજાને છ આને, પણ જાવ, તમારા હાથની બોણી છે તો ચાર આને આપીશ"

સાહેબે બોણી કરાવી ને મલકાયા. "વાહ! ઠીક સસ્તો મળ્યો"

ચેવડાવાળો પણ મનમાં ને મનમાં મલકાયો "મખ્ખીચૂસને ઠીક ભેગ્યો છે" કારણ ચેવડો એ દિવસનો વાસી હતો હા. એ એનો તો હતો પણ તે તો બળતા બપોરના તાપે.

ધારીવાળાની ગાડી પર તો પડાપડી થતી હતી

"સાહેબ લો, લો, સુરતી ધારી બીજે નહિ મળે."

"અલ્યા, વેજિટેબલ ઘી તો નથી વાપર્યું ને?"

"નારે શેઠ! એ શું બોલ્યા! આગ ઝળાના સોગન જો મે પાડવાનુ ઘી ન વાપર્યું હોય તો."

શેઠે ખુશી થઈ બે આના વધારે આપ્યા ધારીવાળો હસતો હસતો ચાલતો થયો તેને વિચાર આવ્યો કે મજૂરી કરી કમાવા કરતા આગ ઝળાના સોગન ખાવાથી જ બે આના કમાવા સહેલા લાગે છે.

આવી ધમાચકડીમાં નગારખાનામાં તતૂડીનો અવાજ દબાઈ જાય છે તેમ એક કરુણ અવાજ દબાઈ જતો હતો. તે સાંભળવાની અગર તેના બોલનાર તરફ જોવાની ન તો કોઈની પડી હતી, કે ન તો કોઈને ફુરસદ હતી

એ ન સમજાએલો અવાજ હતો એક આંધળા ભિખારીનો: "સાહેબ! પાઇ પૈસો આપતા જજો."

ગાડીમાંથી ઊતરનારા પોટલાં પોટલી ઊતારવાની ધમાલમાં હતા. ને કરડાઈથી કહેતા "ખસ આઘો! ભીખ માગવાની બીજી જગ્યા નથી?"

ગાડીમાં ચઢનારાઓ એનાથી પણ વધારે ઉતાવળા હતા. "જોતો નથી તારી મા ગાડી ઉપડી જશે તે? ખસ!! નહિ તો એકાદ પેટીની અડફટમાં આવી પગ વગરનો થઈ બેસીશ!!"

ગાડી અંદર ધારી ખરીદી ગિજવાની બાજુના મુસાફરો મ્હોં મચકોડવા કહેતા હતા "આગગાડી તે કંઈ સદાવ્રત છે? જે સ્ટેશન આવે ત્યાં ભિખારીઓ હાજરાહજૂર"

એમ કેમ થતુ હશે તેનો વિચાર કે શોધ કરવાની બદામની પૂરી આનાગની ફુરસદ ન હતી

એ ભિખારી ન હતો માંગતો પૂરી, કે ન હતો ભીખનો ધારી એની માગણી તો માત્ર એક જ સિક્કાની હતી અને તે પે સોનાના નહિ, રૂપાના નહિ પણ તાંબાનો તેને એક તાંબિયો જ જોઈતો હતો

"સાચ, આ છોકરાં બબ્બે દિવસનાં

ભૂખ્યા છું. પાંચ પૈસો આપશો તો ધરમ લાગશે."

પણ અત્યારે ધરમ કરવાની કોઈને પડી ન હતી.

ભિખારી આશામાં ને આશામાં હાથ લંબાવતો હતો. તેનો બીજો હાથ "હાથ પગ દોરડી ને પેટ ગાગરડી" જેવા એક નાના છોકરાના હાથમાં હતો કારણ તે આંધળો હતો. છોકરો પણ બાપનું બોલેલું જ બોલતો હતો "ધરમ કરજો માબાપ!" ને તેનું પેટ બતાવતો હતો. જોનારને એ પેટ ભરેલું અને ફાટફાટ દેખાતું હતું. હા! તે ફુગ્ગા જેવું હતું, પણ તે કંઈ માલમલીદા ખાઈ ખાઈને ફુલેલી ફાંદ ન હતી. એ તો ગમના ખાખા પછી માત્ર પાણી પી પી કરતાં ફૂલી ગયેલો પેટનો ઢોલ હતો.

ભિખારી છોકરાને હજુ દુનિયાનો પૂરો અનુભવ ન હતો, તેથી નાસ્તો કરતા મુસાફરો કંઈ નહિ તો એંઠું-જૂઠું તો આપશે જ એ આશાએ તેના મ્હોંમાં પાણી છૂટતાં હતાં. પણ એકાં પડીકાં જ્યારે કુતરાને નાખે ગયાં, ત્યારે તે, તપેલી લોઢી પર પાણી પડે ને સુકાઈ જાય છે તેમ સુકાઈ ગયા. ડોસાને તો દેખવું યે ને દાઝવું ન હતું, કારણ તે આંધળો હતો. કદાચ તેની આંખોના રતન જગતની નિર્દયતા ન જોઈ શકવાથી જ અલોપ થઈ ગયાં હશે! એથી તે માત્ર એકની એક રહેણ નાખતો હતો " માબાપ એક જ પૈસો, એક જ પૈસો."

પણ તેની આટલી આશા યે ફળી નહિ. ગાડીમાં ઘણા મજુરાનો સંઘ હતો. તેઓ દાન-ધરમ કરવા જ નીકળ્યા હતા પણ દાન મંદિરના એ પાંચ પૈસા મથુરાના અલમસ્ત પંડાઓ અને હરામખોર વાંદરાઓ માટે અનામત હતા. ત્યાં વાંદરાઓને ચણા-મમરા નાખવા પડે છે, નહિ તો તેઓ જાત્રાળુના એક પોટલાં પોટલી સલામત રહેવા દેતા નથી, ત્યાં પંડાઓને લાડવા પેંડા ખવડાવવા પડે છે, નહિ તો મોટક ઝિંક મહારાજો જાત્રાળુઓને ગોકુળની ગલીકુંચીઓમાંથી બ્હાર જ નીકળવા દેતા નથી. આ ભિખારી ભિખારીને એવી જાણકારી આવડતી ન હતી તેથી તે દાનનો અધિકારી ન હતો!!!

ગાડીમાં થોડાક ટીલા-ટપકાંવાળાને બાર-મણી માળા ફેરવતા જતા વૈષ્ણવજનો પણ હતા. તે ગાતા હતા. "વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે." હા! તેઓ પીડ માટે મરી પડે છે! હમણાં જ તેમણે ગૌશાળાની પેટી પાંચ પૈસે ઝબકાવી દીધી હતી. એમને ખબર ન હતી કે એ ગૌશાળાનું નામ બનાવટી હતું, તેની પાવતીઓ બના-વટી હતી અને એ ઉઘરાવનારના આંસુઓ પણ બનાવટી હતાં.

આ ભિખારીને એવો વેશ ભજવતાં આવડતું ન હતું તેથી કોઈએ તેના તરફ ફરકી પણ ન જોયું, હા! કેટલાકથી અજાણ્યે જોવાઈ ગયું. પણ એ નજરમાં ઝેર હતું, અમી નહિ, એ નજરમાં ક્રૂરતા હતી, દયા નહિ.

ગાડીની સિસોટી વાગી, એ સિસોટી પછી ગાડી ઉપડી જાય છે એ વાતની આ ભિખારીને ખબર હતી તેથી તેણે પોતાની કાકલુદી વધારી મૂકી પણ આખી ગાડીમાંથી તેને એક પણ પૈસો ન મળ્યો.

"માબાપ! દયા કરો, તમને દુવા લાગશે."

ભૂખ્યાની આંતરડી ઠારનારને મોટી દુવા લાગે છે, પણ એ દુવાની પણ આજે તો કોઈએ દરકાર કરી નહિ.

છેવટ ભિખારી નિરાશ થઈ ગયો. તેની આંખમાંથી દડદડ આંસુ આવવા લાગ્યાં. તેને કેવડી આશા હતી! "આ ગાડીમાંથી તો એકાદ પૈસો મળી જ જશે, એટલે પરાણે કરવા પડેલા અપવાસનાં પારણાં થશે." તે નિરાશ બની એક બાજુ જઈ બેઠો.

રણમાં " પાણી, પાણી " કરતું કરતું એક નિરાશ થઈ ઢળી પડે છે ત્યારે તેને ઘણી વાર વીરડીનાં પાણીનું દર્શન થાય છે, અહીં પણ એવું જ બન્યું.

એ આંધળા ભિખારીના રહ્યા પગની વેદનાને ઓળખી કહ્યું જે મારા ડબ્બામાં ઝળો છે તે ભિખારીએ એક પૈસો આપ્યો હતો. પણ તેની પાસે એટલો જ પૈસો હતો પણ દર્દ હતું એટલે તેણે દર્દીની પીડા ઓળખી હતી.

અત્યાર સુધી તટસ્થ બેસી રહેલા સજ્જનોથી એ જોયું ન ગયું.

" શી ધૃષ્ટતા ! "

" મારી ઉપરકી એટલે હાથ ધરવા તો આવજો. "

પાસની ગલી પરના કૂતરા પૈકે ન તો એમણે દાન કરવું હતું, કે કોઈને કરવા દેવું હતું.

આંધળા ભિખારીએ એક ઊલટી ઘડીએ પૈસો મળતાં દુવા દીધી હતી.

" ભગવાન તમને ભવોભવ આવું જ સુખ આપે. "

એ અંધને ખબર ન હતી કે આ તાબિયો આપનાર તેના જેવો જ બીજો ભિખારી હતો.

એ દુવા સાંભળી એ દાતા મનમાંને મનમાં બબડ્યો: " બાઈ ! આ શું કર્યું ? આવું જ સુખ ભવોભવ મળવાનું કહી ગયો ! " એ બબડતાં બબડતાં તેણે પોતાના સ્થિરદેહ દીદાર તરફ નજર ફેરવી પછી તે બોલ્યો. " આ કરતાં તો તે શાપ આપ્યો હોત તો ઠીક થાત,' કે જેથી હું જનાવર જન્મત, આક જન્મત, કૂતરું બિલાડું જન્મત, પણ આવો દેર દેર હડધૂત થતો માનવી તો ન જન્મત ! "

—એનો આ ઉદ્ગાર સાંભળીને હું આંચો ડબ્બો ખડખડી ઊઠ્યો હતો, પણ આ આખી વાત સાંભળી મને એ ભિખારી પ્રત્યે દયા ને માન ઉપજ્યા. મેં મારા મન જોડે મસલત કરી: સાચે જ જો એ વડ પીપળાનું આઠ જન્મ્યો હોત તો મોટા મોટા ઘરની કુળવતીઓ એની પ્રદક્ષિણા કરત. અને જો એ ગાય-બોધા જેવું ચોપગું પ્રાણી થયો હોત તો ન [illegible] ને મહાદેવનો નંદી બની ભક્ત લોકોની પૂજા પામત. અરે ! કંઈ નહિ તો વિલાયતમાં કૂતરું બિલાડું બની જન્મ્યો હોત તો તો અમીર-ઉમરાવોને ઘેર રમકડાંઓના જેટલું અતિમાન પામત.

તો શું બને ભિખારીઓને માણસ જન્માવી ભમવાને પણ ભૂલ કરી હશે ! !

હું આવા વિચારો કરતો હતો એટલામાં અક્ષેશ્વર આવ્યું અને પેલો ભિખારી આખા ડબ્બા પર ઘૃણાની નજર નાખતો ઊતરી ગયો.

---

બિસ્માર્ક પોતાની જુવાનીમાં કાઉન્ટ થન નામના સૂબાની મુલાકાતે ગયો ત્યારે થને બિસ્માર્કને બેસવાનું તો ન કહ્યું પણ તેની હાજરી પ્રત્યે બેદરકાર રહી તે ખુરશીમાં સુતો સુતો સીગાર ફૂંકવા લાગ્યો. બીસ્માર્ક પણ તરતજ પોતાના ગજવામાંથી સીગાર કેસ કાઢી તેમાંથી સીગાર લઈ સૂબાને કહ્યું " નામદાર, જરા દિવાસળી આપશો ! "

સૂબો તો આશ્ચર્યચકિત જ થઈ ગયો. સભ્યતાને ખાતર પણ દિવાસળી તો આપવી જ પડે એટલે તેણે બીસ્માર્ક તરફ દિવાસળીની પેટી ફેંકી. બીસ્માર્કે પણ તેનાથી સીગાર સળગાવી બીજી ખુરશી પર લાંબા થઈ તે પીવા માંડી,

સૂબાએ આ જોઈ તરત જ તેની સામે માનભેર વાતચિત કરવા માંડી.

# પ્રો. જોડનાં સ્ત્રી વિષેના મન્તવ્યો

કટારસ

"તમે તમારી પત્નીને મારતા અટક્યા છો ?" એ પ્રશ્નનો ઉત્તર 'હા' કે 'ના' માં જેમ આપી શકાતો નથી, તેજ પ્રમાણે સ્ત્રી વિષે કથનો કરવાનું કાર્ય મુશ્કેલ છે એમ કહી પ્રો. જોડ જણાવે છે કે "સ્ત્રીઓ સારી રીતે જિંદગી જીવે છે, વધારે જીવે છે, જન્મ વેળા બાળકીઓનું મરણપ્રમાણ ઓછું હોય છે અને તેઓ સર્વ પ્રકારે વધારે સુદૃઢ હોય છે"

હોશિયાર માણસનું નિયમન કરવા માટે શું હોશિયાર સ્ત્રી જોઈએ છે ? હવે નિયંત્રણ કોને કહેવું તે ઉપર એ વાતનો આધાર છે પુરૂષની જિંદગીમાં એવો સમય આવે છે કે જ્યારે તેને કોઈ દિલાસો આપે, ખપાવે એ તેને ગમે છે—વસ્તુત તે માટેની જરૂરિયાત ઊભી થાય છે ક્રિપ્સના કાર્યમાં હતાશ થયેલો પુરૂષ પત્ની પાસે આશ્વાસન શોધે છે નામ લેવાનો અર્થ, એવો થાય છે કે શક્તિશાળીઓ આ દિલાસો શોધતા નથી. જોડ કહે છે કે મહાન ઐતિહાસિક નરોમાંના ઘણાઓની પત્નીઓ કર્કશાઓ હતી. તેમના ત્રાસથી છૂટવા તેઓ રાજકીય કે અન્ય પ્રવૃત્તિમાં પડયા હશે. ઘરમાં સુખી રહેતો પુરુષ સામાન્ય રીતે પ્રવૃત્તિમાં મંદ નીવડે છે

સ્ત્રીઓ પુરૂષોને મહાન કાર્યમાં પ્રેરે છે ? પ્રો. જોડ નિશ્ચિતપણે એ નકારે છે. મોટા પુસ્તકો, મહાન ગ્રંથો કે મહાન ધર્મોપદેશો સ્ત્રીઓની પ્રેરણાને આભારી ન હતા. દુનિયાના કુબેરો પણ સ્ત્રી માટે તેમના વ્યવસાયમાં પડયા ન હતા, છતાં ધન ઉપાર્જનની પ્રવૃત્તિ પર સ્ત્રીની કંઈક પ્રેરણા ખરી એમ જોડ માને છે. કોઈ સિદ્ધાંત માટે જીવન અર્પવાની તમન્ના કરતો યુવક પરણે કે તે કમાવાના વ્યવસાયમાં પડે છે અને તેના જીવનની તમન્ના ઓછી થઈ જાય છે. પુરૂષના ઉમ્મદને આમ દાબી દેવામાં સ્ત્રીની અસર ખરી એવું જોડનું કથન છે

પુરૂષને જરા શરદી થાય કે તે વિહ્વળ બની જાય છે પરંતુ સ્ત્રી એવી પીડાની અવગણના કરે છે પુરૂષનું શરીર વંશ વધારે પ્રગતિ પામેલું છે માટે આમ બને છે એમ જોડ કહે છે. રેડિયો વગ જલ્દી બગડે, પણ કાતર બગડવાનો સંભવ ઓછો હોય છે

વળી સ્ત્રીઓનું સંગઠન નથી. ઇંગ્લેન્ડમાં પુરૂષ કરતાં સ્ત્રી મતદારોની સંખ્યા વધારે છે; પણ પાર્લામેન્ટમાં સ્ત્રી સભ્યોની સંખ્યા અતિ અલ્પ છે કોઈ પુરૂષને પરણી જઈ તેની કમાણી પર નિર્વાહ કરવો એ હજી સ્ત્રીનો મુખ્ય વ્યવસાય છે તેને પણ આ વસ્તુસ્થિતિ આભારી છે. વળી સ્ત્રીઓ સત્તાનો સદુપયોગ કરી શકતી નથી નાની બાબતોથી પણ તે ગભરાઈ જાય છે અને કારભારમાં તેઓ નિષ્પક્ષપાતી રહી શકતી નથી. તેના હાથ નીચેના માણસોમાં તેને કોઈ માનીતા તો કોઈ અણમાનીતા હોય છે. નવાઈની વાત છે કે સ્ત્રીને ઉપરી અધિકારી તરીકે સ્ત્રી ગમતી નથી. સ્ત્રીઓ સમાન હક માગે તો સ્ત્રીઓ માટે અલાયદી સમવડો, અલાયદો અભ્યાસક્રમ, અલાયદા દાક્તરો, અલાયદા, સામયિકો એવું કશું અલાયદું હોવું ન જોઈએ.

જે ચીવટાઈથી છોકરીઓ અભ્યાસ કરે છે તે ચીવટાઈ છોકરાઓમાં જોવામાં આવતી નથી સ્ત્રીઓ સ્વભાવે વધારે અપ્રમાણિક હોય છે એવા જગતના મહાન પુરૂષોના અભિપ્રાયો ઉતારી જોડ કહે છે કે સદીઓથી આવી માન્યતા પ્રવર્તે છે એટલે આટલો બધો ધુમાડો નીકળ્યો છે તો ખચિત અગ્નિ હોવો જોઈએ ! સ્ત્રીઓ વધારે અપ્રમાણિક છે એમ જોડ પોતે માનતો નથી. પુરૂષો તેને પૈસા ઉછીના નથી આપતા પણ તેને માટે ખર્ચે છે. એટલે સ્ત્રીઓની પ્રમાણિકતા કસી જોવા ઓછા પ્રસંગો ઉદ્ભવે છે. આકમ બીકમાં મીસીસ પોયસર કહે છે ને ! "સ્ત્રીઓ મૂરખી

છે એ વાત હું નકારતી નથી. ઇશ્વરે તેને પુરુષની સમોવડી જ બનાવી છે."

સ્ત્રીઓ પુરુષ કરતાં સ્વભાવે વધારે માયાળુ હોય છે એવી માન્યતાનો જોડ વિરોધ કરે છે. જ્યારે જ્યારે તક મળી ત્યારે સ્ત્રીઓએ પણ પુરુષો માફક અત્યાચારો કર્યાં છે એવાં ઉદાહરણો જોડે ટાંક્યાં છે. નજીવા શમણ કૂતરો પીડા પામતો હોય તો સ્ત્રીને કરુણા ઉપજે કે પણ ગીનમાં હજારો માણસ કપાઇ જાય કે કતલખાનામાં ઢોરઢસો માણસો દુષ્કાળમાં રોજ ભૂખે મરે છે એવા સમાચારો સ્ત્રીઓ સ્વસ્થપણે વાંચે છે અને તે વાંચી તેમને કશી લાગણીઓ જાગતી નથી એનું કારણ એ છે કે સ્ત્રીની ઓછી કલ્પનાશક્તિ છે એમ જોડ કહે છે. પક્ષીઓને વેદના આપી મેળવવામાં આવતાં પીંછાંઓ પહેરનાર સ્ત્રીઓ પુરુષ જેટલી જ સ્વભાવે નિર્દય છે એમ જોડ માને છે.

ડિઝરેલીએ એક વાર કહ્યું હતું કે "મારા ચુસ્ત મતાંધ અનુયાયીઓ સ્ત્રીઓ છે" સ્ત્રીઓ વધારે મતાંધ છે એવું કથન જોડ સ્વીકારતો નથી. મતાંધ બની પુરુષોએ અનેક અત્યાચારો કર્યા છે તેનાં ઉદાહરણો ટાંકી જોડ કહે છે કે પણ સ્ત્રીઓ ઓછી મતાંધ છે એવું નથી. ઇતિહાસ રચનારા પુરુષો હતા, સ્ત્રીઓને ઓછી તક મળી છે. વળી એથેન્સની સ્ત્રીઓને પેરિક્લિસે સલાહ આપી હતી "સ્ત્રીઓની સારી કે નરસી જેમ ઓછી વાત થાય તેમ તેની ઉત્તમતા વિશેષ" એ બોધને સ્ત્રીઓ અનુસરી જણાય છે આનો અર્થ સ્ત્રીઓ મતાંધ નથી એમ નથી એવું કહી જોડ આગળ જણાવે છે કે, "મિ. જોડ, તમે દુનિયામાં સૌથી ડાહ્યા પુરુષ છો, અને વડા પ્રધાનના પદને લાયક છો, અગર તમે દુનિયામાં સૌથી દુષ્ટ પુરુષ છો અને તમારો નાશ થવો જોઇએ, એવા મને પત્રો મળે છે, ત્યારે હું જાણું કે આ પત્રો કોઇ સ્ત્રીએ લખ્યા છે!" જાતીય નીતિ વિશે પ્રૌઢાઓ અતિ સંયત બની યુવતિઓનું જીવન અસહ્ય બનાવી મૂકે છે એવો જોડનો અભિપ્રાય છે. યુવતિઓને ખરાબ ઉદાહરણ પૂરું પાડવાની તેમનામાં આકર્ષકતા અવશેષ રહી ન હોય, ત્યારે તેઓ ધર્મનીતિની વાતો કરી યુવતિઓને ગભરાવી મૂકે છે!

સ્ત્રીઓએ યુદ્ધમાં સૈનિક તરીકે લડવું કે નહિ? શા માટે નહિ. તોપ બનાવનાર સ્ત્રીઓ બંદૂકના ઘોડા પર આંગળી ચલાવી ગોળી છોડનાર પુરુષ જેટલી જ દુશ્મનના મૃત્યુ માટે જવાબદાર છે બંને કામોમાં માણસનો ઘાત કરવાનો ઉદ્દેશ હોય છે, પછી કારખાનામાં બોંબ બનાવવા અને લડાઇમાં ગોળી છોડવી એમાં ફેર શું? વળી સ્ત્રીઓ દયાની દેવીઓ છે એ ભ્રામક માન્યતા છે. સ્ત્રીઓ સમાજને વધારે જરૂરી છે માટે પરાપૂર્વથી તેમને યુદ્ધમાં જવા દેવામાં આવતી ન હતી. એક પુરુષ અને એક સ્ત્રી જેટલાં બાળકોને જન્મ આપે તેના કરતાં વીસ પુરુષ અને એક સ્ત્રી વધારે સંતાનો પેદા કરી શકતાં નથી પણ એક પુરુષ અને વીસ સ્ત્રીઓ, વીસ પુરુષ અને વીસ સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકે તેટલાં સંતાનો પેદા કરી શકે છે આમ સ્ત્રી સમાજને વધારે જરૂરી છે પણ હવે સંજોગો પલટાઇ ગયા છે શહેર પર બોંબ વરસાવવામાં આવે છે એટલે સ્ત્રીઓને રણક્ષેત્રના ભયોથી મુક્ત રાખી શકાતી નથી તો સ્ત્રીસૈનિકોની ટુકડીઓ ઊભી કરવામાં કશી હરકત નથી એમ જોડ માને છે

પશુપક્ષીઓમાં નર સુંદર બની મહાલે છે, સામી જાતિનું ધ્યાન આકર્ષણ કરવા માટે તેણે શણગાર સજ્યા હોય છે જોડ કહે છે કે માત્ર પશુ પક્ષીઓમાં જ નહિ પણ માનવીઓમાં પણ આ પ્રથા છે જંગલી માનવીઓમાં પુરુષોએ શરીર રંગ્યાં હોય છે, માથે પીંછાં ખોસ્યાં હોય છે અઢારમી સદી સુધી પશ્ચિ-

મમાં પુરુષો એવો પોશાક પહેરતા કે તેઓ અક્કડ થઈ જતા. પણ પુરુષ ધન ઉપાર્જન કરે છે અને તેની આળસુ પત્ની તે ઉડાવે છે. પૈસા ઉડાવતી પત્ની પતિની આર્થિક શક્તિ સાબિત કરે છે અને એ રીતે પુરુષનો અહંભાવ પોષાય છે વળી પશ્ચિમના સ્ત્રીઓમાં તીવ્ર દેખાઈ છે કારણ કે પુરુષોની સંખ્યા કમતી છે તે માટે પણ સ્ત્રીઓને શણગારે સજી આકર્ષક દેખાવાની જરૂર જ રહે.

સ્ત્રીઓએ ઘરકામ કરવું જોઈએ ? લોક ઈંગ્લેન્ડની પરિસ્થિતિ વર્ણવી કહે છે કે ત્યાં મધ્યમ વર્ગની શહેરી સ્ત્રીઓને ઘરકામ જ શું હોય છે ? વીજળી અને પાણી આધુનિક વ્યવસ્થા આપે છે રાંધેલા ખોરાકના તૈયાર ટીનો જમતી વેળા ઉઘાડી પીરસવામાં આવે છે. પથારી કરવી અને ઘરનો કચરો કાઢવો એટલા માત્ર કામો સ્ત્રીએ કરવાં રહે છે તેઓ આખો દિવસ નવરી હોય છે ગામડામાં રહેતી ખેડૂતસ્ત્રીઓને પણ કામ કરવું પડે છે એમ લોક સ્વીકારે છે. મ્યુનિસિપાલિટી જેમ આંગણુંમનો કચરો સાફ કરે છે તે પ્રમાણે હવે ઘરમાંનો પણ કચરો તેણે સાફ કરવા વ્યવસ્થા કરવી એમ લોક સૂચના કરે છે.

સ્ત્રી સાથીને લઈ બહાર ફરવા નીકળીએ, ત્યારે પૈસા કોણે ખરચવા જોઈએ ? પુરુષે, સ્ત્રીએ કે બન્નેએ સરખા હિસ્સે ! લોક કહે છે કે પુરુષે જ ખર્ચ ઉપાડી લેવો જોઈએ. પુરુષનો એ હક્ક છે પુરુષનું જગત ઉપરીપણું જળવાઈ રહ્યું હોય તો આટલા માત્ર હકમાં છે તે પુરુષો જતો કરે તો તેનું જગત વર્ચસ્વ રહેશે નહિ આ હકના આધારે સાથી પસંદ કરવાનું, કયો નાટક કે સિનેમા જોવા જવું, અગર બીજે ક્યાં આનંદપર્યટન માટે જવું એનો નિર્ણય પુરુષ કરે છે આ રસ્તેથી સત્તા પુરુષ ગુમાવે એ ઇચ્છનિય નથી. લોક નિખાલસપણે સ્વીકારે કે પુરુષ તરીકે તેનો આ અભિપ્રાય છે. તે જો સ્ત્રી હોત, આકર્ષણ રહિત યુવતિ હોત તો કદાચ તેનો મત જુદો હોત !

---

# પ્રેમનો પરાજય

પંકજ

પંચપાપાનું નામ શા પરથી પડ્યું એ કહેવું જટિલ હતું પરંતુ એટલું તો અવશ્ય માનવું પડશે કે તેના એ નામે તેના ખરા નામને ઢાંકી દીધું. તેના નર્તકી જીવનમાં વિવિધ પ્રકારના પુરુષોની મનોવૃત્તિ જોતાં તેને પોતાના વ્યવસાય પર ઘૃણા ઉપજી. તે વિચારવા લાગી કે જો પોતે એક સુંદર અને સંતુષ્ટ કુટુંબની અધિકારિણી બનીને આનંદપૂર્વક જીવન વ્યતીત કરે તો કેવું સારું થાય! તેણે જોયું હતું કે પ્રેમનો સ્વાર્થી અભિનય અંતરની શાંતિ આપતો ન હતો અને બારીમાંથી દૂર નજર ફેંકતી તેની આંખોમાં એક ખરી પ્રેમિકાની પ્રતીક્ષા ન હતી. તેના હાવભાવમાં એક પ્રકારની અસ્વાભાવિકતા હતી. તેને એમ લાગ્યું કે જો કોઈ યોગ્ય પાત્ર મળે તો તેને સ્વાર્પણ કરી એક ગૃહસ્થની પત્ની તરીકે જીવન ગુજારવું વધારે સારું છે. પરંતુ સુપાત્ર શોધવો ક્યાંથી તેનો સવાલ તેને મુંઝવવા લાગ્યો.

૨

“ પંચપાપા, તારું આ નામ તો કોઈ વિદ્વેષીએ રાખેલું છે, તારું નામ તો પંચપુણ્યા હોવું જોઈએ. ’

‘ વીરસેન, તમારું કહેવું મને માન્ય નથી. મારો વ્યવસાય જોતાં આ નામ કંઈ અયથાર્થ નથી. હા હું પંચપુણ્યા બનવાની ચેષ્ટામાં છું તમારા જેવાની સહાયતાની જરૂર છે. ’

‘ તારું કહેવું હું સમજ્યો નહીં. ’

‘ મારે આ ઘૃણિત વ્યવસાય છોડવો છે. ’

‘ તો પછી શું કરીશ ? ’

‘ શું કરીશ ! હાય આ સવાલ પણ કેવો મર્મભેદી છે ! શું હું બીજું કંઈ પણ ન કરી શકું !’

‘ કરી શકે છે પણ તું શું કરવાની છે તે તો કહે !’

‘ હું એક સજ્જન સાથે લગ્નગ્રંથીથી જોડાવા માગું છું. ’

વીરસેન મોટેથી હસી પડ્યો અને બોલ્યો, ‘ વાહ, તારે વળી લગ્ન કેવાં ! ’

‘ શું મારે માટે લગ્ન નિર્મિત નથી. ’ પંચપાપા દુઃખી થઈ બોલી.

‘ નર્તકી સાથે પરણવા તૈયાર થાય એવો વળી કોણ હશે ! હા...હા... પંચપાપા એ ગાંડપણ જવા દે. તારું નૃત્ય જ બતાવ. ’

પંચપાપા ક્રોધપૂર્વક ઊભી થઈ ગઈ અને બોલી, ‘ જો કોઈ પુરુષ મારી સાથે લગ્ન કરવા તૈયાર ન થાય તો તે પુરુષ જાતિને મારું નૃત્ય પણ જોવાનો અધિકાર નથી ’

પંચપાપા ત્યાંથી ચાલી ગઈ. વીરસેન નફ્ફટ હાસ્ય કરીને બોલ્યો ‘ અરે, નર્તકીઓ પણ કેટલો દિમાગ રાખે છે.’ અને ખડખડ હા ..હા ’ આસવનો પ્યાલો તેની પાસે હતો તે પીને તે બહાર નીકળ્યો અને નીકળતાં પણ બોલ્યો, ઉહ, વેશ્યાને વળી આટલો બધો શોખ શાનો ? પરણવું છે. ’

૩

પંચપાપા વિચારતી હતી કે સાધારણ રીતે પ્રત્યેક મનુષ્ય પોતાનો અધિકારી હોય છે, પરંતુ નર્તકીને પોતાના પર અધિકાર પણ ન હતો. એને ત્યાં આવનાર ગ્રાહકોએ જ્યારે સાંભળ્યું કે પંચપાપા નૃત્ય કરવાનું બંધ કરવાની છે ત્યારે તેઓ એકદમ ખળભળી ઊઠ્યા. તે સમયે સામ દામ દંડ ભેદ ઇત્યાદિના પ્રયોગથી પણ તેને એ નિશ્ચયમાંથી ખસવાને ધમકીઓ આપવામાં આવી હતી. શું કરવું તેનો ઉપાય તે શોધતી હતી. તેને કોઈ ગૃહસ્થ તો પરણવા તૈયાર થાય એમ હતું નહીં અને ગૃહસ્થ મેળવવાની ચેષ્ટા કરવી એ પણ શક્તિનો વ્યર્થ વ્યય હતો. એક દિવસ તે પોતાની દાસીને લઈ પોતાને લાયક પુરુષ શોધવા નીકળી.

૪

એક ગામમાં આવીને તેઓએ મુકામ કર્યો. દાસી અને પોતે ગામમાં રહેવાની

વ્યવસ્થા કરવામાં પડવા પંચપાપા ગામમાં ફરવા લાગી ફરતી ફરતી તે એક મંદિર પાસે આવી ત્યાં અનેક દરિદ્રો ભિક્ષા માંગી રહ્યા હતાં. પંચપાપા તેઓને જોઈ રહી એક સુંદર દેખાતો દરિદ્ર યુવક તેને ખરેખર પસંદ આવ્યો, તે વિચારવા લાગી કે એ દરિદ્રને જો દરિદ્રતા ટાળવા માટે કહેવામાં આવે તો અવશ્ય દરિદ્રતા ટાળનારને તે પ્રેમ કરી શકે. પરંતુ દરિદ્રતા ટાળનારનો પરિશ્રમ પામીને પ્રેમ કરી શકે કે કેમ તેનો સવાલ હતો. તે પાછી આવી અને દાસીને દરિદ્ર યુવક પાસે મોકલી. દાસી ગઈ. દાસીએ તે યુવકને જઈ પૂછ્યું, 'તારું નામ શું છે?'

'આનંદ.'

'તું ભિક્ષા કેમ માગે છે?'

'હું દરિદ્ર છું, સ્વજન વિહીન છું!'

'જો તારી દરિદ્રતા ટાળવામાં આવે તો એ ઉપકારના બદલામાં તે વ્યક્તિનો થઈ રહી શકીશ?'

યુવક કંઈક ચમકીને બોલ્યો, 'એમાં શી મોટી વાત છે. હું તૈયાર છું'

દાસી બોલી, 'એમ ઉતાવળે હા કહ્યા પછી ખસી જવાની જરૂર નથી. ફરી વિચારી જો તારો ઉપકારી ગમે તેવો હોય પણ તું તેની સાથે પ્યાર કરીશ?'

યુવક કંઈક વિચારી બોલ્યો, 'હા.'

'જગતની દૃષ્ટિએ તે નીચ પતિત અને અપમાન હોય તો પણ પ્યાર કરીશ?'

યુવક કંઈક મુંઝાઈને બોલ્યો, 'હા.'

'જો તે એક નર્તકીનું શરીર હોય તો પણ પ્યાર કરીશ.' યુવક ચૂપ ઊભો રહ્યો. તે વિચારવા લાગ્યો. તેને કોઈ સગું વહાલું હતું નહી.. કોઈ સ્વજન હતું નહી. તે જગતમાં ભિક્ષા માગી રહ્યો હતો અને એક નર્તકી તેના દારિદ્રયને ટાળવા તૈયાર હતી અને બદલામાં ફક્ત પ્રેમ માગતી હતી. શું એ સોદો અસ્વાભાવિક હતો? તેને લાગ્યું કે આનંદથી રહેવાનો સુયોગ ફક્ત એક શબ્દ પર નિર્ભર હતો માટે હા કેમ ન કહેવી?

'કેમ શું નિર્ણય કર્યો?'

'હા તૈયાર છું'

'તો આવ મારી સાથે. યાદ રાખજે કે પ્રેમ વગરું કંઈ રમતની વસ્તુ નથી.'

૫

પંચપાપા આનંદને લઈ પાછી ફરી તેના આવાસનું રૂપ ફેરવાઈ ગયું. નર્તકીની નરની નારીઓ પર ગૃહસ્થના ઘરનું સ્મિત ફરક્યું આનંદ પંચપાપાના પર મુગ્ધ થઈ ગયો. પોતાનું સર્વસ્વ અર્પણ કર્યા છતાં પંચપાપા પોતાને તેની અનુચરી ગણતી હતી તે જોઈ તે કિંકર્તવ્ય વિમૂઢ થઈ ગયો. દરિદ્ર આનંદના શરીરને પુષ્ટિકારક ખોરાક મળતાં તે વધારે સુંદર થયું. બહુમૂલ્ય વસ્ત્રોથી સુશોભિત આનંદ ખરે પંચપાપાને અંતિમ આનંદનું પાત્ર થઈ પડ્યો.

પંચપાપાના જુના પ્રેમીઓ અને માલિકો આ પરિવર્તનને જોઈ રહ્યા. કેટલાકોમાં પ્રતિહિંસાનો અગ્નિ પ્રજ્વલિત થયો અને કેટલાકે નર્તકીના આ નવા પ્રયોગ પર તિરસ્કાર સૂચક હાસ્ય કીધું. વીરસેનને પંચપાપાના આ પરિવર્તનથી ખરેખર ક્રોધ ચઢ્યો. તેણે આનંદની સાથે મિત્રતા કરવાનો વિચાર કરવા માંડ્યો આનંદ ફક્ત સંધ્યા સમયે આરામને ખાતર બહાર નીકળતો હતો. અન્યથા તે કોઈને પણ મળતો નહી. વીરસેન લાગ શોધવા લાગ્યો

૬

વીરસેન આનંદની મૈત્રી મેળવવામાં ફળીભૂત થયો પંચપાપા આનંદને પોતાનો સર્વપ્રકારે બનાવી ચૂકી હતી એટલે તેણે વીરસેનની મિત્રતાને પુરુષ જાતિની પોતાના પ્રેમની કસોટી માટેની ચેષ્ટા સમજી તે વિચારવા લાગી કે વીરસેનના આ આનંદને

પૂર્ણ પ્રકારે ધ્યાન ગણીને જોવા કર્યું. આનંદને આ વાતની ખબર ન હતી કે તેને નિમિત્ત બનાવીને જગતમાં પુરુષ અને સ્ત્રી જાતિની સ્પર્ધા એક બીજાને આવાહન આપી રહી હતી. પંચપાપાના હાવભાવ મોહક અને મુગ્ધ થતા ચાલ્યા અને વીરસેન પણ પોતાના દાવ ખેલવાની ચેષ્ટા કરતો હતો.

એક દિવસ નગરમાં એક સુંદર નર્તકી આવી. કલા અને સૌંદર્યના ઉપાસકો તેને જોવા તત્પર થયા. વીરસેન લાગ જોઈ બોલ્યો, 'આનંદ, આપણે આજે નૃત્ય જોવા જઈશું એની કલા અદ્ભુત છે

'હું મારી પત્નીને પૂછી કહીશ '

'એમાં વળી પૂછવાનું શું આપણે ક્યાં ખરાબ દૃષ્ટિએ જોવા જવાના છીએ ?'

'ના, પૂછ્યા વગર જઈશ નહી'

આનંદ ઘેર આવી પંચપાપા પાસે ગયો '

'પ્રિયે આજે એક બહારગામથી નર્તકી આવી છે અને સાંભળ્યું છે કે તે બહુજ સુંદર નૃત્ય કરે છે. મારે જોવા જવું છે.'

પંચપાપા કંઈક વિચારીને બોલી, ' હા તમે જાઓ. પરંતુ આજે એકાએક નૃત્ય જોવાનો શોખ ક્યાંથી થયો ?'

'કંઈ નહી' હું કલા અને અભિનયની દૃષ્ટિએ નૃત્ય જોવા માગું છું ' આનંદ ગયો

૭

પંચપાપા વિચાર કરવા લાગી કે વીરસેનના આ દાવમાં ગૂઢ રહસ્ય હતું તેણે પોતાનો પાછલો ઇતિહાસ ઉખેળી જોયો. તેને ત્યાં પણ કલા અને લાલિત્યની દૃષ્ટિએ પ્રથમ આવનાર પાછળથી હમેશ આવનાર થયા હતા. તેણે કંઈક વિચારી દાસીને બોલાવી અને પોતાના નૃત્યના વસ્ત્રો કાઢવા કહ્યું. દાસી કંઈક વિચારમાં પડી. વર્ષો પછી આજે આ વસ્ત્રો પર સ્વામિનીની દૃષ્ટિ કેમ ફરી તે તેને સમજાયું નહી પંચપાપાએ વસ્ત્રો પહેર્યાં અને નૃત્ય ફરી જોયું ગરીબ ઝૂંપડામાં રમતી જાગતી હતી તે ખાટી આગમ આવી દૂર દૃષ્ટિ નાખવા વાગ્ય પ્રયત્ન કરવા લાગી. આજે નર્તકીના વેશમાં તેનું હૃદય એક ગૃહિણીની માફક પ્રતીક્ષા કરતું હતું તેને વિચાર આવ્યો કે એક વખત તેણે પણ અનેક ગૃહિણીઓને આ પ્રમાણે રાહ જોવડાવી હતી. તેની આંખોમાં આંસુ આવ્યાં પોતાનો એ ઇતિહાસ તેને વ્યથા આપવા લાગ્યો,

તે રાત્રીની કાલિમાને માપતી બારી પાસે દૂર સુદૂરના મનુષ્યોને ઓળખવાનો પ્રયત્ન કરતી ઉભી રહી

૮

નુતન નર્તકીનો નાચ જોતા નગરના નાગરિક બેઠા. વીરસેન નર્તકીના વખાણ કરતો હતો આનંદ પણ નાચ જોતો બેઠો નાચ પૂરો થયો અને પ્રેક્ષકો વિખેરાયા. આનંદ પણ ચાલ્યો માર્ગમાં એણે પ્રેક્ષકોમાં થતી વાત સાંભળી.

'બાઈ નાચ સારો તો હતો પરંતુ પંચપાપાના નાચને તોલે તો નજ આવ્યો'

'પણ હવે તો પંચપાપાએ નાચ કરવો છોડી દીધો છે અને પણ શું આકર્ષણ લાગ્યું છે ?'

આનંદ ઘેર આવ્યો પંચપાપાને નર્તકીના વેશમાં ઉભેલી જોઈ વિસ્મિત થયો

' પ્રિયતમે, કલા અને અભિનયની દૃષ્ટિએ તમે પેલો નાચ જોયો છે હવે આજે મારો નાચ પણ જુઓ '

આનંદ બોલ્યો, ' પ્રિયે, તેં તો પુરુષ જાતિના શોખને પોષણ કરતું નૃત્ય બંધ કીધું છે એમ મેં સાંભળ્યું છે '

' પરંતુ આજે હું પુરુષ જાતિને નહી પણ મારા પ્રિયતમને માટે નાચું છું '

પંચપાપાએ નૃત્ય શરૂ કર્યું. આનંદને લાગ્યું કે પંચપાપાનું નૃત્ય અને નુતન નર્તકીના નૃત્યમાં કોઈ પણ રીતે સરખામણી ન હતી પંચપાપાના નૃત્યે પ્રેક્ષક વર્ગના કથનની સત્યતા બતાવી. આનંદ મુગ્ધ થઈ ગયો પંચપાપા નૃત્ય કરી આવી અને બોલી,

'પ્રિયતમ, કેમ કેવું છે મારું નૃત્ય?'

આનંદ આગળ નમ્યો પતિ-પત્ની એક એક બીજાના બાહુપાશમાં આબદ્ધ થઈ ગયાં

૯

પંચપાપાના આ વિજયે વીરસેનની ઇર્ષા વધારે સતેજ કરી. આનંદના ઉપર પંચપાપાનો અધિકાર પ્રબળ હતો એ જોઈ વીરસેન મુંઝવણમાં પડયો તેને એક વિચાર સ્ફુર્યો. એક વૈદરાજની સલાહથી આનંદને માદક દ્રવ્યોનો શોખ ઉત્પન્ન કર્યો. પંચપાપાને આ વાતની ખબર પડતાં તેણે આનંદને એમ કરતાં અટકાવવાની ચેષ્ટા કીધી આનંદને માદક પદાર્થોની મોહિની પ્રબળ લાગી અને પરિણામમાં આનંદ જૂઠું બોલતાં શીખ્યો. પંચપાપાની આગળ હમેશ સત્ય આચરણ કરતો આનંદ હવે પોતાને પણ ઠગતાં શીખ્યો.

એક દિવસ વીરસેન આવી બોલ્યો, 'આનંદ, આજે મે નગરની બહારના મારા ઉદ્યાનમાં ઉત્સવ ગોઠવ્યો છે. બીબાગથી સુંદર દ્રાક્ષોમાંથી બનાવેલો મદ્ય પણ મગાવ્યો છે સુંદર નર્તકીઓ છે. તારે આવવું પડશે.'

'હું મારી પત્નિને પૂછીને આવીશ.'

'અરે પૂછવા જઈશ તો ના પાડશે.'

'ના, પણ હું તેને સમજાવી લઈશ.'

આનંદ ત્યાંથી પંચપાપા પાસે આવ્યો, 'પ્રિયે, આજે વીરસેન સાથે એક જમવાનું આમંત્રણ છે' પંચપાપાએ આનંદ તરફ જોયું તે સમજી ગઈ કે આનંદ સત્ય વસ્તુસ્થિતિ છુપાવવા માગતો હતો હતો

'ક્યાંનું આમંત્રણ છે?'

'નગરની બહાર એક જગ્યાએ જવાનું છે' આનંદ મહાપ્રયત્ને બોલ્યો.

ઠીક ત્યારે પંચપાપા બોલી 'જાઓ' આનંદ ગયો.

૧૦

આનંદના દિવસે દિવસે થતા પરિવર્તનમાં પંચપાપા પોતાનો પરાજય જોઈ રહી હતી આનંદ અસત્ય આચરણ કરતાં શીખ્યો હતો તે પણ જોયું, તે પોતાના ચિરાતા હૃદયને જેમ તેમ સંભાળતી હતી. આજે આનંદ ક્યાં જવાનો છે તે જાણવા તેણે એક દાસી ગુપ્ત રૂપે મોકલી. વીરસેનનો જય ધીમે ધીમે સ્પષ્ટ થતો હતો પુરુષ જાતિની અધમતા વધારે સ્પષ્ટ થતી હતી દરિદ્રતામાંથી વૈભવમાં લાવનારનો ઉપકાર પણ પુરુષ જાતિએ માન્યો નહી જાણી તેને અપાર દુઃખ થયું. દાસી આવી અને બોલી.

'બા, વીરસેનના બગીચામાં સ્વામી ગયા છે. ત્યાં સુરાપાન થાય છે નર્તકીઓ નાચી રહી છે અને માલિક તો મદ્યના ઘેનમાં એક નર્તકીની સાથે બેઠ અને વિકૃત હાવભાવ કરી રહ્યા છે.'

પંચપાપા આ શબ્દે વિંધાઈ ગઈ. તેણે દાસીને કહ્યું. 'તું જા તો, તે બાગમાં જઈને કહેજે કે એમને આવવાની જરૂર છે.'

દાસી ગઈ પંચપાપા—અતીતની નર્તકી વર્તમાનની ગૃહિણી—ભવિષ્યની સતી શય્યા પર પડી રડવા લાગી. તેને લાગ્યું કે ગૃહિણી જીવન એક અપૂર્વ ત્યાગ માગે છે હૃદયને ચૂર્ણ થતું જોઈ રહ્યા છતાં પણ મુખ પર એક સ્મિતની અપેક્ષા રાખે છે.

૧૧

સુંદર અને સ્વચ્છ વસ્ત્રો પહેરી સર્વ આભુષણો ધારણ કરી પંચપાપા બેઠી પાસે સુરા અને વાજીંત્રો હતાં. સુરાના શીશામાંથી તે ઉપરાઉપરી સુરા પી રહી હતી.

આનંદ આવ્યો. તે ઘેનમાં હતો. પંચપાપાને જોઈ તે વિસ્મિત થઈ ગયો. તેનું ઘેન ઉતરી ગયું પંચપાપા બોલી

'પ્રિયતમ, જે વસ્તુના આકર્ષણ માટે ત્યાં જવું પડયું તેનો અભિનય મેં અહીં પ્રસ્તુત કીધો છે'

આનંદ કંઈ સમજ્યો નહી. તે મૂક બની રહ્યો

'પ્રિયતમ, એ અભિનય મારે માટે નવીન વસ્તુ નથી એ અભિનયના પ્રભાવે મે કેટલાય પતિઓને દરિદ્ર બનાવ્યા હતા અને કેટલાય -

સતીઓના અભિ લીધા હતા. મેં ઇચ્છા રાખી હતી કે અભિનયને હમેશાને માટે તિલાંજલિ આપી દઇશ પરંતુ તે સફળ થઇ નહીં.'

આનંદ કંઇ કહેવા પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ બોલી ન શક્યો, પંચપાપા આસવનો એક વધારે પ્યાલો પી ગઇ અને બોલી, 'પ્રિયતમ, આજે મારા જીવનમાં છેલ્લીવાર એ અભિનય કરું છું. સંતોષ માત્ર એટલો જ છે કે જે પ્રિયતમને જાળવી ન શકી તે પ્રિયતમને અંતીમવાર ખુશ કરી શકીશ.'

આનંદની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

પંચપાપા નૃત્ય કરવા લાગી અને અનેક પ્રકારના વિકૃત હાવભાવ કરતી આનંદને લલચાવવા લાગી આનંદે જોયું કે પંચપાપાના મુખ પર ગ્લાનિ હતી તે બોલી, 'પ્રિયતમ આનાથી પણ ભ્રષ્ટ નૃત્ય જોવું છે?'

આનંદ ચૂપ રહી ન શક્યો. બોલ્યો, 'દેવિ, ક્ષમા કરો.'

પંચપાપા ખડખડાટ હસી અને ફરી નૃત્ય કરવા લાગી એકાએક તેના પગ લથડવા લાગ્યા અને ટૂંક સમયમાં તે પડી ગઇ આનંદ દોડ્યો. દાસ દાસીઓ દોડી આવ્યાં. પંચપાપાનું મુખ ફેરવાઇ ગયું. તેના મુખ પર એક શાંતિ હતી. તે બોલી, 'પ્રિયતમ, તને રીઝવવા મેં મારું યૌવન, ધન સંપત્તિ સર્વે આપ્યું, હવે અંતિમ સમયે રીઝવવા મારો પ્રાણ આપું છું પ્રિયતમ, તમે મુક્ત છો ખુશીથી તમે હવે ફાવે તે કરો વીરસેનને કહેજો કે તું જીત્યો અને હું હારી. પરાજીત જીવન કરતાં મૃત્યુ સારું છે. મેં વિષ પીધું છે.'

આનંદ પંચપાપાને જોઇ રહ્યો. પછી તે ઉન્મત્તની માફક તેને વળગી પડ્યો, 'પ્રિયે, બોલ ફરી બોલ. હું તારો જ છું તું નથી હારી. વીરસેન હાર્યો છે' પરંતુ પંચપાપા નિશ્ચેષ્ટ થઇ ગઇ હતી. મૃત્યુએ કાની શરમ રાખી છે આનંદ રૂદન કરતો બેઠો

એકાએક આનંદ ઉઠ્યો વિક્ષિપ્તની માફક પોતાના વસ્ત્રો ફાડવા લાગ્યો. દાસદાસી જોઇ રહ્યાં. સર્વે વસ્ત્રો ફાડ્યા પછી ફક્ત કૌપિન સાથે ઉભો રહી બોલ્યો, "આનંદ તું ભિખારી જ. દરિદ્રતા ટાળવા એક સુંદર રત્ન ઇશ્વરે તને આપ્યું હતું તે પણ તારાથી ન સચવાયું અર્ધનગ્ન આનંદ-દરિદ્ર આનંદ-દુઃખી આનંદ નગરની શેરીમાંથી દોડતો દૂર નીકળી ગયો.

નિસ્તબ્ધ નિશામાં આ અભિનયને જોતા ઉત્સુક મનુષ્ય હૃદયની લોચના કરતાં કંઇ સ્વરે શાંતિનો જપ કરતાં હતાં.

---

## નિઝામની કંજુસાઇની વાતો

સાદો પોશાક પહેરી સામાન્ય આવાસમાં રહેતા દુનિયાના કુબેર નિઝામ વિષે અનેક વાતો પ્રચલિત છે કોઇ દરબારી મળવા આવે અને નિઝામ ઊંઘતો હોય તો તે દરબારીએ હાથમાં બે સિક્કા લઇ સ્હેજ ખખડાવવા જ એટલે એ રણકારથી નિઝામ જાગે તેવા માટે નિદ્રામાંથી તરતજ જાગી ઊઠે છે એમ કહેવાય છે!

બીજી એક એવી વાત છે કે નિઝામ રેસમાં જાય તો ઘોડાઓ ઉપર મૂકવા માટે એ. ડી. સી. ઓ પાસે પૈસા ઉછીના લે છે અને તે પાછા આપવાનું વીસરી જાય છે!

ત્રીજી એક વાત છે કે નિઝામને એક વેપારીનું ૩૦,૦૦૦ રૂપિયાનું બીલ ચૂકવવાનું હતું તે ચૌદ વરસ સુધી તેણે આપ્યું નહિ અને જ્યારે તે ચૂકવ્યું ત્યારે પૈસા રોક આપવા [illegible]

# વરસગાંઠની ઉજાણી

રતિકાન્ત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

એકવાર કંઈ કામસર મારે ગામડામાં દૂર જવાનું થયું.

સ્ટેશનથી ગામ કંઈ બહુ દૂર ન હતું. બે એક માઈલ—વધારે નહિ. પણ આવતાં અડચણ પડે તેમ હતું. રસ્તાઓ બહુ કાદવવાળા હતા.

મેં પાછું ફરી જોયું. સ્ટેશન નજીક એક કો-ઓ-પરેટીવ સ્ટોર હતો. દુકાનના બારણા આગળ એક ગાડી હતી અને એક ખેડૂત તેના ટટ્ટુની પાછળ આમ તેમ ફરી ભારે કામમાં હોય તેમ દેખાતો હતો.

"કાકા, મને બોગડી સુધી ગાડીમાં બેસાડી જશો?"

"ગાડીમાં? હા, બેસાડી તો જાઉં પણ એમ મફત તો શું બેસાડી જાઉં? રસ્તા ઘણા ખરાબ છે કાદવ છે, પાણી છે, એક રૂબલ લઈશ."

ભાડા સંબંધી ભાંજગડ કરવી નિરૂપયોગી હતી. હું ગાડીમાં બેઠો અને ગાડી હંકારવામાં આવી.

રસ્તો ખરેખર ઘણો ખરાબ હતો. આસપાસના ખેતરોનું પાણી આવી રસ્તા પર ભરાઈ રહે તેવી રીતે કોઈ ખાસ ઈજનેરે બનાવ્યો ન હોય તેવો તે હતો. પરિણામે ગાડીનાં પૈડાં કાદવમાં ઘણાં ખૂંચી જતાં હતાં.

"બહુ કાદવવાળો રસ્તો છે!" મેં કહ્યું.

"ખરૂં છે. બહુ પાણી ભરાઈ રહેલું છે." તટસ્થ ભાવે ખેડૂત સમ્મત થયો.

ગાડીના આગલા ભાગ પર પેટીની નીચે પગ રાખી ટટ્ટુને હંકારતો ખેડૂત બેઠો હતો. આખા રસ્તે તેણે ડચકારી ચાલુ રાખી હતી. જ્યારે તે ડચકારી બંધ કરતો કે હું તરતજ કાન સરવા કરી જોઈ રહેતો.

અમે પચાસેક વાર ગયા નહિ હોઈશું એટલામાં અમારી પાછળથી એક સ્ત્રીની કારમી ચિચિયારી અમે સાંભળી. મેં પાછું ફરીને જોયું તો તે કોઈ ખેડૂત સ્ત્રી જણાઈ. તેનું માથું વસ્ત્રથી ઢાંક્યું હતું અને તે કાદવ અને પાણીમાં મહામુસીબતથી રસ્તો કરી ગાડી પાછળ આવતી હતી.

"સેતાન, તું શું કરે છે!" તેણે રાડ પાડી, "કોને ગાડામાં બેસાડી જાય છે! શા માટે એને ગાડામાં બેસાડયો? ડુક્કર."

ખેડૂતે પાછા ફરી જોયું અને દાંત કચકચાવ્યા. "કાતિલ છે—કૂતરી" ખેડૂત બબડયો, "આજ પણ કંઈ કરે છે."

"એને શું થયું છે?" મેં પૂછ્યું.

"એતો સેતાન જ કહી શકે." ખેડૂતે કહ્યું, "તેને ગાડીમાં બેસવું હતું. કાદવમાં ચાલવું તેને ગમતું ન હતું."

"ત્યારે તું એને બેસાડી કેમ લેતો નથી?"

"એ નહિ બને. બધું જાય ગાડામાં? આ કાદવવાળા રસ્તા પર! અશક્ય."

લગભગ કેડ સુધી ઘાઘરું ઊંચું રાખી સ્ત્રી કાદવમાં શ્રમપૂર્વક રસ્તો કાપતી હતી પણ તે અમને પકડી શકે તેમ ન હતું.

"તેં એને ગાડીમાં બેસાડવા કહ્યું હતું?" મેં ફરીથી પૂછ્યું.

"કંઈ ભાડું સેતાને નક્કી કર્યું હતું?"

"ભાડું!" ખેડૂતને આશ્ચર્ય લાગ્યું, "એની પાસે ભાડું કેવી રીતે નક્કી કરૂં. તે મારી બૈરી છે. તે ભાડું શેની આપે?"

"તારી સ્ત્રી?" નવાઈ પામવાનો મારો વારો આવ્યો. "તું એને તારી સાથે શા માટે લાવ્યો હતો?"

"કારણ તે મને એકલાને આવવા દે તેમ ન હતું. આજે એની વરસગાંઠ છે. બજારમાં ખરીદી કરવા તેને આવવું હતું. કો-ઓપરેટીવ સ્ટોરમાંથી કંઈ વસ્તુઓ તેને લેવી હતી. જુઓ, જુઓ તે કેવી વગાળ કરે છે?

કેવી મઝા. હું તો જાણે હસ્તાં હસ્તાં ગાંડી થઈ જઈશ."

હું ગાડીમાં બેસી જાઉં અને એક સ્ત્રી તેના ધણીને અને ખાસ કરીને ગને, મારા કુટુંબીઓને, પૂર્વજોને અને અનુજોને સાથ દેતી પાછળ ચાલતી આવે એ દૃશ્યથી હું શહેરીજન કપાઈ ગયો.

મેં એક રૂબલ ખેડૂતના હાથમાં સરકાવી દીધો અને કૂદકો મારી ગાડીમાંથી નીચે ઉતર્યો. અને સ્ત્રીને ગાડીમાં બેસાડી લેવા મેં તેના ધણીને કહ્યું.

ખેડૂતે મારો રૂબલ લીધો અને ગજવામાં ચોકસાઈ કરી મૂક્યો. પણ તેની સ્ત્રીને બેસાડવા ગાડી થોભાવી નહિ. તેણે ઇન્કારી મારી ટટ્ટુને આગળ હંકાર્યું.

ગાડીને પકડી હિમ્મતપૂર્વક હું થોડે સુધી ચાલ્યો. પછી મેં ખેડૂતને પૂછ્યું "તારી સ્ત્રીને ગાડીમાં બેસાડતો કેમ નથી?"

ખેડૂતે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો, "રસ્તો ઘણો ખરાબ છે. હમણાં તેને બેસવા દેવા જેવો નથી વળી એને કંઈ ખાસ હરકત આવે એમ નથી. મારી સ્ત્રી સશક્ત છે. તેને બિલાડી માફક નવ જિંદગી છે"

ચાલતી ગાડીએ હું પાછો અંદર ચડી ગયો અને ગામ આવ્યું ત્યાં સુધી અંદર બેસી રહ્યો. પણ બાકીની મુસાફરી દરમ્યાન મેં ન તો ખેડૂત તરફ કે ન તો તેની પત્ની તરફ જોયું.

"મારે ઘોડા પર દયા રાખવી જોઈએ, સમજ્યા?" ખેડૂત બોલ્યો, "આ કંઈ ગાજના ખેતરનો સરકારી ઘોડો નથી. અમે નાના ખેતરોના વ્યક્તિગત માલીકીવાળા ખેડૂત છીએ. જો સમૂહક્ષેત્રનો હું કામદાર હોત તો મારી સ્ત્રીને જરૂર ગાડીમાં બેસાડત. ઘોડો ગામમાલીકીનો હોત, તો હું સોગનપૂર્વક કહું છું, મારી સ્ત્રીને ગાડીમાં જરૂર લઈ લેત. પણ ઘોડો મારો પોતાનો છે. અને મારે એની કાળજી રાખવી જોઈએ. સ્ત્રી સારી રીતે ચાલી શકે છે અને ખરાબ રસ્તાઓ માટે તેની ફીકર કરવા જેવું નથી."

"છતાં આજે તેની વરસગાંઠ છે" મેં કહ્યું, "આજે તે નિમિત્તના ઉત્સવ ખાતર તારે તેને ગાડીમાં બેસાડવી જોઈતી હતી."

"હું સોગનપૂર્વક કહું છું કે ઘેર જઈ અમે જરૂર ગીજ્માની ઉજવીશું. પણ રસ્તો ઘણો ખરાબ છે તેથી હું તેને ગાડીમાં બેસાડી જ ન શકું. અને વળી તમે એક વધારે ગાડીમાં બેઠા તો છો જ."

અર્ધા કલાક પછી અમે ગામડે પહોંચ્યા, ત્યારે ફરીથી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું, "મારે કહેવું જોઈએ કે રસ્તો ઘણો ખરાબ છે. આવા રસ્તે તમને ગાડીમાં બેસાડવા માટે મારે ખરી રીતે તમારી પાસે ત્રણ રૂબલ લેવા જોઈએ. તમે જાતે જ જોયું કે મેં મારી સ્ત્રીને સુદ્ધાં ગાડીમાં બેસવા ન દીધી. ઘણો જ ખરાબ રસ્તો છે"

હું દલીલ કરવા ઉભો ન રહ્યો અને તેણે માગ્યા મુજબ મેં તેને બીજા બે રૂબલ આપ્યા. હું પૈસા આપતો હતો, ત્યારે તેની સ્ત્રી ત્યાં આવી પહોંચી આખા શરીરે પરસેવે નવાઈ ગઈ હતી તેણે ઉચકી રાખેલું બચકું નીચે મૂકી દીધું અને જાણે કંઈ જ બન્યું ન હોય તેમ ગાડા પાસે આવી ઉભી રહી તેના ધણીને પૂછ્યું, "ગાડામાંથી સામાન નીચે ઉતારું?"

"અલબત, સામાન કાઢી લે. અહીં બહાર ઉઘાડામાં સામાન કેમ રાખી શકાય?"

અને એક પણ શબ્દ બોલ્યા વિના તે સામાન ઉતારવા લાગી.

---

(પાન ૪૮ નું ચાલુ)

વધી ગયો હતો, અને વધારાની રકાબી માગવાની મારી હિમ્મત ચાલી નહીં ! મારી ટીસને, મારી ગૃહસ્થાઈને—જો એવી ગૃહસ્થાઈ હોય તો, મારી શરમને શાપ આપતો આ સભાના એકાદ દુઃખી પ્રેક્ષક તરીકે હું પિતાની પાસે ગયો ત્યાં પણ રકાબી અન્ય સૃષ્ટિમાં ચાલી ગઈ હતી ! ફરી આવા મેળાવડામાં કોઈ ઓળખીતા ગૃહસ્થની સાથે ન બેસવાનો નિશ્ચય કરી સભામાંથી પિતા સાથે હું ઘેર આવ્યો ! જેસીંગ માસ્તરની સોટી અને ટીસા માસ્તરની સોટી જેવોજ આ પ્રસંગ મને અણગમતો થઈ પડ્યો ! નહીં તો તે યાદ કેમ રહેત ?

હજી આવા મેળાવડામાં જ્યારે જ્યારે નાસ્તાનો પ્રસંગ આવતાં રકાબીઓ વહેંચાય છે ત્યારે ત્યારે મારું પાપી મન પોકારી ઊઠે છે કે મારા પડોશીની અડધી ખાલી રકાબી હું ઉપાડનારને આપી મારા બાળપણના અન્યાયનો બદલો લઉં ! હજી સુધી તેમ કર્યું નથી એ જુદી વાત છે. હું એમ નહીં જ કરું એમ ધારવાની રખે કોઈ ભૂલ કરે !

મેળાવડામાંથી ઘેર આવતાં રસ્તામાં મેં પિતાને પૂછ્યું :

"પેલા ગાદી ઉપર બેઠેલા પાઘડી પહેરેલા કોણ હતા ?"

"એ ગોવર્ધનરામભાઈ 'મોટા લેખક છે' તેમણે જવાબ આપ્યો."

મારી જિજ્ઞાસા સંતોષાઈ પણ નહીં અને વધારે જાગૃત પણ ન થઈ હશે ! મોટા લેખક હશે ! મારી દુનિયામાં હજી કોઈ લેખકે પ્રવેશ કર્યો ન હતો—સિવાય કે ક. દ. ડા. એ એમની કવિતાઓ વાચનમાળામાંથી મેં ઠીક યાદ કરેલી.

આછું ઓળખાણ—આછી સ્મૃતિ ઘણી ભૂલો કરાવી નાખે છે. મારા પિતાના પ્રેસમાં એક દિવસ પાઘડી એગ્ર ધારણ કરેલા સુઘડ દેખાવડા ગૃહસ્થ આવી ચડ્યા. તેમના મુખનો ઘાટ નિહાળતાં મને લાગ્યું કે મેં અમદાવાદમાં નિહાળેલા ગોવર્ધનરામભાઈ તે એ જ હશે. તેમના ગયા પછી મેં પૂછ્યું

"એ જ ગોવર્ધનરામભાઈને ? અમદાવાદ જોયા હતા તે ?"

"નહીં, નહીં આ તો બીજા ગૃહસ્થ છે જોકે છે નડીઆદના જ." મારા પિતાએ કહ્યું આવો સ્મૃતિભ્રંશ ઘણીવાર જીવનમાં થઈ જાય છે. નહીં ! છેલ્લી મુંબઈ ભરાયલી સાહિત્ય પરિષદમાં મને સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે ચુટેલો—કે નીમેલો—હતો. હું વાતાત ઉપર તે કોણ જાણે ! વિભાગ કે વિભાગીય પ્રમુખો માન પામે; પણ તેમને કામ કંઈ જ નહીં ! અને સાહિત્યમાં કામની જરૂર પણ શી છે ? જરૂર વગરનું માન મને મળ્યું અને હું મુંબાઈ પહોંચ્યો. માન લેવાની નામરજી મેં કદી દેખાડી નથી. ઊલટું બીજાઓની ઇચ્છાને માન આપીને પણ માન લેવાની ટેવ જવા ન દેનારના ટોળામાં મારું સ્થાન છે એમ કોઈ કહે તો મારાથી વિરોધ કર્યાની શક્યતા એમ નથી.

પરિષદમાં પહોંચતાં શ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજીએ મને સમાચાર આપ્યા.

"પરિષદના એક આગેવાને તુંજ રમણલાલ છું એમ ધારી લીધું !"

શ્રી ચૈતન્યપ્રસાદ મારા કરતાં વધારે ઊંચા અને જરૂર વધારે દેખાવડા છે. એવા સજ્જનની મુખાકૃતિમાં મ્હારો ભાસ થાય એ જરૂર મને ગમે ! અમે બન્નેએ સારા માણસ તરીકે અમારા પ્રશંસકને વખાણ્યું—જોકે શ્રી. ચૈતન્યપ્રસાદ ચૈતન્યપ્રસાદ જ રહ્યા અને હું હું જ રહ્યો ! મારી સાથે મુખપલટો, વ્યક્તિપલટો કે સ્થિતિ પલટો થતો હોય તો તે કરવા જેવો નથી એવી હું સહુને ચેતવણી આપવી યોગ્ય ધારું છું. મારા મુખમાં, મારા વ્યક્તિત્વમાં કે મારી સ્થિતિમાં આકર્ષક વસ્તુ જરાય નથી.

પરંતુ એટલું તો સાચું જ કે ઘણીવાર એક માનવીની રેખાઓ બીજા માનવીના મુખ ઉપર ઉપસી આવેલી લાગે છે અને તેમાંથી મળતાપણાનો મોટો ભ્રમ ઘણીવાર ઉભો થાય છે. એ ભ્રમમાંથી નાટકો રચાય એવાં હાસ્યપણ ઉપજે છે અને કરુણાંત પ્રસંગો પણ ઉપજે છે સમજ વગર જોયેલાં અનેક દૃશ્યોમાં આમ ગોવર્ધનરામભાઈને મેં પહેલાં અને છેલ્લાં અમદાવાદમાં નિહાળ્યા

આટલી મ્હારી પ્રેમિસે હીધી સંપ્રાપ્તિ. તું પ્રેમિસમાં જઈ આવ્યો એનું સહજ અભિમાન પણ મને થયું હશે.

મારા પિતા "દેશભક્ત" નામના અઠવાડિક પત્રના તંત્રી પણ હતા, અને નૂતન વિલાસ નામના પ્રિન્ટીંગ પ્રેસના વ્યવસ્થાપક પણ હતા. તેમના ભાગીદાર તરીકે દોલતરામ શાહ નામના વડોદરાના એક વણિક સજ્જન હતા. એ સમયે વાચનની ભૂખ પ્રજામાં આજ જેટલી ઉઘડેલી નહી "દેશભક્ત" ના કેટલાક જૂના અંકો મારી પાસે પડેલા છે તે જોતાં મારા પિતાનું અંગ્રેજી તેમજ ગુજરાતી લખાણ સ્વચ્છ, સ્પષ્ટ અને જોરદાર લાગે છે. વતનદાર મંડળ અંગે તેઓ "ટાઇમ્સ ઓફ ઈન્ડીયા" તેમજ "બોમ્બે ગેઝેટ" માં પણ ઈંગ્રેજી લેખો લખતા હતા. કોલેજના પહેલા વર્ષ સુધીનો જ તેમનો અભ્યાસ જોતાં તેમનું ઈંગ્રેજી તેમજ ગુજરાતી લખાણ ગ્રેજ્યુએટોને પણ શોભાવે એવું સાફ અને શુદ્ધ હતું તેમના ઈંગ્રેજી ગુજરાતી પત્રો બહુ વિગત ભર્યા, સ્પષ્ટ અને મર્યાદ હતા—જે છેવટ સુધી તેમના હસ્ત અને લખાણની તાકાતી સાચવી ગયા હતા. તેઓ પોતાને સાહિત્યકાર તરીકે કદી ઓળખાવતા નહી. તેમણે વાર્તા કવિતા પણ લખી નથી. છતાં તેમનું લખાણ સાર્થ અને પ્રવાહી તો જરૂર હતું જ હર અઠવાડીએ "દેશભક્ત" માટે "લીડર" તૈયાર કરવા રાત્રે જાગી ઉપર બેસી સામેના ટેબલ—ઓજ ઉપર બે મીણબત્તીઓ સળગાવી તેઓ લેખ લખતા તે સમયે વડોદરામાં વીજળી ન હતી સુધરાઈ પણ કાનસના દીવા રસ્તા ઉપર ગોઠવતી ઘરમાં કોડિયાં તેમજ કાનસ અને વપરાતા.

મારા પિતા "લીડરેટસ" ક્રમ લેખ લખતા પરંતુ એટલેથી વર્તમાન પત્રનું પૂરું ન જ થાય. સમાચાર જોઈએ, ચર્ચા પત્રો જોઈએ, હાસ્ય અને મર્મલેખો પણ જોઈએ. જાણીતા થયેલા પ્રકાશક અને લેખક સદ્‌ગત શ્રી છગનલાલ અમરથી જેતા તથા વડોદરાના કેળવણી ખાતામાંથી નિવૃત્ત થયેલા શ્રી દેવચંદ રામજી "દેશભક્ત" માં કામ કરતા હતા એમ મને યાદ આવે છે સયાજી વિજય અને વડોદરા વત્સલ પણ ઘણું કરી તે વખતે વડોદરાના પત્રકારિત્વમાં સ્થિર થયેલાં હતા અને રાજરત્ન માણેકલાલ સયાજી વિજય સાથે જોડાયેલા હતા

વર્તમાન પત્રને વાર્ષિક ભેટ પણ આપવી પડતી એ જૂનો રિવાજ "દેશભક્ત" પણ અનુસરતુ હતુ "ધર્માજીરાવનું કુટુંબ", "સોનેરી ટોળી" જેવી વાર્તાઓ ભેટમાં અપાતી. ઉપરાંત સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનું 'ભદ્રંભદ્ર' 'જ્ઞાન સુધા' નામના તેમના માસિકમાં ટુકડે ટુકડે આવતું, તે પણ પુસ્તકાકારે 'દેશભક્ત' ની ભેટ તરીકે મારા પિતાએ વાંચકોને આપ્યું હતું. 'ભદ્રંભદ્ર'માં સર રમણભાઈનો હાસ્યરસ બહુ ઉંચી કક્ષાએ પહોંચ્યો હતો. એ ગ્રંથને શકવર્તી ક્રમ કહીએ તોય વધારે પડતું કહેવાય નહીં મિથ્યાભિમાની અને આચારભ્રષ્ટ બાલકણ દેહ્ય ચિત્રનો વિષય તો બની જ ચુક્યો હતો. એનું ગુજરાતી ભાષામાં સરસમાં સરસ શબ્દ ચિત્ર તે ભદ્રંભદ્ર આર્યધર્મને વિજ્ઞાનનો પણ દેશ છે એવો આગ્રહ આર્યસમાજ, થીઓસોફી, પ્રાણવિનિમય, પ્રેતાવાહન અંધશ્રાધ્ધ વર્ગ જેવી ધાર્મિક ચળવળો તરફથી થતો હતો જેનો

ઉપયોગ એમના બચાવ અર્થે પણ કરવામાં આવે છે. એ વહેમ અને વહેમના બચાવને હસવાનો જબરજસ્ત પ્રયત્ન ભદ્રંભદ્રમાં થયો છે પુસ્તકનું હાસ્ય ઢંગ રહિત છતાં અસર કારક છે અને એનાં મર્મ વાક્યો ચીરસ્મરણીય રહે એવાં છે 'બેબીટ' 'બ્લીમ્પ' જેવાં અંગ્રેજી ભાષાએ આપેલાં ચીરંજીવી પાત્રો સરખું ગુજરાતી ભાષામાં 'ભદ્રંભદ્ર' નામ એક સજીવન પાત્ર બની રહ્યું છે જેનાં વેદીયા-પણા ઉપરાંત આત્મગૌરવ અને ધર્માભિમાનનું હાસ્યજનક મિશ્રણ થયેલું છે 'ભદ્રંભદ્ર'નું નામ લેતાં ગુર્જર પ્રજા એ વ્યક્તિને ઓળખી કહાડે છે એને ભાગ પ્રમાણમાં હસી હસાય—તેનો તિરસ્કાર ભાનગર એમાંજ એ પાત્રાલેખનની મહત્તા છે સાહિત્યક્ષેત્રે 'ભદ્રંભદ્ર' જેવું દીર્ઘજીવી પાત્ર હજી આપણને આપ્યું નથી

'ભદ્રંભદ્ર'ના જવાબમાં 'અમથુચંદ' તથા 'ભદ્રંભદ્રના બેહુનો બચાવ' જેવાં પુસ્તકો પણ રચાયાં અને આમ ગુજરાતી જનતામાં ભદ્રંભદ્રે સારા પ્રમાણમાં ઉષ્મા ઉપજાવી. પરંતુ એ પ્રતિકાર પ્રયત્નો નક્કી, બીભત્સ અને સુધારાવાળાના ચારિત્ર્યની નિંદા રૂપ બની ગયા અને તેમનો હાસ્ય રસ ઝેર બન્યો અને ટુંકજીવી નીવડ્યો.

'ભદ્રંભદ્ર' સરખા લખાણને પ્રસિદ્ધ કરી તેના કીમતીપણા તરફ ગુજરાતનું ધ્યાન પ્રથમ દોરનાર મારા પિતા હતા

વર્તમાન પત્રોની ભેટ પ્રથાએ ગુજરાત સાહિત્યને ઠીક ઠીક પ્રમાણમાં સારા ગ્રંથો આપ્યા છે. ઉચ્ચ કોટિના ક્યા ગ્રંથો પ્રથમ ભેટ સ્વરૂપે પ્રગટ થયા તેમનાં નામ અભ્યાસની દૃષ્ટિએ પણ પ્રગટ કરવા સરખાં છે

નૂતન વિલાસ પ્રેસની જોડાજોડ દોલતરામ શાહની પુસ્તક વિક્રયની મોટી દુકાન પણ હતી. નાનાં મોટાં સચિત્ર કે સરસ પૂઠાંવાળાં પુસ્તકોનો એ ભંડાર અમુક શાળામાંથી પાછા ફરતાં પ્રેસમાં પિતાને હું મળીને ઘેર જતો—પણ ખરૂં પ્રેસની સામેજ લગભગ જોડાયલી આ પુસ્તક દુકાનમાં હું પેસી જતો અને ફાવે તે કબાટ ઉઘાડી ફાવે તે પુસ્તક કહાડી હું વાંચતો. દોલતરામના સાળા મોહનલાલ દુકાનનો વહીવટ કરતા એ સુંવાળા સ્વભાવના ગૃહસ્થ મારી નિરંકુશ પુસ્તકશોધ પ્રવૃત્તિને જરાય અટકાવતા નહીં. એટલે આજ ન સાંભરતાં કેટલાંક પુસ્તકો મેં એ દુકાને બેસીને વાંચવા માંડ્યાં. મને એ સ્થળે વાંચન માટે વિશાળ સાધન મળી ગયું અને અવ્યવસ્થિત હજુ મારૂં એ વાંચન બીજું કાંઇ નહિ તો પુસ્તકો પ્રત્યેના મારા પ્રેમને વધારી ગયું હશે. આજ પણ ઝવેરાતની દુકાન જોવા કરતાં મને પુસ્તક વેચતી દુકાન જોવામાં વધારે આનંદ રહે છે—ઝવેરાત ખરીદવાની મારી અશક્તિનું પણ એ પરિણામ હોય!

પુસ્તકાલયોનો ત્યારે મને પરિચય બીલકુલ નહીં. પરંતુ મોહનલાલની દુકાન મારે માટે પુસ્તકાલય સમાન બની ગઇ હતી. ક્યાં પુસ્તકો મેં વાંચ્યાં તે મને યાદ આવતું નથી—એક જમ્મબલ હાથીની વાર્તા રસપૂર્વક વાંચેલી એમ યાદ આવે છે. વાંચનને અને માનસિક વિકાસને—વયને કેટલો સીધો સંબંધ છે! દસ વર્ષે પૃથ્વીવલ્લભમાંની મારામારી કદાચ સમજાય. પરંતુ મુંજમૃણાલના સંબંધનું રહસ્ય ભાગ્યે સમજાય. ધમધમતી સોયો મુંજના દેહમાં ખોસવા છતાં મૃણાલ તેને ચહાતી હતી એમ સમજવું બાળકને માટે મુશ્કેલ છે વીસ પચીસ વર્ષે અપ્રસન્ન ભલું ન ફાવે. અભ્યાસમાં આવતી હોય તો છૂટકો નહીં. આજ અમે પણ વેદાંતમાં પારંગત છીએ એવી છાપ પાડવા માટે વાંચવું હોય તો જુદી વાત. એ વયમાં ક્રમ કરતાં બીજી વળગણ વધારે ગમે. અને સાઠ વર્ષ પછી કલાપીમાંથી રસ ચઢી જઈ પચીકણું ?

અવધૂત ગીતા તરફ વૃત્તિ વધારે વળતી જાય છે અપવાદની વાત જુદી છે એટલું તો ચોક્કસ કે વયને અને રસને બહુ સીધો સંબંધ છે

મારામાં રસ લેનાર ઘણા શુભેચ્છકો છે એમાં ઈશ્વરની કૃપા હું જોઉં છું—કદી કદી આરૂપાનો ભાસ થવા છતાં! શુભેચ્છકોમાંથી ઘણા કહે છે પણ ખરા કે

'ભાઈ, સંસારની બાબતો તમે બહુ લખી હવે અધ્યાત્મ તરફ વળો તો સારું આત્માનું સારું કરવાનું એમાં જ છે!'

જાણે સંસાર અને અધ્યાત્મ એ બે જીવનના અલગ રહેલા સંબંધવિહોણા જુદા જુદા ભાગ ન હોય! મને લાગ્યા જ કરે છે કે સમજપૂર્વક જીવન શરૂ કરતો બાળક, પ્રેમમાં સુખની પરાકાષ્ઠા અનુભવતો યુવાન અને સત્ય સાથે એકાકાર બની મૃત્યુને પણ જીવનના એક વિભાગ તરીકે ઓળખતો સંન્યાસી એક જ અસ્તિત્વની જૂદીજૂદી અને આવશ્યક કક્ષાઓ છે સુખ કે સત્ય પ્રાપ્તિ માટે દેહ—કે આત્માના પ્રયોગોની એ શ્રેણી એક બીજાથી જૂદી પડતી એમ નથી હિમાલયમાં ગૌરીશંકર સરખું ઉચ્ચતમ શિખર ઊંચકાય એમાં નીચામાં નીચા ટેકરાનો પણ હિસ્સો છે ખરો

પરંતુ મને તેમ જ વાંચકોને સમજાવવા ખોટાં બહાનાં કાઢી મારો પણ અધ્યાત્મમાં પ્રવેશ થયો છે એમ સાબીત કરવાનું મથન હું અહીં નહીં કરું. વયના અપરિહાર્ય બળને તાબે થઈ આધ્યાત્મિક વિષયો ઉપર મારી કલમ ચલાવવા હું પ્રેરાઉં તો તે મારો નહીં પણ વયનો દોષ હશે! શુભેચ્છકોની શિક્ષા હું નમ્રતાપૂર્વક માથે ચઢાવું છું. તકરાર કે વાદવિવાદ ન કરતાં હું તેમની આગળ નમ્રતાપૂર્વક કબૂલ કરું છું કે:

"આપની આશા સાચી છે અને વય પણ કહે જ કે મારે અધ્યાત્મને ઉકેલવું. શીખે પણ એ જ!"

છતાં નોકરીમાંથી નિવૃત્ત થતાં મરોગર મારું પહેલું પુસ્તક બહાર પડ્યું એનું નામ 'અપ્સરા—ખંડ બીજો'! અને 'અપ્સરા'નો ચોથો ખંડ હું લગભગ પૂરો કરી રહ્યો છું અને એના દસેક ફર્મા તો છપાઈ ચૂક્યા છે એમાં અભ્યાસ છે બહિષ્કૃતસ્થાનો!

શુભેચ્છકોને ચીડવવા અગર નારાજ કરવા માટે હું આ લખતો નથી. મારા વિકાસ કે પીછેહઠમાં અધ્યાત્મ આવશે તો હું જરૂર તે સ્વીકારી લેઈશ. ધર્મને—અધ્યાત્મને બાધિત વાદ કે માર્ક્સવાદ માનવીની પીછેહઠ, થાકેલા માનવીનો નશો ભલે કહે અને મારા કુટુંબમાં માર્ક્સવાદ ઠીક ઠીક વ્યાપ્યો છે અને પ્રસર્યો છે છતાં આત્મશોધના એ પરમભવ્ય સાહસરૂપ અધ્યાત્મને હું પીછેહઠ ગણતો નથી માત્ર એ વિષયમાં કાંઈ પણ લખવાનો મારો અનધિકાર જ જાહેર કરવા માટે મારાં એ પ્રકાશનોના નામનો ઉલ્લેખ કરું છું

એમાં મારાં પુસ્તકોનું પ્રચાર કાર્ય વાંચવા પણ કોઈ ન પ્રેરાય એટલી જ વિનંતિ છે. ગુહ્ય જેવા અશિષ્ટ વિષયને સ્પર્શતાં પુસ્તકો શિષ્ટ રુચિને આઘે જ ખટકે!

એવાં પુસ્તકો ઉછરતાં લોકો છાનામાના વાંચવા માટે જ સર્જાયાં હોય છે!

હું પણ એમ જ કરતો આવ્યો છું!

# લોકગીતોમાં વલણ

બી. લા. દ

વલણ એટલે પુનરુક્તિ. ગીતોમાં એકની એક કડી વળી વળીને બોલાય છે તે કડીને અને ગીતોના 'ટેક' ને 'વલણ' કહેવામાં આવે છે. ગીતોની રચનામાં 'વલણ' નું સ્થાન અગત્યનું છે. કારણ કે ગીતોને અસરકારક બનાવવાનું મહત્વનું કાર્ય તે કરે છે. ગીતોની અસર વધારવા ઉપરાંત બીજુ પણ કાર્ય તે કરે છે, ને તે એ કે ગીતોનો વિષય ગાનારના મગજમાં ફરી ફરીને ઘટિત ભાવ ભાવરોપણ, ઝીણવટના ગોખ [illegible] અટકાવી તેની રસમયતા જાળવી રાખે છે, 'વલણ' ગાનારને ઉત્તેજન આપી–તેને થકાવી અથવા તેનું મનોરંજન ઉપરાંત વિષયનું સમતોલપણું જાળવી રાખે છે અને ગાનારમાં રસ પેદા કરે છે.

'વલણ' ચાર પ્રકારનું હોય છે

(૧) ટેક જેની આખી કડી હોય છે

(૨) પુનરુક્તિ, જેમાં પહેલી એક અગર બે કડીઓ દરેક ચરણની શરૂઆતમાં ફરી ફરીને આવે છે

(૩) ભાવના સવર્ધક પુનરુક્તિ જેમાં એક કડી અથવા તો તેનો અમુક ભાગ ગીતની ભાવનાને વધારનાર હોય છે

(૪) ઉત્તેજક ટેક

ટેક - 'ઝમ રે ! ઝાંઝરીઆં વાગે !' 'અવકો મગરો મારેલી !, 'કોયલડી ટહુકા કરે રે !' 'દરેક મળવા કરેલી,' અને 'જય જય ડાલ ખીલ્યાં,' એ ટેકનાં થોડાંક ઉદાહરણો છે. 'ટેક' ગીતને વેગ આપે છે, અને નર્તન નિયંત્રિત કરે છે, ક્યાંક એનો ઉપયોગ 'વિસામો' તરીકે પણ હોય. 'ટેક' થી વિસામો પણ લેવાય અને બીજી કડી યાદ કરવાનો સમય પણ મળે. 'ટેક' કેટલીક વખત એટલો બધો ફેરવાઈ જાય છે કે તેનો અર્થ સમજવો અશક્ય બને છે. અનેક કાળે ઘસાતી કડીઓ કેવું વિકૃત રૂપ ધારણ કરે છે, તેના એક બે દાખલા લઈએ: "એનુ પગા ચીસલા આગા !" અને 'રાણાજીને કહો ઝાલર બૂરે' એની મૂળ કડીઓ: સાંભળુ પડુ રહેઠ ન આગા !' અને 'રાધાજીને કાને ઝાલ ઝબુકે' એમ અનુક્રમે છે. એજ માફક પણ સહજ ઓછી વિકૃત થયેલી કડી 'અગરો મગરો મારેલી !' નું અસલ રૂપ 'આટલો મુજ ક્યાં હો રે ! અલી !' જો કે અર્થ, નાદ અને કથન, એ ત્રણના સંયોજનમાંથી એકાદ ખરી પડે તો કેવું રૂપ થાય તેનો દાખલો 'એરિન નાઇટ' નામની અંગ્રેજી 'બેલાડ' માંથી મળે છે, જેનો 'ટેક' નીચે મુજબ છે:

ઈગ્માટીડૂલ, ઈગ્માટીડૂલ, ઈગ્માટીટીડો ટાટીડો
ડાલીમીથ ડેલહોમર.

ઉપરની કડીમાંથી અર્થ લોપમાં ઘસાયલા જૂના સિક્કાની માફક અદૃશ્ય થયો છે, અને 'નાદ' તથા 'કથન' માત્ર રહ્યા છે. ગુજરાતીમાં આવોજ એક દાખલો 'આછેથી સેકરવા સહુથી મારાજપેલેસ' એ મને મળ્યો છે.

'ટેક' નો ગીતની પહેલી કડી જોડે સબંધ હોય છે પરંતુ પાછળની કડીઓ જોડે ભાગ્યે જ કંઇ સબંધ ટકી રહે છે. દાખલા તરીકે

"લીલા ગગનનું ખેતર રે ! ઝાંઝરીઆં લીધો !
ત્યાં કોણ રાખે જાય રે ! ઝાંઝરીઆં લીધો !
ત્યાં કોણ રાખે જાય રે ! ઝાંઝરીઆં લીધો !"

આદિ 'લીલા ગગનાનાં ખેતરમાંથી ઝાકળ એકુ કરો એ સિવાયની ગીતની આગળ વસ્તુને 'ઝાંઝરીઆં લીધો' સાથે કંઈજ સબંધ નથી પરંતુ

"રાજપીપળેથી માવણ ઉતરી, રાજમાવણ રે !
આવો માવણ ! બેસો બેસણે, રાજમાવણ રે !
ક્હેજો મારી બાઈઓનો મૂળ રે, રાજમાવણ રે !
બાપ ને બાપનો મારો મોગરો રે, રાજમાવણ રે !
મારો અષવાજનો છ ષ પેલી ઘર રે, રાજમાવણ રે

આ ગીતમાં આવી વસ્તુ સાથે 'ટેક' ને ગૂંથવામાં આવ્યો છે.

'ઉંચ ઉભીલા ભોળાળા !' એ અમુક વ્યક્તિને ઉદ્દેશીને છે 'મારૂ નામ પીલી, લાલ રૂમાલીઆ રે' એમાં 'પીલી ગાનાર' અને 'લાલ રૂમાલવાળા' આ બેને સયુક્ત ઉદ્દેશન છે તેવી જ રીતે 'ગુજરી ગોકુળની' અને 'હૃ તો સામો ગુડવા ગઈ'તી, ગુજરી ગોકુળની' એ ગીતમાં ધ્યાનને ઉદ્દેશન છે અહિં એ ધ્યાનમાં ગખવા જેવુ છે કે પહેલી કડી સાથે 'ટેક' સબધ ધગાવે છે, પરંતુ બાકીના ચરણો સાથે એ સબધ રહેતો નથી

આપણે આગળ કહ્યુ છે કે 'વલણ' એ લોકગીતની રચનામાં અગત્યનુ સ્થાન લે છે લોકગીતની વસ્તુ સંકલના, તેનું ગ્રથન, તેનું નિબન્ધ અને તે ગાતી વખતે નર્તન, અગમ-ગેડ, તાળી ઇત્યાદિ, ગાનાર વૃંદના અવ્યસ્થન એનો 'વલણ' ઉપર ઘણો આધાર હોય છે ઝમકદાર 'વલણ' અને શબ્દ લાલિત્યભર્યો ટેકવાળાં ગીતો વધુ લોકપ્રિય હોય છે, અને તે વધુ ને વધુ ફેલાતાં રહે છે લોકગીતોની લોકપ્રિયતાનો આધાર માત્ર તેનાં સગીત કે ગાય ઉપર જ હોતો નથી, પરતુ તેની 'વસ્તુ' અને ભાષા ઉપર પણ હોય છે એ બન્નેની યોજનામાં 'વલણ' નું સ્થાન અગત્યનું છે.



પાક વિષે શોકથી રડતાં એક ખેડૂતે ધર્મગુરૂને કહ્યું, "વરસાદ જોઈતો આવ્યો નથી, જુવારમાં ગતેરૂ લાગ્યો છે, વાદળથી કપાસ ભગડી ગયો છે, ઘઉંનો પાક નિષ્ફળ ગયો છે " ધર્મગુરૂએ આશ્વાસન આપતાં કહ્યુ, "તુ ચિંતા ન કર. ઇશ્વરને સર્વની ફીકર છે દરેક પ્રાણીની પ્રભુ સભાળ રાખે છે પ્રભુ પક્ષીઓને પણ ખાવાનું આપે છે " ખેડૂતે ફરિયાદ કરતાં જણાવ્યુ, પણ પ્રભુ પક્ષીઓને ક્યુ માગ ખેતરમાંથી આપે છે!"

# નિહારિકાની કવિતા

જેઠાલાલ ત્રિવેદી

આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્ર અનુસાર કાવ્યના વિશાળ અર્થમાં રસમય ગદ્યનો પણ સમાવેશ થાય છે. એથી જ કાદમ્બરી જેવા ગદ્ય–પ્રબંધો પણ પોતાની રસવત્તા વડે કાવ્ય ગણાયા છે આ રીતે જોતાં આધુનિક સમયમાં રચાતા રૂપ-નાટક-નવલકથાદિકને પણ તેમના રસત્વ વડે કાવ્યમાં ગણવાની દલીલ થઈ શકે. એમ થાય તો આપણા સરસ નવલકથાકારો–શ્રી મુનશી, શ્રી રમણલાલ દેસાઈ વગેરે પણ કવિ ગણાય. જુદા જુદા રસોની એમણે એમની નવલોમાં રચેલી સૃષ્ટિ, ખરેખર આલ્હાદજનક હોય છે. પરંતુ પદ્યમય કૃતિને જ કાવ્ય ગણવાની પરંપરા ચાલુ હોવાથી સરસ ગદ્ય લેખકોને પણ હાલ આપણે કવિ તરીકે ગણતા નથી

પરંતુ ગદ્યમાં કાવ્ય રસ વહાવનાર કોઈ કોઈ નવલકથાકારોએ પોતાની સર્જશક્તિનો પરિચય પદ્યદ્વારા પણ આપેલો છે તેમાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી તથા શ્રી રમણલાલ વ. દેસાઈનાં નામ આગળ તરી આવે છે સમર્થ નવલકથાકાર ગોવર્ધનરામભાઈએ પોતાના "સ્નેહમુદ્રા" ના કાવ્યોદ્વારા ગુજરાતને પોતાની કવિતા–સર્જનની શક્તિનો પરિચય આપેલો છે તેવી જ રીતે વિદ્યમાન પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી રમણલાલ દેસાઈએ પોતાના "નિહારિકા" નામના કાવ્યસંગ્રહ દ્વારા તેમની કવિત્વશક્તિનો પરિચય ગુજરાતને કરાવેલો છે અનેક રસમય નવલકથાઓના આ લેખક શ્રી દેસાઈનો આ કવિતા સંગ્રહ પણ મનોરમ છે તેનો ઊડતો પરિચય કરાવવાનો આ સંક્ષિપ્ત લેખનો હેતુ છે

નવલકથાઓદ્વારા અનેક ભાવ અને રસોમાં વિહાર કરનાર શ્રી ર. વ. દેસાઈની કલમ આ કવિતા સંગ્રહમાં પણ વિશાળ પ્રદેશમાં ભ્રમણ કરી રહે છે. રાગગીત, ચિંતનગીત કલ્પનાગીત, સ્નેહગીત, ભક્તિગીત વગેરે અનેક વિભાગોમાંના કાવ્યસંગ્રહ વહેંચાયેલા છે, તે પરથી પણ આ વાતની પ્રતીતિ થાય છે "નિહારિકા" જેવા વિજ્ઞાન રસથી ભરેલા કાવ્ય પ્રકારથી માંડીને "જલિયાનવાલા બાગ" જેવા દેશદાઝ અને ઇતિહાસના પ્રશ્નને આવરી લેતા કાવ્ય પ્રકાર સુધી એમની કવિદૃષ્ટિ ઘૂમી વળી છે. એ બેની વચ્ચે પ્રકૃતિ, પ્રણય, વીરત્વ, સમર્પણ વગેરે બધુ આવી જાય છે સંક્ષેપમાં કહીએ તો આધુનિક કવિતાના લગભગ બધા પ્રકારો શ્રી રમણલાલ દેસાઈના આ સંગ્રહમાં જોવા મળે છે.

શ્રી મૃગશંકર ભટ્ટ પ્રસ્તાવનામાં લખે છે તેમ શ્રી રમણભાઈ પહેલેથીજ કવિ નાનાલાલની કાવ્ય સમૃદ્ધિના પ્રશંસક હોઈને એમની કૃતિઓમાં વિહાર કરતાં ઊર્મિનું પ્રાધાન્ય વિશેષ જણાય છે આપણા કવિ નવલકથાકારે "નિહારિકા" નો કાવ્યસંગ્રહ, ઋણસ્મરણ સાથે કવિવર નાનાલાલ દલપતરામને અર્પણ કરેલો છે, તે પરથી પણ નાનાલાલ કવિની તેમના પરની અસરનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે. સ્થળે સ્થળે કવિ રમણલાલમાં કવિવર નાનાલાલની મધુર મધુરી અસર જોઈ શકાય છે પરંતુ તે છતાંય આજની નવીન કવિતાથી તેમની કવિતા જુદી પડી આવે એવું કંઈ નથી. મતલબ કે નાનાલાલ અને કલાપીની અસરમાં જ એમની પ્રતિભા મર્યાદિત નથી બની જતી શ્રી દેસાઈએ નવિન વિચારો પણ પોતાની કવિતામાં અપનાવેલા છે આની પ્રતીતિ આ સંગ્રહના અનેક કાવ્યોમાંથી મળી રહે છે.

કવિની ભાવનાની નીચેની પંક્તિઓ અવલોકવાથી જ આ વાતની ખાત્રી થશે.—

બલિદાનવાળા પ્રસંગોને, પ્રજાને અને તેના નેતાઓને પૂજી રહ્યું છે.

"સિંહને ત્યાગથી શું ના પેદા કર કરી ભલા!
રંગે શું સર્વદા ઝેરી હિંસાની કાળી ગુફા!

આ કાવ્ય કવિની દેશદાઝ, અને કવિત્વ-શક્તિના સુંદર નમૂના રૂપ છે, એમ કહી શકાય. પ્રસંગોચિત મધુર કલ્પના અને વિશાળ ઇતિહાસદૃષ્ટિ વડે આ કાવ્ય વધુ આકર્ષક બનેલું છે

આમ શ્રી દેસાઈની પ્રથમ ગીતો તથા છંદોબદ્ધ કાવ્યોએ બેઉ પ્રકારમાં સરખી રીતે પ્રવર્તમાન બનેલી છે તેવી જ રીતે નવી અને જૂની બેઉ પેઢી, વિચારપ્રવાહો પણ તેમની કવિતામાં ઊતરી આવેલા જોઈ શકાય છે. બેઉને પચાવીને એમની કવિદૃષ્ટિ વધુ સબળ બનેલી છે ટૂંકામાં એમ તે રુચિના કાવ્યરસિકને એમની કવિતામાંથી પોતાને રુચતી સામગ્રી મળી આવે તેમ છે

શ્રી રમણલાલની કવિતા મધુર, મૃદુ, અને ઊર્મિમય છે. એમની કવિતાનો અર્થભાર હળવો ફૂલ જેવો હોઈ તે કવિતાની ભાષાને અપાર્થરૂપ નીવડતો નથી તેમની કવિતાની સરળતા અને સાદાઈ ખરેખર આકર્ષક છે, પણ કોઈકવાર તે સરળતા કવિતાને નિકૃષ્ટ પણ બનાવે છે. એમની કવિતા ધ્વનિ કરતાં રસ અને ભાવથી વધુ પુષ્ટ બનેલી છે. આથી ધ્વનિયુક્ત મુક્તકો કે સૉનેટો કરતાં રસ ઝરતાં ગીતો કે ભાવપૂર્ણ કાવ્યો તે વધુ પ્રમાણમાં આપે છે

કવિવર નાનાલાલ અને કલાપીની અસર તળે શરૂ થયેલી એમની કવિતા-પ્રવૃત્તિ આધુનિક કવિતાના વિચાર વહેણોને પણ પચાવી શકી છે. એ કારણથી પણ એક રીતે "નિહારિકા" નું મહત્ત્વ ધ્યાનપાત્ર બને છે

કવિ દલપતરામ જેમ જૂના અને નવા યુગને સાંધનાર કડી રૂપ કવિ મનાય છે, તેમ "નિહારિકા" ની કવિતા કવિ નાનાલાલ અને કલાપીના યુગને સુન્દરમ્ ઉમાશંકરની કવિતાના પ્રવર્તમાન યુગ સાથે જોડનારી કડી રૂપ ગણવા જેવી છે. આટલા ટૂંકા સમયને આપણે ખાસ યુગ ન ગણીએ તો પણ તેથી મારા કથનનું તાત્પર્ય બદલાતું નથી.

શ્રી રમણલાલ દેસાઈનું ત્રીજું અને રમતિયાળ કવિતાનું સ્વરૂપ તેમની જ લખેલી નીચેની પંક્તિઓમાં મૂર્ત થાય છે —

"મીઠડાં ઝરણાં ઝીણું ગાન કરે,
મુજ કંઠ મુગાવટ ત્યાંહી પૂરે.
તરુ કેરી ઘટા મહીં કૂજ રહ્યું,
ચિટપી ચિટપે રમતીય હીંચુ"

કવિતા રસિકો એ ઝરણાનું સુરીલું ગાન સાંભળે અને શ્રી દેસાઈની કાવ્યકુંજમાં સાનંદ વિહરે એ જ અભ્યર્થના.

---

પુત્ર—બાપા, મને પાંચસો રૂપિયા આપશો. મને ચોક્કસ માહિતી મળી છે તે પ્રમાણે હું શેર ખરીદી ને આજે જ પાછા વેચીશ તેમાં મને ફાયદો થશે.

પિતા—કેટલો નફો મળશે?

પુત્ર—પાંચસો રૂપિયા.

પિતા એટલે સો તને મળશે અને સો મને મળશે. માટે એમ કર તને સો રૂપિયા હું અત્યારે આપી દઉં એમ કરવાથી મને સાગમો રૂપિયાનો ફાયદો થશે.

× × ×

આઠમા ડ્યુક ઑફ ડેવોનશાયરે એક વખતે મિત્રોને વાતચીતમાં જણાવ્યું કે, "એક દિવસે મને સ્વપ્નું આવ્યું સ્વપ્નામાં હું હાઉસ ઑફ લૉર્ડ્સ સમક્ષ ભાષણ કરી રહ્યો હતો પછી હું જાગી ઊઠ્યો અને જોયું તો હું ખરેખર જ લૉર્ડ્સ સમક્ષ ભાષણ કરતો હતો!"

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

યુરોપની અત્યારની સ્થિતિનું વર્ણન કરતાં પ્રખ્યાત લેખક લુઈ ડેલ્બીટ જણાવે છે કે ૧૯૪૮ માં યુરોપીય લોકોની રહેણી કરણીનું ધોરણ ઘણું સુધર્યું છે. ખાવાને અન્ન, પહેરવાને કપડાં અને રહેવાને ઘર વિષે સંતોષકારક પ્રગતિ સાધી શકાય છે. ફ્રાન્સ ૧૯૫૨ પહેલાં, અને બેલ્જીયમ ૧૯૫૦ પહેલાં સર્વ પ્રકારે પગભર થશે, માત્ર ઇંગ્લેન્ડને જરા વધારે વખત લાગશે. કમ્યુનિસ્ટોની હાર થતાં ઇટલિમાં પણ ઉત્સાહ આવ્યો છે. ૧૯૪૮ માં વિગ્રહ જાગશે નહિ એવી ખાત્રી લોકોને છે અને તેથી તેઓ હાલ તો ઉમંગી જણાય છે.

યુરોપિય ફેડરેશન સ્થાપવાનો પ્રયત્નો થાય છે, પરંતુ લોકોને એ વિષે કંઈ ઉત્સાહ નથી, કારણ કે તે પ્રવૃત્તિના સંચાલકોમાં સ્થિતિચુસ્તો છે અને ચર્ચિલ જેવો કોન્ઝર્વેટિવ નેતા અગ્રેસર છે. યુનાઇટેડ સ્ટેટ્સ અને રશિયાની સ્પર્ધાથી લોકોના હૃદયમાં વિગ્રહની કાયમ ભીતિ રહે છે અને લડાઈ ફાટી નીકળે તો અમેરિકનો ઘણા દેશોનો યુદ્ધસાધનની સગવડ માટે લશ્કરી કબજો કરશે અને એ યુદ્ધમાં યુરોપિય દેશો એટમ બોંબ અને ઝેરી બોંબથી નાશ ન પામે તો લડાઈના અંતે જીતનાર પક્ષ અમેરિકા કે રશિયાનાં સંસ્થાનો બની જશે એવો તેમને સદાય ડર રહે છે.

અમેરિકાની મદદના કારણે યુરોપના ઘણા દેશોમાં તેની લોકપ્રિયતા ઘણી વધી ગઈ છે. પણ અમેરિકા કંઈ નિઃસ્વાર્થપણે તેમને મદદ કરતું નથી એવા સામ્યવાદીઓના પ્રચંડ પ્રચારથી લોકોના મનમાં ક્યારે ક્યારેક શંકા ઉત્પન્ન થાય છે. વળી જે દેશોને અમેરિકા માલ આપી મદદ કરી રહ્યું છે, તે દેશોમાં તે કાયમનો વેપાર જમાવી જશે અને પરિણામે એના દેશોનાં બજારો અમેરિકા સિવાયના દેશો માટે ખુલ્લાં ન રહે એવો પણ ડર રહે છે. ગ્રીસ, ટર્કીને મદદ કરી, તેમજ પોર્ટુગલને માર્શલ યોજનામાં દાખલ કરીને અને ફ્રાન્કોને પણ સહકાર કરવાનું જણાવ્યાથી ઉદારમતવાદીઓ અમેરિકાની શુભ નેમ પ્રત્યે શંકાભરી નજરે જુએ છે.

૧૯૪૫ માં સોવિયેટની કીર્તિ યુરોપમાં શિખરે પહોંચી હતી. વસ્તુતઃ તે યુરોપનું અગ્રેસર જ બન્યું હતું. નાઝીઆક્રમણ સામે પહેલાં સંરક્ષણ કરી અને પછી તેના પર આક્રમણ કરી તેને પરાસ્ત કરવાથી રશિયા તરફ યુરોપિયનો આદર અને પ્રશંસાથી નજર માંડતા હતા. આ વખતે રશિયા નિષ્કપટ-પણે સામ્યવાદને વળગી રહ્યું ન હોત, કંઈક ઉદારતાથી તેણે સમગ્ર ખંડ માટે યોજના કરી હોત તો આખો યુરોપ તે અપનાવી લેત. પણ આ દેશોમાં સામ્યવાદીઓનું બળ વધ્યું છે એમ માની રશિયાએ આ એકજ પક્ષને પંપાળ્યો અને વળી રશિયા અમેરિકાની જેમ મદદ પુરતા પ્રમાણમાં નિઃસ્વાર્થ આપી ન શક્યું તેથી તેનું વર્ચસ્વ યુરોપ પરથી ઓછું થયું છે. વિગ્રહ ફાટી નીકળે તો દરેક દેશમાંના સામ્યવાદીઓ આક્રમણ કરનાર રશિયન લશ્કરની પડખે ઊભા રહે એવો સર્વને ડર છે. પહેલાં તો યુરોપિયનોને સામ્યવાદ માટે ખાસ કંઈ અણગમો ન હતો, પણ ઝેકોસ્લોવાકિયામાં સામ્યવાદીઓએ ક્રાંતિ આણી, ત્યારથી તેમને હવે સામ્યવાદ પ્રત્યે રોષ વધ્યો છે. વળી યુનોમાં વારંવાર પોતાનો નકાર હક વાપરી રશિયાએ તેની કીર્તિ યુરોપમાં ઘટાડી છે. કેળવણી, વિજ્ઞાન અને આર્થિક પ્રગતિ સાધવા વિજયવંત રશિયા તરફ લોકો પ્રશંસાથી જોતા હતા પણ તે પ્રશંસામાં હવે ઓટ આવ્યો છે. બર્લિનના પ્રશ્નનું સંતોષકારક સમાધાન થશે એવું હાલ દેખાય છે અને તેથી લોકોનો જીવ હાલ તો પાછો ઠેકાણે આવ્યો છે.

આર્થિક ક્ષેત્રમાં, નૈતિક અને લશ્કરી વિષયમાં યુરોપને માટે સંજીવન છે. જ આ યોજનાથી અમેરિકાની સ્વતંત્ર ઉદ્યો-નીતિ પર અતિશય ભાર મૂકવામાં આવે છે અને તેની અસર યુરોપના દેશ પર થાય છે તે સારા માટે જ એવું નથી. પ આજે યુરોપ બે વિભાગમાં વહેંચાઈ ગયું છે. પૂર્વ ભાગમાં કાચો માલ મળે છે, પશ્ચિમ ભાગ માલ તૈયાર કરે છે અને વિભાગો આમ તેનો વહેવાર રાખી પોતાના વેપારનું સમતોલ-પણું જાળવી રહ્યા હતા તેમાં અમેરિકા માથું મારે છે અને તેથી આ પરાપૂર્વની સ્થિતિ કથળી અને બાજીને નુકસાન થાય છે. કેટલાક અમેરિકનોનો જ આ મત છે.

મધ્ય એશિયામાં પોતાનું વર્ચસ્વ જમાવી બેઠેલું અમેરિકા હવે સુએઝ નહેરના મોટા ભાગના શેરો લેવા તત્પર બન્યું છે એવી ખબર વૃત્તપત્રોમાં પ્રકટ થઈ છે. પોલ રેમિ-નાડની આર્થિક નીતિને સમાજવાદીઓએ સહકાર ન આપ્યો અને તે તેથી આન્દ્રી મેરીની સરકાર વટી પડી. યુદ્ધોત્તર કાળમાં પછી શુમાને રચેલી કેબિનેટ ૬૨ કલાકમાં જ અંત પામી. તક જોઈ તરાપ મારવા દગોલ બાજ માફક તત્પર થઈને બેઠા છે, પણ સામ્યવાદી આગેવાન થોરેઝ તેની નાનામાં નાની પ્રવૃત્તિ પર પણ કડક ચોકસાઈ રાખે છે.

ઇસ્લામ ખતરામાં છે એવો અમેરિકાની સહા-યથી પ્રચાર કરતા મધ્ય એશિયાના મુસ્લિમોની એવી પ્રવૃત્તિ કંઈક મંદ થઈ છે. યહુદીઓના લશ્કરી બળ આગળ આરબ જૂથના સાત દેશોનું બળ કંઈ ચાર કરી શકશે એવું નથી. આ જૂથમાં ઈરાન, અફઘાનિસ્તાન, તુર્કી અને પાકિસ્તાનને મેળવવાના પ્રયત્નો થશે એ ચોક્કસ છે. આરબ લીગના દેશોની આંતરિક સ્પર્ધાને લીધે તેમના લશ્કરી બળનું એકી-કરણ થયું ન હતું. પણ હાલના તબક્કે બે દેશોએ તો સમજૂત કરી એક સામાન્ય લશ્કરી ઉપરી નીમ્યો છે. ઈરાક અને ટ્રાન્સજોર્ડનના લશ્કરો ઈરાકી સરદારના હાથ નીચે મૂકાયાં, પણ હજી તેમાં ઈજીપ્ત, લીબેનોન અને સિરિયા ભળ્યાં નથી કારણ લીગની આગામી પરિ-ષદમાં એ પ્રશ્ન ચર્ચવામાં આવશે. ટ્રાન્સજોર્ડન, સિરિયા અને લીબેનોનનો શરૂઆતથી જ સારો સંબંધ રહેતો ન હતો. અને પા. અબદુલ્લાને પેલેસ્ટાઈન પચાવી લેવું છે એવી ઈજીપ્ત પણ હવે સમજ ગયું છે, છતાં આ લશ્કરો પેલે-સ્ટાઈનમાં પ્રવેશ કરશે ત્યારે તેઓનું સંગઠન જરૂર થશે એમ નિશ્ચયપૂર્વક કહી શકાય. આમ લાંબી લડાઈ ખેંચ રાખવાથી યહુદીઓને લશ્કરી સામગ્રી મેળવવા અવસર મળ્યો છે એમ ઘણા કહે છે, પણ પેલેસ્ટાઈન પ્રશ્નનો નિવેડો લાવવામાં દીર્ઘસૂત્રતા અખત્યાર કરવામાં આરબો પણ પોતાને લાભ છે એમ માને છે. અમેરિકન મત અત્યારે યહુદી પ્રત્યે ઢળેલો છે તે અમેરિકન પ્રેસિડન્ટની ચૂંટણી પૂરી થતાં તેવો ન રહેશે અને પછી તે અવશ્ય આરબોની તરફેણ કરશે એવી આરબોને ખાત્રી છે. અમેરિકા, બ્રિટન અને સિરિયાની પ્રવૃત્તિને લીધે પેલેસ્ટાઈનની અદ્યતન પરિ-સ્થિતિનો રિપોર્ટ યુનોની સિક્યુરિટી કાઉ-ન્સીલમાં દાખલ કરવામાં આવ્યો નહિ. હવે યુનોની પારિસ કોન્ફરન્સમાં તે ચર્ચવામાં આવશે.

ઈરાનના વડા પ્રધાન આગા અબદુલ-હુસેન હાજરે બાહરીન ટાપુઓ ઈરાનના છે એમ ફરીથી મક્કમપણે માગણી કરી છે. ઈરાની વડા પ્રધાનની ઇંગ્લેંડ પ્રત્યે સહાનુ-ભૂતિ છે એ વાત જાણીતી છે. આ ટાપુઓ અસલ તો ફિનિશિયન વસાહતોના કબ્રસ્તાન તરીકે વપરાતા. એક વખતે તે પોર્ટુગીઝોના પણ તાબામાં હતા. શાહ અબ્બાસ સફવીના સમયમાં તે ઈરાનના કબજામાં આવ્યા. ઈરાની સામ્રાજ્ય ઘટતાં આ ટાપુ પર ખલીફાની સત્તા જામી. અને તે બે સદી સુધી ટકી.

અત્યારના રાજકર્તાના વડવાઓએ પોતાની સત્તા ટકાવી રાખવા અમેરિકા જોડે સુલેહ કરી અને પરદેશ જોડેના સબંધની સત્તા તેમને સુપ્રત કરી હિંદુસ્તાનના ભાગલા પાડ્યા-ત્યાં સુધી એ ટાપુઓ અહિંના વાઇસરોયની દેખરેખ નીચે હતા અત્યાર સુધી ત્યાં હિંદી રૂપીઓ ચાલતો હતો અને હિંદી પોસ્ટ ઓફીસો હતી જે હમણાં જ દૂર કરવામાં આવી છે. અસલ આ ટાપુઓ મોતી માટે જાણીતા થયા હતા પણ જાપાનના કલ્ચર્ડ મોતીની પેદાશ થતાં તેની એ વિભેની અગત્ય કમતી થઇ ગઇ પણ હવે ત્યાં દર વર્ષે એક કરોડ બેરલ કેરોસીન નીકળે છે અને તે કેરોસીન અમેરિકન કંપની સાથે જોડાયેલી એક કેનેડીયન કંપનીના હાથમાં છે ઇરાનની અમારી માગણી અમેરિકા સરકારે મક્કમપણે નકારી હતી ઇરાનની માગણી પણ સ્વીકારવામાં ન આવી અને અમેરિકાનું પણ હિત હોવાથી તેમાં તેની નૈતિક સહાય હતી

ભારાયાયીઓએ પ્રીમનો કબજો કર્યો અને નું સરકાર થઇ ગઇ. રશિયનના બચાવ માટે સરકાર ઝડપભેર તૈયારી કરે છે નૈઋત્યમાંનું લશ્કર સરકારે રશિયનમાં બોલાવ્યું છે કોમ્યુનિસ્ટો ઘણા બળવાન છે અને સરકાર કરતાં વધારે અનુભવી છે. તેમજ સરકારના સૈનિકોની વફાદારી વિષે શંકા છે ઉત્તર ભાગના ભાગે ખેડુતો કોમ્યુનિસ્ટોની સહાયમાં છે

ખેડૂતો સરકારને મદદ નથી કરતા એટલું જ નહી પણ સરકારની લડાઇની પ્રવૃત્તિને ખોરવી નાખે છે કેટલાક ખોટા ભય ફેલાવે છે અને બીજાઓ વ્યવહાર માર્ગને ખોરવી નાખે છે તેઓ ખેતરોના પાકનો નાશ કરે છે અને સરકાર વિરૂદ્ધ જાસુસી કાર્ય કરે છે. તેથી સરકાર વિરૂદ્ધ જાસુસી કરતાં પકડાય તેને દેહાંતની શિક્ષા કરવી એવી શિક્ષાનો કાયદો સરકારે પસાર કર્યો છે

એક વખતનો પરદેશ મંત્રી માર્ક્વિનું નું અત્યારે લશ્કરનો ઇન્સ્પેક્ટર જનરલ બન્યો છે. તે અતિ સાહસિક છે અને બળવાનું શમન કરવા માટે શ્રમ કરે છે લડાઇનું સંચાલન મિત્ર રાજ્યની ભર્માની લડાઇમાં પ્રખ્યાત બનેલા અંગ્રેજ રિમથ ડનના હાથમાં છે અને તે સરકારી લશ્કરનો વડો છે

કમ્યુનિસ્ટની વ્યવસ્થા સારી છે પણ હમણાં હમણાં સીલોનમાં અપ્રિય નીવડે એવા કામો તેમને હાથે થયાં છે. તેનું કારણ એમ કહેવામાં આવે છે કે કેટલાક ધુટાફ્રઓ પણ સામ્યવાદીઓમાં ભળ્યા છે અને તેઓ એવે તેવા અપકૃત્યો કરે છે. તેમજ વિદ્યાર્થી સામ્યવાદીઓએ બુદ્ધની મૂર્તિ પ્રત્યે અપમાન જનક વર્તન બતાવ્યું તેથી લોકો ગીકાબા અને થાકિન સો એ માફી માગી અને વિદ્યાર્થીઓને ચેતવણી આપી છે પણ તેમના પર કશી અસર થઇ જણાતી નથી

---

એક દિવસે એક પતિએ તેની પત્નીને 'સુંદરી' કહી તેથી તે આખો દિવસ આનંદ મગ્ન રહી. છેવટે તેણે સાંજે પતિને પૂછ્યું, "આજે તમે મને સુંદરી શા માટે કહી?" પતિએ ખુલાસો કર્યો, "પહેલું કારણ તું આમ તેમ ફર્યા કરે છે, બીજું તું હંમેશ કંઇ ન કંઇ જમવાની હોય છે, અને ત્રીજું, તું હંમેશ એમ કહે છે કે 'મારે પહેરવા વસ્ત્રો નથી.'"

× × +

ભાગીદાર હોય નહિ તો કોઇ સુખ ખરૂં સુખ ન કહેવાય, અને ભાગીદાર હોય તો કોઇ દુ:ખ ખરૂં દુ:ખ ન કહેવાય

હિંદની આર્થિક મુશ્કેલી દેશભરમાં સર્વ સામાન્ય સમસ્યાનો વિષય બન્યો છે. રોગનું નિદાન પણ છે. નાણાકીય ફુગાવો, ઉત્પાદનમાં ઘટાડો, અન્ન અને કાપડના ભાવોપરથી અંકુશ ખસેડ્યું ભાવનિયમન, રાષ્ટ્રીયકરણ વિષે સરકારની અનિશ્ચિત નીતિ, હડતાળો, વાહન-વ્યવહારમાં ખામી, અને બે કરોડ નિર્વાસિતોની વસાહત સંબંધીના પ્રશ્નો સરકારની આર્થિક મૂંઝવણના મૂળભૂત કારણો છે. આ સર્વ કારણો નાબૂદ કરવાને સરકાર જોરી સાથે પ્રયત્ન કરે છે.

કાપડના ઉત્પાદન, ભાવ અને વહેંચણી માટે નવી સરકારી નીતિ જાહેર થઇ છે. સહકારી મંડળીઓ મારફત કાપડ વહેંચવાની વ્યવસ્થા થશે, તાલુકા દીઠ ઓછામાં ઓછી ૭ દુકાનો સરકાર રાખશે, વહેંચણી કાર્યમાં વચગાળાના નફા ખાનારા ઓછા હશે. રૂના ભાવો પર પણ અંકુશ મૂકવામાં આવ્યો છે અને તે પાકિસ્તાનમાં ઘસડાઈ ન જાય તેની સરકારે ચાંપતી દેખરેખ રાખવી રહેશે, કારણ કે ત્યાં રૂના ભાવ મણે રૂપિયા વધારે છે. સિંધનો જોઇતો રૂ હિંદ મોંઘી કિંમતે વેચાતો લે અને હિંદનો સસ્તો રૂ ત્યાંના વેપારીઓ અહીંથી પચાવી જઇ પાછા આપણને જ વેચે એમ ન બને તેની ખાસ કાળજી રાખવી રહેશે. અમેરિકા, ઇજીપ્તમાં રૂનો સારો પાક થશે એવી આગાહી છે એટલે અંકુશ ભાવ જોખમાવાની જણાતો નથી.

કામદારોના પગારમાં વધારો થયા છે પણ ભાવ પર અંકુશ ન હોવાથી વસ્તુ અને અનાજની કિંમત વધી ગઇ છે એટલે કામદારોને મળેલો વધારો તેમને જણાતો નથી, એવી તેમની ફરિયાદ છે. નવેસર અંકુશો દાખલ થતાં એ ફરિયાદ માટે કારણ ન રહેશે. કામદારો વધારે પગાર માટે ફરિયાદો કરે છે પણ વધારે કે સારું કામ માટે કાળજી રાખતા નથી એ શોચનીય છે. ઇંગ્લેન્ડના કામદારોએ ઉત્પન્ન માટે ચીવટાઇથી વધારે કામ કરી બતાવ્યું; તે માટે સંતોષ પ્રદર્શિત કરતું એક ભાષણ બેવિને હમણાં જ આપ્યું છે. અહીં કામદાર ક્યાં ય આવી પ્રશંસા કમાયા હોય એવું જણાતું નથી.

મધ્યમવર્ગ ઊંચા ભાવોથી પીડા પામે છે, ત્યારે હિંદી વેપારીમંડળના પ્રમુખે ભાવોનું નિયંત્રણ-ન લાવવા માટે ભાષણ કર્યું એ ધનિક વર્ગની બીજા પ્રત્યેની બેપરવા દર્શાવે છે. વળી કાશ્મીરના ૨૦ કોળિયાને બદલે ૧૯ કોળિયા જમાએ ખાવા જેથી દેશમાં સર્વેને જોઇતું અન્ન મળી રહેશે એવી અવ્યવહારુ વાતો કરે છે એનો કશો અર્થ નથી. એમ તો મહાત્માજીએ એક ટંક ન ખાવાની સૂચના ક્યાં ન કરી હતી? તે કેટલાએ અમલમાં મૂકી હતી? આ ધનિકો કંઈ ઓછા બુદ્ધિશાળી કે અવ્યવહારુ છે એમ કોઇ પણ માને નહિ. માત્ર તેમના નામની વર્તમાનપત્રોમાં કુમકુમી વાગે, તેમણે જણાવેલી ત્યાગવૃત્તિ પ્રશંસનીય છે એવી તેમની જાહેરાત થાય એટલો જ એ ભાષણોનો આશય છે, એમ અમે માનીએ છીએ.

કમિટીઓ કેટલીકવાર હાસ્યપદ બને છે. મદ્રાસમાં હિંદના ગવર્નર જનરલ રાજાજી ગયા, ત્યારે એસેમ્બ્લી બાબત ગોઠવેલા સત્કાર સમારંભમાંથી કેટલાક કમિટીઓ નીકળી ગયા. "ગવર્નર જનરલ અંગ્રેજ રાજાના પ્રતિનિધિ છે તેને માન કેમ અપાય?" એવી તેમની ફરિયાદ હતી. વડોદરા નરેશે સર્વસત્તા ત્યાગ કર્યાની જાહેરાત કરી પછી ત્રીજે દિવસે નગરમાં પધાર્યા ત્યારે પ્રજામંડળે સંસ્થા તરીકે તેમનું બહુમાન ન કર્યું તે ઠીક ન કહેવાય. પ્રજામંડળ પ્રમુખે તેમને સત્કાર્યા એટલું સારું હતું. મહારાજાએ ભલતી કરી હતી તેનો

બચાવ ન થઇ શકે, પણ એ ભૂલો સુંદર રીતે વગર આનાકાનીએ સુધારી, પછી કદી કોઇને રોષ ન હોય. મહારાજાની લોકપ્રિયતા આમજનતાએ તેમને કરેલા સત્કારપરથી સંપૂર્ણપણે પુરવાર થઇ છે. વચગાળાની સર-કાર સ્થપાયા પછી રાજા અને પ્રજાના નેતાઓ વચ્ચે સુંદર સંબંધ જાહેર રીતે જોવામાં આવ્યો તેથી પ્રજા હર્ષ પામી છે. શ્રીમંત પ્રજામાં જેવા લોકપ્રિય છે તેવા જ પૂજાદં પણ રહેશે એવી આશા રાખીશું

વીજળીના ઉત્પાદન માટે વાદમથમના રામમંદિર' બાબત દુનિયામાં સૌથી બીજો મોટો પુસ્તો બાંધવામાં આવશે. એલ્યુમિનિયમ અને સીમેન્ટ વાપરી ઘરો બાંધી શકાય—એવાં ૫૦૦૦ ઘરો દરરોજે બાંધી શકાય તેવું કાર-ખાનું દિલ્હી નજીક હમણાં શરૂ કરવામાં આવ્યું છે. કલકત્તાની ઇન્ડિયન સ્ટીમ શીપ કંપનીની 'ઇન્ડિયન ટ્રેડર' હિંદી ખલાસીની પહેલવહેલી માલની સ્ટીમર ઇંગ્લેન્ડ ગઇ તેથી ઇંગ્લેન્ડ-હિંદનો દરિયાઇ વેપાર બ્રિટિશ કંપનીઓના એકલા હાથમાં હવે રહ્યો નહિ એમ અવશ્ય કહી શકાય. છેલ્લા નવ માસથી મુંબઇ સરકારને કમેકમે પેટ્રોલ ઓછું મળતું થયું છે એ ઉપરથી હિંદી સરકારને પેટ્રોલની કેવી અછત રહે છે તે સમજી શકાય. કામ-દારો માટે સામાજિક વીમા માટે કાયદો કર્યા પછી હિંદી સરકારે કારખાનાની સુઘડતા માટે બીલ પસાર કર્યું છે એ નાના મોટાં મોસમી કે કાયમ કામ કરતાં સર્વે કારખાનાંને લાગુ પડે છે. અને એમાં માલીક અને મજૂરો બંનેના શિરે જવાબદારી નાખવામાં આવી છે. હિંદમાં પોલાદની પેદાશ પણ ઘટી છે એમ આ માસે જાણવા મળ્યું છે.

લશ્કરી દૃષ્ટિએ દેશનું રક્ષણ કરવામાં શિથિલતા સેવતી હિંદી સરકાર જાણે ઊંઘ-માંથી જાગીને દેશમાં નેશનલ મીલિશિયા સ્થાપન કરવા માટે બીલ પસાર કર્યું આટલે મોડે શરૂ થતો પ્રયત્ન પણ કેવો નહિવત છે. સમગ્ર દેશમાં હાલ તરત એક લાખ ત્રીસ હજાર ઉમેદવારોથી શરૂઆત કરવામાં આવશે. દેશના પ્રમાણમાં આ સંખ્યાબળ તદ્દન હાસ્ય-જનક લાગે છે એ સંખ્યા એકદમ વધારવી જોઇએ. વળી તેમાં સ્ત્રીઓની તાલીમ માટે વ્યવસ્થા રાખવામાં આવી નથી એ ઊણપ તાત્કાલિક દૂર કરવી જોઇએ

સ્ત્રીઓ આત્મરક્ષણ કરી શકે તે માટે સી.પી માં તાલીમ વર્ગ શરૂ થયો છે. યુ.પી માં નિરક્ષરતા નિવારણની પ્રવૃત્તિને વેગ મળે તે માટે ઉમેદવારે મેટ્રીકનું સર્ટિફિકેટ મેળવતાં પહેલાં ત્રણ નિરક્ષરોને તેણે વાંચતાં શીખવ્યાં છે એવું સર્ટિફિકેટ તેને બતાવવું પડશે. આથી કેળવણી વધશે એમ અમે માની શકતા નથી. ઉમેદવારો બધાં ખરાં જ સર્ટિફિકેટ લાવશે એમ માની ન શકાય. બધાને તેમ કરવા માટે સગવડ પણ ન હોય. મદ્રાસમાં નવ જિલ્લા સિવાય બીજા વિભાગોમાં દારૂબંધી હતી. નેહરુ મદ્રાસ ગયા ત્યારે ઇલાકાની આવકનો વિચાર કરી નવ જિલ્લામાં દારૂબંધી લાવવી હાલ તરત મુલતવી રાખવી એવી સલાહ આપી હતી. પણ ત્યાંના પ્રધાનમંડળે ઠરાવ કરી એ જિલ્લાઓમાં પણ ઓક્ટોબરથી દારૂબંધી લાવવા માટે નિર્ણય કર્યો છે. દારૂબંધી સત્વર લાવવી જોઇએ એમાં બેમત હોઇ ન શકે; પણ તેમ કરતાં આર્થિક પ્રશ્ન આડે આવે તો કરથી દબાયેલી પ્રજા પર બીજા કરો મૂકતાં વિચાર કરવો પણ જરૂરી ખરો.

પાકિસ્તાન યુદ્ધ માટે તૈયારી કરી રહ્યું છે એવા સમાચારો હવે વૃત્તપત્રોમાં પણ અવાર નવાર આવ્યા કરે છે. કાશ્મીરમાં તે પૂરા બળથી હિંદી સૈન્યનો સામનો કરે જ છે અને હિંદી સૈન્ય છવોની આટ પગ પગ સંપાદન કરે છે એવું કશું નથી. જો એમ

જ હોત તો કાશ્મિરમાંથી હુમલાખોરોને ક્યારના ય ભગાડી મૂકવામાં આવ્યા હોત. વસ્તુત ત્યાં યુદ્ધે હવે વધારે ઉગ્ર રૂપ લીધું છે. યુનો કમિશન સત્યવાદી હિંદ અને અપરાધી પાકીસ્તાનને સરખા ગણી નિર્ણય કરે તે તે કેમ સ્વીકારી શકે? હૈદ્રાબાદનો ચરૂ પણ હવે સપૂર્ણપણે ઉકળી ગયો છે અને તરત હવે આક્રમણકારક પગલાં લેવાં પડશે. તેના પરિણામે બીજે શું અસર થાય તેની પણ સાવચેતી રાખવી રહેશે. 'જેસે થે' ના કરારની મુદત નવેમ્બરમાં પૂરી થાય, ત્યારે નિઝામ સાર્વભૌમત્વ સપાદન કરે એવું ક્યાં નથી. અમેરિકાના વ્યાખ્યાન પછી પણ ગવર્નર જનરલ કે વડાપ્રધાન નિઝામ સાથે સીધી વાટાઘાટ કરે નહિ, તેમજ નિઝામ જોડે સીધી સંધીની વાતો કરે તે તેઓ નકારે તે ઉપરથી નિઝામની સત્તાનુ મર્યાદિતપણું સ્પષ્ટપણે પૂરવાર થાય છે.

લડાઈ માટે જોઈતું પેટ્રોલ હિંદ ક્યાંથી મેળવશે? આપણા રાજ સંચાલકો કહે છે, "દુનિયામાં અમારા કોઈ દુશ્મનો નથી." એ ખરૂં હશે, પણ આપણે તેમને પૂછી શકીએ, "તમારા મિત્ર પણ કોણ છે?"





પહેલો મિત્ર—તમારી પત્નીની તબીયત કેવી છે?

બીજો મિત્ર—સારીય છે અને નરમીયે છે.

પહેલો મિત્ર—એટલે મને સમજ ન પડી.

બીજો મિત્ર—બજારે ખરીદી કરવા જવા જેટલી તેની તબીયત સારી છે અને ઘર કામ કરવાનું હોય, ત્યારે તે માંદી છે.

---

—ગુજરાતી સાહિત્યના વિકાસ અર્થે 'લોટસ ટ્રસ્ટ' તરફથી રૂા. ૨૫ હજારની આઠ વર્ષની એક યોજના તૈયાર કરાઈ છે. આ યોજના મુજબ, દર વર્ષે, વિદ્વાન અને અભ્યાસી લેખક દ્વારા, ઓછામાં ઓછાં બે મૌલિક પુસ્તકો લખાવવાનું વિચારાયું છે, તે અંગે નીચેના સભ્યોની એક સાહિત્ય સમિતિ રચાઈ છે. ડૉ. શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરી, શ્રી મનુ સુબેદાર, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી વીરેન્દ્ર જીવણલાલ શાહ, શ્રી સોપાન, શ્રી મોહનલાલ ધોટાવાળા (મંત્રી) પ્રગટ થનાર ગ્રંથના તમામ હક્કો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયને અર્પણ થશે.

—શારદા સાહિત્ય મંદિર સુરતની મુંબઈ શાખાનો ઉદ્ઘાટન સમારંભ જાણીતા સાક્ષર ડૉ. દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને શુભ હસ્તે સોમવાર તા. ૬ ઠી સપ્ટેમ્બરને દિને શાખાસ્થાને હર, અનંતવાડી, ભૂલેશ્વર વેદભુવનમાં થયો હતો.

# અ નુ ક્ર મ



પ્રેસ કામદારોની લાંબા માસ ચાલેલી હડતાળને લીધે ઑક્ટોબર અંક બહાર પાડી શકાયો ન હતો તે આ અંક સાથે આપ્યો છે —સંપાદક.

વાર્ષિક લવાજમ રૂ. ૬—૦—૦. આનંદપુરા, વડોદરા.

સાહિત્ય સાહિત્ય મંદિરની શાખાઓ ભાવનગર, અજમેર, મુંબઈ ૨ અને કલ્યાણ, સુરત—એ સ્થળોએ 'પૂર્ણા'ના લવાજમ ભરી શકાય છે.

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ] નવેમ્બર ૧૯૪૮ [ અંક, ૪

## સરકારની કાપકૂપ સમિતિને સમર્પણ

શહેનશાહ ફ્રેડ્રિક વિલિયમ પહેલાને એક વાર લાગ્યુ કે રાજમહેલનો ખર્ચ ઘણો વધી ગયો છે, માટે તેમા કાપકૂપ કરવી જોઈએ. પૈસા ગમે તેમ ખર્ચાતા હશે, ચીજો રવડી જતી હશે, નહિ જોઈતી ચીજો ખરીદવામા આવતી હશે, મહેલમા આળસુ અધિકારીઓ નિરર્થક પગારો ખાતા હશે. શહેનશાહને આમાંથી કશુ ઓછું કરવાનું ન સૂઝ્યું પણ તેને સૂઝ્યું કે નોકર ચાકરોને મફત બળતણ મળે છે તે ખોટું, માટે તેણે હુકમ કર્યો, "હવેથી નોકરોને મફત કોલસા અને લાકડાં મળશે નહિ. મહેલનો ખર્ચ વધી ગયો છે અને તેમાં કાપકૂપ કરવી આવશ્યક છે" આ સમાચારથી દાસદાસીઓ દિલગીર થયાં પણ બિચારા શુ કરે!

આ સમયે શહેનશાહનો માનીતો સલાહકાર વિદ્વાન અને હાસ્યરસિક વૉન ગન્ડલિન્ગ હતો. શહેનશાહના આ હુકમ પછી એક દિવસ તે શોકગ્રસ્ત દેખાતો શહેનશાહ સમક્ષ હાજર થયો. શહેનશાહે પૂછ્યું, "કેમ ગન્ડલિન્ગ, આજે તું નિરાશ કેમ છે? તને શું થયુ છે?" ગન્ડલિન્ગે ઉત્તર આપ્યો, "નામદાર, મહેલના સર્વે નોકરચાકરો દુઃખી હોય, ત્યારે હું આનંદમાં કેમ રહી શકુ? તેમને મફત મળતું બળતણ તમે અટકાવ્યું, તેથી તે ગરીબોને કેટલો ત્રાસ થયો તેની તમને ખબર નથી." શહેનશાહે કહ્યુ, "એ બધાને તેમની યોગ્યતા કરતા વધારે પગાર મળે છે." ગન્ડલિન્ગે જણાવ્યું, "ખરૂં, નામદાર. હું પણ તે સમજુ છું, પણ મારે ત્યા કચરોવાળનારી બાઈએ આજે મને સહેજ તકલીફ આપી. મે તેને દાદર પરથી કચરો સાફ કરવાને કહ્યું અને નામદાર તેણે શુ કર્યું તે કહું? તે છેલ્લા નીચેના પગથિયાંથી વાળતી વાળતી ઉપર જવા લાગી. આમ સાફ કરેલાં પગથિયા પર પગ મૂકી ઉપર ચઢી તે ઉપર પાછું કચરૂં પાડવા લાગી. ઉપરથી સાફસુફ કરતાં નીચે આવવુ જોઈએ એમ મે એને પછી સમજ પાડી. નામદાર, કાપકૂપ કરવી છે? તો ઉપરથી ખર્ચ કમી કરતા નીચે આવો."

શહેનશાહ ઘડીભર વિચારમા પડયો પછી તેણે ગન્ડલિન્ગને કહ્યું, "ગન્ડલિન્ગ તારૂં કહેવું ખરૂ છે નોકરોને મફત બળતણ મળે એવી હું આજ્ઞા કરૂ છું અને ખર્ચ કમી કરવા માટેની તારી સૂચના હુ લૉર્ડ હાઈ ચૅન્સેલરને જણાવીશ."

સમર્થો બકરાં ઘેટાં પર નહી પણ વાઘવરૂ પર ત્રાપ મારે છે

રૂ. પ. મ.

 

મને આવો એવો બતાવીને પણ પોતાનો પરચો બતાવ્યો નથી—છતાં હું તેમનું અસ્તિત્વ સ્વીકારી શકતો નથી!

આપણી માન્યતાઓની વાત હું નથી કરતો. વાંચનના આઘાત પ્રત્યાઘાતનું યાદ રહી ગયેલું સ્મરણ જ અત્રે ટાંકું છું. વાંચનને પરિણામે એવા પણ પ્રસંગો આવી જતા હતા કે ભૂત પ્રેતનું અસ્તિત્વ ન માનવા માટે પણ હું તત્પર હતો. જૂના રિવાજો, જૂની માન્યતાઓમાં બંધને માનવીનો માર્ગ કેમ આગળ અને આગળ વધે છે તેનો એક નમૂનો જ માત્ર આપું છું.

અને આમ બાલ્યાવસ્થામાં જ થાય છે એમ નથી. જીવનભર આ વળાંકરૂપે માર્ગ જ માનવીનો માર્ગ બની રહે છે. જૂના સમભાવવાળા સંસ્કારમાં તે પડી આશ્રય લે છે, જૂના સંસ્કાર નવીન સંયોગોને અનુકૂળ થતા તેને દેખાય છે, જૂના સંસ્કાર કદી કદી તદ્દન જૂના ફેંકી દેવા સરખા બની કોઈ નવીન સંસ્કારનો આશ્રય લેવા તે મથે છે એનો એ જ માનવી!

મારા બાળ વાંચનને એક બીજો ભારે ટેકો મળ્યો મને મારા ઘરમાંથી. અમારું કુટુંબ જરાય ધનિક ન કહેવાય—વતનદાર, ઇનામદારનું અમારું કુટુંબ ખરું, પરંતુ પૈસા બહુ ઓછા. ત્રણ ચાર પેઢીનો આ જ આર્થિક નકશો. મારા દાદા પણ એ જ નકશામાં ગોઠવાયા હતા અને મ્હારો પુત્ર પણ હજી અમારા આર્થિક નકશાની બહાર નીકળી શક્યો નથી એની મહેનત છતાં નહીં—જો કે જમીન ત્યારે તો ઘણી હતી. પિતા પ્રિવિયસ—આજની કોલેજના ફર્સ્ટ યર સુધી ભણ્યા હતા. તેમણે પ્રથમ તો વડોદરા રાજ્યની નોકરી સ્વીકારી, પરંતુ પછી સાહસ કરી છાપખાનું અને વર્તમાનપત્ર તેમણે કહાડ્યાં. અમારું ગુજરાન ઠીકઠીક ચાલતું છતાં એ ધનિકનું જીવન કહેવાય નહીં કુટુંબ વત્સલતા અને અતિથિ સત્કાર મ્હારી બાલ્યાવસ્થામાં ગૃહસ્થાશ્રમનાં આવશ્યક લક્ષણ મનાતાં. સંયુક્ત કુટુંબની ભાવના ત્યારે બળવાન હતી. અમારું ઘર પ્રભુ કૃપાએ ભરચક રહેતું. સગાં સંબંધી તેમ જ મહેમાનોની અવરજવર સારા પ્રમાણમાં થતી અને મારાં માતા પિતાએ એ પરિસ્થિતિનો જરા સરખો પણ વિરોધ કર્યો હોય એમ મારા જાણવામાં નથી. ઊલટ એ પરિસ્થિતિને સદ્ભાગ્ય માની તેઓ તેને વધાવી લેતાં હતાં. ધનિકતાના લક્ષણ રૂપ રસોઇયા નોકર અમારા ઘરમાં હતાં નહીં. એકાદ બાઈ નોકર વાસણ માંજી જાય, પૂંજો વાળી જાય અને પાણી ભરી જાય, લુગડાં પણ ધૂએ અને પથારી પણ કરે પરંતુ આપણા જીવનમાં હજી એવી પ્રથા દાખલ થઈ નથી કે જેમાં પત્ર લખીને, આપણી સગવડ પૂછીને, કહેલે વખતે તો મહેમાનો આવે. અતિથિ દેવ ફાવે ત્યારે દર્શન દઈ શકે છે! આજના બદલાયેલા સંજોગોમાં પણ હજી એ ભાવના ઘસાતી ઘસાતી પણ ચાલુ છે જ. તે વખતે મહેમાનો અને સગાંવહાલાં ફાવે ત્યારે આવે અને ફાવે તેટલું રહે એવો હક્ક ધરાવતાં હતાં.

એ ભાવના પાછળ રહેલી ઉદારતા હું જરૂર વખાણું છું. એનો પ્રત્યક્ષ અનુભવ પણ મને થયો છે અને પ્રભુ કૃપાએ અમારી ચાલતી આવેલી પ્રણાલિકા ઓછે વધતે અંશે હજી ચાલુ છે તે ચાલુ રહે એવું માનસ સને અને મારા વંશને આપો એવી પ્રભુ પ્રત્યે મારી સતત પ્રભુ પ્રાર્થના છે!

પ્રસંગ એટલો જ કે એક નોકરથી આખું ઘર કામ પૂરું પડી શકે નહીં જ એટલે ઘરનાં માણસો જ કેટલુંક કામ માથે ઉપાડી લે. રાત્રે મહેમાન આવે એટલે તેમની પથારી કુટુંબીજનો કરે કારણ ચોવીસ કલાકનો નોકર રાખવાની શક્તિ ત્યારે ન હતી.

અને રસોઈ તો ઘરના સ્ત્રી વર્ગને જ માથે હોય. નોકર કોમમાંથી રસોઇઓ મળે નહીં. નોકરના હાથ સિવાયની રસોઇ જમાય જ નહીં. અને રસોઇયાનું ખર્ચ પણ પોષાય નહીં. એટલે મારાં માતા આખા ઘરની રસોઇ કરતાં. ચ્હાનું વ્યસન મારા ઘરમાં લાંબા સમય સુધી ન હતું અને ત્યારે તે સામાન્ય બની ગયું ન હતું. ચ્હા તો માંદગીમાં જ પીવાય એવી ત્યારે માન્યતા હતી!

ઘરમાં બાળકોને શાળામાં જવાનું હોય. મહેમાનોને કચેરીમાં જવાનું હોય, અને કેટલાકને ગામમાં ભણવા ફરવા જવાનું હોય. એટલે લગભગ સાડાદશ વાગ્યાથી એક વાગતા સુધી જમણનો કાર્યક્રમ ચાલુ જ રહે. રસોઈ કરવી એ હલકું કામ છે, સ્ત્રીઓને માથે મૂકેલી એ વેઠ છે, પત્નીની ગુલામગીરીનું એ પ્રતીક છે એવી ભાવના ત્યારે વ્યાપક બની ન હતી.

એટલે લગભગ સવારથી મારાં માતા નાહી અબોટમાં રહી રસોઇ કરતા અને સાથે સાથે પાઠપૂજન પણ કરતાં. એક જ કામ એકી વખતે કરવું એવો નિષ્ણાતોનો મત છે, પરંતુ એ મત સાથે આપણી શર્તની સમતિ હોવા છતાં નિષ્ણાતો એ મતનો અમલ કરવાની સગવડ આપતા નથી. ઘણાં કામ સાથે સાથે થઇ શકે એવાં હોય છે. મૈત્રાભાવી નેતાઓ ખાતાંઓ સંભાળે પણ છે અને તાકી કૃતિ પણ કરે. સરખો ચલાવતાં વાતચીત થઇ શકે છે એ જાણીતી વાત છે. ભણવું અને ખાવું એ બન્ને કાર્યોમાં સામ્ય કશું જ નથી. બન્ને કાર્યો જુદાં થાય તો તેમાં રહસ્ય પણ ન જ હોય. પરંતુ ખાવાથી સાથે સાથે ચાલતા ભણવાના કાર્યમાં સરળતા થાય છે, પટીના ખપરાનું વજન જરા ઘટે છે, અને પંડીના ઘુમ્મટમાં ભાવાનું કાર્ય સારું થાય છે કે સાંભળનાર તેની પચાતમાં નથી માનાર 'પડતાં કે નથી સાંભળનાર પડતા!

'ઉત્પાદન વધારો' ની જુમ માગતા આપણા નેતાઓ અને પ્રધાનોએ એક સામટાં એક કરતાં વધારે કરી શકાય એવાં કામની લાંબી યાદી તૈયાર કરવી જોઇએ! અને તેમ નાખી એ કામ ન થઇ શકે એમ હોય તો એક સમિતિ પણ નીમવી જોઇએ!

મારાં માતા રસોઇ કરતાં, અમને જમાડતાં, સપ્તાબંધ સંસ્કૃત શ્લોકો અને ગુજરાતી ગીતો નિત્ય ગાતાં. એમાં વિષ્ણુ સહસ્ર નામ હોય, ગોપી ગીત હોય, દયારામનાં પદ કે ગરબીઓ હોય અગર રત્ના પ્રેમાનન્દના મહિના આખ્યાનના ગીત ટુકડા હોય આખું ધ્રુવાખ્યાન પણ તેઓ બોલી જતાં નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં પણ સવારે તેઓ ગાતી જતાં. વચમાં વચમાં છોટમ કે વલ્લભનાં ગીત પણ સાંભળવા મળતાં. ઘણાં ઘણાં પ્રભાતિયાં, ગીત, પદ અને કાવ્યોથી સમૃદ્ધ પ્રાચીન સાહિત્યનું જ્ઞાન મને મારા માતાના આ નિત્ય પ્રયોગમાંથી મળી રહેલું. મારી પોતાની બુદ્ધિ અતિ તીવ્ર હોવાનો ભ્રમ મ્હેં સેવ્યો નથી. સામાન્ય બુદ્ધિના મારા સરખા બાળકને કાવ્યોનાં થતાં નિત્ય આવર્તન એક સુંદર રસભર્યો પાઠ બની જતાં. મને પણ એ સ્તોત્રો, પદ, ગીત કે આખ્યાન ટુકડા કર્ણપ્રિય લાગતા. ખરેખર શબ્દનું માધુર્ય સાંભળનારને અસર કર્યા વગર રહેતું નથી. અને જે શબ્દાવલિઓ અસર કરે એ વારંવાર સાંભળે પાકી હૃદયમાં પણ જરૂર વસી જાય. આમ મને આધુનિક પ્રાચીન કહેવાતા સાહિત્યનો અનુભવ અકારતરી રીતે મ્હારાં માતા તરફથી મળ્યો. આજ પણ લગભગ આખું ગોપીગીત, આખું ધ્રુવાખ્યાન કે આખો હનુમાન અંગદ સંવાદ બોલી જવાની હું હિમ્મત રાખી શકું ખરો! ધ્રુવાખ્યાનના ગાતાં પણ હૃદયદ્રાવક ચરણો મારું હૃદય હલાવી મૂકતા હતા એ મને યાદ છે. ગોપીગીતનાં સુંદર સંગીતભર્યાં ચરણ બોલતી વખતે હું સતત સૌન્દર્યનો પરચો કદી કદી મેળવતો રહું છુ–

જો કે સંસ્કૃત ભાષાનું મારું અજ્ઞાન અગાધ છે. બાળપણમાં જેમ ડોસીએ રામાયણ મહાભારત કે પુરાણોની કથાઓના ટુકડા કહી મારી કલ્પનાને વળગવા માટે એક જીવંત સૃષ્ટિ આપી, તેમ માતાની આ સ્વાભાવિક નિત્ય નિયમ બની ગયેલી પાઠગીતમાંથી મને પ્રાચીન કાવ્ય સૃષ્ટિનો આછો પરિચય થયો, એ કાવ્ય સૃષ્ટિ હૃદયને હલાવી શકે છે એનો પ્રત્યક્ષ અનુભવ પણ થતો ગયો, અને પ્રેમા-નંદ, શામળ, દયારામ વગેરે મળ્યે જોઈ જવા જેવા છે એટલું જ્ઞાન પણ મને થયું. માતાને કદાચ ખબર પણ નહિ હોય કે તેમનાં ગીત આ ઢબે મ્હારા હૃદયને બોધ આપી ગયાં હતાં! એ કોઈ મારા અભ્યાસનો વિભાગ પણ ન હતો. મારી માતાનો જરાય આગ્રહ ન હતો કે એ બીનો હું સાંભળું અને તેમનો મુખપાઠ કરી જ્ઞાનસમૃદ્ધ થાઉં એની પરીક્ષા પણ આપવાની ન હતી છતાં શબ્દોમાં, સ્વરમાં હૃદય હલાવી નાખવાની શક્તિ છે એટલું તો મને ત્યારે સમજાયું—અસ્પષ્ટપણે

તેમાં પણ કાવ્ય ઉચ્ચારણદ્વારા બહુ સામર્થ્ય મેળવી લે છે એવો પણ ત્યારે સ્પષ્ટ ન સમજાતો અનુભવ પણ થયો હું અભ્યાસી નથી, વિદ્વાન નથી, સાક્ષર નથી એ જાહેર કરતાં મને જરાય સંકોચ થતો નથી થવો ન જ જોઈએ કારણ મારું એ કથન સત્ય છે પરંતુ મને સાહિત્યનો શોખ છે એમ હું જરૂર અભિમાન લેઈ શકું મને સુંદર અને ભવ્ય શબ્દાવલિ ગમે છે. ભાવ નિરૂપણની જૂદી જૂદી છટા મારા હૃદયને જરૂર હલાવી શકે છે રસ અલંકારનાં વર્ગીકરણ મને જરાય આવડતાં નથી છતાં ઓખા હરણમાંથી

'એમ કહી ઓખા આળગી કીધી
બાહુ આલ્યો ને બોલજો લીધી'

એ અનિરૂદ્ધનું વીર વર્ણન વાંચી, બીજું કોઈ નહીં તો પણ મારું મન મને ટટ્ટાર બેસવાની પ્રેરણા જરૂર કરે છે સુદામાખ્યાનમાંથી માતાને આંસુ આવતાં ને અંતર ઉપની દાઝ રાજાએ મુને પરહરી, કુંવર ઘુએ કરાંઝ ત્યાંજ; ધ્રુજ્યો હું રહીશ કેમ? રોળા વીજુટી મૂકશી જેમ, જાળવીના જેવી માછલી! તેવા પ્રાણ જશે ટળવળી.

એ ધ્રુવની માતાનું બહુ સાદું સાચું રુદન યાદ આવતાં હજી મારી આંખ ભીની થાય છે દયારામનું કૃષ્ણવર્ણનનું
સુંદર બાળક રૂપ રસીલું ચરણ ઘઘરી વાગેરે!
દેખ દેખતો ચંદ્ર ખાળવ ગૂંથી હાર કરી
માખણ માગે!

એ ચરણ ફરી સ્મૃતિમાં રમી જાય ત્યારે ઈશ્વર સંબંધી મારા વિચારો આજ ગમે તેવા હોય ત્યાંય એ બાળ કૃષ્ણની માતા પાસે માખણ માગતી મૂર્તિ જરૂર મારાં નેત્ર આગળ ઊભી થાય ખરી

સાહિત્યનું શિક્ષણ શાળામાં સારી રીતે કેમ અપાય એ સંબંધમાં નિષ્ણાતો અને કેળવણીકારો જરૂર પ્રયોગો કરતા રહી, સિદ્ધાન્તો ઉપજાવતા રહી, સારામાં સારી શાસ્ત્રીય ઢબ વિકસાવતા રહી. અજાણપણે, માતાની રસોઈ કે પીરસણના સમયે અણધાર્યું, વણમેળ્યું સાહિત્ય શિક્ષણ મળી જાય છે, જેમાંથી અભ્યાસ તો નહીં, પણ સાહિત્ય શોખ ઉપજે છે એવો મારો નમ્ર અનુભવ સહજ રજુ કરવાનું મન જરૂર થાય છે

ગૃહનું પણ શિક્ષણસંયોજનામાં મહત્વનું સ્થાન હોવું જોઈએ માતા પિતાની અને કુટુંબી જનોની અસર એ બાળજીવનની મોટામાં મોટી પ્રાપ્તિ—કે ખોટ—હોઈ શકે એમ સહુ કહે છે ગૃહ ખરેખર કલા, સંસ્કાર અને સુજનતાનું કેન્દ્ર બની રહે એ ઈચ્છવા યોગ્ય જરૂર છે બદલાતા સંજોગોમાં ગૃહનાં ઘડતર અને ગૃહવ્યવસ્થા બદલાયા કરે એ સંભવિત છે. વર્તમાન ગૃહ બાળકોને શું શું આપી શકશે?

આજનાં બાળકો જ્યારે સંસ્મરણો લખવાની હિંમત કરશે ત્યારે વર્તમાનગૃહ વાતા-

બાળક જ રહે છે અને બન્ને વચ્ચે મેળ જામતો નથી

પરંતુ ઘણા પિતાઓ તો શિક્ષકની સોટી ઉપરાંત પિતાનો દંડ પણ વાપરે છે, અને શિક્ષણ ક્ષેત્રમાં પિતા અને બાળક વચ્ચે યુદ્ધ જામે છે—એટલે કે પિતાની ક્રૂરતાનો બાળક ભોગ થઈ પડે છે પિતા માગે એટલી ઝડપે બાળકની બુદ્ધિ અને સ્મૃતિ પ્રગતિ કરતી નથી. એટલે શિક્ષકપણું અને પિતૃપણું ભેગું કરી પિતા તાડનનો પણ ઉપયોગ કરી બાળકની બુદ્ધિ સ્મૃતિને-ચમકાવવા મથે છે માર મારવા તૈયાર થતા પિતા પુત્રને રાક્ષસ લાગે છે, અને પુત્રની બુદ્ધિ સ્મૃતિ મારથી કોને ફટકી જાય છે અગર જડ જડ્ડી બની માર સામે આવતુ થઈ પણ શિક્ષણ ગ્રહણ કરવા ના પાડે છે શિક્ષક બનવા મથતા કંઈક પિતાઓ તે રહે કસાઈ બની જતા જોયા છે ઘડી ઘડી ગુસ્સે થતો, ક્ષણે ક્ષણે છણકતો, બાળકોને દાબમાં રાખવા સતત મથતો, જેની હાજરીમાં બાળકો ગભરાઈ જતાઈ ન્હાસતા ફરે એવો પિતા પિતૃપદને લાયક નથી એવા પુરુષને પિતા બનતા કાયદાએ જ અટકાવવો જોઈએ. શિક્ષણ આપતા બાળક ઉપર સહજ પણ રીસ ચઢી એમ લાગે તે ક્ષણે પિતાએ શિક્ષક બનવુ બંધ કરી દેવુ જોઈએ

કોઈ મુશ્કેલી પિતાને પૂછીએ તો તેનો ઉકેલ તેઓ નહોતા આપતા એમ નહી પરંતુ તેઓ મારા અભ્યાસને સુધારવા કદી મથતા નહી. અને તેઓ જીવનભર અમારા આખા કુટુંબની પ્રિય અને પૂજ્ય વ્યક્તિ બની ગયા

પરંતુ એકાદ વર્ષ મારે માટે તેમણે અભ્યાસ સુધારવા ખાનગી શિક્ષકો રાખ્યા હતા. આજ તો ખાનગી શિક્ષક કે શિક્ષણ વર્ગ વગર કૉલેજમાં પણ ચાલતું નથી ઓછામાં ઓછો શ્રમ કરી વધારેમાં વધારે પગાર લેનાર કોઈપણ બુદ્ધિમાન વર્ગ હોય તો તે આપણી ઉચ્ચ કેળવણી આપતા પ્રોફેસરોનો વર્ગ છે. કૉલેજમાં પણ ખાનગી શિક્ષણ લેવુ જરૂરી છે એ ભણનાર અને ભણાવનાર બન્નેને માટે શરમ રૂપ પ્રસંગ મ્હારા કૉલેજ જીવનમાં વિકસ્યો ન હતો. પરંતુ ઇન્ગ્લીશ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણમાં એવો જરૂરિયાત અગર અગર મારાપણાની મોટાઈ દર્શાવવા ખાનગી શિક્ષકો પાસે બાળકોને નિયમિત શાળાશિક્ષણ ઉપરાંત શિક્ષણ અપાતું થયું. પરંતુ તે બહુ જૂજ પ્રમાણમાં મારા અભ્યાસમાં મારા પિતાને બહુ શ્રદ્ધા નહી હોય તેથી, મારા અભ્યાસમાં મને કંઈ તકલીફ ન પડે એવી દયા ભાવનાથી કે સહજ મોટાઈના પ્રદર્શન તરીકે મારે માટે ખાનગી શિક્ષકની પણ યોજના થઈ પ્રથમ લાલજીભાઈ શાહ નામના શિક્ષક મને ભણાવતા પછીથી લીલાધર ભટ્ટ નામના એક શિક્ષકને લાલજીભાઈએ જ મારી ભળામણી કરી એથી મને કેટલી સગવડતા થઈ તે હું અત્યારે કહી શકું એમ નથી પરંતુ એ બન્ને સજ્જન શિક્ષકો પ્રત્યે આજ સુધી મારો સદ્ભાવ સચવાઈ રહ્યો છે એટલે તેમનું શિક્ષણ જરૂર મને ગમતું તો હશે જ. ઘણું કરી લાલજીભાઈ તો વર્ષ દોઢ વર્ષ ઉપર સ્વર્ગવાસી થયા. વડોદરાના જ એ રહીશ જ્યારે જ્યારે હું તેમને મળતો ત્યારે ત્યારે હું તેમના પ્રત્યે ગુરુ તરીકે આદર રાખતો. લીલાધર થોડો સમય શિક્ષણ આપી બ્રિટિશ વહીવટના મુલકી ખાતામાં ચાલ્યા ગયા હતા એમ સ્મરણ થાય છે એક બે વખત પછીથી અમે સહજ મળ્યા હોઈશું હજી ઇચ્છું કે તેમને મળવાનો મોકો મને મળે, તેઓ ધાર્મિક કવિતાઓ લખતા અને મને શિક્ષણ આપતા તે સમયે તેમણે એક ન્હાનકડો કાવ્ય સંગ્રહ પણ છપાવ્યો હતો, જેની એક નકલ મને વિદ્યાર્થીને પણ તેમણે આપી હતી કવિતા લખી શકતા શિક્ષક માટે મને જરૂર અભિમાન થાય. તેમની કવિતા હું ભાવપૂર્વક વાંચતો અને રાગે ગાતો. તેમનાં કાવ્યોમાં એક ગીત 'કાનુડો શું જાણે મોરી પીડ, બાઈ અમે બાળ કુંવારા રે' એ મીરાંબાઈના પ્રખ્યાત ગીત ઢાળમાં ઉતાર્યું હતું. તે મે મુખપાઠ કર્યું હતું જો કે આજ તે હું વીસરી ગયો છું હનુમાનની સ્તુતિની એક કડી હજી મને યાદ રહી ગઈ છે,

જન્મી પરાક્રમ અતિ મમથી બતાવ્યું
ઉઠી નમેજ રવી મંડળને ધ્રુણાવ્યું,
સુરાદિ પાય પડીયા તવ શિર નામી,
શ્રી વાયુ પુત્ર હનુમત નમામી.

વસંતતિલકામાં સુભાષ્યું આ કાવ્ય મારી કચોડી હજીયે છે પછી તેમણે કંઈ લખ્યું કે નહીં તેની ખબર નથી મારા વિદ્યાર્થી જીવનમાં આમ એ કવિ શિક્ષક મને મળ્યા એક શિનોરવાળા ગુજરાતી શાળામા મને ભણાવતા શિક્ષક પ્રેમાનંદ સુરજરામ, અને બીજા ઇ-મીડીજી અભ્યાસની શરૂઆતમાં મને ભણાવતા ખાનગી શિક્ષક શ્રી હીરાધર ભટ્ટ મનની માગ ઉપર શી અસર ? આજ કશી અસર લાગતી નથી પરંતુ કવિતા કરવાની તેમની શક્તિ તેમના પ્રત્યે મારૂ માન વધારતી હતી

ખાનગી શિક્ષક રાખવાની જરૂર તેમજ તેનો શોખ જલદી ઘટી ગયો એકાદ વર્ષ આમ ખાનગી શિક્ષણ લીધુ હશે પછી તો અન્ય અનેક વિદ્યાર્થીઓની માફક શાળામાં અપાતું શિક્ષણ મારે માટે બસ થઇ ગયું

એક શિક્ષકને અમે વિદ્યાર્થીઓ બીજમાં "છબાસ્ટર" કેમ કહેતા હઇશું ? શિક્ષક સારા હતા. વિદ્યાર્થીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા શિક્ષણ પણ સારૂ અને રસ ભર આપતા હતા 'છબાસ્ટર' નો અને શિક્ષકને કંઇજ સબંધ ન હતો કદાચ, તેઓ ઉંચા, પહોળા અને કદાવર દેખાતા હતા અને 'છબા' નામનું પ્રાણી પણ મજબુત હોવાનો કોઇ ખાર ભાવી ગયો હોય તેથી અથવા 'છબાસ્ટર' શબ્દ માન વિનાની આકૃતિ સૂચન માટે મોં ભરી દેતો યોગ્ય શબ્દ વિદ્યાર્થી વર્ગને લાગી ગયો હોય ! બીજાની બાબત Cartoonist કરી ચિત્ર ઉપજાવવાની વૃત્તિ કારણરૂપ હોઇ શકે અને વિદ્યાર્થી સરખો હાસ્યિનો શોખીન વર્ગ બીજો એક નથી. શિક્ષકની રીતભાત, બોલ ચાલ પહેરવેશ, નાની નાની ટેવો [mannerism] તેમના શિક્ષણની સુગમતા અને નિરસતા અને તેમના ખાનગી જીવન વ્યવહારની પણ ઝિણવટ વિદ્યાર્થીઓના દૂરબીનથી દૂર રહી શકતા નથી અને વિચિત્રતા શોધી તેને હસવાની વૃત્તિ વિદ્યાર્થીઓમાં સતત જાગૃત રહેલી હોવાથી શિક્ષકો કરતાં શિષ્યો શિક્ષકની વહેલી પરીક્ષા લઇ નાંખે છે ! આમ કોઇ શિક્ષક 'છબાસ્ટર' બની જાય છે, આમ કોઇ શિક્ષક "મુરઘી" બની જાય છે, કોઇ શિક્ષક "છબાળા નરસિંહજી" બની જાય છે અને કદકમાં કદક હેડમાસ્તરો પણ "નટાક" અને "ગોટ" બની જાય

શિક્ષકનો લાંબો પહોળો કદાવર દેખાવ શિક્ષકમાં 'છબાસ્ટર' શબ્દથી ઉપજતી ભવ્યતા સૂચવતો હતો ! ઝડપથી ભારે પાઠ ઊંડું હસાવતા શિક્ષકમાં વિદ્યાર્થીઓને 'મુરઘી' નો ભાસ થતો, એક શિક્ષક બોલતાં બોલતાં છબ બહાર કહાડી હોઠને ચાટતા, અને ત્યારે વડોદરાની એક પોળ છબાળા નરસિંહજીની પોળ તરીકે ઓળખાતી. જે હાલના સુધરેલા વડોદરાએ કદાચ બદલી નાખી હશે ! છબ કહાડતા શિક્ષક અને છબાળા નરસિંહજી આમ શિષ્યોની દૃષ્ટિએ એકતા પામ્યા, શરીરની બેઠી, મજબુત અને ગોળાવા ભરી બાંધણીવાળા કોઇ શિક્ષકમાં બકરાનો આકાર ઉપસી આવેલો શિષ્યોને દેખાયો અને નાનકડી દાઢી કે મારકણા દેખાવમાં બકરાનો ભાસ થતા શિક્ષક "ગોટ" બની ગયા !

આમ શિક્ષકોનાં નામ પડયે જતાં, જેમાં, પારસી જેમના વિદ્યાર્થીઓની કલ્પના ઠીક ઠીક કામ કરતી ! કેટલાક નામ પરંપરા પ્રાપ્ત હતાં, કેટલાક નામ અભાગ્ય પુત્રે પાડેલાં હતાં અને કેટલાક નામ એવાં હતાં જેનું ઉચ્ચારણ આખા શિક્ષક વર્ગની બદનક્ષીરૂપ બની જાય, બીજા વિદ્યાર્થીઓ માફક મારી કલ્પના અને કાવ્યશક્તિ ત્યારે જાગૃત બનેલી નહીં એટલે કે શિક્ષકનું ઉપનામ અટક કે બીજા પાડવાનો યશ હું લેઈ શકું એમ નથી. હું તો માત્ર એ ઉપનામ સાંભળતો, કદી કદી પડપારૂપ ઉચ્ચારણ કરતો અને આવાં નામ પાડનાર કલ્પનાશાળી વિદ્યાર્થીઓની શક્તિ પ્રત્યે પૂજ્યભાવ પૂર્વક માત્ર નમન કરતો !

કદાચ સમૂહબળ, સામુદાયિક શક્તિ કે જનતા જનાર્દનનો પરચો પહેલ વહેલા શિક્ષકોની બીજના સ્વીકારમાં પડયો હતો !

હડતાલ પાડી શકે એ વિદ્યાર્થીઓ શું નામ ન પાડી શકે ?

એમની હકુમતની બહાર હતો અને ખાનદેશ વગેરે જીલ્લાઓમાં ઉપદ્રવ ન થાય તે સારૂ ડાંગના રાજાઓને સાલીઆણું બાંધી આપેલાં અર્થાત્ ડાંગનો પ્રદેશ મહારાષ્ટ્ર સાથે જોડાયેલો ન હતો જો કાંઈ પણ હિસ્સો ડાંગમાં કોઈ સત્તાનો હોય તો તે ગુજરાતની ગાયકવાડ સરકારનો આથા બાગીઆ વહીવટનો. અંગ્રેજોએ સન ૧૮૪૨માં સમસ્ત ડાંગનો વેપારી ઇજારો લઈ ડાંગના રાજાઓને સાલીઆણું બાંધી આપ્યાં ત્યાં સુધીની આ વિગતો છે આ લખાણ વિગતો પરથી ડાંગનો પ્રદેશ મહારાષ્ટ્રથી છૂટો પડતો અને ગુજરાત સાથે જ સંકળાયેલો હોવાનું જણાઈ આવશે.

વ્યાપારી અને સામાજીક સબંધો.

જુની તેરથી અઢારમી સદીના ગાળા સુધીમાં ગોનગઢ, ભાગ, બારડોલી અને સુરત એ મોટાં વ્યાપારી મથકો હોવાનું તવારીખનવેશોના દફતરોમાંથી જાણવા મળે છે મહમદ તુગલકના રાજ્ય અમલમાં આવેલા ઇબ્ન બતુતા, ટ્રેવર્નીયા, ફ્રેંચ કવિ વગેરેની નોંધો એનો પુરાવો છે અને ડાંગનો વ્યાપારી સબંધ આ બનાવો કે દીવાપુરા સાથે એટલે કે ગુજરાત બાજુએ જ હોવાનું જણાય છે. અંગ્રેજ સરકારે સન ૧૮૪૩માં સરકારી ટીમ્બર એજન્ટ શ્રી ગાઈબ્સ સાહેબને મળવા કેપ્ટન મોરીસને ડાંગમાં મોકલેલા. આ કેપ્ટન સાહેબે પોતાની મુલાકાતનું લખાણ નિવેદન સરકારમાં રજુ કર્યું છે તેમાં સુરત અઠ્ઠાવીસીના અને નવસારી પ્રાંતના રાનીપ્રદેશમાં ચાલતી ધીર-ધારણાના જેવીજ પ્રથા ડાંગમાં પણ ચાલતી હોવાનું જણાવે છે ( કેપ્ટન બિટસે પણ એ પ્રથાનો ઉલ્લેખ પોતાની નોંધમાં કર્યો છે ) આગળ ચાલતી તેઓ પોતાના નિવેદનમાં જણાવે છે કે— "x x that the principal produce of the Dang being teakwood, and the traffic for years having been almost carried on with the inhabitants of Surat x x" આ પરથી ડાંગના ગુજરાત સાથેના રાજકીય જોડાણની જેમ વ્યાપારી સબંધ પણ ગુજરાત સાથેજ હોવાનું સાબીત થાય છે અને એના સામાજીક સબંધો તાપી કાંઠાના ભિલો સાથે વિશેષ હોવાનું જણાય છે.

ડાંગની ભાષા

ડાંગની વસતિ પર ઉતાવળે નજર ફેરવી તે પ્રજાને કોંકણની વસતિ અને તેમની બોલીને મહારાષ્ટ્રની એક ઉપ-ભાષા કોંકણી તરીકે કહેનારા કોઈ હોય તો એમના એ જ્ઞાન પર દયા ખાવા જેવું છે કોઈ પણ હેતુસર આમ પ્રતિપાદન કરવામાં આવતું હોય તો એ દલીલ પણ રેતીના મહેલ સમી છે.'

ખરી વાત તો એ છે કે રાનીપરજમાં બોલાતી સઘળી બોલીઓનાં તાત્વિક દ્રષ્ટિએ ત્રણ ભાગ પડે છે (૧) સંસ્કૃત અપભ્રંશ થયેલાં રૂપો (૨) પેઢી દર પેઢીએ ઉતરી આવેલા દેશી શબ્દો ( ૩ ) પ્રાન્તીય સંપર્કના શબ્દો કોંગી બાબતે તપાસવામાં આવે તો આ દ્રષ્ટિથી મહારાષ્ટ્રિય ભાષાની અસર નહિવત્ જણાશે. વળી એ પણ ખ્યાલમાં રાખવા જેવું છે કે રાનીપરજની કુકણ કોમની કુકણી બોલી અને કોંકણની ભાષા વચ્ચે ઘણું મોટું અંતર છે કુકણી બોલીમાં અંક ગણનામાં એકથી દસ સુધીના આંકોમાં "દોન" (બે) અને "તીન" ( ત્રણ ) એ સિવાયના બાકીના આંકો ગુજરાતી અંકગણના પ્રમાણેના છે "વીસ" ને બદલે "દસ" દસ બોલે છે તે પણ ગુજરાતીનું અપભ્રંશરૂપ છે. આ ઉપરાંત પોથી, હડેરો, બારો, કાંધો, ( ઉ ગુજરાત હાટીઓ હાકરો ) એ બધા ગુજરાતી શબ્દો છે તેમજ મુંદી (મુદ્રિકા) આપવું ( દેવું ) સુંઈ ( સોય ) ખેત (ખેતર) એ બધા સંસ્કૃતનાં અપભ્રંશ રૂપો છે.

આમ ભાષાની દૃષ્ટિએ ડાંગનો મહારાષ્ટ્ર સાથે મેળ પડતો નથી. આ ઉપરાંત એક વધુ અગત્યનો ઉતારો અત્રે આપી દેવો જરૂરી માનીએ છીએ.

અંગ્રેજોના હાથમાં ડાંગનો કારભાર આવ્યા બાદ ગાયકવાડ સરકારના ડાંગના આધિભૌમી હકુમતના સામે બાબત ઘણાજ તકરાર ચાલી. આ બાબતમાં અંગ્રેજ સરકારે એક તપાસ પંચ નીમ્યું અને તેમાં ડાંગના કેટલાક રાજાઓના જવાબો લેવામાં આવ્યા. વડોદરા સરકારના "Selections from the Records of the Baroda State Dang Case No. 1 Vol. I" માં એ જવાબો ઉતારવામાં આવ્યા છે. આ એકરારો ગુજરાતીમાં છે એ ખાસ ધ્યાન ખેંચનારી બીના છે. અમારા આ કથનની પુષ્ટિમાં ઉપલા ગ્રંથના પૃ. ૧૮૫ ઉપર પ્રસિદ્ધ થયેલા એક એકરારનો નમૂનો રજૂ કરીએ છીએ –

"હું પરમા વા. બોહદ નાયક [illegible] ડાંગમાંના બાગના તે મહેરબાન કપતાન હેનકાક સાહેબ ડેપ્યુટી આસી. પોલીટીકલ વડોદરા તથા મહેરબાન એમ. મીસર સાહેબ ડેપ્યુટી આસિ. પોલીટીકલ એજન્ટ ઉપલા ખાતા ખાનદેશ સાહેબની રૂબરૂ વઘાઈ મુકામે હાજર થઈ લખી આપું છું કે મારી ડાંગમાં ગાયકવાડ સરકારનો નીમ ભાગ છે એ વિષે મને પુછ્યું તે ઉપરથી જાહેર કરું છું એ બાબતમાં સરકારનો નીમ ભાગ ખરો છે × × તેમાં મારી કોઈ તકરાર નથી. તા. ૨૪ . માહે મે સને ૧૮૭૨

(સહી) પરમા વા બોહદ નાયકને પ્રાણપુત્ર સુમ્બાવા આ ગુજરાતી એકરારમાં સહીમાં "ચે" મહારાષ્ટ્ર "પ્રાણપુત્ર" સંસ્કૃત અને વા (વલદ) ફારસીનો શબ્દ છે.

આ ઉપરાંત બીજી રીતે પણ જોઈએ તો જણાશે કે "ડાંગ" એ શબ્દ જ ગુજરાતનો છે. શ્રી વ્રજલાલ શાસ્ત્રી "ગુજરાતી ભાષાના ઇતિહાસ"માં સંસ્કૃત પરથી પ્રાકૃત અને તે ગુજરાતી શબ્દ ડાંગ બન્યાનું જણાવે છે. આ બતાવી આપે છે કે ગુજરાતની સાથે ડાંગ એકરૂપ બનેલું હોવાથી જ આ એ પ્રદેશનું આવું નામ બન્યું.

આમ એકંદર હકીકત પરથી ડાંગના પ્રદેશનો ઐતિહાસિક સામાજિક અને આર્થિક વ્યવહાર અને બોલીને દૃષ્ટિએ ગુજરાતમાં જ સમાવેશ થાય છે.

---

ડીક્શનરીમાં અસભ્ય શબ્દો રદ કરવા માટે એક બાઈએ ડૉ. જ્હોનસનને ઠપકો આપ્યો, ત્યારે તેણે જવાબ આપ્યો, "પણ બાઈ, તમે એવા શબ્દો ડીક્શનરીમાં શોધીને જોયા!"

* * * * * *

એક ધર્મગુરુએ આવીને પાટિયાં પર લખ્યું, "હું સર્વેને માટે પ્રાર્થના કરું છું."
વકીલે આવી તેની નીચે લખ્યું, "હું સર્વેનો બચાવ કરું છું."
દાક્તરે આવી તેની નીચે લખ્યું, "હું સર્વેને દવા આપું છું."
આ સર્વે લખાણની નીચે એક સામાન્ય માણસે આવી મોટા અક્ષરે લખ્યું, "હું સર્વેને પૈસા આપી પોષું છું."

* * * * * *

"તમારા બાળપણની કોઈ મનેચ્છા પરિપૂર્ણ થઈ ખરી?" "હા, હું નાનો હતો, ત્યારે મારી મા મારા માથાના વાળ ઓળતી ત્યારે મને થતું કે માથે વાળ ન હોય તો સારું!"

# મહાગુજરાતનો ઉકેલ અને રાજધાની

ચીમનલાલ ઠાકર

પ્રાંતોની ભાષાવાર રચના કરવા માટે આગ્રહ રાખનાર હિન્દના દેશ બાંધવોને પં. જવાહરલાલ નહેરૂએ નિદાન ૪–૫ વર્ષ સુધી થોભી જવા સલાહ આપી છે. તેઓ કહે છે કે હિન્દસંઘ ગણતંત્ર ત્યાં સુધીમાં બધી વાતે સ્થિર તથા મજબૂત થઈ જશે અને તે વખતે જુદા જુદા પ્રાંતોની સરહદો વિષે ઠંડા મગજથી વિચાર કરાશે. આજે તો દેશ જે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે તે જોતાં તેમની સલાહ અમૂલ્ય ગણાવી જોઈએ છતાં મને ભય રહે છે કે પ્રાંતીય અભિમાનને લીધે કદાચ અમુક પ્રાંતો નિર્માણ કરવાનું નક્કી થતાં તેની સરહદો નક્કી કરવાનો પ્રશ્ન ઊભો થશે અને મુંબઈ મહારાષ્ટ્રમાં જવું કે હિન્દના દરિયાઈ રક્ષણ તથા જગત સાથેના આંતરરાષ્ટ્રીય આર્થિક વ્યવહાર તથા પરસ્પરની અનેક પ્રાંતો અનેક સ્વતંત્ર દેશોથી મુંબઈમાં વસેલી પ્રજાના હિત ધ્યાનમાં લઈ તેને કચ્છ માફક હિન્દસંઘની સીધી હકૂમત નીચે ચીફ કમિશનર કે લેફ્ટેનન્ટ ગવર્નરના પ્રાંત જેવો રાખવો જોઈએ કે કેમ વગેરે પ્રશ્નો ઉપસ્થિત થશે અને આખરણ પ્રજામાં મત ભેદને લીધે મન ઊંચાં થશે.

ગુજરાતે–મહાગુજરાતે અલગ પ્રાંતની માગણી કરી નથી, ગુજરાતની અસ્મિતાના જ્યોતિર્ધર શ્રી. કનૈયાલાલ મુનશીએ સ્પષ્ટ જાહેર કર્યું છે કે આજે જુદા જુદા ભાષાવાર પ્રાંતો નિર્માણ કરવાનો અને પ્રાંતીયતાને વેગ આપવાનો વખત નથી માત્ર મુંબઈ પ્રાંતીય ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ તથા વડોદરા રાજ્ય એકજ કારોબાર નીચે આવી એકસૂત્રતા જળવાય એટલું જ તેઓ ઇચ્છે છે તેમની માન્યતા પાર પાડવા માટે મહાગુજરાત મુંબઈ પ્રાંતના કારોબાર નીચે રહે પછી ભલેને તે હાલનો મુંબઈ પ્રાંત હોય કે મહારાષ્ટ્ર તથા કર્ણાટક જુદાં પડવાને લીધે બાકી રહેલો મુંબઈ પ્રાંત હોય પરંતુ મહારાષ્ટ્રનો મુંબઈ માટે જે દાવો છે તે જોતાં શ્રી. મુનશીની મુરાદ બર આવે એમ લાગતું નથી, અને મુંબઈ બહાર મુંબાઈ માટે ગમે તે ઠરાવવામાં આવે તો પણ મહાગુજરાતને મુંબઈ પ્રાંતીય સરકારના કારભારનો લાભ મળવાનો સંભવ નથી. તેથી મુંબઈના ભાવી સંબંધે મુંબઈગરાઓને ચિંતા કરવા દઈ આપણે આપણો માર્ગ નક્કી કરવો જોઈએ

મહાગુજરાતની સીમા અંબાજી સુધી ઉત્તરમાં અને દક્ષિણમાં દમણ સુધી જૂના વખતથી મનાતી આવી છે, તેથી સિરોહી તથા દાંતા રાજ્યો મહાગુજરાતમાં સમાઈ જવાં જોઈએ. વસતીના હલનચલનને લીધે દક્ષિણની સીમા દમણથી પણ દક્ષિણે–કેટલાકના કહેવા પ્રમાણે વસાઈ સુધી–બીજા માનવા પ્રમાણે ગોલવડ–બોરડી સુધી–મહાગુજરાતની હદ લંબાઈ શકે; તેમ છતાં આ પ્રશ્ન તો પરસ્પર સમજુતિથી અને છેવટે લવાદીથી ગુજરાત તથા મહારાષ્ટ્રે છોડવો જોઈએ. મને પોતાને દક્ષિણ હદ ચોક્કસ ક્યાં આવી શકે તેનો પૂરો ખ્યાલ નથી, તેથી હું આ બાબતમાં ખુલ્લું મન રાખું છું. પૂર્વ તરફ ક્યાં હદ બાંધવી તે સંબંધી ખાસ ઝઘડો ઊભો થવાનો સંભવ નથી સળંગ મહારાષ્ટ્રીય ભાષા બોલતો પ્રદેશ મહાગુજરાતમાં નજ આવી શકે તેમ સળંગ ગુજરાતી ભાષા બોલતા પ્રદેશનો કોઈ પણ ભાગ મહાગુજરાતથી છૂટો ન પાડી શકાય એ ખુલ્લું છે પશ્ચિમ દિશાએ તો દરિયો જ છે એટલે એ દિશાની સીમા માટે પ્રશ્ન ઉઠતો જ નથી.

આમ મુંબઈ પ્રાંતીય ગુજરાત, સૌરાષ્ટ્ર કચ્છ–મુલકી કારોબાર પુરતું મહાગુજરાત વડોદરા રાજ્ય, તથા શક્ય હોય તો દાંતા–સીરોહી રિયાસતો મળી મહાગુજરાત બને છે અને

હિન્દુસ્તાનની આમા હકૂમત નીચે આવેલું કચ્છ પણ સંરક્ષણ તથા બહારી વિકાસની બાબતો સિવાય બીજી બધી બાબતોમાં મહાગુજરાતનો એક ભાગ જ બનવો જોઈએ.

આ મહાગુજરાત માટે એક જ તંત્ર હોવું ઇચ્છવાજોગ છે. તે તંત્ર પછી સમવાય (federal) સ્વરૂપનું હોય કે કેન્દ્રિય (unitary) હોય એનો વિચાર કરવાનું કામ મહાગુજરાતની પ્રજાએ પુખ્ત ઉંમરના સ્ત્રીપુરુષોના સાર્વત્રિક મત દ્વારા જે તે એકમની પ્રજાની સંમતિથી કરાવવું જોઈએ. દાખલા તરીકે જો વડોદરા રાજ્યની પ્રજા તથા સૌરાષ્ટ્રની પ્રજા પોત પોતાના એકમના ખાસ પ્રશ્નો સ્થાનિક પ્રશ્નો માટે પોત પોતાનું જુદું તંત્ર ચાલુ રાખવાનું ઇચ્છે અને મુંબઈ પ્રાંતીય ગુજરાત, વડોદરા રાજ્ય, સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય તથા કચ્છ એ ચાર એક પોતે સરખી રીતે સ્પર્શતા પ્રશ્નો પૂરતું જ સમવાય તંત્ર, સમવાય ધારાસભા સમવાય હાઈકોર્ટ વગેરે મહાગુજરાત માટે રાખવા જે તે એકમની પ્રજા ઇચ્છે તો મહાગુજરાત માટે એક પેટા સમવાય તંત્ર (sub-federal union) ગોઠવવું યોગ્ય ગણાશે પરંતુ, જો એ સર્વ એકમોની પ્રજામાં ઐક્ય ભાવના એટલી પ્રબળ થઈ હોય કે તેઓ સર્વ વાતો માટે એકાત્મક તંત્ર—યુનિટરી તંત્ર રચવા સંમત હોય તો તેમ કરવા પ્રજા સાર્વભૌમ હોવાથી બની શકે છે. મારા કહેવાનો અર્થ એટલો જ છે કે જે તે એકમોની પ્રજાની ઇચ્છા મુજબ મહાગુજરાતનું તંત્ર લોકશાહી સમવાય તંત્ર અથવા એક તંત્ર કરવું જોઈએ.

મહાગુજરાતના વડા-અધિકરણીય વડા મથક પણ લોકમત નિર્ણયથી કરાવો જોઈએ. મારા અંગત મત પ્રમાણે હાલની પરિસ્થિતિમાં વડોદરા રાજ્યની મહાગુજરાતમાં ભળવા માટે સંમતિ મેળવવાનું કાર્ય વડોદરાના જે તે વખતના બંધારણીય તંત્ર રાજ્યને મહાગુજરાતના વડા કરાવવાથી સરળ બનશે. અને જો મહાગુજરાતની રાજધાની તરીકે વડોદરા શહેરની પસંદગી કરવામાં આવશે તો વડોદરાના રાજવી તથા પ્રજા પણ આખા મહાગુજરાત માટે નિર્ભેળ લોકશાહી એકમ તંત્ર (unitary state) રાખવા માટે સંમતિ આપી પોતાના રાજ્યને પૂર્ણ રીતે મહાગુજરાતમાં ભેળવવા (merger) તૈયાર થશે. નકશો જોતાં પણ વડોદરા મધ્ય ગુજરાતમાં આવેલું છે. અંબાજીથી દમણ સુધી ઉત્તર દક્ષિણ લંબાઈ જોતાં વડોદરા જ મધ્ય સ્થળે આવેલું જણાશે. વળી વડોદરા શહેરનો રાજધાની તરીકે સ્વીકાર થશે તો મહાગુજરાતના સેક્રેટરિયટ, કેન્દ્રીય કચેરીઓ, હાઈ કોર્ટ વગેરે તંત્ર માટે એક પૈસો પણ ખર્ચ્યા સિવાય મફત સરકારી ભવ્ય ઇમારતોની સર્વ આધુનિક સાધનો સાથે સગવડ મળશે. વડોદરા શહેરનું સેનિટેશન મુંબઈ પ્રાંતીય ગુજરાતના શહેરોના સેનિટેશને (આરોગ્ય સ્થિતિ) કરતાં ઘણું ચઢિયાતું છે. શહેરમાં ઠેકઠેકાણે સુંદર બાગો વિશ્રાંતિ સ્થળો અને શહેરના હૃદયને ચોખ્ખી હવા આપવા સ્થાપેલા છે તેમ "પબ્લિક પાર્ક" જેવા વિશાળ બગીચા છે. વસ્તીની ગીચતા અમદાવાદ જેવા ભારે ઔદ્યોગિક શહેર કરતાં વડોદરામાં ઓછી છે અને એથી અર્થે શહેરના વિકાસ માટે પુષ્કળ જગા છે. અમેરિકામાં વૉશિંગ્ટન એ ગ્રાંટ રચેલ રાજધાની તરીકે પસંદ થયેલું છે. ધમધમાટી ન્યુયોર્ક નહીં. એ વાત સૂચક છે. આમ નિષ્પક્ષ દૃષ્ટિએ જોતાં વડોદરા શહેર પૂર્ણ રીતે મહાગુજરાતની રાજધાની થવા યોગ્ય છે. તેમ છતાં તેનો દાવો રદ કરવામાં આવશે તો વડોદરા રાજ્ય મહાગુજરાત માટે કેન્દ્રીય નહીં પણ સમવાય તંત્ર માટે સંમત થશે. પોતાના ખાસ સ્થાનિક પ્રશ્નો માટે local autonomy)

(સ્થાનિક સ્વાયત્તતા) ભોગવવા સ્થાનિક ધારાસભા તથા કારોબારી તંત્ર કાયમ રાખવાનો આગ્રહ કરશે અને માત્ર અખિલ મહાગુજરાતને સ્પર્શતા પ્રશ્નો પૂરતું જ સમવાયતંત્ર—સમવાય ધારાસભા સ્વીકારવા તૈયાર થશે. હું માનું છું કે સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય પણ વખતે પોતાનું સ્થાનિક પ્રશ્નો પૂરતું અસ્તિત્વ ટકાવી "ફેડરલ યુનિયન" મહાગુજરાત માટે રચવાની યોજના રજુ કરે. આમ થતાં મુંબઈ પ્રાંતીય ગુજરાતને પણ સ્થાનિક પ્રશ્નો પૂરતું જુદું તંત્ર રાખી બધા એકમોને સ્પર્શતા પ્રશ્નો પૂરતું સમવાય તંત્ર કબુલ રાખવું પડે. પ્રાંતીય ગુજરાતનું વર્ચસ્વ રિયાસતી મહા ગુજરાતની પ્રજાની બહુમતિ સ્વીકારવા ખુશી હશે તો તેઓ ફક્ત અમદાવાદને રાજધાની તરીકે કબુલ રાખી કેન્દ્રીય એક તંત્ર સ્થાપી શકશે. જો રાજકોટ, અમદાવાદ તથા વડોદરા એ ત્રણેનું સમાન સ્થાન રહે એવી રાજતંત્રની ગોઠવણ કરવાની કોઈ યોજના રચી શકાતી હશે તો આ શહેરોનું મહત્વ જળવાઈ જે તે એકમની પ્રજાને સંતોષ થશે. છેવટે તો સાર્વભૌમ મહાગુજરાતની પ્રજાએ જ સર્વ વાતોનો ઉકેલ નિર્ણય કરવાનો રહેશે.

---

રૂડિયાર્ડ કિપ્લિંગને એક અમેરિકને એકવાર પત્ર લખ્યો, "માસિકોમાં તમારા લેખો છપાય તે માટે તમારા લખાણના શબ્દ દીઠ તમને એક ડોલર મળે છે આ સાથે એક ડોલર તમને બીડ્યો છે તો તમારા લખાણનો નમૂનો મોકલશો."

કિપ્લિંગે "આભાર" માત્ર એક શબ્દ જવાબમાં લખી મોકલ્યો.

અમેરિકનનો જવાબ આવ્યો "તમારો શબ્દ મેં બે ડોલરે વેચ્યો છે. પોસ્ટેજ બાદ કરતાં રહેલા નફાનો અર્ધો ભાગ ૪૫ સેન્ટ તમને આ સાથે બીડ્યા છે."

* * * * * *

# અપૂર્વ ત્યાગ

પંકજ

૧

મગધરાજના દુર્ગમ દુર્ગ રાજગૃહના બંદીખાનામાં કુમારીકાઓનું જુથ ઉદાસ અવસ્થામાં પોતાના ભવિષ્યની કલ્પના કરતું હતું. મગધરાજ જરાસંધની વિજયવાહિનીએ અનેક દેશો પરાજિત કરી ત્યાંની કન્યકાઓ પોતાના સમ્રાટને માટે એકઠી કીધી હતી. જરાસંધ ક્રૂર તેમ જ વિષયી સમ્રાટ હતો અને પોતાના ભગિનીપતિ કંસના મૃત્યુ પછી તે મૃત્યુનું કારણ શ્રીકૃષ્ણ અને બલરામની સામે અનેકવાર રણ ખેલી ચૂક્યો હતો. શ્રીકૃષ્ણ અને બલરામે દ્વારકામાં યાદવોનું સુદૃઢ રાજ્ય સ્થાપી જરાસંધના દ્વેષમાં વૃદ્ધિ કીધી.

બાલિકાઓ ભિન્ન ભિન્ન પ્રદેશોની હોવા છતાં એકબીજાના દુઃખની ભાગિયણ બની હતી

'પ્રિયવદા, શું આપણી જિંદગી એમ જ પૂરી થવાની?'

'ના, સુલોચના, મેં તો પ્રહરીઓ પાસે એમ સાંભળ્યું છે કે સોળ હજાર એકસો ને આઠ કન્યાઓ ભેગી કર્યાં પછી મગધરાજ તેઓનું બલિદાન કરવાનો છે'

'શું કહે છે, શું મગધરાજને એમ કરતો કોઈ અટકાવી શકે તેમ નથી?'

'હા, એક વ્યક્તિ છે, ને દ્વારકાના શ્રીકૃષ્ણ, પરંતુ હાલ તેઓ કયાં તો વ્યસ્ત છે અથવા આપણા ભાગ્ય પ્રતિ ઉદાસિન છે'

'પરંતુ મેં તો સાંભળ્યું છે કે એ તો ભગવાનના અવતાર છે શું ભગવાન ભક્તોની પ્રાર્થના પણ નથી સાંભળતા?'

'આપણી ભક્તિ સાચી હશે તો જરૂર સાંભળશે. આવો, આપણે ભગવાનની સ્તુતિ કરીએ અને શ્રીકૃષ્ણનું આગમન ઇચ્છીએ મને તો ખાત્રી છે કે શ્રીકૃષ્ણ ભગવાન જરૂર આપણને સહાય કરશે.'

'મેં સાંભળ્યું છે કે હવે કેવળ ચાર કન્યાઓ બાકી છે માટે હવે તો ભગવાનને જેટલા શીઘ્ર વિનવીએ તેટલું સારૂ.'

'ભગવાન તો હંમેશ અણીના વખતે જ મદદ કરે છે

૨

ધર્મરાજ યુધિષ્ઠિરની સભામાં રાજસૂય યજ્ઞ કરવાને માટે પરામર્શ થઈ રહ્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા, 'ધર્મરાજ, રાજસૂય યજ્ઞ કરી ધર્મરાજ્ય સ્થાપન કરવાનો આપનો આગ્રહ પ્રશંસનીય છે પરંતુ એમાં એક મોટી બાધા છે।

'શી બાધા છે?' ધર્મરાજ બોલ્યા

'મગધરાજ જરાસંધ પોતાને સમ્રાટ કહેવડાવે છે અને એ આપના રાજસૂય યજ્ઞનો ભંગ કરવાની ચેષ્ટા કરશે માટે એનો નાશ કરવાની પ્રથમ આવશ્યક્તા છે'

'આપણે મગધ પર ચઢાઈ કરીએ તો સારૂ' અર્જુન બોલ્યો.

'એ વાતનો નિર્ણય આપણે એકાંતમાં કરશું. વ્યર્થ રક્તપાત વાંછનીય નથી'

ધર્મરાજના એકાંત ગૃહમાં શ્રીકૃષ્ણ બોલ્યા, 'ધર્મરાજ, હું ભીમને હાથે જરાસંધનો નાશ કરાવીશ'

'કેવી રીતે? ભીમ મહાબળી છે પરંતુ એકલું બળ તો જડ છે અને અંધ છે.'

'ભીમના બળને હું નીતિપૂર્વક દોરવીશ, મગધરાજને દ્વંદ્વ યુદ્ધનો ભારે શોખ છે હમે ત્રણ જઈને તેને દ્વંદ્વ યુદ્ધને માટે આવાહન આપીશું અને મને પૂર્ણ ખાત્રી છે કે ભીમના હાથે એ જીવતો ન રહે'

કંઈક વિચારી ધર્મરાજ બોલ્યા, 'વારૂ તમને યોગ્ય લાગે તેમ કરો.'

૩

મગધરાજની સભામાં ત્રણ બ્રાહ્મણો આવ્યા. તેઓના શરીર તેજસ્વી હતા પરંતુ એમનો એક તો ખરેખર એક મલ્લનું પ્રતીક જ હોય તેવો દેખાતો હતો મગધરાજે તેઓનું સ્વાગત કર્યું અને એમને માન આપ્યું.

'આપ કોણ છો ?'

'મગધરાજ વધુ વિવેચન નહી કરતાં આપને હું જણાવું છું કે હું મથુરાનો કૃષ્ણ છું, આ ભીમ છે અને આ અર્જુન છે.'

'કૃષ્ણ, તમે મારા અતિથિ છો માટે મારાથી તમારે કંઈ બીવાની જરૂર નથી. આપના આગમનનું કારણ ?'

'મગધરાજ, તમને ખબર હશે કે ધર્મ-રાજ યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા રાખી છે એમનો આદેશ છે કે બળપૂર્વક કેદ કરેલી કન્યાઓ જ્યાંસુધી તમારે ત્યાં હોય ત્યાં સુધી એ યજ્ઞ ફળીભૂત થાય નહી ધર્મરાજ યુધિષ્ઠિરે તમને સંદેશો મોકલ્યો છે કે આપ એ કન્યાઓને છોડી દો, અન્યથા એમના અનુજ સાથે દ્વંદ્વ યુદ્ધને માટે તૈયાર રહો.'

કહક હસીને મગધરાજ બોલ્યો, 'કૃષ્ણ, કન્યાઓને છોડવાની વાત સહેલી નથી દ્વંદ્વ યુદ્ધને માટે હું તૈયાર છું. કાલે પ્રાતઃકાળમાં દ્વંદ્વ યુદ્ધ થશે. તમને કદાચ એ વાત તો ધ્યાનમાં હશે કે મગધરાજ દ્વંદ્વ યુદ્ધમાં કોઇને જીવતો જવા દેતો નથી.'

સ્મિત કરી શ્રીકૃષ્ણ બોલ્યા, 'ભીમની શક્તિ એનું માપ કાલે કાઢી લેશે.'

૪

મગધમાં વિદ્યુત વેગે વાત પ્રસરી ગઈ કે ભીમ પાંડવની સાથે મગધરાજ જરાસંધનું દ્વંદ્વ યુદ્ધ થવાનું છે અને શ્રીકૃષ્ણ પણ ભીમ સાથે રાજગૃહમાં આવેલા છે. લોકોનાં ટોળાં ભીમ તથા શ્રીકૃષ્ણને જોવા ઉમટી પડ્યાં. બંદીગૃહમાં કન્યાઓને પ્રહરીઓ માર-ફતે ખબર પડી કે શ્રીકૃષ્ણ ભીમ સાથે રાજગૃહમાં આવેલા છે અને ભીમ તથા જરા-સંધનું દ્વંદ્વ યુદ્ધ થવાનું છે. કન્યાઓની સ્તુતિ અને ભીમના વિજયને માટે મનકા-મના દ્વિગુણ થઈ. યુદ્ધ જોવાનું તો તેમના ભાગ્યમાં નહતું પરંતુ સ્તુતિ અને વિજય-કામનાના આવેશમાં સમસ્ત રાત્રિ તેઓએ જાગ્રત અવસ્થામાં કાઢી આખરે ભગવાન આવ્યા ખરા એ ભાવના જ ઘણી સુખદ હતી.

કન્યાઓની ભાષા દિવાલોની બહાર જઇ શકતી ન હતી પરંતુ એમની મનકામના તો મગધરાજના શાસનની બહારની વાત હતી.

૫

પ્રાતઃકાળમાં રાજગૃહના સુંદર મેદાનમાં દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. ચારે તરફ લોકોની ઠઠ જામી હતી. યુદ્ધ શરૂ થતાં જ મગધરાજને ભીમની શક્તિનો ખ્યાલ આવ્યો. પરંતુ મગધરાજ અનુભવી હતો અનેક દ્વંદ્વ યુદ્ધ ખેલી ચૂક્યો હતો. પ્રજા ચૂપચાપ જોતી હતી. વચમાં વચમાં દાવપેચની ફનેહ પર શાબા-શીઓ પોકારાતી હતી. પ્રહરીઓની મારફતે સાંભળવાને માટે ઉંચા શ્વાસે કન્યાઓ બેઠી હતી.

યુદ્ધમાં મગધરાજ થાકવા લાગ્યો ચતુર શ્રીકૃષ્ણ સમજી ગયા પીપળાનું એક પાંદડું લઇ વચ્ચેથી તેના બે ભાગ કીધા, ભીમે સંકેત ઓળખી મગધરાજના શરીરના બે ભાગ કરી નાખ્યા. જનતા ક્ષણવાર મૂઢ થઇ ગઈ. શ્રીકૃષ્ણે શંખનાદ કીધો મગધરાજના મંત્રીઓ સામે આવી ભગવાનને નમન કીધું. ભગવાને જરાસંધના પુત્ર સહદેવને ગાદી પર બેસાડવાને તૈયાર કરવા કહ્યું. ભગવાને તરત આદેશ આપ્યો કે બંદી કન્યાઓને મુક્તિ આપવી.

૬

કન્યાઓ એ શંખનાદ સાંભળી મગધનરેશનું મૃત્યુ કલ્પી લીધું જનતાનો જયજયકાર ન હતો તો બીજું શું હોય ? તરત તેમને ખબર મળી કે તેમને મુક્તિ આપવામાં આવી હતી. આનંદમાં તેઓ મગ્ન થઈ ગઈ.

પરંતુ એ આનંદ ક્ષણિક જ હતો. હવે શું ? તેમણે ક્યાં જવું ? માતાપિતા તેમનો અનાદર કરશે, સમાજ તેમની ચેષ્ટા કરશે. આર્યજગતમાં ધોબીના અપવાદે સીતાનો ત્યાગ હજુ સુધી ભૂલાયો ન હતો. કન્યકાઓ એ વિચારમાં ગુંચવાઇ ગઈ શું ભગવાન સહાયતા કરશે ?

નૂતન મગધરાજ સહદેવ શ્રીકૃષ્ણ અર્જુન અને ભીમ સાથે વાર્તાલાપ કરતો હતો ભગવાન બોલ્યા, 'સહદેવ, તારા પિતાએ બંદી ગણેલી કન્યકાઓના જીવને નિર્વાહ માટે તારે વ્યવસ્થા કરવી પડશે.'

સહદેવ કંઈક ઉત્તર આપે તે પહેલાં કન્યકાઓનું જુથ આવી પહોંચ્યું. એક કન્યકા બોલી, 'ભગવાન, જીવન નિર્વાહના પ્રશ્ન કરતાં હમારે ક્યાં જવુ એ પ્રશ્ન વધારે જટિલ છે માતાપિતા હમારો અનાદર કરશે, સમાજ હમારી હાંસી કરશે. આ તિરસ્કૃત જીવનના કરતાં ભગવાન મુક્તિ ન આપી હોત તો સારું !'

સર્વે મૌન હતા સહદેવ બોલ્યો, 'માતાઓ, હું તમારા જીવન નિર્વાહનો ભાર ગ્રહણ કરું છું.'

'હમારી પ્રતિષ્ઠાનું શું ? જગતમાં હમારી જે હાંસી થશે તેની તમને કલ્પના છે ? મગધરાજ, તમારા પિતાએ જીવતાં હમોને કેદ કરી હતી અને હવે મૃત્યુ પછી વધારે ભયંકર પરિસ્થિતિમાં મૂક્યા છે.'

સર્વે ચૂપ હતા કન્યકાઓ બોલી, 'આર્યાવર્તમાં સીતાનો દાખલો જીવંત છે. હમારે પણ શું ધરતી માતાનો આશ્રય લેવો પડશે ?'

સર્વેની શાંતિનો ભંગ કરતાં ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા, 'હે દેવિઓ, તમારી જગતમાં અપકીર્તિ થશે નહીં. તમે સદાં દ્વારકા ચાલો અને જગત જાણે છે કે શ્રીકૃષ્ણની પત્નિઓની હાંસી કરવી તે પ્રત્યક્ષ મૃત્યુને આમંત્રણ આપવા બરાબર છે.'

સર્વે ચમકી ઉઠ્યા, આ શું ! કન્યકાઓમાં ગણગણાટ થયો અને આવેશના વેગમાં સર્વે કન્યકાઓ ભગવાનના ચરણોમાં પડી આંસુ વહેવડાવવા લાગી. એક વખતની અનાથ અને તિરસ્કૃત બાલિકાઓ સમાજમાં ઉચ્ચપદ પામી જનતામાં આ વાત વિજળીને વેગે ફેલાઈ ગઈ રાજગૃહના ચોગાનમાં ઉભેલી માનવમેદની એક સામટી ચિત્કાર કરી ઉઠી, 'શ્રીકૃષ્ણચંદ્રની જય.'

સ્વાર્થી લેખકોએ ઇતિહાસમાં આ વાતને જુદું જ રૂપ આપ્યું છે !

# વિવિધ જમાબંધી યોજના

ન. આ. જોશી.

[ જુદા જુદા પ્રકારની ખેતી પદ્ધતિનો અખતરો. કઇ ખેતી પદ્ધતિ લાભદાયક છે તે જાણવા માટે આખા હિંદમાં આ એક જ યોજના શરૂ કરવામાં આવેલી છે. નિષ્ણાતો એનાં પરિણામોની આતુરતાપૂર્વક રાહ જુએ છે. તં. ]

(૧) યોજનાના ઉદ્દેશ —પછાત વર્ગના અસલ ખેડુત ખાતેદારો કે જેઓ પાસેથી શાહુકારોએ જમીન મેળવેલી તેઓને સદરહુ જમીન પૂનર્વસાહત માટે આપી ફરીથી જમીન જતી ન રહે તેવી વ્યવસ્થા કરવી

૨ જમીન ઉપર ખેડુતોના જુદી જુદી જાતના ખેડ હક્કોથી તથા વ્યવસ્થાથી ખેતી તથા ખેડુતોના પોતાના ઉપર થતી આર્થિક અસરનો અભ્યાસ કરવો.

(૨) સ્થળ.—જે ગામોમાં આ યોજના દાખલ કરી છે તે ગામો તીલકવાડા મહાલના આમરોલી ટપ્પામાં આવેલાં છે આ ગામો ખાસ રાનીપરજ લોકોથી વસેલો છે અને તેમની લગભગ બધી જમીનો નાણાં ધીરનાર શાહુકારોના હાથમાં જતી રહેલી છે

(૩) કાર્યક્રમ.—ઉપર જણાવેલ ઉદ્દેશો માટે આમરોલી ટપ્પાના પાંચ ગામોની જમીન લઇ જેમ એક જમીનદાર પોતાના ખેડુતોનું હિત લક્ષમાં રાખી વધુ ઉત્પાદનની દ્દષ્ટિએ વ્યવસ્થા કરે તેમ લીધેલી જમીન ખેડુતોને આપી વધારે ઉત્પાદન માટે પ્રયાસ કરવાનું છે પરંતુ કઇ જાતની—ખાતાદાર, ગણોતીયા, સહકારી, સમૂહ ખેતી વ જમીનદારી પદ્ધતિ વધુ ઉત્તમ મેળવવા સહાય કરે છે તે નક્કી ન હોવાથી આ પાંચ પદ્ધતિઓ નીચે પ્રમાણે પાંચ ગામોમાં દાખલ કરી તેનાં પરિણામો જોવા ઠર્યું છે

(૧) આ ગામની જમીન ઉપર જે ખેડુતો લેવામાં આવે તેઓને અમુક અપવાદો સિવાય ખાતાદારના હક્કો આપવા.

(૨) બીજા ગામમાં જમીનદાર જેમ ખેડુતોને ગણોતથી જમીન આપે છે તેમ આપવી. પરંતુ સારો જમીનદાર જમીન સુધારવા તથા સારી ખેતી કરવા જેમ મદદ કરે છે તેમ સલાહ તથા નાણાંની મદદ કરવી.

(૩) ત્રીજા ગામમાં સહકારી ખેતી દાખલ કરવી, એટલે ખેડુતોના જુદા જુદા ટુકડામાં અલગ અલગ ખેતી કરવાથી જે દુર્વ્યય થાય છે તે અટકાવવા પૂરતી નાણાંની મદદ સાથે બધાએ સાથે મળી એકત્ર કરેલી જમીનમાં ખેતી કરવાની છે.

(૪) ચોથા ગામમાં રશિયાની પદ્ધતિ પ્રમાણે સામુદાયિક ખેતી કરવાની છે જેમાં બધા સમૂહમાં ખેતી કરશે અને સલાહ ઉપર નાણાંની મદદ સરકાર આપશે.

(૫) પાંચમાં ગામમાં એક જમીનદાર પોતાની જમીનપર રોજદાર મજૂરોથી ખેતી કરાવી પોતાનો ખર્ચ તથા હક્ક ઉત્પન્નમાંથી લઇ બાકીનો વધારો મજૂરોને તેમના મજૂરીના પ્રમાણમાં વહેંચી દેવાનો છે.

(૪) પ્રગતિ

આ યોજના માટે સને ૧૯૪૬ના એપ્રિલ આખરે નીચે પ્રમાણે જમીન લેવામાં આવી હતી.

| ગામ | વિઘા |
|---|---|
| પાલા | ૧૮૭૫-૦ |
| ખેડીયા | ૮૨૪-૬ |
| ચોરંબા | ૧૩૯૮-૧૯ |
| કુલ | ૪૦૯૮-૫ |

જમીન મોડેથી મળેલ હોઈ યોજના પ્રમાણેનો કાર્યક્રમ અમલમાં લાવી શકાયો નહી એટલે સ્થાનિક રાનીપરજ ખેડુતોને આકારના ૪ પટ જમીન દરથી ખેડાણ કરવા આપવામાં આવી.

ખેડુતોને ખેતીના સુધારા જેવા કે સુધરેલ પદ્ધતિથી છાણીયુ ખાતર બનાવવું, ખોળ તથા રાસાયણિક ખાતરોનો ઉપયોગ કરવો, હલકાં લોખંડી ઓજારોથી ખેડ કરવી, સુધરેલ બીજ જેવાં કે બાજરી, કપાસ જુવાર વિગેરેના ફાયદા પ્રત્યક્ષ અખતરા કરી બતાવવામાં આવ્યા હતા. ખુશ્કી મોસમમાં ઉપર જણાવેલ જમીનની માપણી કરી, યોજનાના ઉદ્દેશને અનુસરી ખેડાણ માટે ક્ષેત્રો, ગૌચરો, ગામઠાણ શાકભાજી માટે વાડા વગેરે માટે જમીનો અલગ પાડવામાં આવી હતી તેમજ જમીનના વચમાં જે વાડો ઝાંખરાં ખાખરાં હતાં તે કાપી સાફ કરવામાં આવ્યાં હતાં દરેક યોજનાની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી હતી.

૧) ખાતાદાર જાત ખેતી —

ઓડીના ગામની જમીનના છુટા છવાયા ખેતરોના ટુકડાઓ ૨૯ કરી વીસ વીઘા લગભગ યોગ્ય ખેતરો બનાવી દરેક કુટુંબને એક એમ ૩૦ કુટુંબોને આપવામાં આવ્યાં હતાં. આ ખેડુતોને ખાતાદાર તરીકે માનવામાં આવ્યા છે પરંતુ વળતરની રકમ ભરપાઇ ન થાય ત્યાં સુધી તે સદર હક્કો ભોગવી શકશે નહીં. અને ત્યારપછી પણ સદર ખાતાની જમીન ફરીથી કટકા થઇ જાય ન રહે તે માટે પ્રબંધ કરવામાં આવશે.

સરકાર ધારો તથા જમીન ધારાના મહેસુલ જમીન વિઘે ૫૪ પ્રમાણે નીચેની વિગતે વસુલ કરવામાં આવશે.

૧ ૫૪ સરકાર ધારો
૧૨ " વળતરનું વ્યાજ
૨૨ " વળતર પેટે જમા કરવાના

કુલ ૪ ૫૪

(૨) ગણોતિયા ખેતી —

ગણોતિયા ખેતી પોર્યા ગામની ૧૩૯૮ વીઘા જમીનમાં દાખલ કરવામાં આવી છે આ યોજનામાં ખેડુતોને ખાતાદારના હક્ક રહેશે નહી. અને યોજનાના ધારા ધોરણનું ઉલ્લંઘન કરશે અગર સરકાર તથા ઇતર લેણું ન ભરે તો જમીન પરથી દૂર કરી બીજાને લેવામાં આવશે. આમાં પણ દરેક ખેતર વીસ વીઘાનુ રાખી ૪૭ ખેડુતોને એક એક ખેતર આપવામાં આવ્યું છે. સરકાર લેણું નીચે પ્રમાણે જમીન મહેસુલના ૨૨ ૫૪ પ્રતિવર્ષ લેવાનુ છે.

૧ એક જમીન ધારો
૧૨ વળતરની રકમ પર વ્યાજ

કુલ ૨૨ ૫૪

(૩) સહકારી સમૂહ ખેતી :–સહકારી ખેતી માટે પાલા ગામનો પશ્ચિમ ભાગ ૯૬૦–૧ વીઘા લેવામાં આવેલ છે સદર જમીનમાં ૬૦૦ વીઘા ખેડાણ જમીન માટે ૩૦ સભ્યો (૧ સભ્ય એક કુટુંબ લેવામાં આવેલ છે દરેક સભ્યની જમીન ૪ ટુકડામાં જુદે જુદે ઠેકાણે હોવા છતાં દરેકને પોતાની જમીન ઉપરજ કામ કરવાનુ હોતું નથી. પરંતુ બધી જમીનમાં બધા સભ્યો એક સાથે મળી સમૂહમાં ખેતીનુ દરેક કામ કરવાનું છે. આ માટે કુલ ખેડાણ જમીનના કાળી જમીનના ૩ અને રતાળ જમીનનો એક એમ ચાર ભાગ પાડવામાં આવ્યા છે કાળી જમીનના ૩ ભાગમાં દરેક વર્ષે બે ભાગમાં કપાસ ડાંગર અને ત્રીજા ભાગમાં જુવાર એમ ફેરબદલી કરી પાક લેવામા આવશે. જ્યારે રેતાળ જમીનમાં બાજરી કોળનું મિશ્રણ લેવામા આવશે.

આપણા ખેડુતોમાં સહકારની ભાવના ઓછી હોવાથી તથા આસપાસની કેટલીક ઉશ્કેરણીને લીધે અને સમૂહમાં કામ કરવાની તદ્દન નવી પદ્ધતિ હોવાથી ખેડુતો તરફથી કેટલીક હરકતો થાય છે પરંતુ તેમને સારે માર્ગે દોરી ખેતીમાંથી આ યોજના મારફત વધુ મેળવવા સમજ આપી કામ લેવામાં આવે

છે મહેનતનું ખર્ચ સરકાર ધારો, લોન વગેરે ઉત્પન્નમાંથી બાદ કરી જે નફો રહે તે દરેક સભ્યના જમીનના પ્રમાણમાંજ વહેંચી આપવામાં આવશે. આ સમૂહ ખેતીમાં ખેડુતો કેળવાઇ ઉત્સાહ બતાવી સારૂ કામ કરે તે માટે ખેતી વગેરેનુ કામ કરાવવા ૫ સભ્યોની કાર્યવાહક સમિતિ નીમવામાં આવી છે જે એસ્ટેટમેનેજર ( યોજનાના વ્યવસ્થાપક ) સાથે વાટાઘાટ કરી ખેતીનો વાર્ષિક અને દૈનિક કાર્યક્રમ ઘડે છે અને તે પ્રમાણે સભ્યો પાસે કામ કરાવવા સૂચનાઓ આપી દેખરેખ રાખે છે

(૪) સામ્યવાદી સમૂહ ખેતી – સામ્યવાદી ખેતી પાલા ગામના પૂર્વ ભાગની ૪૨૪-૧૯ વીઘા જમીનમાં રાખવામાં આવી છે. આ યોજનામાં પણ ઉપરની સહકારી ખેતી પ્રમાણેજ કામકાજ થશે પરંતુ જમીનનુ ઉત્પન્ન સભ્યોએ કામ કર્યાના દિવસો પ્રમાણે વહેંચી લેવાનુ છે જમીન ઉપર બધા સભ્યોને સમૂહ હક છે. મત અને સરકાર લેવું જમીન ધારાના ૨૬ ૫૮ પ્રમાણે આપવાનું છે

(૫) જમીનદાર જાત ખેતી :– આ યોજના માટે બીજા વર્ષે જમીન લેવામાં આવશે. ઉપર જણાવેલ દરેક ગામની જમીન નીચેના પત્રકમાં જણાવ્યા પ્રમાણે વહેંચી આપેલ છે.

| યોજના | ગામ | ક્ષેત્રફળ વિ. વ | યોજનામાં જોડાણ વીઘા | દરેકના દર | ધારણ કરનારાઓની સખ્યા | શેરા |
|---|---|---|---|---|---|---|
| ખાતાધાર જાત ખેતી | ખોડીયા | ૮૨૪– ૬ | ૬૦૦ | ૨૦ | ૩૦ | |
| ભાગીયા ખેતી સહકારી સમૂહ ખેતી | પોસના | ૧૩૯૮–૧૯ | ૬૪૦ | ૨૦ | ૪૭ | |
| સામ્યવાદી સમૂહ ખેતી | પાલા, પશ્ચિમ ભાગ | ૧૮૭૫– ૦ | ૬૦૦ | ૨૦ | ૩૦ | છુટા જવાબ મળેલ નહિ |
| | પાલા, પુર્વ ભાગ | | ૬૦૦ | ,, | ૩૦ | |
| કુલ | | ૪૦૯૮– ૫ | ૨૭૪૦ | — | ૧૩૭ | |

ઉપરની યોજનાઓ પ્રમાણે ચાલુ મોસમમાં વાવણી થઇ ગઇ છે અને પ્રગતિ સારી છે

(૫) અન્ય પ્રવૃત્તિઓ —સહકારી મંડળીઓ–ખેડુતોનો તમામ સબંધ શાહુકારો સાથેનો તુટી ગએલો હોઇ જેઓ ખેતી ઉપર જ ફક્ત નિર્વાહ ચલાવતા હતા તેઓને ચાલુ વર્ષમાં ભરણ પોષણ વિગેરેને માટે નિભાવવાના હોઇ તથા સારી ખેતી માટે સારા બીજ ખાતર ઓજાર અને જરૂર વખતે મજુર લાવવા નાણાં આપવાની જરૂર જણાયાથી અને દરેક ગામનુ ખેતીનુ ઉત્પન્નનું વેચાણ અને ખેડુતના જીવન જરૂરિયાતની ખરીદી આ મંડળીઓ મારફત કરવા યોજનામાં નક્કી થએલુ હોઇ દરેક ગામમાં એક એક વિવિધ કાર્ય સાધક સહકારી મંડળી સ્થાપવામાં આવી હતી અને તે પ્રત્યેક મંડળીએ ગયા વર્ષે નીચે પ્રમાણે કામગીરી કરી હતી.

સ્વીડન થઈ આવ્યા અને તેમને દરેક કુટુંબ દીઠ રહેવા ખાવાને માટે વહેંચીને રાખ્યા હીમલર અને મેલનબર્ગ જેવા કેમો જોડે વાત કરવામાં પણ મુત્સદ્દીપણું જોઈતું. તેઓ કાઉન્ટ અને સ્વીડનની સરકારને સંડોવવા ચાહતા હતા; પણ કાઉન્ટ તેની બુદ્ધિમતાથી તેમના પ્રપંચોમાંથી છટકી જતા. એક વખતે તો તેણે સ્વીડન જઈ આ નરરાક્ષસોને જવાબ મોકલ્યો "મે પોસ્ટમેનનું કામ કર્યું છે બીજી વાતો મારા હાથમાં નથી."

કાઉન્ટનું ગૃહજીવન નિરાડંબરી અને સરળ હતું. હિમલરનો સંદેશ તેણે મિત્ર રાજ્યના વડાઓને પહોંચાડ્યો અને પછી તે ડેનીશ રાજાને ત્યાં જવાબની રાહ જોતા રહ્યા હતા. આખું જગત આ વાટાઘાટનું પરિણામ માટે આતુરતાપૂર્વક રાહ જોતું હતું. આ સમયે લંડનના ડેલી મેલના સ્ટોકહોમના ખબરપત્રીએ રાત્રે રાજાના મહેલમાં કાઉન્ટને ટેલિફોન કર્યો નોકરે જવાબ આપ્યો કે આવા વખતે કાઉન્ટને તસ્દી આપી ન શકાય. પણ કાઉન્ટને આમાં કશું અઘટિત ન જણાયું તેણે ટેલીફોન પર આવી ખબરપત્રીએ જે પ્રશ્નો પૂછ્યા તેના સરળ ખુલાસા આપ્યા.

કોઈએ એક વાર કાઉન્ટને પૂછ્યું કે "તમે જીવનમાં ક્યા સિદ્ધાંતને અનુસરો છો?" કાઉન્ટે જવાબ આપ્યો. "મારા માબાપો અતિ પવિત્ર હતા અને તેઓ પ્રાર્થનાને અતિ મહત્વ આપતા. હું અને મારો નાનો ભાઈ અમે નાના હતા ત્યારે ઘણીવાર રમત અટકાવી પ્રાર્થનામાં જતા, ત્યારે મારા પિતાએ કહ્યું 'તમે ગંભીર બનો તે પહેલાં આનંદ કરી લો" મારી જીંદગીનો આ મુખ્ય સિદ્ધાંત છે."

કાઉન્ટ બર્નાડોટને ઘોડે બેસવાનો અને સાયકલ પર ફરવાનો ઘણો શોખ હતો તેના અંગતો જોડે તે ઘણી વાર ઘોડેસ્વાર થઈ જતા જોવામાં આવતા લડાઈના સમયમાં પેટ્રોલની અછત હતી ત્યારે લોકો કાઉન્ટને સાયકલ પર બેસી જતા આવતા અનેકવાર દેખાતા.

પેલેસ્ટાઈનના પ્રશ્ન માટે જ્યારે કાઉન્ટ બર્નાડોટને નીમવામાં આવ્યા, ત્યારે આરબો અને યહુદી બન્નેએ તેને સત્તાથી સ્વીકાર્યા ૧૯૪૫ ના કાર્યોથી કાઉન્ટનું નિષ્પક્ષપાતપણું અને હિંમતપણું જગતભરમાં સાબીત થઈ ચૂક્યું હતું પૃથ્વી ઉપર તે સુલેહના દૂત ન ? હતા. શાંતિનું નોબલ પ્રાઈઝ કાઉન્ટને મળવું જોઈતું હતું

શાંતિના કાર્યમાં પ્રવૃત્ત આ કરૂણા મૂર્તિને બદમાશોએ ગોળીથી વીંધી નાખી તેના પ્રાણ લીધા. જગત ભલા માણસ માટે સહીસલામત નથી એ સત્ય ફરીથી પુરવાર થયું આ ખૂનીઓ યહુદી બદમાશો હોવાનું માનવામાં આવે છે જો એ વાત સાબીત થશે તો યહુદીઓના હિતને પણ નુકશાન થશે. કાઉન્ટે પેલેસ્ટાઈન અંગે એક ઉત્તમ યોજના તૈયાર કરી છે તે સબંધી યુનોમાં વિચારણા ચલાવવામાં આવશે.



હેન્રિ ક્લેને પૈસાની ભીડ હતી તેથી તે રિગ્સ બેંકના મેનેજરને મળ્યો અને બેંક પાસે ૨૫૦ ડોલર ઉછીના માગ્યા મેનેજરે કહ્યું, "તમારી શાખ સારી છે અને અમે તમને ૨૫૦ ડોલર આપીશું પણ તમારા લખાણ પર જામીન તરીકે કોઈની સહી જોઈશે."

ક્લેએ તેના મિત્ર ડેનિયલ વેબ્સ્ટરને શોધી કાઢ્યો અને તેને જામીન રહેવા કહ્યું વેબ્સ્ટરે જવાબ આપ્યો, "હું જામીન તો રહીશ પણ મારે પણ પૈસાની જરૂર છે તો ૫૦૦ ડોલર ઉછીના માગો અને પછી આપણે રકમ અર્ધી અર્ધ વહેંચી લઈશું"

આ પ્રખ્યાત પુરૂષોએ નામ પામેલા ડોલર મેળવ્યા તે કોઈએ હજી પાછા આપ્યા નથી અને આ પ્રખ્યાત પુરૂષોની સહીવાળું કાગળ હજી રિગ્સ બેંક પાસે જ છે.

# જવાંમર્દ આદમી

ર. પ. મ

બોરસદના સત્યાગ્રહમાં વિજયવંત નીવડનાર સત્યાગ્રહીઓ માટે જાહેર સત્કાર સમારંભ નડિયાદમાં યોજવામાં આવ્યો, તે પ્રસંગે સરદાર વલ્લભભાઈ પટેલ વિષે ઉલ્લેખ કરતાં મહાત્મા ગાંધીએ કહ્યું " હું વલ્લભભાઈને પહેલવહેલો મળ્યો, ત્યારે મારા મનમાં થયું આ જવાંમર્દ આદમી કોણ છે ! " દાયકાઓ અગાઉ ગાંધીજી આર્ષ દૃષ્ટિથી જે નિહાળી શક્યા હતા તે આજે સારા હિન્દુસ્તાનની જનતા સમક્ષ સચોટપણે પૂરવાર થઈ ચૂક્યું છે સત્યાગ્રહ સમયે નીડર નેતાગીરી, મહાસભાના ઉત્તમ મુત્સદ્દીગીરી અને સ્વરાજ્યપ્રાપ્તિ પછી કુશળ વ્યવસ્થા અને સર્જનશક્તિ દર્શાવી સરદાર પટેલ આજે રાષ્ટ્રના અનુપમ નેતા બન્યા છે સત્યાગ્રહ સમયમાં મોટા મોટા અધિકારીઓ જેના નામ માત્રથી કાંપી ઉઠતા, સમાધાન પ્રસંગે અંગ્રેજ વડાઓ જેની સાથે ચર્ચા કરતાં ડરતા અને જેની હાકથી આજે દુશ્મનો ધ્રૂજે છે એવા નરસિંહ સરદાર પટેલની જન્મગાંઠ નિમિત્તે અમે પણ દેશસેવા પ્રાર્થના કરીએ છીએ કે " સરદાર પટેલ ઘણું જીવો "

સરદાર પટેલે આજે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે તેમના સ્વાશ્રય, બુદ્ધિમત્તા અને દક્ષ નેતાગીરીને આભારી છે કેટલાકને પિતાની કીર્તિ, ધનને લઈને આગળ આવવાનો તક મળે છે કોઈને કોઈ ઉચ્ચપદ પર રહેલા પુરુષો હાથ આપી ઉપર ખેંચે છે બીજાઓને જનતા પોતાના હાથે ઉપર ખેંચી નેતાપદે સ્થાપે છે સરદારને આમાંની કોઈ સહાય મળી નથી પણ આપબળે જ તેમણે પ્રગતિ કરી છે. અને એમ કરવામાં તેની પ્રતિભા ઉપરાંત નિસ્વાર્થવૃત્તિએ તેમને સહાય કરી છે કીર્તિની લોલુપતાથી નિર્લેપ રહી દેશના ઉત્કર્ષ માટે જનતાની ચાકરી વહોરી લઈ સાથે માર્ગે પ્રયાણ કરતાં તેમણે કદી ફર ગણ્યો નથી.' એવી તેમની નિસ્પૃહતા છે !

તેમના પિતા ધનાઢ્ય ન હતા એ ખરૂં પણ સ્વરાજ પ્રાપ્તિની પ્રથમ ચળવળ ૧૮૫૭ માં સ્વયંસ્ફુર્તિથી અંગ્રેજો સામેના યુદ્ધમાં દાખલ થયા હતા સરદારને પિતા તરફથી પૈસો ભલે ન મળ્યો હોય પરંતુ સ્વદેશ પ્રેમ તો તેમણે પિતાજી પાસે વારસામાં મેળવ્યો. સરદારને ભણાવવા માટે ઘર આગળ ઉત્તમ શિક્ષકો રોકવામાં ન આવ્યા હતા એ ખરૂં પણ પ્રેમાળ પિતા તેને ખેતરે લઈ જતા અને શ્રમ કરતાં આંક ગોખાવતા વળી કેવી મુશ્કેલીમાં સરદારે વિદ્યાભ્યાસ કર્યો તે પણ જાણવું જરૂરી છે, કરમસદથી પેટલાદ રોજ સાત માઈલ ચાલી અંગ્રેજી ત્રણ ચોપડી ભણ્યા, મેટ્રિક થઈ વકીલ બન્યા, જાતે પૈસા રળી, સંચય કરી ભાઈને બેરિસ્ટર બનાવ્યા અને પછી પોતે બેરિસ્ટર થઈ આવ્યા આ બને ભાઈઓને કોઈ મિત્રો કે સરકારે સ્કોલરશિપો આપી ન હતી અને બેરિસ્ટર થવા ગયા ત્યાં પણ રોજ અગિયાર માઈલ ચાલી મિડલ ટેમ્પલમાં અભ્યાસ કરવાને જતા અને અઢાર કલાક અધ્યયન કરતા. આવો શ્રમ કરી પરીક્ષામાં પહેલા વર્ગમાં આવી ત્યાં શિષ્યવૃત્તિ મેળવી પરીક્ષા પસાર કર્યા પછી ઈંગ્લેંડમાં હરવા ફરવા કે મજા કરવા એક પણ દિવસ વધારે ન રહેતાં પહેલી સ્ટીમર પકડી દેશ પાછા ફર્યા.

વકીલ તરીકે ગોધરા અને બોરસદમાં સારી કીર્તિ સંપાદન કરી. કોઈ અંગ્રેજ ન્યાયાધીશ કોર્ટમાં આરોપી મૂકાવીને સાક્ષીઓને તેમાં જોવાનું કરી જુબાની લેતા અમદાવાદથી આવતા બેરિસ્ટરો પણ આ પ્રથા દૂર ન કરી શક્યા. વલ્લભભાઈ પટેલ યુવાન વકીલને પ્રથમ વાર આ ન્યાયાધીશ સમક્ષ કેસમાં વકીલ તરીકે ઉભા રહેવાનો પ્રસંગ આવ્યો. આરોપી

દૂર કરવાને માટે યુવાન વકીલે માગણી કરી. ત્યાં સમસ્ત કોર્ટને જાણે ધરતીકંપનો આંચકો લાગ્યો, મેજીસ્ટ્રેટ પહેલાં તો સહજ ગુમાવ્યું પણ સરદારે તેને આક્ષેપ કરવો મારી માળતો કરી મૂક્યો. પછી તો સરદારના નામનો અમ લદારમાં એવો ભય પ્રસર્યો કે સરદાર વકીલાત કરે તે કામમાંથી અધિકારીઓ કોર્ટ બીજા કામમાં લઈ જતા.

યુવાન બેરિસ્ટરે અમદાવાદમાં પ્રેક્ટિસ શરૂ કરી બધા સાથે સમાજસેવા પણ શરૂ કરી કોઈ—એકાદ ખાસી પડેલી જમાએ આ અજાણ યુવાન સમર્થ પ્રતિસ્પર્ધીને હરાવી મ્યુનિસિપાલિટિમાં ચુંટાઈને સભ્ય બન્યા પ્રસંગવશાત્ અમદાવાદની મ્યુનિસિપાલિટિના યુરોપિયન વડાઓને એવા ખખડાવ્યા કે તેમની જિંદગીની એ ભૂલી જતા! આમળ સરદારના હાથે જ પછી હિંદી આઈ. સી. એસ. ઓફિસરો નીમાવા લાગ્યા અને એ સ્થાનેથી પરદેશીઓ દૂર થયા ગવર્નરને માનપત્ર આપવાના ઠરાવનો સરદારે વિરોધ કર્યો પણ બહુમતિ આગળ તેમનું કશું ચાલ્યું નહિ, ત્યારે તે સભા છોડી ગયા તે જમાનામાં આવી હિંમત બતાવવામાં કેવું જોખમ રહેલું તેની કલ્પના કરી જુઓ. પણ આમ હાર સ્વીકારે તે સરદાર પટેલ નહિ. બીજી ચુંટણીમાં પટેલે તેમનો પક્ષ ઊભો કર્યો બહુમતિ મેળવી અને મ્યુનિસિપાલિટિનો કબજો કર્યો. પ્રમુખપદે બીરાજી પટેલે ગવર્નર વાઈસ રોયને બદલે દેશનેતાઓને માન આપવાની પ્રથા શરૂ કરી, અમદાવાદ શહેરની સૂરતી ફરાવી તેનું સ્વરૂપ ફેરવી દીધું ગરીબોના ઘરે ઘરે ફરી તેમને રાહત આપી મિલકી ઓફિસરો અને કેમ્પમાં રહેનાર પાણી માટે કર ન આપે તેમને પાણી આપવાનું બંધ કર્યું બધા આભા બન્યા આનું પરિણામ શું આવશે?

પણ સરદાર પટેલના પ્રતાપથી કંપી ઊઠેલા અમલદારો વહેલા વહેલાં જઈ કર ભરી આવ્યા! મ્યુનિસિપલ કેળવણી ગાંધીજીની પદ્ધતિ અનુસાર શરૂ કરવામાં આવી સરકાર મ્યુનિસિપાલિટિનો કબજો લઈ લે તે અગાઉ આવતા દિવસે જ સરદારે અઢી લાખ રૂપીઆ પગારમાં વહેંચી દીધા હોય! અને આ માથા ફરેલ આદમીએ સરકાર ઉપર કેસ કરી મ્યુનિસિપાલિટિને અઢીલાખ લાખ રૂપિઆ સરકાર પાસેથી નુકશાનીના અપાવ્યા હતા

દેશના લાડિલા સરદારના શરૂઆતો પણ અજબ હોય છે સમયાનુસાર તેની તે પસંદગી કરે છે. રોલેટ એક્ટ વખતે ગુજરાતમાં થયેલી ભાંગફોડ પ્રવૃત્તિના આરોપીઓને સરદારે સર્વેને નિરપરાધી ઠેરવી મુક્તિ અપાવી સરકારની સામે તે જમાનામાં કોઈ શબ્દ ઉચ્ચારે તો દંડ પામતું ત્યારે રેલ્વે લાઈન્સને તોડી વ્યવહાર ખોરવી નાંખવાના આરોપમાં સંડોવાયેલાઓ નિર્દોષ છૂટી જાય તે અજબ બનતા બની નિરપરાધી પર પણ દોષારોપણ કરી જનતામાં ભય પ્રવર્તાવનાર સરકારને હાથે આ આરોપીઓ છૂટા થાય એથી સર્વે આશ્ચર્ય મુગ્ધ થતા બેરિસ્ટર પટેલ બચાવ પક્ષે હતા જેલ્સી મહીએ તાજનો સાક્ષી ફરી બેઠો અને સરકારી કેસ પાંગળો થયો એ સાક્ષી કેમ ફરી બેઠો હશે તે તો તે કે સરદાર જાણે!

દેશમાં અહિંસક સામના સત્યાગ્રહ યુદ્ધમાં પ્રથમ વિજયો મેળવનાર સરદારજી હતા. ખેડા સત્યાગ્રહમાં સરકાર સામે યુદ્ધ જાહેર કરી પ્રજાને વિજય અપાવનાર સરદાર હતા. નાગપુર સત્યાગ્રહમાં ગુજરાતી સ્વયંસેવકોની ટુકડી પર ટુકડી મોકલી વિજયવરમાળ પ્રાપ્ત કરનાર સરદાર જ હતા બીજા પ્રતિભાથી

૧ શો મિત્રા—કેમ દોસ્ત, તારા કામે ગુજરી ગયો. તે છેવટ-સુધી ભાનમાં હતા!
૨ જો મિત્ર—એ હું આજે કેમ કહી શકું ! હજી તેનું પીલ મને વર્ણવવામાં આવશે.

નેતાઓએ સ્વયંસેવકો અને પૈસા મોકલવાને જણાવ્યું પણ સરદારે ' જરૂર પડશે માગીશ ' એમ કહીને ગુજરાતીઓથીજ લડી લીધું વલ્લભભાઈના હાથપેચ તો પુગ કોણ જાણી શકે ! સત્યાગ્રહના યુદ્ધ પરત્વે તપાસ કરવા માટે વિઠ્ઠલભાઈ પટેલ સરકારના પ્રતિનિધિ તરીકે નાગપુર આવ્યા. વિઠ્ઠલભાઈએ વલ્લભભાઈને લઈને જેલમાં સત્યાગ્રહી કેદીઓને મળવા જવાની ઈચ્છા પ્રદર્શિત કરી સરકારી પ્રતિનિધિની માગણીઓને ના પણ કેમ કહેવાય ? અને આ બંને ' બ્હારવટિયા ' એ જેલમાં ફરી, સરકારની આંખમાં ધૂળ નાંખી કેદીઓને પાનો ચઢાવ્યો અને કથળી જતી પરિસ્થિતિ સુધારી લીધી.

સરદાર પટેલનો પછી બારડોલીનો વિજય તો દેશદેશાન્તરમાં મશહૂર બન્યો છે. આ યશ કલગી પ્રાપ્ત કરી વલ્લભભાઈએ ' સરદાર ' નું બિરુદ મેળવ્યું અને કોંગ્રેસના પ્રમુખ થયા. ગવર્નર વિલ્સન સમાધાન કરવા માટે સુરત આવ્યા ગવર્નરે એકલા વલ્લભભાઈ સાથે નહિ પણ ત્રણ જણની સમિતિ સાથે વાટાઘાટ કરવા ઈચ્છા પ્રદર્શિત કરી ગવર્નરે ધાર્યું કે એકલા સરદારને હું પીગળાવી ન શકું પણ બીજા બે સજ્જનોના હૃદય તો હચમચાવી શકીશ. પણ પ્રતિસ્પર્ધીની યુક્તિ પ્રયુક્તિમાં ગુંચવાય તે બીજા. સરદાર પટેલે તેમની સાથે બે ભાઈઓ લીધા અને તેમને સૂચના આપી કે ' તમારે કંઈ બોલવું નહિ ' રેલ્વે સ્ટેશન ઉપર સલૂનમાં ચર્ચા ઘણો વખત ચાલી, ભાઈઓનાં હૃદય મૂંઝાઈ ગયા. એકે સરદારને ગુજરાતીમાં કહ્યું, " સરદાર, હવે ગવર્નર પાસે બહુ તાણાવાણા નહિ કરવો " સરદારે ઠપકો આપતાં તે ભાઈઓને ચેતવી, " મુંગા રહો, નહિતો કિનારે આવેલું વહાણ ડૂબી જશે. " ગવર્નર ગુજરાતી સમજતો નહિ તેણે ઉત્સુકતાથી પૂછ્યું, " ભાઈએ શું કહ્યું ? " સરદારે તરતજ જવાબ આપ્યો, " ભાઈ કહે છે કે આવી સાદી સીધી વાતો ગવર્નરને ગળે કેમ ઉતરતી નથી ? " બિચારો વિલ્સન બોલી પડ્યો. બે એક ક્ષણ વિચાર કરી તેણે સરકારની સર્વે શરતો સ્વીકારી લીધી.

૧૯૨૭માં ગુજરાતમાં વ્યાપેલો જલપ્રલય તો ૭૦ લોકોના મનમાં તાજો જ છે. એ વેળા મધ્ય ગુજરાતમાં હાહાકાર વર્તાયો. વિશ્વામિત્રી અને બીજી નદીઓએ માઝા મૂકી. વલ્લભભાઈ પટેલ કોઈની મદદ લેવા વિના જનતાની સહાયમાં દોડ્યા વલ્લભભાઈના સ્વયંસેવકોએ અન્ન પહોંચાડ્યું ત્યારે ભૂખે મરતા અમલદારો જમી શક્યા તેમની પણ એવી દુર્દશા થઈ હતી. રેલના રાહત કાર્યમાં સરદાર પટેલની વ્યવસ્થાશક્તિથી સર્વે આજાયબ થયા અને કટ્ટર દુશ્મન સરકારે પણ મુક્તપણે સરદારની પ્રશંસા કરી. ગવર્નર અને વાઈસરોય ગુજરાતમાં ભમી વસ્તુસ્થિતિ નિહાળવા દોડ્યા વિઠ્ઠલભાઈ પટેલે ધારાસભામાં વાઈસરોયને ખાણું આપ્યું. કહેવાય છે કે તેમણે વાઈસરોયને, "નામદાર, આ હિંદી મીઠાઈ," કહી ગોળપાપડી ધરી અને " આ હિંદી ફળ " એમ કહી ચીભડું ધર્યું અને નામદારની ઈચ્છા હોય કે ન હોય પણ તેમને તેના ટુકડા મોંમાં મૂકવા પડ્યા ' પણ સરદાર પટેલને માત્ર આથી સંતોષ નહિ થાય. તેમણે તો નામદારોને રેલમાં નુકશાન પામેલા વિભાગમાં પગપાળા પ્રવાસ કરાવ્યો અને આ શ્રમથી વાઈસરોયને તાવ પણ ચઢ્યો બીજા પ્રાંતોમાંથી રાહત કાર્ય માટે પૈસા મોકલવા માટે જણાવવામાં આવ્યું પણ સરદાર પટેલને તેની જરૂર નહતી. તેણે સરકાર પાસે દુષ્કાળ ફંડમાંથી ચાલીસ લાખ રૂપિયા રાહત માટે કઢાવ્યા અને પીડિત પ્રજાને તેના સ્વયંસેવકોએ માઈલોના માઈલો પાણી કાદવ કીચડ ઠાંઠામાં પગે ચાલીને મદદ પહોંચાડી.

સરદારની ઉદાર નીતિને લઈને તેનામાં સાધુતા ઓછી હોય એમ કોઈ સમજે તો તેની ગંભીર ભૂલ થાય છે તેમની વ્યવહારિક બુદ્ધિ લોકના ભલામાંજ ખર્ચાય છે અને તેમના અંગત સ્વાર્થમાં તેનો કદી ઉપયોગ થતો નથી એ તેમની નિઃસ્વાર્થતા તેમનામાં રહેલી સાધુતાને આભારી છે વળી દેશના ભલા કે સિદ્ધાંત ખાતર તેમણે નરીમાન, ખરે કે જોડનો વિરોધ કરી લોકનિંદા સહી લીધી એ તેમની મહત્તર સાધુતા કહેવાય, વડી ધારાસભાની ચૂંટણીમાં બીન કોમીસી પારસી ઉમેદવાર સામેથી નરીમાન ખસી ગયા, ખરેએ હિંદી વિરુદ્ધ મરાઠી સમૂહ રચ્યો અને ભાગે બાંધીનીતિનો પ્રતિકાર કર્યો જ્યારે નરીમને ભલામણ કરેલો ઉમેદવાર પણ સરદારે સ્વીકાર્યો ન હતો, પાછળથી ખુદ નરીમને સમજાયું કે તેમનો ઉમેદવાર યોગ્ય ન હતો પૂર્વગ્રહ છોડી કોઈ તટસ્થ ભાવે આ સર્વ વિચારી જોશે તો તેને જરૂર સમજાશે કે સરદારે આ ગૃહસ્થો સામે જે કંઈ કર્યું તે તદ્દન વ્યાજબી હતું. સ્વાર્થી પ્રચારને લઈને જનતા ભોળવાઈ આવા સાધુ નેતાને, પણ બદનામ કરવા ન ચૂકી પણ વિરાટ મોજાઓ સામે અડગ ખડક રહી સરદારે આ સર્વ નિંદા દેશના ભલા ખાતર સહન કરી. નરીમાન વિરુદ્ધ પગલાં માટે તો તેમણે પોતાના માથા ઉપર તપાસ પણ લાદી અને પોતે ખોટા નીવડે તો રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્તિ સ્વીકારવા માટે કબુલ્યું પણ દેશના સદ્ભાગ્યે એક પારસી ન્યાયાધીશે તેમને આ ઝઘડામાં તદ્દન નિર્દોષ જાહેર કર્યા. આવી આકરી કસોટીમાંથી પણ અણીશુદ્ધ સહીસલામત સરદાર બહાર નીકળ્યા પણ તેમની સામેનો બદી પ્રચાર અટક્યો નહિ. અને આજેય કોઈના મનમાં એ સંબંધમાં કંઈ પૂર્વગ્રહ રહી ગયા હશે. પણ સરદારે ભોળી જનતાની આ ભૂલોને મનમાં રાખી નહિ. અને ઉદાર ભાવે આ સર્વ વીસરી જઈ દેશની મુક્તિ માટેની પ્રવૃત્તિ જારી રાખી. સેવા કરવા માટે કીર્તિ સાંપડે નહિ અને ગુનાભાર મળે છતાં સરદારે પોતાની સાધુતા છોડી નહિ. એવા મહાપુરુષને સંત નહિ તો શું કહેશો?

સરકારી શાળાઓનો બહિષ્કાર પુકારવામાં આવ્યો ત્યારે કેટલાક નેતાઓનાં સંતાનો અભ્યાસાર્થે પરદેશ ગયાં પણ સરદારે તેમનાં છોકરા છોકરીને ગુજરાત વિદ્યાપીઠમાં મોકલ્યાં. આજે પોતાના ઉચ્ચ પદેથી પોતાના છોકરા છોકરીને પરદેશમાં કોઈ મોટા મોટા હોદ્દા ઉપર સહેલાઈથી નીમી શકે એમ છે, પણ સરદાર એવી સ્વાર્થવૃત્તિથી પર છે સ્વામીનારાયણ સંપ્રદાયમાં બે પક્ષો પડ્યા, ત્યારે તેમના પિતા એક પક્ષમાં ભળ્યા અને તે પક્ષના બચાવ માટે પુત્રને વકીલ તરીકે રહેવા માટે કહ્યું. પણ વલ્લભભાઈએ પૂજનીય પિતાજીને પણ રોકડું પરખાવ્યું કે, "તમારા પક્ષે ન્યાય નથી એટલે તમારો કેસ લઈ ન શકું." કોર્ટમાં અને કોર્ટ બહાર વિજયવંત નીવડનાર આ પ્રખર ધારાશાસ્ત્રી ધારત તો પિતાજીના પક્ષને જીત અપાવી શકત, પણ સરદારના ન્યાયી હૃદયને તેમ કરવું રુચિકર ન હતું. આવા ન્યાયી માણસને તમે સાધુ ન કહો તો કોને સાધુ કહેશો? પૈસા આપી ભાઈને બેરિસ્ટર થવા મોકલ્યા પૈસા આપી ભાઈને નિર્વાહ માટે નચિંત કરી દેશ સેવામાં રોકાવા તક આપી અને એ વડીલ બંધુ ઘરે પધારે ત્યારે તેમના બૂટની દોરી છોડી બૂટ કહાડે કોટ ઉતારે—વડીલો પ્રત્યે તેમની આવી અનન્ય ભક્તિ.

હિંદુઓના બચાવમાં ફરજ પડતાં બે ન્યાયયુક્ત શબ્દો કહેવા પડે તો સરદાર હિંસાવાદ તરફ ઢળે છે એમ કોઈ માને તો તે તદ્દન ખોટું છે પ્રતિપક્ષના રાક્ષસી અત્યાચારોથી આ સહૃદય પુરુષનું હૃદય કક-ળી ઊઠે અને તે બિચારાં રાંક જનતાના રક્ષણની વાતો કરે તેમાં કોઈને હિંસાવાદની

વળી આ જ રક્ષકની કાળજીભરી દેખરેખ ન હોત તો મધ્યસ્થ સરકારને ઉથલાવી પાડવાનું દિલ્હી કાવત્રાંના જેવાં ભયંકર પરિણામો આવત તેની સર્વે કલ્પના કરી શકે છે. આ ઘટના લોકોના સ્મરણમાં તાજી જ છે એટલે તેનો ઉલ્લેખ માત્ર કરીને અટકીશું.

કોઈ દેશનેતાએ કડકાઈભર્યું ભાષણ કરી દેશી રાજાઓને હિંદી સંઘમાં જોડાઈ જવાની ધમકી આપી. પણ ચાણક્ય પટેલે બીજા જ દિવસે સુમધુર ભાષણ કરી રાજાઓને જણાવ્યું કે, "તમારી ઇચ્છા વિરુદ્ધ તમને હિંદી સંઘમાં જોડાવાની કોઈ ફરજ પાડશે નહિ." રાજાઓનો ફરી ફરી ઉપકાર માની સરદારે દેશનું જે એકીકરણ કર્યું તે જોઈ અમેરિકા પણ ચોંકી ઉઠે છે. રાજાઓને બેટી ભાઈ કરી તેમને સત્તાવિહોણા કર્યા, એ અશક્ય વસ્તુને એક વરસના ટુંકા ગાળામાં શક્ય બનાવનાર અનેરો મુત્સદ્દી જ હોઈ શકે. કાળના વહેવા સાથે સરદારનો આ વિજય તો વધુને વધુ દેદિપ્યમાન જણાશે. ભવિષ્યનો ઇતિહાસ આની સાક્ષી પૂરશે.

ગમે તેવી મુંઝવણભર્યા પ્રશ્નો સરદાર પોતાની વેધક દ્રષ્ટિથી સ્પષ્ટપણે નિહાળી પ્રખર નિર્ણયશક્તિથી સરળ રીતે સત્વર ઉકેલે છે. સરદારની માર્મિક દ્રષ્ટિ આગળ ગમે તેવા અટપટા પ્રશ્નો સરળ થઈ જાય છે અને સરદાર તેના અભિપ્રાયો પોતાની જોરદાર જબાનમાં વ્યક્ત કરે છે, ત્યારે તે સર્વેના હૃદયમાં સોંસરા ઉતરી જાય છે. 'સલામતી કાઉન્સિલ કે બીન સલામતિ કાઉન્સિલ' છે એવું સરદાર કહે ત્યારે તે પરમ સત્ય ઉચ્ચારવે એમ સુજ્ઞો સમજે છે. લૌકિક પ્રશંસા ચાલુ રાખવાથી કશું વધુ સાધી ન શકાય.

કોઈ મિત્રએ વાતવાતમાં પૂછ્યું, "સરદારને યુનો સમક્ષ ભાષણ આપવાનું કહેવામાં આવે તો તે શું કહે ? તે પંડિત નહેરૂ જેવું ઓક્સફર્ડના ઉચ્ચારવાળું અંગ્રેજી બોલી ન શકે એ ખરૂં. પણ જે સનાતન સત્યોથી સામાન્ય માણસ પણ પરિચિત છે તેની પુનરૂક્તિ કરી સરદાર સંતોષ ન માને. નેહરુનું પાંડિત્યભર્યું ભાષણ જગતના વર્તમાન પત્રોએ વખાણી લીધું છે અને અમે તેની ચકિ-મિત અવગણના કરતા નથી. અમે તેની યોગ્ય કદર કરીએ છીએ પણ વાસ્તવદર્શી સરદારે આવા સમ્મેલનોમાં જગતના પ્રશ્નોના ઉકેલ માટે અમેરિકા અને રશિયાને કર્યાં ક્રેગ જેવા વચનો કહ્યાં હોત. આગામી યુદ્ધ નિવારવામાં ઉપયોગ નીવડે એવી વ્યવહારૂ સૂચનોએ તે બેધડક સંભળાવત. બર્લિનના વહીવટી અને આર્થિક પ્રશ્નો, એટમ બોમ્બ નિમંત્રણ અને વીટોની સત્તા સંબંધી તે સ્પષ્ટ અભિપ્રાયો વ્યક્ત કરત. કદાચ એ શિષ્ટાચારમાં ન લેખાય પણ વિશ્વ-શાંતિ માટે તે મહત્વનું નીવડે. છતાં આ માત્ર અમારીજ કલ્પના છે અને તે અહીંજ અટકાવી દઈશું. કારણકે તેમ ન કરીએ તો સરદારને અજાણ્યે અન્યાય થઈ જવા સંભવ છે.

સરદારની ભાષા તળપદી છે માટે તેના ભાષણો જોરદાર બને છે એમ કહેનારાઓ સરદારની મૌલિક વિચાર શક્તિ વીસરી જાય છે સરદારના સંગીન અને નવીન વિચારોથી તેની ભાષા આજન્મ અસરકારક બને છે. એ વિષે અનેક ઉદાહરણો ટાંકી શકાય છે, પણ વિસ્તાર ભયે તેમ ન કરતાં, મુનશી કે કાકાસાહેબે સરદારે સાહિત્યને ઘણું સમૃદ્ધ કર્યું છે એમ જણાવી સાક્ષરોને પડકારી આવાહન કર્યું છે કે સરદારના જેવી ભાષા બોલી કે લખી તો જુઓ!" તેની જ અહીં યાદ આપું.

સરદારનું 'કમ્પર' તે એમીકમ્પર' છે એ જ્હોન ગંથુરે જાત અનુભવ ઉપરથી લખ્યું નથી, પરંતુ આ પ્રતાપી પુરુષના તેજને દેખી,

નિષ્ફળ નીવડેલા હરિફોના જવાબોના આધારે તે લખ્યું છે. દ્વેષિલાઓ નિંદા સિવાય બીજું શું કરે? અમદાવાદ અને હરિપુરાના કોંગ્રેસ મંડપોને ઉત્તમ કળાથી સુશોભિત કરાવનાર, વિદ્યાપીઠના અમૂલ્ય પુસ્તકોની સાચવણી માટે કાળજી રાખનાર, ખરે જેવા સંગીતકારને ઉત્તેજન આપનારને કલારસિક નહિ તો શું કહેશો? સરદારને આવી પ્રવૃત્તિઓ માટે અવકાશ જ નથી હોતો. જ્યારે રાષ્ટ્રભૂમિમાં ભડકે બળતો હોય ત્યારે તેને ઉગારવાના ભગીરથ પ્રયત્નમાં રોકાયેલાને આવી ફુરસદ ન મળે તે સમજુઓ જાણે છે. જરૂર પડશે ત્યારે વિદ્યાભ્યાસ કરી ફર્સ્ટક્લાસ મેળવી શકે, ગીતાભ્યાસ કરી તેનો વ્યવહારૂ અર્થ પચાવી શકે " મહાદેવ, જાણતાથી એટલે અંગ્રેજોને ? " પોતે સંપાદન કરેલી વિદ્યાનો કેટલા આવો વ્યવહારૂ ઉપયોગ કરી શકે એમ છે ? અમે તો ઇચ્છીએ છીએ કે દેશનું ગણતંત્ર સુદૃઢ પાયા પર મૂકી સરદારને ગીતાભ્યાસ પૂર્ણ કરવાને નિવૃત્તિ મળે ને એમ થાય તો ગીતાના અનેક અધ્યયનોમાંથી ઊભી થયેલી ગૂંચભૂલામણીમાંથી લોકોને સચોટ સરળ અને વ્યવહારૂ માર્ગ મળે. પરંતુ સરદારના જ શબ્દોમાં કહીએ તો સમાજ સેવકને નિવૃત્તિ મળતી જ નથી. સરદારની વિદ્યા અને કલા રસિકતા વિષેનો પ્રશ્ન જ અપ્રસ્તુત છે તે ગીતા જાણે છે. અર્જુનની તપમાં ભાગે બીજા પડે. એ વીર-પુરુષ ' યુદ્ધાય ' જાણે છે, તે આવાનું કાર્ય સ્વામી માટે રહે છે. પૃથ્વીરાજ ચૌહાણને તો તેની યશગાથા ગાનાર ચંદ કવિ મળી રહે છે.

સરદાર પટેલ ચર્ચિલ જેવા મુત્સદ્દી છે એ ખરૂં પણ તેનામાં ચર્ચિલનું અભિમાન અને પક્ષપાત નથી. સરદાર પટેલ સ્ટેલિન જેવા કાર્યકુશળ છે પણ તેમનામાં સ્ટેલિનનો દુરાગ્રહ કે સત્તાલોભ નથી. આ વીર મુત્સદ્દી સત્યના આગ્રહી છે અને તેમનામાં ગાંધીજીનો વૈરાગ્ય છે. માત્ર બિસ્માર્ક તે હંમેશ જીતતા આવ્યા છે એટલું જ નથી, પરંતુ સંસારના દરેક ક્ષેત્રમાં તે સર્વદા વિજયવંત નીવડ્યા છે.

નવયુગના વિધાયક સરદારના હાથમાં તંત્ર છે એટલે-જનતાને વિશ્વાસ છે કે 'હમારાં રક્ષક ખડા છે અને આપણે નિર્ગત ઊંઘી શકીએ " કાશ્મીર પર આક્રમણ શરૂ થતાંજ સરદાર પટેલ ત્યાં જઈ પહોંચ્યા, હૈદ્રાબાદ સામે પોલિસ પગલું ભરવામાં આવ્યું, ત્યારે મધરાતે સરદાર ત્યાં હાજર થયા. હવાઈ મુસાફરી માટે ડાક્તરી મના છતાં આ વૃદ્ધ સરદાર જનતાના હિત માટે સદા ઉદ્યુત રહે છે એ અસવારે આરામ કરતા નથી. તેમને મૂગા રહેવું ગમે છે, પણ જ્યારે તે બોલે છે, ત્યારે તે વજ્રના જેવા પ્રહારે કરે છે.

કાળો આલપકાનો કોટ, પાટલુન અને માથે એક્સેટર ટોપી મૂકી ઊભા ઉપર બેઠેલા પુરુષને ૪ સ. ૧૯૧૮ માં કોઈને ઓળખાણ કરાવતાં ગાંધીજીએ કહ્યું, " પેલા અક્કડ બેઠેલા તે વલ્લભભાઈ " સંસારમાં જન્મી જેણે કદી હાર સ્વીકારી નથી જેઓ હંમેશ અક્કડ રહેતા આવ્યા છે, જેઓ સર્વદા વિજયી નીવડ્યા છે એવા નવયુગના સર્જક, ભારતના ભાગ્ય વિધાતા સરદાર પટેલ ઝિંદાબાદ !

---

શહેનશાહ નેપોલિયન એક દિવસે પુસ્તકોના ઓરડામાં કોઈ ચોપડી શોધતો હતો ને ઊંચી અભરાઈ પરથી તે લેવાને કોશિષ કરતો હતો, તેનાથી પહોંચી શકાતું નહીં એમ માર્શલ મોન્સીએ જોયું, ત્યારે તેણે કહ્યું, " નામદાર, હું તમને એ પાડી આપું. હું તમારા કરતાં ઊંચો છું " શહેનશાહે કહ્યું, " તમે મારા કરતાં લાંબા છો, "

# આંખની શેતરંજી

લીલાબેન મહેતા

"એક હતો નેક રાજા, તેણે વસાવ્યાં ત્રણ ગામ બે ઉજ્જડ અને એક વસે જ નહિ."

એંશી વરસની અંધમાતા સાત વરસના પૌત્રને વાર્તા કહેતી હતી બાળક પૂરું સમજતો નહિ; છતાં રસપૂર્વક સાંભળી રહ્યો હતો.

ડોસીનો પતિ, તેનો પુત્ર અને પુત્રવધુ શેતરંજી ગૂંથી રહ્યા હતાં. ડોસાએ કહ્યું, "ક્ષમા કરો. શેતરંજી બનાવી બનાવી એણે આંખ ગુમાવી છે મને પણ પૂરું દેખાતું નથી શેતરંજી બનાવવાના ધંધામાં એક દિવસ તમારી આંખ પણ જશે. પણ ક્ષમા કરો."

ડોસીએ કહ્યું, "તેમાં વસ્યા ત્રણ કુંભાર બે અણઘડ અને એક ઘડે જ નહિ."

ડોસાએ કહ્યું, "આ શેતરંજી સુન્દર બનશે. આ ગૂંથવામાં મારી આંખનું તેજ હરાયું છે એ વાપરનાર કોઈ ભાગ્યશાળી મારી આંખ ઉપર પગ મૂકી ચાલશે. ભલે તે હો. પણ શેતરંજી નમૂનેદાર બનશે. કંઈ નહિ ભગવાન ક્ષમા કરો"

દીકરાઓ ગૂંથવા લાગ્યા ડોસો તેમને બધી તરેહની સૂચના આપતો, ભાત કેમ પાડવી, ક્યો દોરો ક્યાં લેવો તેની સમજ પાડતો હતો. ડોસાની આંખનું તેજ ગયા ઉનાળા જેવું રહ્યું ન હતું પણ વારંવાર ગૂંથાતી શેતરંજીને આંખની નજીક લઈ જોતો અને પછી કામ આગળ કેમ વધારવું તે કહેતો.

ડોસો બોલ્યો, "ક્ષમા કરો ઉત્સાહથી કામ કરો"

ડોસાએ કહ્યું, "તેણે ઘડ્યા ત્રણ ઘડા, બે ફૂટેલા અને એક સારો જ નહિ"

૨

પાંચ માસ પૂરા થયા. શેતરંજી પૂરી થઈ તે સુંદર, નમૂનેદાર, વિવિધ રંગો ભરેલી, મનોહર ભાતીગર બની હતી. સ્થાનિક વેપારી તે લેવા આવ્યો.

"કંઈ સારી નહિ." તેણે કહ્યું

"એક હજાર વરસથી—" ડોસાએ કહ્યું.

"હા, હા. હજાર વરસથી તમારા બાપદાદા એ ધંધો કરતા આવ્યા છે. તમે શહેનશાહ માટે પણ શેતરંજી બનાવી છે. અને કદાચ આ શેતરંજી બનાવતાં તમને એક કે દોઢ વરસ પણ થયું છે એમ તમો કહો તો હું તે માનીશ પણ—"

"એ કેવડી મોટી છે? ડોસાએ કહ્યું"

"આ છસો ચોરસ ફૂટની શેતરંજી એવા મોટા રૂમવાળા કેટલા ઘર માલીકો છે?"

"એની ભાત તો જુઓ" ડોસાએ કહ્યું.

"આપણો જૂનો સંબંધ છે હું તમને નિરાશ કરવા માગતો નથી. પણ એ શેતરંજીના વેપારમાં મને ખોટ જશે. છતાં હું એના ૧૬૦ રૂપિયા તમને આપીશ ઇશ્વરના કસમ પર કહું છું કે એથી એક કોડી પણ વધારે આપીશ નહિ. મારા બાપદાદાના સોગન પર કહું કે એમાં મારે રૂપિયા મૂકવા પડશે. પણ આપણી જૂની મૈત્રી—"

છેવટે રકઝક કરતાં સોદો ૧૮૦ રૂપિયે પત્યો. રૂપિયા ગણી આપી વેપારી રાજી થતો, મજૂરને માથે શેતરંજી મૂકાવી, પોતાની દુકાને ગયો અને તે દિવસના સોદાથી મનમાં સંતોષ પામ્યો.

થોડા દિવસ પછી વેપારીની દુકાને આયાતનિકાસ કરનાર એક આડતિયો આવ્યો. વેપારીએ તેને શેતરંજી બતાવી કહ્યું, "આવી નમૂનેદાર શેતરંજી કોઈએ હમણાં બનાવી નથી આ અનેક કારીગરી છે અમારા શાહજહાન માટે આવી એક શેતરંજી બનાવવામાં આવી હતી પણ નાદિરશાહે દિલ્હીને આગ મૂકી તેમાં તે બળી ગઈ હતી ઇશ્વરના કસમ ઉપર હું કહું છું કે આગલા રૂપિયાથી ઓછા ન થાય તેમાં

# વર્તમાન રાજકારણ

કે. હિ. કામદાર

હિન્દના વર્તમાન રાજકારણમાં કેટલાએક અગત્યના પ્રસંગો બની ગયા. અનુક્રમ પ્રમાણે ન લઈએ તો, પ્રથમ પ્રસંગ પંડિત નહેરૂએ સર્વ રાષ્ટ્ર પરિષદની સભા સમક્ષ કરેલું ભાષણ, એ સૌથી અગત્યનો પ્રસંગ લેખી શકાય, પંડિતજીના ભાષણનું મહત્વ, ભાષણના વસ્તુથી નહી, પણ તેના પ્રસંગથી માપવું જોઈએ. દ્વેષ, સન્દેહ, ક્રોધ, વગેરેથી દુનિયાનું રાજકારણ સંગીન ન થઈ શકે, યૂરોપની અપેક્ષાએ એશિઆઇ રાજકારણ હવે વિશેષ મહત્ત્વ પકડતું જાય, યુરોપનું સર્વાંગી વર્ચસ્ હવે જવું જોઈએ એ બાબતો બધા અભ્યાસીઓ જાણે છે પણ તે બાબતોને યોગ્યરીતે શબ્દારૂઢ કરવી, સર્વ રાષ્ટ્રોના અનુભવી, ખાઈ પી રહેલા, મુત્સદ્દીઓ સમક્ષ આ બાબતો રજુ કરવી, યુદ્ધ માટે જોઈતી સામગ્રી નથી છતાં હિંદુસ્તાન જરાયથી ભય પામતું નથી એવી હીંમતભરી જાહેરાત કરવી, પરિષદના પ્રમુખની ખુરસીની જમણી બાજૂએ હિન્દના પંતપ્રધાનની ખુરસી પડે, એ બધું ચોક્કસ હિન્દપુત્રો માટે ગજગજ છાતી ફુલે એવો વિરલ પ્રસંગ કહેવાય, અને એ બધું પાંત્રીસ મિનિટનું ભાષણ, કાંઇ પણ નોંધ વગર, મુખપાઠ કરવામાં આવે, એ પંડિતજી માટે અને તેમના દેશ માટે ચોક્કસ ગર્વભર્યો પ્રસંગ કહેવાય. એ નિમંત્રણ કાંઈ પંડિતજીની ખુશામત કરવા માટે કે હિન્દને બ્રિટિશ રાજ્યસમૂહની જાળમાં ફસાવવા માટે આપવામાં આવ્યું નહોતું પંડિતજીએ પોતે એશિયાની શક્તિ માટે માન ધરાવે છે એ જાણવું જોઈએ નહી: પાકીસ્તાનના કોમવાદીઓના માનસ ઉપરના પરાક્રમની શી અસર થઈ હશે ! !

હિન્દુસ્તાનનો આવો માનભર્યો દરજ્જો ટકાવવા માટે બુદ્ધિની જરૂર છે, તે સાથે તે માટે બીજી સામગ્રીની પણ જરૂર છે, તેથી જ વલ્લભભાઈ પટેલે પોતાના ૭૪ મા વર્ષમાં પ્રવેશને ટાણે આપણને ખબરદાર કર્યા કે, આપણી પાસે યોગ્ય સૈન્ય હોવું જોઈએ, તે સૈન્ય દરેક વિભાગ માટે પૂરતું હોવુ જોઈએ, સૈન્યને યુદ્ધ સાહિત્ય સાંપડી શકે તે માટે આપણું ઉત્પાદન વધવું જોઈએ, અને દેશભરમાં એકતા, શાંતિ, સાહસ, ઉદ્યમ, અને એકનિષ્ઠા થવાં જોઈએ.

× × ×

આ એકત્વ આપણા ગણતંત્રને ઘડનારી પ્રતિનિધિ સભા આપણને આપવા માટે હાલ પ્રયત્ન કરી રહી છે, ત્યારે રાજ્ય ક્ષેત્ર ઉપર તે એકતા સરદાર પટેલે હૈદરાબાદ, સૌરાષ્ટ્ર ગુજરાત, મહારાષ્ટ્ર, ઓરિસ્સા, હિમાચળ પ્રદેશ, મધ્યભારત, મત્સ્યપ્રદેશ, અને પૂર્વ-પંજાબમાં આવેલી પતિયાળા વગેરે રિયાસતો પરત્વે આપણને આપી, કાશ્મીર પરત્વે હજુ પણ બાકી રહ્યું છે, હવે તે પ્રશ્ન અત્યારે તો ગૌણ બની ગયો છે, અત્યારે તો પ્રાંતપ્રાંત વચ્ચેનો ક્લેશ ઉગ્રસ્વરૂપ પકડતો જાય છે, આ પ્રશ્ન આપણે પોતે, આપણી પ્રતિનિધિ સભાદ્વારા અને કમિશનના ઠરાવો દ્વારા, ઊભા કર્યા છે, દીલગીરી એટલી છે કે તે પ્રશ્ન અત્યારે ક્લેશ કરાવતો થયો છે, ખાસ કરીને મહારાષ્ટ્રે તે પ્રશ્નને જુદી રીતે છણવાનો પ્રયત્ન કરવા માંડ્યો છે, એટલે તે દાવાનળ વધારે ઉગ્ર થવા પામી છે, એટલે સુધી કે સરદારે પોતે મુંબઈ મુકામે અને ખાસ ખાસ કરીને નાગપુર મુકામે, મહારાષ્ટ્રીય બંધુઓને તે માટે ખબરદારી સૂચવી છે આ પ્રશ્નનો છણાવટ કરવાનો મારો આશય નથી, તે માટે બીજે સ્થળે ખુબ છણાવટ થતી જાય છે, પણ તે વિષે એક આદર્શની હકીકતની પણ નોંધ થવી જોઈએ. મહારાષ્ટ્રીય મુત્સદીઓએ

પ્રથમ સંયુક્ત મહારાષ્ટ્રની માગણી કરી, તેનો વિદર્ભવાળા મરાઠી બોલતા ભાઈઓએ વિરોધ કર્યો, એટલે સંયુક્ત મહારાષ્ટ્રના હિમાયતીઓએ ગુજરાતમાં આવેલો વાંસદા, ધરમપુર, ડાંગ, વગેરેનો મહારાષ્ટ્રમાં સમાવેશ કરવાની ઉત્કટ માગણી કરી, તેનો વિરોધ થયો એટલે તેમણે મુંબઈના સમાવેશની માગણી કરી પ્રથમ સંયુક્ત મહારાષ્ટ્ર માટે પૂના રાજનગર બનવાનું હતું તે બદલી નાખી આપણા પાડોશીઓએ સંયુક્ત મહારાષ્ટ્રના પાટનગર માટે મુંબઈની પસંદગી કરી, પછી તેનો વિરોધ થયો એટલે મુંબઈના પણ વિભાગો પાડવાની હિમાયત કરવા માંડી, સાથેસાથે, જે મંડળો, લોકો, સંસ્થાઓ મુંબઈ માટે તેમની સામા થવા માંડ્યાં તેમની સામે તેમણે આક્ષેપો કરવા માંડ્યા કે, તમે કોમપક્ષી છો, રાજ્યકારી માનસવાળા છો, જર્મનીના નાઝીવાદવાળાઓ છો, મારવાડીઓ છો, મૂડીવાદીઓ છો, આમજનતાના ખૂનગારાઓ છો!' મહારાષ્ટ્રીય ભાઈઓએ, આ પ્રમાણે, વિવિધ મોરચાઓ ઉપર હલ્લો કરવો શરૂ કીધો છે, કોંકણના મોરચા ઉપર, ગુજરાતના મોરચા ઉપર, હૈદરાબાદના મોરચા ઉપર, કર્ણાટકના મોરચા ઉપર, વિદર્ભદેશના મોરચા ઉપર, તેમને શાબાશ... યાદ આપવાની જરૂર હોય કે, પેશવાઈ વખતે તેમણે રજપૂતાના, ગુજરાત, મધ્યહિન્દ, દક્ષિણખંડ, પંજાબ વગેરે સ્થળો ઉપર વિવિધ મોરચાઓ ખડા કર્યા હતા, જેને પરિણામે પૂનામાં બ્રિટિશ અમલ શરૂ થયો હતો!

આ પ્રસંગે મેં એક મરાઠી સામયિકમાં ગયા માર્ચ માસમાં વાંચેલો એક ફકરો મને યાદ આવે છે. એમાં એમ લખ્યું હતું કે આપણે મહારાષ્ટ્રીઓ બે જાતનાં Complex ભ્રમમાં હંમેશાં પડતા આવ્યા છીએ એક તો એ કે આપણે ધન પેદા કરવામાં પાડોશી ગુજરાતીઓની અપેક્ષાએ ઘણા પછાત છીએ, તે Inferiority Complex—લઘુતાગ્રંથિ ભ્રમ છે, ત્યારે બીજો ભ્રમ એ છે કે, શૌર્ય, વાક્પટુત્વ, બુદ્ધિમત્તા, વગેરેમાં આપણે આખા હિન્દમાં પ્રથમ સ્થાન લઈએ છીએ તે Superiority Complex!! મહારાષ્ટ્રના સામયિકે કરેલો આ પોતાના દેશબાંધવોનો મુલ્ય—માપ છે, એટલે મારે એ વિશે વિશેષ ટીકા લખવું નથી; માત્ર બધું એક સામટું લેવા જતાં થોડું ઘણું સંયુક્ત મહારાષ્ટ્રમાં આવવાનું છે તે પણ જતું ન રહે, તે માટે તેમણે સાવચેત રહેવું પડશે!!

હૈદરાબાદનો કેસ બહુ હિમ્મતથી લાવવામાં આવ્યો તે ખરું છે, પણ હજુ તે પ્રશ્ન એટલો સરળ નથી, એ યાદ રહેવું જોઈએ, હૈદરાબાદની સવા કરોડની પચરંગી વસતિના આર્થિક નિરાકરણ કરવું હજુ બાકી છે રઝાકારો હજુ છુપા ફરતા રહે છે, હૈદરાબાદનો રાજ્યતંત્ર હજુ મુસ્લીમ લીગનું માનસ ધરાવતો બંધ થયો નથી, મુસ્લીમ લીગનું હિન્દમાં મુસ્લીમો ઉપરનું વર્ચસ્વ હજુ ઓછું થયું નથી, તેમના મિત્રો Communist માનસ ધરાવતા લોકો હજુ હૈદરાબાદ આસપાસ જોરમાં છે, હૈદરાબાદનો પક્ષ કરનારો યુરોપ—અમેરિકાનો મુત્સદ્દી હજુ અદૃશ્ય નથી થયો, હજુ હૈદરાબાદનાં નાણાંનો ઉપયોગ કરતા હૈદરાબાદના મુસ્લીમો હિન્દ બહાર જોરમાં છે, અને કોઈ પણ યુક્તિ—પ્રયુક્તિ હિન્દને હૈદરાબાદ પરત્વે અનેક મુશ્કેલીઓમાં ઉતારવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે

સરદાર પટેલે હમણાં ૭૪ મા વર્ષમાં પ્રવેશ કર્યો અને આપણે તેમના જન્મદિવસને ખૂબ ઊજવ્યો. કેટલાએક પ્રશંસકો તો એટલે સુધી બોલી અને લખી ગયા કે— સરદાર દેખાવે કડક છે, અંતરમાં તો તેઓ ઘણાં કોમળ છે— સ્ત્રી જેવા કોમળ છે!! પોતાના વ્યક્તિત્વ ઉપર સ્ત્રીની કોમળતાનો આરોપ

સાનુ, ટાયલા બાયલોનું, અને એથી વધારે ટાયલા મેળાઓનુ ! કેટલાએક સાક્ષર મહાશયોને આ ટાયલાપણાનો ચેપ લાગ્યો છે એમ પણ જણાય છે ! જે સ્થળે જે શોભે તે સ્થળે તે હોવું જોઈએ, એ ન ભુલાય તો સારૂ. બાકી હું પ્રોસેજમાં ભણતો ત્યારે મુંબઈમાં પ્રમુખપદે કોઈ શોભે એવું ન મળે તો એક સગ તો ખુરસી ઉપર બેસવા તૈયાર હોય છે !!

× × ×

એક માસ થયાં સર્વ રાષ્ટ્ર પરિષદની સભા પેરિસ મુકામે મળી રહી છે, છતાં તેણે એક પણ વિકટ પ્રશ્નનો નિવેડો કાઢ્યો નથી !! કાશ્મીર, પેલેસ્ટાઈન, ગ્રીસ, અણુ-શક્તિ, ઇટાલીનાં સંસ્થાનો, ગૌરવર્ણ ન ધરાવે તે પ્રજાઓ સામેનો ભયંકર ભેદભાવ, ઇન્ડો-નેશિયા, કોરિઆ, જાપાન, જર્મની બર્લિન, વગેરે સવાલો હજુ તેની પાસે પડ્યા છે એની સમિતિઓની બેઠકો વખતે થતાં ભાષણો પછાત હિન્દ દેશમાં અભણ નરનારી કરે તેવાં મેણાં ટોણાંથી ભરેલાં હોય છે ! દરેક પ્રશ્ન હોય તેથી વધારે વિકટ કરવામાં આવે છે !

સમાધાન કરવાની ઇચ્છા જ જણાતી નથી. બુદ્ધિની, વક્તૃત્વ શક્તિ, અભ્યાસ, વિદ્વત્તા બધાનો અહીં દુરુપયોગ થતો જોવામાં આવે છે. વિતંડાવાદ સિવાય કંઈ જોવાતું નથી સંસ્કૃતિ આવી હશે તેનો ખ્યાલ સરખો કોઈને ન આવે ! સજ્જનતાનો અંશ માત્ર અહીં અનુભવમાં આવતો નથી યુરોપના કે એશિયાના ઇતિહાસમાં સંસ્કૃતિની નિષ્ફળતા આટલી હદે નહીં ગઈ હોય !

× × ×

જાપાન અને જર્મની સામે લડાઈ બંધ થયાં ત્રણ વર્ષો થયાં, છતાં હજુ બે રાષ્ટ્રો સાથે સુલેહનો કરાર કરવાના કોઈ આસાર જોવાતા નથી. યુરોપમાં ઘણા વિગ્રહો થયા છે, પણ વિગ્રહ પછી જે સમાધાન થયું તેને ભાગ્યે વાર લાગી નથી, જ્યારે આ ૭ વર્ષનો વિગ્રહ બંધ થયો ત્યારે સુલેહના કરારો ક્યાંય થતા નથી, ઊલટું, વિગ્રહ વખતે જે કરારો થયા હતા તેમનો છડેચોક ભંગ થતો જાય છે, અને પૃથ્વીના ઘણા વિભાગો ઉપર યુદ્ધ છવાયાં મુકી ચાલી રહ્યાં છે !!

દરેક મહાવિગ્રહ પછી જનતા હંમેશાં ચારિત્ર્યભ્રષ્ટ થાય છે, એવો ઇતિહાસનો અનુભવ છે, પણ આ વિશ્વવિગ્રહ બાદ થએલી ચારિત્રભ્રષ્ટતા તો આખા ઇતિહાસને લજવે એવી છે. !!

× × ×

બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં હિન્દ રહેશે કે કેમ ! આ સવાલ એક દૃષ્ટિએ અગત્યનો છે હિન્દને બ્રિટિશ મદદ, સમાનભાવે જોઈએ છે બ્રિટન હિન્દને નૌકાયુદ્ધની તાલીમ આપી શકે, હિન્દને ઉદ્યોગો જમાવવામાં મદદ કરી શકે, તો હિન્દુસ્તાન ઇંગ્લંડના રાષ્ટ્રસમૂહને અભાવ કામમાં, દુશ્મન ઉપર હુમલો લઈ જવામાં, તેને એક રાખવામાં, મદદ કરી શકે. મલાયામાં, સીલોનમાં, બર્મામાં અને આફ્રિકામાં રહેલા બ્રિટિશ હિતોને સાચવી રાખવામાં સહકાર આપી શકે શરતો આટલી હોવી જોઈએ—ઇંગ્લંડે હિન્દના રાજકારણમાં દરમિયાનગીરી કરવી નહીં, એણે પાકિસ્તાન અને હિન્દ બંનેને સરખાં ગણવાં, બ્રિટિશ રાષ્ટ્ર-સમૂહમાં હિન્દને વસાહત, વેપાર રોજગાર, વગેરે માટે સમાન હક્ક મળે, અને હિન્દ ઉપર પોતાનો કબજો હતો તે વાત ઇંગ્લંડ સદાને માટે વિસારે પાડે. પચીસ વર્ષોનો કરાર આવી જાતનો થઈ શકે.

ઇંગ્લેંડે હિન્દ આસપાસ અમુક જાતનો ઘેરો જમાવ્યો છે તે પણ સ્પષ્ટ થઈ જવું જોઈએ. પાકિસ્તાન બ્રિટિશરાષ્ટ્રસમૂહમાં રહે કે ન રહે, છતાં, પાકિસ્તાનનાં બંને સ્થળો, કરાચી અને સાતગાંવ—ચિત્તાગોંગ—ઇંગ્લંડને

નૌકાદળની જમાવટ કરવા માટે મળવાનાં જ, બચાવ કરવા માટે, અને હિન્દુસ્તાન સાગરને દબાવવા માટે, ઉપરાંત બંગાળના ઉપસાગરમાં અન્દામાન અને નાકોબાર ટાપુઓ હિન્દના કબજામાં છે. તે માટે આપણે તે બાજુ સાવચેત રહેવું જોઈએ. વળી બ્રિટિશ રાષ્ટ્ર સમૂહમાં, અંતર્ગત મળેલો દેશ છે, એટલે બચાવ માટે, ત્યાં ત્રિંકોમાલી પાસે બ્રિટિશ મથકો રહેવાનો, આફ્રિકા તરફ આવેલા હિન્દ મહાસાગરના સેશેલ્સ જેવા ટાપુઓ અને એડન. બ્રિટિશ મથકો રહેવાના, સુએઝની નહેરનો બંદોબસ્ત હજુ ચોક્કસ થયો નથી, એ પ્રમાણે હિન્દ અને બ્રિટિશ રાષ્ટ્રસમૂહ, બંનેના હિત માટે દસ પંદર કે પચીસ વર્ષો માટે કોઈ કરાર આવશ્યક છે એવા કરારો બ્રિટિશ રાષ્ટ્રસમૂહના બીજા સભ્યો સાથે થઈ શકે, ખાસ કરીને લંકા, ઑસ્ટ્રેલિયા, અને મલાયા સરકારો સાથે.

બ્રિટિશ રાષ્ટ્રસમૂહ માટે આવા કરારો હાલ પણ અમલ ધરાવે છે. ઇંગ્લેંડ, ફ્રાંસ, બેલ્જિયમ, હોલેંડ અને લક્ઝેમબર્ગ, એ પાંચ રાજ્યો વચ્ચે હમણાં બ્રસેલ્સ મુકામે કરારો અને ઉપકરારો થઇ ગયા છે; અને એ કરારોની પૂર્તિ તરીકે કેનેડા, ઇંગ્લેંડ અને અમેરિકા વચ્ચે એટલાન્ટિક કરાર થઇ જવાની તૈયારીમાં છે, છતાંય આ સમૂહમાં આવી શકે છે, લેટિન અમેરિકાના કેટલાક રાજ્યો એ સમૂહમાં દાખલ થઈ જશે, એશિયામાં ચીન, ઇરાક, ઇરાન, અફઘાનીસ્તાન, બર્મા વગેરે સ્વતંત્ર રાષ્ટ્રો એમાં ભળે, અને પાકીસ્તાન અને હિન્દુસ્તાન પણ તેમાં આવી જાય, તો અગ્નિ યુરોપમાં અને ઉત્તર ચીનમાં વધતી જતી રશિયાની સત્તા સામે આ રાષ્ટ્રસમૂહ સારું કામ કરી શકે.

બ્રિટિશ રાષ્ટ્રસમૂહ એ પારિભાષિકમાંથી બ્રિટિશ શબ્દ નીકળી જાય તો હિન્દ માટે તેમાં રહેવાની સરળતા થઇ જાય એ માન્યતા કોઈક અંશે દોષભરેલી છે, હિન્દને શબ્દની મારામારી નથી જોઈતી, તેને આ રાષ્ટ્રસમૂહની ખરી અને ગાયમની હમદર્દી જોઈએ છીએ, અલબત્ત, આ સમૂહ ઇંગ્લેંડ સાથે સંકળાયેલો રહેશે, એટલે ઇંગ્લેંડના અને તેના એક-શોખીવાળા બીજાં રાષ્ટ્રોના સમસ્ત બંધબેસતું એક પારિભાષિક તો શોધી રાખવું પડશે, તેમાં પાકિસ્તાન, હિન્દ અને લંકા, પણ આવી જવાં જોઈએ, આ ત્રણ પ્રદેશો માટે ઇંગ્લીશમાં Indo-Pakistan Sub-continent—હિન્દ-પાકિસ્તાન ઉપખંડ એ શબ્દોનો પ્રયોગ થાય તો બંધબેસતો સંતોષ થશે; માત્ર બ્રિટિશ સંબંધને જાળવવા એક વધારાનો પ્રયોગ શોધવાની જરૂર રહે છે, British Commonwealth and Indo Pakistan Sub-Continent, એમ કહીએ તો.

× × ×

ચીનના ભાગલાઓ પાડવાનો પ્રપંચ ઓગણીસમી સદીની અધવચ, રશિયન, ફ્રેંચ અને ઇંગ્લેંડ, એ રાષ્ટ્રોએ કર્યો તેમાં જર્મની અને જાપાન સામેલ થયાં, એટલે ચીનની અખંડિતતા ઘટવા માંડી. બે વિશ્વવિગ્રહો થયા, પણ તેથી ચીનને જંપ મળ્યો નહીં, ચીન સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર બન્યું, તેથી ઉલટો પરસ્પર કુસંપ વધી ગયો, જે કારણે પરદેશી સત્તાઓ તેના રાજકારણમાં વિશેષ હસ્તક્ષેપ કરવા માંડી. રશિયાએ ઉત્તરના પ્રાંતો, મોંગોલિયા અને મંચુરિયામાં હસ્તક્ષેપ કર્યો, કોરિયા સ્વતંત્રતાને માટે ચીનથી સ્વતંત્ર થઇ ગયું, જો કે ત્યાં ઉત્તરમાં રશિયાની, તો દક્ષિણમાં અમેરિકાની વગ છે. અમેરિકા તરફથી ચિઆંગકાઈશેકને પૂરતી મદદ મળતી નથી, એટલે નાનકિંગની સરકારે હમણાં જ મંચુરિયાનો કબજો કમ્યુનિસ્ટ લશ્કરોને આપી દીધો છે, અને તે પણ અત્યારે મધ્ય-ચીનના પ્રદેશો ઉપર મીટ માંડી રહ્યો છે.

છે. બર્મા, મલાયા, ઇન્ડોનેશિઆ, વગેરે પ્રદેશોમાં આ પક્ષ તોફાનો મચાવી રહ્યા છે, અને હૈદ્રાબાદમાં પાકીસ્તાની માનસવાળા લીગપક્ષના આશ્રય તળે, મલબાર વગેરેમાં મજૂરોના મદદગાર હોવાના દાવા તળે, કલકત્તા મુંબઇ, વગેરે ઔદ્યોગિક કેન્દ્રો ઉપર, તે લોકો ઉશ્કેરી, છુપા રહીને, ભાંગફોડ કરે છે, ઉત્પાદન ઓછું કરી નાખે છે, અને સરકારી નોકરોને સરકાર સામે બંડખોર થવા ઉશ્કેરે છે, આ કારણથી પણ બ્રિટિશ રાષ્ટ્ર-સમૂહની ચોકીઆત પ્રવૃત્તિ, આ પ્રદેશો માટે, વધારે તીવ્ર બનશે, આ બધી હકીકતો ત્રીજા વિશ્વવિગ્રહ તરફ જગતને ધસડી રહી છે એ તો સ્પષ્ટ છે. પણ યુદ્ધને હજુ વાર છે યુદ્ધ કરવાવાળાઓને બે વિશ્વવિગ્રહોના અનુભવોથી એટલું તો સ્પષ્ટ થઇ ગયું હોવું જોઇએ કે, યુદ્ધ જાહેર કરતી વખતે જે નેમ હોય છે તેથી જુદી જ પરિસ્થિતિ યુદ્ધ વિરામ પછી પરિણામે છે. ઇ. ૧૯૧૪–૧૮ ના પહેલા વિશ્વ વિગ્રહ બાદ રશિઆમાં જે રાજ્યવિપ્લવ થયો તે હજુ ઇંગ્લાંડ, ફ્રાંસ અને અમેરિકાને ખુંચે છે, અને જર્મની, ઇટલી, વગેરે દેશોમાં, ભૂત કાઢતાં બલા પેઠી, એવી પરિસ્થિતિ તે પછી ઊભી થઇ હતી, જેનાં પરિણામો હજુ સમસ્ત જગતને ભોગવવા પડે છે. ઇ. સ. ૧૯૩૯માં ઇંગ્લાંડ અને ફ્રાંસે જર્મની સામે, પોલાંડનું અને ઝેકોસ્લોવેકિયાનું રક્ષણ કરવા યુદ્ધ આદરી પણ અત્યારે તેજ દેશો, અને તેની સાથે બાલ્કન દ્વીપકલ્પના યુગોસ્લેવિયા રૂમેનિઆ, બલ્ગેરિઆ, વગેરે દેશો, મિત્ર-રાજ્યોનાં નહી પણ રશિઆનાં આશ્રિત થઇ ગયાં છે, ખુદ જર્મનીમાં બે પક્ષો પરસ્પર લડે છે, જર્મનીમાં પૂર્વ પ્રદેશોમાં રશિઆનું, તો પશ્ચિમ પ્રદેશોમાં મિત્રરાજ્યોનું અને પાટ નગર બર્લિનમાં બન્ને પક્ષોનું. એટલે થઇ ગયું છે, જે ફાસીઝમને ભગાડવા ઇંગ્લાંડ અને પછી અમેરિકા જર્મની સામે મેદાને પડ્યાં તેજ ફાસીઝમ કરતાં રશિઆના કોમ્યુનિઝમનું મિત્ર રાજ્ય રહે. મતલબ કે, વિગ્રહ જાહેર કરવો તે સરળ બાબત છે પણ તેનાં પરિણામો એટલાં બધાં અનિશ્ચિત હોય છે, કે ભરમાં ભોરી કાઢતાં ઊંટ પેસી જાય એવી રાષ્ટ્રોની વલે થાય છે, ત્રીજા વિશ્વવિગ્રહમાં ખુદ ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ ન થાય તે કહી શકાય નહીં અને બ્રિટિશ રાષ્ટ્ર સમૂહમાં અંતર્ગત રાજ્યોમાં શું થશે તે કોઇ કહી શકે નહીં, ઉપરાંત યુદ્ધમાં ઊતરેલાં રાષ્ટ્રો યુદ્ધથી સમૃદ્ધ થાય તે તો હવે કોઇ કબુલ નહી કરે, એ કારણોથી રાષ્ટ્રોના સત્તાધીશોનો ધર્મ તો એ છે કે, યુદ્ધનાં કારણોનો જેમ બને તેમ વેળાસર દૂર કરવા યુદ્ધને લાવનારા વર્તમાન બનો વગેરે ઉપર ચોકીદારી રાખવી, અને યુદ્ધ માટે તૈયારી રાખવાની સાથે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અને પ્રજાસમૂહો વચ્ચે મિત્રભાવ વધે એવા પ્રયત્નો કરવા, આ દૃષ્ટિએ ઇન્ડોનેશિઆ, મલાયા, આફ્રિકા, પેલેસ્ટાઇન, કાશ્મીર, વગેરે પ્રશ્નોના ઝઘડાઓનું પક્ષકારોએ તાત્કાલિક નિરાકરણ કરવાની જરૂર રહે છે.

સૌરાષ્ટ્રમાં અને હવે પછી વડોદરા માટે રાજ્યવ્યવસ્થા નક્કી કરવા માટે પ્રતિનિધિ સભાઓ તૈયાર થઇ જશે સૌરાષ્ટ્રની સભા માટે તો ચુંટણીઓ હમણાં ચાલી રહી છે. અને પૂનાનો આ અંક તૈયાર થઇ વાચકોના હાથમાં આવશે ત્યારે ચુંટણીનાં પરિણામો પણ આવી જશે. માત્ર એક પ્રશ્ન છે એ ચુંટણીઓ માટે પસંદ કરવામાં આવેલાં નામો ધરાવતાં બધા ભાઇ બહેનોને બંધારણો રાજ્યવ્યવસ્થા વગેરે સંબંધી કોઇ ખાસ જ્ઞાન અનુભવ, છે ખરો? ઉત્તર બધા સભાસદો માટે સંતોષકારક તો નહીં મળે.

હિન્દ માટે આવી સભા તૈયાર થતી હતી ત્યારે કોંગ્રેસે પક્ષ બહાર જઈ સમસ્ત દેશમાંથી સારા સારા અભ્યાસીઓને અને મુત્સદ્દીઓને નક્કી કરેલા, એ પરંપરા સૌરાષ્ટ્ર

માટે શા માટે નક્કી કરવામા આવી નહીં ? સૌરાષ્ટ્રની ચાળીસ લાખની વસતીમાંથી અને સૌરાષ્ટ્ર બહાર વસતા લાગ સૌરાષ્ટ્રવાસીઓને આ સભા માટે શા માટે ચુટવામાં ન આવ્યા ? કેટલાક નામો તો એવાં છે, તેમને ભાષાનુ જ્ઞાન પણ બરોબર નહીં હોય તો, ખરેખર કઠીઠવ વાળા બરેલી બજાર વડોદરાગાન્ય માટે આવતી પ્રતિનિધિ સભાસદો વિષે આવું લખવુ નથી પડે, ગુજરાત પ્રાંત કોંગ્રેસ સમિતિની પસદગી કરતી સમિતિ ખાસ ધ્યાનમાં રાખે કરાચુક નિવાસ, શ્વેતાંબરી સંઘ ફરવુ, આજ વસ્તુઓ આ કામની લાયકાત માટે ફક્ત મોગર ગણાવી જોઇએ નહીં.

તા. ૮-૧૧-૪૮ વડોદરા.



પત્ની —પણ, તમે છત્રી ક્યાંથી લાવ્યા !

પતિ.—મારી બેન તરફથી ભેટ મળી છે

પત્ની - પણ તમારે તો બેન નથી

પતિ.—એ ખરૂ પણ છત્રીના હાથા પર એવું લખેલુ છે.

* * * *

એક છોકરાને પ્રશ્ન પૂછવામાં આવ્યો, "જુગારને લુચ્ચા લોકોનુ શું થાય તે તુ જાણે છે ?"

"હા" છોકરાએ જવાબ આપ્યો "તેઓ થોડો સમય અહીં વકીલાત કરે છે અને પછી ચુટાઇને ધારાસભામાં જાય છે."

# સોનાના દાંતો

શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

મિત્રો, ઘણા વખતથી હું મિશાની વાત તમને કહેવા માગતો હતો, પણ એક કે બીજા કારણે તેમ કરવું હું ભૂલી જતો અને અકસ્માત આમ વખત વહી જાય છે.

મિશાને આ દુઃખદ અનુભવ થયાને હું ધારું છું કે છએક માસ વીતી ગયા છે.

સામ્યવાદ વિરુદ્ધ જતા અને મૂડીવાદના વલણવાળા સર્કલોમાં આ યુવાન સપડાયો પણ આ વીર કથા મને પૂરેપૂરી કહેવાદો.

હું જાણું છું તે પ્રમાણે આ બનાવ મોસ્કોમાં બન્યો. અગર કદાચ મોસ્કોમાં ન પણ હોય પણ મને યાદ છે ત્યાં સુધી તે મોસ્કોમાં જ બન્યો હતો. આ પ્રસંગની ઘટમાળ મોસ્કોમાં બની હોય તેની છે પણ મોસ્કો કહેવા માટે મારે કશો જ આગ્રહ નથી. વર્તમાનપત્રમાં સ્થળ તો જણાવ્યું હતું, પણ કદાચ મારો સ્મૃતિદોષ થતો હોય.

અને આમ બન્યું. મિશા એક સમિતિનો સભ્ય હતો. એક દિવસ તેના ત્રણ દાંતો તૂટી ગયા. તે શા માટે તોડી પાડવામાં આવ્યા હતા તેની આપણને ખબર નથી. કદાચ અતિશય વ્યાયામ પ્રવૃત્તિને લઈને એમ બન્યું હશે, કદાચ તે ગાડી સાથે અથડાયો હશે, અગર તો મિશાએ બાલ્યાવસ્થામાં ઘણી મિઠાઈ ખાધી હશે. પીઈને કચ્ચી બોરી લઈને આમ ન બન્યું હતું તેટલી આપણને ચોક્કસ માહિતી છે. આમ બનવું અશક્ય!

પણ સાલો, એ ગયો આપણો મિશા ઓછા ત્રણ દાંતો. બીજા દાંતો તો ઠેકાણે જ છે પણ પેલા ત્રણ—તે ખલાસ નિર્મૂળ ઊખડી ગયા છે!

અને હજી તો એ યુવાન! અનેકવિધ પ્રવૃત્તિઓ! આમ ત્રણ દાંતો વિના રહેવું, તમે પણ સમજી શકશો કે તેને નિરસ લાગે એ દાંતોની ગેરહાજરીમાં કેમ જિવાય! તે સીટી વગાડી ન શકે. ખાતાં પણ મુશ્કેલી લાગે. અને તેના વિના સીગારેટ કેવી રીતે મ્હોંમાં પકડી શકાય! અને બોલતાં મ્હોંમાંથી પવન નીકળી જાય તે! અરે, ચ્હા પણ મ્હોંમાંથી પાછી બ્હાર બ્હાર આવે!

યુવાને આ માટે બનતું સર્વ કર્યું—તેણે એ ખાલી પડેલી જગ્યાએ લાખ પૂરી અને તે પર રોટલીનું પડ વળગાડ્યું પણ તે નિરર્થક નીવડ્યું.

મિશાએ થોડા પૈસા બચાવ્યા અને તે દાંતના ડાક્તર પાસે ગયો.

તેણે ડાક્તરને કહ્યું, "આ ખાલી જગ્યા પૂરી ત્રણ બનાવટી દાંત મૂકો."

દાંતનો ડાક્તર યુવાન અને બેદરકાર હતો. તેણે સમિતિનો માનસશાસ્ત્રની દ્રષ્ટિએ અભ્યાસ કર્યો ન હતો. તેણે કામ શરૂ કર્યું અને મિશાના મુખમાં સોનાના ત્રણ દાંતો મૂક્યા.

તે કેવા સુંદર દેખાયા, તે શબ્દોથી વર્ણી શકાય એમ નથી. મિશા મ્હોં ઉઘાડે અને કેવું મનોહર દૃશ્ય દેખાય! તમે તે ઉપરથી તમારી નજર ખસેડી જ ન શકો. જાણે મોહક વીણા!

*પણ સમિતિના સભ્યો તેના પ્રત્યે કતરાતી* આંખે જોવા લાગ્યા. એટલે કે તે બોલવાને કે ખાવાને મ્હોં ઉઘાડતો, ત્યારે સર્વેની દૃષ્ટિ તેના સોનાના દાંત પર ચોંટી જતી. મિશાને શું થયું? સોનાના દાંતો મુકાવી તે શું કહેવા માગતો હતો?

આ સંબંધી પુષ્કળ ચર્ચા ચાલી. એ અમીરની રીતભાત ક્યાં શીખી આવ્યો? એ ઉમરાવજાદો થઈ ગયો? એક સામાન્ય માણસ દાંત વિના ખાલી પડેલી જગ્યા સહિત શું ખોરાક ચાવી અને ખાઈ ન શકે!

અને સમિતિની સભામાં નિયમિતપણે આ પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવતો— આવી વસ્તુ આપણે નભાવી લઈ શકીએ ? અને તેઓએ સિદ્ધાંત ખાતર ઠરાવ કર્યો કે "સોનાના દાંતોની માલિકી સ્વીકારવી એ ઘટના સામ્યવાદ અને તેના મૂળભૂત સિદ્ધાંતોના અસ્તિત્વનો નકાર કરવાની વૃત્તિ ઉત્પન્ન કરે છે અને અમે સમિતિના સભ્યો તેની માલિકી વિરુદ્ધ જેહાદ પુકારીએ છીએ, કારણ કે આ કૃત્યથી સામ્યવાદનો નાશ થવા સંભવ રહે છે દાંતને માટે અમે એવું ઠરાવીએ છીએ કે તેમને ખોરાક માટેના ફંડમાં આપી દેવા જો માલિક તેમ ન કરે તો તેને સમિતિમાં ચાલુ રાખવો કે નહિ તે પ્રશ્ન હવે પછી ચર્ચવામાં આવશે " [ ૭૬ બેઠક ]

અને આ તો સમિતિના પ્રમુખે એક બે વાતો પોતાના તરફથી ઉમેરી અલબત્ત તે ઉતાવળિયો અને વૃદ્ધ મિજાજી હતો તેણે ઘણાં કડુ વચનો કહ્યાં.

"હું તમારો પ્રમુખ કંઈ નકામો નથી. હું આ સોનાના ચિખિયા ચલાવી લઉં એવો નથી 'ઘણા વખતથી મારી દાઢના દાંત ભાંગી ગયા છે. તેનાં માત્ર મૂળ જ રહ્યાં છે છતાં હું ખોરાક ચાવી શકું છું. અને હું કેવી રીતે ખોરાક ચાવું છું— તે માત્ર પ્રભુ જાણે કારણ હું મારાં આંગળાંથી જાળિયાં સાફ કરું છું એ બધુ ભલે તે હોય છતાં મેં બનાવટી દાંત મુકાવ્યા નથી."

બિચારો મિશા, અલબત્ત, ગયો બેકા-રોના ફંડમાં પોતાના સોનાના દાંત ભેટ આપવા એ તેને મન મોટું દુઃખ હતું. તેણે સમજાવ્યું, "તમારાથી દેખાતું નથી કે દાંતને દાઢમાં મજબૂત બેસાડવામાં આવ્યા છે— એને પાછા તોડી પાડવા એ મુશ્કેલ છે !"

અને તેણે દાંત આપ્યા નહિ.

તેને સમિતિમાંથી કાઢી મૂકવામાં આવ્યો કે નહિ તેની મને ખબર નથી. આ બનાવ સંબંધી બીજી માહિતી ઉપલબ્ધ નથી પણ તેને સમિતિમાંથી કાઢી મૂકવામાં આવ્યો હશે એમ આપણે માની શકીએ

---

રસ્તે જતા એક જાડિયાને એક મોટર ડ્રાઇવરે મોટર અથડાવી પાડી નાખ્યો, જાડિયાએ ઊભા થઈને કહ્યું, 'તારાથી મારી ફરતે મોટર ફેરવી જવાયું ન હતું ?" ડ્રાઇવરે કહ્યું, "હું તેમ કરત પણ મોટરમાં એટલું બધું પેટ્રોલ નહીં હોય એવી મને શંકા થઈ "

* * * *

પોલિસ સ્ટેશન પર એક પોલિસે બીજાને કહ્યું "કેવો નીરસ દિવસ ચોરી નહિ, લૂંટ નહિ, મારામારી નહિ, તોફાન નહિ અરે ઉપરથી કોઈ મોટર અકસ્માત પણ ન મળે "

બીજાએ આશ્વાસન આપ્યું, "ધીરજ રાખ. મને મનુષ્ય સ્વભાવમાં ઘણી શ્રદ્ધા છે થોડી વારમાં કંઈ ન કંઈ બનશે જ.

× × × ×

ખટારો લઈ ફેરી કરતા ફળવાળાએ એક રાહદારીને પકડી પોલિસને સોંપતા કહ્યું, "આ મારા ખટારામાંથી ચુપચુપ ફળ ઉડાવી જતો હતો " પોલિસે તેને ઠપકો આપતાં કહ્યું, "કેમ ભાઈ, તું તારા મનમાં શું સમજે જાણે તું જ પોલિસ થઈ ગયો !

# ચિત્રકાર મોર્સની શોધ

પ્રફુલ્લચંદ્ર શાહ

ઇ. સ. ના ૧૮૩૨ ની સાલમાં એક દિવસે સલી નામનું વહાણ ફ્રાન્સથી નીકળી ન્યુયોર્ક પહોંચ્યું ફિન્લે બ્રીસ મોર્સને લેવાને માટે તેના બે ભાઈઓ બંદર પર આવ્યા હતા. મોર્સ ચિત્રકળા શીખી ફ્રાન્સથી આવતો હતો, તેમને જોઇ મોર્સે તેના હાથમાં રાખેલી નોટબુક બતાવી ભાઈએ દોરેલાં સુંદર ચિત્રો તેમાં હશે એમ સમજી લેવા આવનારા ભાઈઓએ કીમતી નોટને પ્રશંસાની નજરે જોઈ રહ્યા. 'ફિન્લે અમેરીકાનો સૌથી પ્રખ્યાત ચિત્રકાર થશે" બીજાએ ડોકું ધુણાવી સમ્મતિ પ્રદર્શિત કરી.

આતુરતા પૂર્વક રાહ જોતા ભાઈ પાસે ફિન્લે દોડતો આવ્યો અને તેણે તેમને કહ્યું, "આ નોટબુક કિંમતિ છે" તેના ભાઈ રીચર્ડે કહ્યું, "કોઈ અજબ ચિત્ર માટેની ઉમદા કલ્પના હશે" ફિન્લેએ કહ્યું, "એવું કશું નથી પણ તેમાં એક મહાન શોધની વિગતો છે !"

વિજ્ઞાન શાસ્ત્રનું જેને કશું ભાન નહિ તેનો એક ચિત્રકાર શોધક! પણ ભાઈઓને ખબર હતી કે ફિન્લે અતિ ઉત્સાહી યુવક છે. તેના ઉમળકાને લઇને તે લોકમાં ઘણો પ્રિય હતો.

વાહનમાં બેસી ઘર તરફ પ્રયાણ કરતાં રિચર્ડે પૂછ્યું, "તારી શોધની વાત પછી કરીશું પણ તારી ચિત્રકળા વિદ્યાની પહેલાં વાત કર" "મારી વિદ્યાનો સારો વિકાસ થયો. હું ઉત્તમ કળાજ્ઞોને પણ મળ્યો. મેં સારી પ્રગતિ પણ કરી," ફિન્લેએ કહ્યું પણ એ વાત પછી કરીશ પહેલાં તો આ શોધ વિષે મને બોલવા દો."

અને ફિન્લેએ શોધ વિષેની હકીકત કહેવા માંડી, "ડૉ. જેક્સન નામના ગૃહસ્થ મારી સાથે વહાણમાં મુસાફરી કરતા હતા. તેને વિદ્યુત શક્તિમાં ભારે રસ હતો. તેણે મને વાતવાતમાં એક પ્રસંગે કહ્યું, "ગમે તેટલી લંબાઈનો તાર હોય તો તે પર પણ વીજળી ક્ષણમાં ફરી વળે છે અને તે તારના કોઈ પણ બિંદુ ઉપર દ્રષ્ટિગોચર થાય તેવી વ્યવસ્થા થઈ શકે. મારી પાસે ઇલેક્ટ્રો મેગ્નેટ છે અને મેં યુરોપમાં એ સંબંધી પ્રયોગો પણ કર્યા છે"

ફિન્લે વાત કરતો અટક્યો અને તેના કથનની તેના ભાઈઓ પર શું અસર થઈ છે તે નિહાળતો મૂક રહ્યો. પણ ભાઈઓને એમાં કંઈ વિસ્મય પામવા સરખું જણાયું નહિ "

"તમને સમજ ન પડી" ઉત્તરે ફિન્લેએ કહ્યું, "સર્કિટ તોડી નાખી વીજળી તાર પર અમે તે સ્થળે જોઈ શકાય એવી ગોઠવણ થઈ શકે તો આપણે તારથી સંદેશાઓ મોકલી શકીએ !"

તેના ભાઈઓને હજી વિમાસણમાં પડેલા જોઈ ફિન્લેએ કહ્યું "વિદ્યુત પ્રવાહ ચાલતાં ઇલેક્ટ્રો મેગ્નેટ (ઘોડાની નાળના આકારનું તારનું ટોચકું) આકર્ષણશક્તિ વાળું થાય છે. વિદ્યુત પ્રવાહ ચાલુ કરી અને બંધ કરી ઇલેક્ટ્રો મેગ્નેટ પાસે લોખંડના મોટા સાંકળા ઊંચકાવી બીજે મૂકાવી શકાય છે ખરું ! વળી તમને ખબર છે જ કે વીજળી પ્રવાહ ગમે તેટલા લાંબા તાર પર તરત ફરી વળે છે" અને ભાઈઓએ હા ભણી.

"જો વીજળી ઘણા અંતર સુધી મોકલી શકાય છે" ફિન્લેએ સમજ પાડી "તો ઇલેક્ટ્રો મેગ્નેટ ઘણો દૂર પણ એક લોખંડનો ટુકડો ઉંચકી શકે અને વીજળી પ્રવાહ અટકાવતાં તે ટુકડો પાછો મુકી દેતાં એમ લોખંડનો ટુકડો લે મુક કરતાં 'ક્લીક' અવાજ નીકળતો તો બીજા કંઈ પણ વિના માત્ર આ 'ક્લીક' ના અવાજથી તારના

દોરડા મારફતે અમે નેટલે દૂર સંદેશા મોકલી શકાય હો. એકાએક મને યાદ કરી કે તરત જ આ વિચાર મારા મગજમાં સ્ફૂર્યો. દરિયાઈ મુસાફરીના આ આઠ દિવસમાં આ વિચારે મારા મગજનો કબજો કર્યો. આમ કરવા કેવું યંત્ર બનાવવું જોઈએ તે વિચારી મેં તેના ચિત્રો દોર્યાં વળી 'ક્લીક' 'ક્લીક' કરી કેવી રીતે સંદેશા મોકલી શકાય તેની મેં એ બી સી ડી. બનાવી તે પણ આ નોંધપોથીમાં છે. આ ચોપડીના કોઈ હજાર ડોલર આપે તો પણ તેને હું તે આપું નહિ."

ઘરે આવી ફિન્લે મોર્સે તેની નોંધ પોથી ઉઘાડી ચિત્ર બતાવી કહ્યું, "જુઓ આ રહ્યું મારું યંત્ર મારું યંત્ર માત્ર સંદેશા લેશે એટલું જ નહિ પણ તે જાતે સંદેશા લખશે પણ ખરું. આની એક બાજુ પર સંદેશો મોકલનાર છે. આ એક છેડે બે નાના કપ ઉપર ઇલેક્ટ્રો મેગ્નેટ છે. કપમાં પારો ભરેલો છે. આ લીવરના છેડે એક નાનો વાંકો તાર છે. બીજા છેડે સહેજ વજન ટાંગ્યું છે. જ્યારે લીવરને દબાવવામાં આવે, ત્યારે તાર કપના પારામાં ડૂબે છે અને વીજળીનું સરકીટ પૂરું કરે છે, કારણ કે આ કપોની ફરતેના તારો બેટરી અને ઇલેક્ટ્રો મેગ્નેટને વળગાડેલા છે, ત્યારે સરકીટ તૂટી જાય છે. વીજળીનો પ્રવાહ એકાએક અને તૂટી જાય એવી વ્યવસ્થા છે."

ભાઈઓને વધી સમજ આપતા ફિન્લે મોર્સે કહ્યું, "આ બીજે છેડે સંદેશો લેનાર છે. અહીં ઇલેક્ટ્રો મેગ્નેટ વીજળીનો પ્રવાહ ચાલુ થતા લોખંડના ટુકડાને આકર્ષી પકડી લે છે અને પ્રવાહ બંધ થતા તે ટુકડાને મૂકી દે છે અને 'ક્લીક' અવાજ થાય છે, ત્યારે આ લોલક હાલે અને લોલકમાં રાખેલી પેન્સિલ પણ હાલી કાગળ પર નિશાની પાડે છે જ્યારે ક્ષણાર્ધ માટે પ્રવાહ ચાલુ રહે ત્યારે પેન્સિલ ટપકું કરે છે અને સહેજ વધારે વાર પ્રવાહ ચાલુ રહે ત્યારે તે નાની આડી લીટી પાડે છે. આ પ્રમાણે મીંડાં અને લીટીઓથી અમે તે સંદેશા મોકલી શકાય." પછી મોર્સે મીંડાં ટપકાંથી એ બી સી ડી માટે જે કોડ બનાવી હતી તે ભાઈઓને સમજાવી.

ભાઈઓએ કહ્યું કે તારી શોધ ઉત્તમ છે, પણ હું કહું તેવી સહેલી નથી. છતાં તારી નોંધ પોથીની કિંમત અનેકગણી વધારે છે હજાર તો શું પણ લાખો ડોલરો કરતાં એની કિંમત વિશેષ છે. આ શોધથી આપણાં દેશની ઉત્તમ સેવા થશે. દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં ખબર આપવા માટે સરકારને આ તાર પદ્ધતિ ઘણી ઉપયોગી નીવડશે."

થોડાક સમયમાં દુનિયાના એક ખૂણેથી બીજે ખૂણે સંદેશો મોકલી શકાય તેની શોધ કર્યાનું માન કોઈ વૈજ્ઞાનિકને ભાગે નહિ પણ એક માત્ર ચિત્રકારને ભાગે જાય છે.

---

ખેડુત—વાડામાં ઘેટાં ગયાં તે તમે જોયા? પ્રોફેસર એ ઘેટાં કેટલાં હશે? તમે આશરે કહી શકો?

પ્રોફેસર:—હા ૫૨૭

ખેડુત—તદ્દન ખરું તમે એ કેમ જાણ્યું?

પ્રોફેસર:—ઘેટાં ખોડીબારામાંથી જતાં હતાં, ત્યારે મેં તેના પગો ગણી જોયા અને પછી કુલ સંખ્યાને ચારે ભાગી એટલે ઘેટાની સંખ્યા જાણી શકાય.

દારા આ પ્રમાણે પ્રાસ્તાવિક લેખ લખીને સોળ ખંડમાં બે ધર્મોની પરિભાષા અને માન્યતાઓનો અભેદ દર્શાવી એક વાક્યતા સિદ્ધ કરે છે. જુદા જુદા ખંડોમાં નીચે પ્રમાણે વિષયોની ચર્ચા કરવામાં આવેલી છે—

ખંડ વિષય

૧ પંચ મહાભૂતોની વ્યાખ્યા

૨ ઇન્દ્રિયોનું લક્ષણ

૩ ધ્યાનનું નિરૂપણ આ ખંડમાં દારા 'અજપા જપ' નામની યોગની વિદ્યાનો નિર્દેશ કરે છે આ જપ દરેક પ્રાણી જાગતાં અને ઊંઘતાં સ્વાભાવિક રીતે કર્યા કરે છે. વળી દારા કહે છે કે અમારા વેદમાં—કુરાનમાં અજપા જપનું વર્ણન કરેલું છે, પણ કુરાનને પઢનારા લોકો તે જાણતા નથી.

અજપ જપમાં બહાર નીકળતા શ્વાસમાં स એ પદ પ્રકટ થાય છે, અને અંદર જતા શ્વાસમાં अहम् એ પદ પ્રકટ થાય છે, અને આનો અર્થ सोऽहम्. (अ) हंस — તે હું છું અને હું તે છું એ પ્રમાણે થાય છે આજ પ્રમાણે સૂફી લોકો શ્વાસ ક્રિયામાં हू अल्लाह તે અલ્લાહ છે— એ પ્રમાણે અનુભવ કરે છે (**अस्मदेकात्मवादिनोऽपि-सूफीलोका पण - 'श्वासक्रियायां हू अल्लाह इति जानन्ति 'श्वासस्योपरिगमने हू इति, बहिरागमने अल्लाह इति प्रकटीभवति।**)

૪ પરમેશ્વરના ગુણો

૫ આત્મા

૬ પ્રાણ વગેરે

૭ ચાર પ્રકારનું જગત આ વિષયનું નિરૂપણ કરતાં મહાદેવ અને પાર્વતીના સંવાદરૂપ એક 'બ્રહ્મ જ્ઞાન' નામના સંસ્કૃત ગ્રંથમાંથી દારા અવતરણ આપે છે

શબ્દ અને નાદ આ વિષયમાં દારા ઓંકાર અથવા પ્રણવનું વર્ણન કરે છે

૮ પ્રકાશ

૯ ઈશ્વરનો સાક્ષાત્કાર અહીં સૂફી લોકોના ઉદાત્ત સિદ્ધાન્તનું નિરૂપણ કરવામાં આવ્યું છે

૧૦ ઈશ્વરનાં નામો

૧૧ ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલા સિદ્ધો, ઋષિઓ વગેરે

૧૨ દિશાઓ

૧૩ પૃથ્વી અહીં સેમેટિક અને પૌરાણિક ભૂગોલ— કલ્પનાનું વર્ણન કરવામાં આવેલું છે

૧૪ મહાપ્રલય અહીં દારા યોગવાસિષ્ઠ ગ્રંથમાંથી અવતરણો આપે છે

૧૫ મુક્તિ અહીં જીવન્મુક્તિ અને વિદેહ-મુક્તિ વિરાટપુરુષ ગંગા યમુના અને સરસ્વતી એ ત્રણનું ઇડા પિંગલા અને સુષુમ્ના એ ત્રણ નાડી તરીકે વર્ણન— વગેરે વિષયો ચર્ચવામાં આવ્યા છે

૧૬ દિવસ અને રાત્રી જેમાં બ્રહ્મ પ્રકટ અને ગુપ્ત રહે છે તેનું વર્ણન કરવામાં આવ્યું

આ પ્રમાણે આખા ગ્રન્થમાં દારાએ હિન્દુધર્મના મહત્ત્વના વિષયોની ચર્ચા કરીને ઈસ્લામધર્મની સાથે એકવાક્યતા કરેલી છે ગ્રન્થ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દારાને હિન્દુધર્મના સિદ્ધાન્તોનું સારું જ્ઞાન હતું એટલું જ નહી પણ આત્મસાક્ષાત્કાર કરનારા મહર્ષિઓનું ઉદાત્ત દર્શન પણ હતું ગ્રન્થને અંતે દારા કહે છે કે વિષ્ણુરૂપ આત્માની ઇચ્છાને અનુસરીને મારા મનને મન્દર પર્વત બનાવીને સંકલ્પ વિકલ્પને દેવો અને દૈત્યો માનીને વેદરૂપી સમુદ્રનું મેં મંથન કર્યું છે અને તેમાંથી આ પ્રકારનું એક જ્ઞાનરૂપી રત્ન જે દેવો અને દૈત્યો પણ સમુદ્રમંથન કરીને કાઢી શક્યા ન હતા તેવું રત્ન મેં બહાર કાઢ્યું છે દારાનો આત્મા કેટલો ઉદાત્ત હશે તેનો સહજ ખ્યાલ આ ઉપરથી આપણને આવે છે આવા પવિત્ર આત્માના વિચારોથી ઔરંગઝેબ અને ધર્માન્ધ મુલ્લાંઓ બહુ ગુસ્સે થયા હતા અને તેને પરિણામે દારાનું ખૂન થયું હતું. આપણે ઇચ્છીએ કે વર્તમાન યુગમાં અનેક દારાઓ થાય અને હિન્દુધર્મ અને ઈસ્લામધર્મના બે સમુદ્રોનો સંગમ સાધી ભારત વર્ષની શક્તિ વધારે, ઉપનિષત્કાલના ઋષિઓની માફક આપણે પણ આજે પ્રભુ પ્રતિ પ્રાર્થના કરીએ કે **सह वीर्यं करवावहै मा विद्विषावहै.**

તા. ૨૯—૯—૪૮

# 'ઉન્મેષ:' લેખક ઇન્દુલાલ ગાંધી.

કુંજવિહારી મહેતા

શ્રી ઇન્દુલાલ ગાંધીનો એક નવો સંગ્રહ ગીતો, સોનેટો અને કેટલાંક નાનાં ને કેટલાંક સુદીર્ઘ કાવ્યોવાળો બહાર પડ્યો છે. પ્રસ્તુત સંગ્રહનું આપણે પરિશીલન કરીએ એ પહેલાં એક વસ્તુ વધારે સ્પષ્ટતાથી કહેવી આવશ્યક છે. આપણા નવીન કવિઓએ જેમ વિષયની મર્યાદા ઊંચી મૂકી દીધી છે તેમ ક્રમશઃ ક્રમશઃ એ સૌએ છંદની મર્યાદા પણ ઊંચી મૂકવા માંડી છે. જેમ જેમ એ સૌનો છંદો ઉપર કાબૂ વધતો જાય છે, તેમ તેમ છંદોના કટકા કરી નાખવાનું વલણ વધ્યું છે. વળી કાવ્યોમાં વાતચીતની, રોજના વપરાશની ભાષા વાપરવાની વૃત્તિ પણ વધી છે. આનું પરિણામ એ આવે છે કે કાવ્યોમાંથી અને કાવ્યોની ભાષામાંથી મધુરતા અને કાવ્યત્વ ઓછું થાય છે. કાવ્યનો વણાટ પણ ઢીલો બને છે. આ કહેવાની જરૂર એટલા માટે છે કે આમાંથી આપણા કવિ શ્રી ગાંધી પણ મુક્ત રહ્યા નથી. ઉન્મેષમાં કાવ્યોમાં ઘણે ઠેકાણે એમણે છંદોને તોડ્યા છે અને વાતચીતની ભાષા વાપરવાના પ્રયોગો કર્યા છે. પરિણામે કાવ્યનું માધુર્ય કાંઈક ઓછું થયું છે.

આખા સંગ્રહના એકસો ચાલીસ કાવ્યોમાં કવિએ ઊર્મિપ્રધાન, વિચારપ્રધાન અને વર્ણનપ્રધાન એમ વિવિધ પ્રકારનાં કાવ્યો આપ્યાં છે. એ સૌમાં કવિની કલ્પનાના સામર્થ્યનો અનુભવ થાય છે. કવિની કલ્પના ગગનગામિની રહી છે. એને પૃથ્વી પર ફરવા કરતાં આકાશમાં ઊડવું વધારે ગમે છે. કેટલીકવાર કવિ કલ્પના રમ્ય ઉપમાઓ અને મનોહર ચિત્રો ખડાં કરે છે તો કેટલીકવાર કવિની કલ્પના કેવળ તરંગમય બની જાય છે.

આખા સંગ્રહને અભિધાન આપનાર કાવ્ય 'ઉન્મેષ' એ સંગ્રહનું એક સરસ કાવ્ય છે. એમાં નાયક પોતાની ગત પ્રિયતમાની સ્મૃતિ તાજી કરી એને સંભારે છે. સ્મરણોના પૂરમાં તણાતો નાયક પોતાના જૂનાં પ્રસંગો સંભારતાં સંભારતાં ઘણી સરસ પંક્તિઓ કહે છે. આખા કાવ્ય ઉપર કરુણ રસની આભા પથરાયલી છે.

> " જાગો, સુતાં સ્વપ્ન તમામ જાગો
> આજે મહોત્સવ વાણી-રાગનો.
> ઉઘાડી દો દ્વાર દિશાદિશાનાં
> છે આજ સુભાગ દ્યુતિ-પરાગનો
>
> * * *
>
> તિમિરપટતણી રસચાંદની
> રજનીની પદપલ્લવ તારિકા.
> અજિતને જીતવું નથી દોહ્યલું
> અહીં અજીત બની રૂપમાલિકા "

જેવી રસ ઝરતી પંક્તિઓ આપણને મળે છે. આમ છતાં શરૂઆતમાં કવિએ કરેલો છંદનો પરિહાર કાનને સારો લાગતો નથી. એથી ક્લિષ્ટતા વધી છે. એમાં દુર્બોધતા પણ ઘણે ઠેકાણે આવી ગઈ છે. " તરત જ મને ઉત્તર મળ્યો " જેવી અકાવ્યત્વ ભરી પંક્તિઓ પણ છે.

આ ઉપરાંત 'કલ્પનામુખી' 'આતિથ્ય' અને 'અરીલ મિષ્ટતા' પણ સારાં મધુર કાવ્યો છે. એમાં પ્રથમ બેમાં દામ્પત્યનો ભાવ વર્ણવ્યો છે અને બીજામાં ગુરુના જીવનનો પ્રસંગ આલેખાયો છે. 'કલ્પનામુખી' અને 'આતિથ્ય' માં કવિએ કલ્પનાના દોર છૂટા મૂક્યા છે. એનાં મધુર રમ્ય ચિત્રો આકર્ષક છે. જુઓ આપણે જોઈએ.

"આવો, આજે ઉષાનાં કુમકુમકિરણો અંજલિમાં ભરીને સ્વપ્નાંમાં સમરેલી રસકલ્પનકથા કહેવાને નિમંત્રુ, ચાલો, હું પાથરું છું કમલદલતણાં આસનો ત્યાં બિરાજો લક્ષ્મીશા, સૌભાગ્યે ઝવનરંગભર્યાં નેન ઢાળી પ્રતાપી"
(આતિથ્ય)

ઊર્મિસભાવ જાણે અંતરમભૂપામાં
ભૂમિતલે સરી ગઈ નવરંગ સંધ્યા,
એની ગુલાલભર ઝીણી ઓઢણીની
આભા પડી ઝાંખી તિમિરમાં છુપાણી.
(કલ્પનાપુષ્પ)

જેવાં મધુર, હૃદયને ગમી જાય એવાં ચિત્રો કવિએ આપ્યાં છે. સંધ્યાની ગુલાલ ભરી ઓઢણી અને એનું ભૂમિતલે સમાવવાની કલ્પના મનોહારી છે.

'ગિરનાર ટૂંક પહેલી' અને "શત્રુંજયના દર્શને" એ પ્રકૃતિવર્ણનનાં કાવ્યો છે. એમાં કવિએ કરેલા પ્રકૃતિના દર્શનની સાથે થોડું મથન પણ અનુસર્યું છે. પ્રકૃતિના દર્શનથી લાધેલા એ મથનનો ઉકેલ કવિ શોધે છે. કવિ કહે છે.

"ચડી જગ ચિંતનને ચણતરે
મેં પાછલી બારી વટાવી ચોકમાં
પ્રવેશ કીધો"

અને એમ પ્રવેશ કરી કવિ પહેલી ટૂંકને અનુલક્ષી કહે છે

"ક્યાં ડૂબ્યા તાત કહેશે તે તો
અખૂટ ઠગીઆવર બહેન લીધાં
ભાલે તને તિલક ચંદ્રમાનું
ને અંગરો કંકુ ખરે ઉષાનું."

એ જ પ્રમાણે શત્રુંજય પર કોતરાયેલી કવિતા જોઈ કવિ મૂંઝવણ અનુભવે છે. કવિ વિચારે છે કે હું કોને નમું કવિતાને કે સુન્દર મૂર્તિને?

સૌન્દર્ય ને સંયમની સજોડલે
જેણે ઘડી કોતરી આ કવિતા
તેને નમું કે મૃદુ મૂર્તિઓને?
વા આત્મબોધ મણિ મુકુટોને?

પણ કવિને આપોઆપ ઉત્તર જડી જાય છે. કવિ કહે છે.

"હું તો નમું છું અહીં હૃદયનમાં
મહેકી રહેલી કલાની સુગંધ ની
આ મૂર્તિઓના ભૂતકાલ પળની
ભૂલી પડેલી પદધૂલિને હું."

શ્રી. ગાંધીને કાવ્યોમાં પ્રસ્તારનો વધારે શોખ છે. એ પ્રસ્તારથી એમનાં કાવ્યોમાં ક્વચિત ભાવ કે ઊર્મિની પુનરુક્તિ કે ક્વચિત શિથિલતા આવી જાય છે. આથી જ એમણે લખેલાં સૉનેટો એટલાં અસરકારક બની શક્યાં નથી. સૉનેટનું સ્વરૂપ સુબદ્ધ છે. એ સુબદ્ધતા જાળવવા કવિને પડતો શ્રમ જણાઈ આવે છે અને એનો સભાન પ્રયત્ન પણ જણાય છે. ઉપરાંત એમણે સ્થાને અસ્થાને પાડેલા છંદોના ખંડોને લીધે પણ સૉનેટોમાં સુશ્લિષ્ટતા પણ જળવાઈ નથી. કવિ શબ્દોને પણ તોડી નાખે છે. કલ્પનાને બદલે કલપના કે કીર્તિને સ્થાને કીરતિ પૂર્ણિમાને બદલે પૂરણિમા જેવા શબ્દપ્રયોગો કરે છે. શબ્દો સાથે લેવાતી આ છૂટ અક્ષમ્ય બને છે અને એવા પ્રયોગો કાનને રુચિકર પણ લાગતા નથી.

અદ્યતન યુવાન કવિ પાસેથી હૃદયંગમ મધુર ગીતો મળતાં થયાં છે એ એક આનંદની વાત છે. પરંતુ ગીતોમાં સુકુમાર ભાવ, સાદું કે ગંભીર ચિંતન સરળ પ્રણાલી દ્વારા રજૂ કરવાની કલા આપણા યુવાન કવિઓમાં થોડાને જ સિદ્ધ થઈ છે. શ્રી. ગાંધી પણ પોતાનાં ગીતોમાં ભાવની રજૂઆત સરળતાથી કરે છે. કરુણ પ્રસંગ આલેખતાં એમનાં ગીતો બહુ જ સુન્દર અને મધુર છે. એમનાં કાવ્યોમાં આવી જતો પ્રસ્તાર એમનાં ગીતોમાં નથી. 'ધરતીનું રુદન' 'આવી અણી દીવીઓમે', 'તારે દ્વાર' 'એની અસવાર' મૃદુતાવાળાં અને સૌન્દર્યયુક્ત ગીતો છે. એમનાં ગીતોની ભાષા ઘરાળુ છે. લોકબોલીના પ્રયોગો પણ

ગીતોમાં કર્યાં છે અને કેટલીવાર 'વસતરો' જેવા શબ્દો વાપરી નાનાલાલીય પ્રયોગો પણ કર્યાં છે એમનાં ગીતોના ઢાળ પણ મધુર અને વિશદ પકડવાળા હોઇ ભાવને અનુરૂપ છે

આખર સમગ્રનું અવલોકન પૂરું કરતાં પહેલાં એક બીજી વાત પણ કહેવાની ફરજ પડે છે એમણે જો પોતાના સમગ્રમાં છપાયેલી ચોકખાઇ અને રહી ગએલી છાપભૂલોની શુદ્ધિ માટે વધારે આગ્રહ રાખ્યો હોત તો ઠીક થાત. આપણા સન્માનિત કવિઓ આવી ભૂલો અને અશુદ્ધિ પ્રત્યે ઉદાસીન રહે એ અક્ષમ્ય તો ગણાય જ

---

# સોમનાથને

તારા સ્મરણની રાખ પર
ને કલ્પનાની પાંખ પર
લહેરાતી દીઠી હતી તારી ધજા મેં એક દિ'
એ ગૌરવાન્વિત ગુંબજો પર આથમી અરધી સદી.

ખંડિત તારા અંગ પરના ઘાવ રૂઝાયા નથી
હૈયા અગનથી પથ્થરોના પ્રાણ બુઝાયા નથી
વિષઝંઝા એ પશુઓની પ્રબલ
આજ પણ થથરાવતી સ્થલ-જલ- સકલ,

પણ આજ તું નિર્જીવ નથી
અરૂખરૂ ખરતાં પાન જેવો શુષ્ક તારો રવનથી
કોટિકોટિ કંઠનું શ્રદ્ધાસ્તવન
તારા પુરાતન પથ્થરોમાં સીંચશે પુનર્જીવન,
રાખમાંથી રત્નશિલાઓ થશે,
એ શૂન્ય સાગરતટ ફરીથી શિવસ્તવને ગાજશે

ઇન્દુલાલ ગાંધી.

' પૂર્ણ કલાશ ચીસ્ત ભાર, પૂર્ણ કલાશ નાઇ. '
એ મૂળ બે માર જનાપી લીટીઓ પરથી.

# મહમ્મદઅલી ઝીણા

— કે. હિ. કામદાર

ઈ. સ. ૧૯૪૮ ના સપ્ટેમ્બર માસની તારીખે કરાંચીથી પાકીસ્તાનના ગવર્નર-જનરલ મહમ્મદઅલી ઝીણાનું મરણ થયાના ખબર સારી દુનિયાએ જાણ્યા. પાકીસ્તાને ત્રણ દિવસની હડતાલ રાખી અને ચાળીસ દિવસના શોક જાહેર કર્યો, જ્યારે હિન્દુસ્તાનમાં મુસ્લીમોએ એકાદ દિવસ હડતાલ પાળી, અને કોઈ કોઈ સ્થળોએ સભાઓ ભરીને લોકપ્રતિનિધિ સભાઓએ આવની બોડી શોકના ઠરાવો જાહેર પાડી બે મિનિટ માટે કામકાજ બંધ રાખ્યાની જાહેરાત કરી.

મહમદઅલી ઝીણાનું જન્મસ્થળ કરાંચી હતું, તેઓ કરાંચીમાં જ દફનવિધિ પામ્યા

ઝીણાના કુટુંબની હકીકત તેમના જીવતા કે મરણ બાદ કોઈએ બહુ આપી નથી, તેમણે પોતાનું જીવનચરિત્ર આત્મકથામાં વર્ણવીને જગતને આપ્યું નથી, દુનિયા એટલું માત્ર જાણે છે કે, તેમને એક બહેન છે, એક પુત્રી છે. અને તેમનું લગ્ન પણ વર્ષો અગાઉ તવંગર ખાનદાન પારસી કુટુંબની કન્યા વેરે થયું હતું

ઝીણા મહમદઅલીના બાપનું નામ છે, તે તેમના કુટુંબનું અવટંક નથી વસ્તુસ્થિતિ એવી છે કે, મહમદઅલી ખોજા કુટુંબના હતા, અને ખોજા લોકોમાં બાપનું નામ હિન્દુ હોય, તો પુત્રનું નામ મુસ્લિમ હોય, એટલે ઝીણા એ મહમદઅલીના બાપનું નામ હતું તેમના જન્મદાતા માતાના નામથી દુનિયા હજુ અજાણ છે થોડા વખત અગાઉ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધિ થઈ કે મુંબઈમાં તેમના એક ભાઈનું મરણ થયું છે ત્યારે જ જનતાને એવી જાણ થઈ કે મહમદઅલી ઝીણાને ભાઈ કહી શકાય તેવો એક સગો હતો

ખોજાઓ મુસલમાનો છે, અને સાથે હિન્દુઓની કોઈ કોઈ સાંપ્રદાયિક માન્યતાઓ ધરાવે છે કહેવાય છે કે ઇરાનથી એક શીઆ પીરે મુસ્લિમ હિન્દમાં આવી કચ્છ-કાઠિયાવાડના હિન્દુઓને બારમી સદીમાં મુરીદો બનાવ્યા. એમ કહીએ તો ચાલે કે, ખોજાઓ મુસ્લિમો છે, અને હિન્દુઓ પણ છે તેઓ પયગંબરને માને છે, પણ ઈશ્વરના અવતારિત્વને પણ માને છે, જો કે તેઓ મૂર્તિને પૂજતા નથી ખોજાઓનાં ખોજાખાનાં વૈષ્ણવોની હવેલીઓ જેવાં એકદમ સાદાં હોય છે તેઓ કાઠિયાવાડી બોલી બોલે છે. પુરુષો માથે બારે માથાબાંધણું વીંટે છે, કમરે ભેટ રાખે છે, ચોરણાઓ પહેરે છે, કોઈ કોઈવાર ટૂંકાં પોતિયાં પણ પહેરે છે, જ્યારે સ્ત્રીઓ ચણિયાઓ પહેરે છે, અને આખી પાટલીએ કાઠિયાવાડી સાડલો ઓઢે છે ખોજાઓ કાઠિયાવાડનાં શહેરોમાં અને ગામડાંમાં વસી ગયા છે અને અનેક કુટુંબો મુંબઈ, કચ્છ, આફ્રિકા જઈ સુખી થયાં છે મહમદઅલી આવા એક અજ્ઞાત કુટુંબમાં કરાંચીમાં જન્મ્યા હતા અને ઉછર્યાં હતા, જો કે તેમના કુટુંબીઓ સૌરાષ્ટ્રમાં આવેલા એકવારના ગોંડળ સંસ્થાનના પાનેલી નાના કસ્બાના રહેવાસીઓ હતા, એમ હવે જાણવા મળ્યું છે રેલ્વેની મુસાફરી કરીએ તો પાનેલીથી એકાદ કલાકમાં ગાંધીજીનું જન્મસ્થાન પોરબંદર આવી જાય છે!!

ખોજાઓ મુસ્ત આગાખાનીઓ હોય છે, જો કે મહંમદઅલીએ કોઈવાર આગાખાની શિષ્યત્વ સ્વીકારેલું જાહેર થયું નથી।

મહમદઅલી ઝીણા કાઠિયાવાડી બોલી બચપણમાં ઘેર બોલતા હશે, મુંબઈમાં પારસીઓ, ગુજરાતીઓ, વગેરેના સહવાસમાં વર્ષો ગાળ્યાં હતાં એટલે ગુજરાતી ભાષા લખી વાંચી જાણતા પણ હશે, પણ તેમણે કદી તે સ્વભાષા ઉપરનો અનુરાગ જાહેર કર્યો ન

હતો, ઉપરાંત ગાંધીજીએ એકવાર ગુજરાતીમાં પત્ર લખ્યો હતો, એમ ધારીને કે સ્વભાષામાં પત્રની આપલે થાય તો મહમદઅલી કાંઈક પીગળે, ત્યારે તે પત્રનું ઇંગ્લિશ સ્પષ્ટીકરણ કરવાની વેળા ગાંધીજીની ઠેકડી ઉપર ઠેકડી તેમણે મુસ્લિમ લીગની કમિટિની બેઠક સમક્ષ એક વાર કરી હતી

મહમદઅલીએ કરાચીમાં હરચંદરાય વિશનદાસ જેવા આમીલ વકીલો પાસે ધંધો કરવો શરૂ કર્યો, મુંબઈમાં હિન્દુ અને પારસી સોલિસિટરો મારફત બ્રીફ-Briefs-લઈ લાખોની કમાણી કરી, પણ સિન્ધના તે જ હિન્દુઓ સામે અને મુંબઈની તે જ હિન્દુ જનતા સામે ભયંકર બહારવટું ખેડ્યું.

મહમદઅલીએ પાકીસ્તાનની સ્થાપના કરી, ઇસ્લામને હિન્દમાં સ્વતંત્ર ગર્જના દીધી વર્ષો પછી અપાયું, પણ તેમની એક પણ "મેશાલી તકરીર" માં ઇસ્લામની ઓળખાણ વાંચવામાં આવી નથી મહમદઅલીના સાહિત્ય કળા સ્થાપત્ય ફિલસુફીના શોખ વિષે ઇસ્લામી જગત્ કાંઈ જાણતું નથી તેમની ઉર્દૂ બોલી બોલનારાઓની બાંગીતુટી હિન્દીથી આગળ નહોતી, તેમનું અરબી ભાષાનું જ્ઞાન કાંઈ નહોતું લોકો મસ્જીદમાં નહીં, પણ ખાનાખાનામાં બંદગી કરે છે. મહંમદઅલી કરાંચીમાં કે મુંબઈમાં કોઈ એકે મસ્જીદે બંદગી કરી હોય એવી ખબર હજુ લોકોને થઈ નથી જ્યારે જ્યારે તેઓ મસ્જીદોમાં જતા ત્યારે તેઓ પાકીસ્તાનનો ઉપદેશ આપતા, ભાગ્યે જ તેમણે કુરાનને સમજવા કે સમજાવવા કોઈ ધર્મગ્રંથ કે ભાષ્ય સ્થપે પ્રયત્ન કર્યો હોય, છતાં મહમદઅલી ઇસ્લામના મોટા સર્જક મુરશીદ તરીકે પ્રસિદ્ધિ પામ્યા

મહમદઅલી જાહેર જીવનને કલદાબાજની અને પ્રથમ પંક્તિના આગેવાનની દૃષ્ટિએ જોતા હતા પોતાનું સ્થાન હંમેશાં પ્રથમ રહેવું જોઈએ. દાદાભાઈ, ફિરોજશાહ મહેતા, ગાંધીજી વિગેરે હિન્દી આગેવાનો સાથે રહી પ્રથમ કોંગ્રેસમાં કામ કર્યું, તેઓ ક્રાંતિકારી નહી પણ સૂક્ષ્મ કાયદાબાજ હતા, એશઆરામના ભોગી હતા. એટલે દરેક પ્રવૃત્તિને પોતાના પક્ષના હિત સાથે ઉત્તમ રીતે સંકળાવી દેવાની યુક્તિ બરોબર જાણતા હતા. મહમદઅલી Constitutionalist નિયમોની હદમાં રહીને લડનારા હતા. પાકીસ્તાન માટે તેમણે લડત આપી ત્યારે પણ તેઓ હંમેશાં ઇ. સ. ૧૯૩૫ ના કાયદાની ઇ સ ૧૯૪૬ ના મેની ૧૬ મીની બ્રિટીશ જાહેરાતની અને ઇ સ ૧૯૪૭ ના જુનની ત્રીજીની જાહેરાતની વાતો કરતા હતા, અને નિયમ બહાર જવું હોય તો બીજા લોકો મારફત કામ લેતા હતા

ઉસ્તાદ વકીલ જે કેસ લે તેનો બચાવ બરોબર તેણે કરવોજ જોઈએ ખુનીને નિર્દોષ ઠરાવવામાં વકીલની ઉસ્તાદી પુરવાર થાય છે સાચાને ખોટું ઠરાવવું, ખોટાને સાચું ઠરાવવું તે માટે ઝીણી મોટી દલીલો ભેગી કરવી, સાચા ખોટા પૂરાવાઓ અને સાક્ષીઓ ભેગા કરવા અને નબળો ન્યાયાધીશ હોય તો તેને દબાવી પોતાનું કામ કરી લેવું એ ઉસ્તાદ વકીલની લાક્ષણિક ખાસીયત છે

મહમદઅલીનું ખોટું જીવન, જાહેરજીવન વકીલાતની ઉસ્તાદીની દૃષ્ટિએ માત્ર વિચારપાત્ર થઈ શકે છે, બીજી દૃષ્ટિએ નહી. તેઓ ઇ સ. ૧૯૨૧ સુધી કોંગ્રેસમાં રહ્યા, ત્યાર પછી તેઓ કોંગ્રેસના ગાંધીજીથી નિવૃત્ત થયા, ઇ. સ. ૧૯૩૨ થી ૧૯૩૭ સુધી ઇંગ્લેન્ડમાં વસવાટ કર્યો ઇ સ ૧૯૩૭ માં મુસ્લીમ લીગની આગેવાની લીધી, અને કોંગ્રેસ સામે જેહાદ ઉપાડી, તે વકીલાતના ધંધાની દૃષ્ટિએ વિચારપાત્ર થઈ શકે છે

કોંગ્રેસ બ્રિટીશ સાથે સહકાર કરે તો તે દેશદ્રોહ કરે છે, કોંગ્રેસ બ્રિટિશ સરકાર સામે પડકાર કરે તો તે મુસ્લીમોનો દ્રોહ કરે છે કોંગ્રેસ એશિયાની વારે ધાય તો તે હિન્દુ

## પડછાયો

ગજરાબેન મ. નાયક

વૈશાખના એક દિવસે એક ઘાસના તૃણે તાડના પડછાયાને કહ્યું, "તું ઘડીકમાં ડાબો અને ઘડીકમાં જમણો જઈ મારી શાંતિનો ભંગ કરે છે"

અને પડછાયાએ કહ્યું, "હું એમ નથી કરતો ઊંચે આકાશ તરફ જો સૂર્ય અને જમીન વચ્ચે રહેલું પેલું ઝાડ પવનમાં ઘડીકમાં પૂર્વ તરફ અને ઘડીકમાં પશ્ચિમ તરફ ઝૂલે છે"

અને તણખલાએ ઊંચે જોયું અને તેણે પ્રથમવાર એ વૃક્ષને જોયું અને મનમાં વિચાર્યું, "મારા કરતાં મોટું તણખલું દેખું."

અને તણખલું મૂક બન્યું.

## પ્રેમ અને ધિક્કાર

એક સ્ત્રીએ એક પુરુષને કહ્યું, "હું તને ચાહું છું" અને પુરુષે કહ્યું, "તારા પ્રેમને અનુરૂપ ગુણ મારા હૃદયમાં છે."

અને સ્ત્રીએ કહ્યું, "તું મને ચાહતો નથી" પુરુષ તેના તરફ એકી ટશે જોઈ રહ્યો અને કશું બોલ્યો નહિ."

ત્યારે સ્ત્રીએ શ્વાસ ખાઈ કહ્યું, "હું તને ધિક્કારું છું." અને પુરુષે કહ્યું, "તારા ધિક્કારને અનુરૂપ ગુણ પણ મારા હૃદયમાં છે"

## રેતી ઉપર

એક માણસે બીજાને કહ્યું, "વરસો ઉપર ભરતી વેળાએ લાકડીની અણી વતી મેં રેતી ઉપર એક લીટી લખી. લોકો તે વાંચવા હજી થોભે છે, અને તેનો અક્ષરે ય ભૂંસાય ન જાય તેની તેઓ કાળજી રાખે છે"

બીજાએ કહ્યું, "મેં પણ રેતી ઉપર એક લીટી લખી હતી, પણ તે ઓટ વખતે લખી હતી અને વિશાળ સમુદ્રના મોજાએ તે ધોઈ નાખી છે. પણ તમે શું લખ્યું હતું તે તો કહો."

પેલા માણસે કહ્યું, "અહં બ્રહ્માસ્મિ" પણ તમે શું લખ્યું હતું '

બીજાએ જવાબ આપ્યો, "આ વિશાળ સમુદ્રનું હું બિંદુ માત્ર છું । મેં એમ લખ્યું હતું"

## સ્વપ્નાં

એક માણસને સ્વપ્નું આવ્યું અને તે જાગ્યો, ત્યારે તે જોષી પાસે ગયો અને સ્વપ્નનો અર્થ પૂછ્યો

જોષીએ કહ્યું, "તારી જાગૃત અવસ્થામાંના તારાં સ્વપ્નાં લઈને મારી પાસે આવ, તેના અર્થ હું તને સમજાવીશ, પણ તારી ઊંઘ દરમ્યાનમાં સ્વપ્નાં પર મારા ડહાપણનું કે તારી કલ્પનાનું ચલણ નથી.'

## રાતી પૃથ્વી

એક વૃક્ષે એક માણસને કહ્યું, "મારાં મૂળિયાં રાતી પૃથ્વીમાં ઊંડે બેઠેલાં છે, અને હું તને મારાં ફળો આપીશ"

માણસે વૃક્ષને કહ્યું " આપણે બન્ને સમાન છીએ ! આપણાં મૂળો પણ રાતી પૃથ્વીમાં ભરેલાં છે અને ફળ આપવા માટે રાતી પૃથ્વી તને શક્તિ આપે છે, અને તે સાભાર સ્વીકારવા રાતી પૃથ્વી મને શીખવે છે "

## અદલા બદલી

એક વખતે ચાર રસ્તા ભેગા મળે ત્યાં એક કવિને એક મૂરખ ધનિકનો ભેટો થયો અને બન્ને વાતે વળગ્યા. તેમની વાતચીતમાં પ્રત્યેકે પોતાનો અસંતોષ વ્યક્ત કર્યો

ત્યાંથી વનદેવતા પસાર થતા હતા તે ઊભા રહ્યા, અને તેણે બન્ને પુરુષોના ખભે પોતાના હાથો મૂક્યા. અને અદ્ભુત ઘટના બની– બન્ને માણસની મૂડીનો અદલો બદલો થયો.

અને તેઓ છૂટા પડ્યા, પણ વિચિત્ર વાત છે કે, કવિએ પોતાના હાથમાં સૂકી રેતી જ અનુભવી અને મૂર્ખાએ આંખો મીંચી અને તેના હૃદયમાં તેને માત્ર ફરતું વાદળ જ જણાયું

## રાજદંડ

એક રાજાએ તેની પત્નીને કહ્યું, " હે સ્ત્રી ! તું ખરી રાણી નથી. તું એવી હલકટ અને અસભ્ય છે કે મારી રાણી થવાને લાયક નથી

તેની પત્નીએ જવાબ આપ્યો, " સાહેબ, તમે તમારી જાતને રાજા તરીકે ધારો છો, પણ તમે એક ખાલી ઘડા જેવા છો."

આ વચનોથી રાજા ક્રોધે ભરાયો અને તેણે હાથમાં રાજદંડ લીધો અને એ સોનાનો રાજદંડ રાણીના કપાળમાં માર્યો

આ જ ક્ષણે હજૂર કારભારી ત્યાં આવ્યો અને તેણે કહ્યું " મહારાજાધિરાજ, દેશના ઉત્તમ કારીગરે આ રાજદંડ બનાવ્યો હતો. અફસોસની વાત છે કે એક દિવસ આપ અને રાણી સાહેબને લોકો ભૂલી જશે પણ પેઢી દર પેઢી આ સુંદર રાજદંડનું રક્ષણ કરી સાચવી રાખવામાં આવશે. અને એનાથી તમે રાણી સાહેબના કપાળેથી લોહી કાઢ્યું છે, માટે તેનું મૂલ્ય હવે વધી ગયું છે અને તે વધારે યાદ રાખવામાં આવશે."



---

× × × ×

એક વિદ્યાર્થીએ દોડતા જતા બીજા વિદ્યાર્થીને રોકીને પૂછ્યું, " કેમ દોસ્ત આટલી બધી ઉતાવળ ? " બીજાએ કહ્યું " હમણાં જ આ રેકર્ટ બુક લીધી છે અને દોડતો એટલા માટે જાઉં છું કે કોલેજમાં પહોંચું તે પહેલા કદાચ બીજી આવૃત્તિ બહાર પડે એવી મને દહેશત રહે છે।

* * * *

મેરી કોરેલીને કોઈએ પૂછ્યું હતું કે " તમે લગ્ન કેમ નહિ કરતાં ! " ત્યારે તેણે જવાબ આપ્યો, " મને લગ્ન માટે શી જરૂર છે ? મારી પાસે કુતરો છે તે ઘૂરકે છે, પોપટ છે તે એકૂ બોલે છે, ચૂલો છે તે ધુમાડો કરે છે અને બિલાડી છે તે આખી રાત બહાર રહે છે. હવે મારે પતિની શી જરૂર !

# અનુક્રમ



વાર્ષિક લવાજમ રૂ ૬—૦—૦ આનંદપુરા, વડોદરા.

સાહિત્ય મંદિરની શાખાઓ અનંતવાડી, ભૂલેશ્વર, મુંબઇ ૨ અને ટાવર, સુરત—એ સ્થળોએ 'પૂર્ણા' ના લવાજમ ભરી શકાય છે.

## પૂર્ણા મફત મેળવવાની યોજના

### વિદ્યાર્થીઓ તથા આશ્રમોને મફત પૂર્ણા

એક સદ્‌ગૃહસ્થે આવતા વર્ષે પૂર્ણાની સો નકલો હાઇસ્કુલ અને વિદ્યાર્થી આશ્રમોમાં વહેંચવા માટે અમને લવાજમો આપવા સ્વીકાર્યું છે તો આવી સો સંસ્થાઓને 'પૂર્ણા' એક વરસ મફત મળશે જે સંસ્થાઓએ આ યોજનાનો લાભ લેવો હોય તેમણે તરત નીચેના સરનામે પત્ર લખવો. પહેલા સો માગણી કરનારાઓને આ લાભ મળશે. લખો —

શ્રી લ. પ. ક.
C/o 'પૂર્ણા'
આનંદપુરા, વડોદરા

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ] ડિસેમ્બર ૧૯૪૮ [ અંક, ૫

## જીવતી લક્ષ્મીબાઇ

વરસેક દિવસ પર દેશમા જ્યારે કોમીવાદે ઉગ્ર સ્વરૂપ લીધું હતુ ત્યારની આ વાત છે હિન્દુ મુસ્લિમો એક બીજાને સ્થળે સ્થળે કાપવા લાગ્યા, ત્યારે ગુરગાંવ જિલ્લાના ધારત ગામે આ બનાવ બન્યો હતો. આ નાનકડા ગામને શસ્ત્રધારી મુસ્લીમોએ ઘેરી લીધુ પણ ધારત ગામવાસીઓ કાયર ન હતાં જે કંઇ મળ્યુ તે લઇ તેમણે આક્રમણકારકોનો સામનો કર્યો

ઝપાઝપી આખો દિવસ ચાલી. સંરક્ષક ટુકડીના માણસો થાકતા તેને હંસા નામની એક યુવાન જાટ છોકરી પાણી લઇ જઇને આપતી એ બહાદૂર છોકરી કોઇ પણ ડર રાખ્યા વિના ભયગ્રસ્ત વિસ્તારમાંથી માથા પર એક અને કાખમા બે માટલા રાખી પાણી વહી લઇ જતી. કલાકો સુધી આ કાર્ય કરી તેણે બચાવ કરનારાઓને ઉત્સાહિત રાખ્યા

પણ હલ્લા કરનારાઓનુ સંખ્યાબળ મોટું હતું સાંજ પડી. સંરક્ષક વીરો થાકયા, એમનામા નિરૂત્સાહ પ્રસર્યો. હંસા પાણી લઇને જતી હતી, ત્યાં રસ્તે તેને બે ભાગી જતા ગ્રામયુવકો મળ્યા. હંસાએ તેમને રોકયા, તેમનાં હથિયાર પોતે લઇ લીધાં અને એક યુવકને પોતાનો પહેરવેશ આપ્યો અને તેનો પોશાક તેણે પહેર્યો. પાણીના બેડા ફેંકી દઇ તે દોડતી બચાવ કરનારાઓની હારમાં જઇ ઊભી

હંસાને આમ તેમની સહાયમા ઉભેલી જોઇ થાકેલા યુવાનોમાં ઉત્સાહ વધ્યો. તેઓએ અપૂર્વ શૌર્ય દાખવી એવી પ્રબળતાથી હુમલો કર્યો કે આક્રમણકારકો પાછા પડયા. આમ બાજી પલટાયેલી જોઇ ગામડિયાઓ વધારે ઝનૂનથી લડવા લાગ્યા અને આ હલ્લામા હંસા મોખરે ઘુમતી હતી. થોડા જ સમયમાં ગામડિયાઓએ દુશ્મનોને પરાજિત કરી ભગાડી મૂકયા. યુવાનજાટ કન્યા હંસાની શૂરવીરતાએ આખા ગામને આમ આપત્તિ અને વિનાશમાંથી ઉગારી લીધુ વીરતાના દિવસો હજી વીતી ગયા નથી એ સત્ય હંસાની પરાક્રમકથા પૂરવાર કરે છે

ર. પ. મ.

# પથ્થરનું પાણી

વાસંતી વાયરા વીત્યા, વાસંતી રંગ વીતતો,
પ્રલેની હોલિકા જેવો ચૈત્રનો સૂર્ય ઊગતો

સૂકા થયા વાવ, તળાવ, કૂવા
પાતાળ પેઠા, સરિતા પ્રવાહિતા
વિલુપ્ત અંતઃસલિલા બને, બને
અલોપ સર્વે રસનિર્ઝરો બધે

જ્યારે ના પીગળે હૈયા "મૃદુનિ કુસુમાદપિ,"
"વજ્રાદપિ કઠોરાણિ" ઓગળે એકલાં તદા.

એ તો હતો પથ્થરનો પહાડ,'ની
બિડોળ કાયા, શિર મોડકુ હતુ,
ભયંકરૂ બાહુકનુ સ્વરૂપ'તુ,
તે ઓગળે નિર્ઝરના દુકાળમાં.

ટીપે ટીપે દ્રવે કાયા આખી હૈયું ન એકનું,
બાઝે છે બાઝવે જાણે મોતી મોતી ઝાકળનાં ઘણા
ચોમાસે જલની જરૂર ન પડે ત્યારે બધે છે જલ,
સકાતે જલનો ન શોષ પડતો ત્યારે દે જલ;
ગ્રીષ્મે છે જલટાંચ, હા; જનતણા કંઠે પડે કટક
તે વેળા સહુ કુળકા ગિરિવિના કંજૂસ, દે ના રસ
ગાળો ખાધા કરી જેણે તે પાષાણ-કલેવર
નિર્ઝરે પ્રેમના વારિ, ના વારિ ઉર-અમૃત
ધીર, ગંભીર આત્માઓ રાજે ગાજે ન સાંપડે,
આત્માના બેરુ એ થાશે જ્યારે ભીડ ખરી પડે.

"પ્ર"



# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## વટપત્રની છાયામાં

વિદ્યાર્થીઓ શિક્ષકોની ખીજનાં નામ પાડી પોતાની રમૂજ વૃત્તિને, કે શિક્ષક પ્રત્યેની વેરવૃત્તિને જ ખીલવે છે એમ ભલે આપણે માનીએ. પરંતુ માત્ર આ હળવી વૃત્તિની ખિલાવટ એજ કંઈ વિદ્યાર્થી જીવનનું મુખ્ય અંગ ન કહેવાય. વિદ્યાર્થી જીવનનું ગંભીર પાસું છે, અને તેનો અસ્પષ્ટ કે અર્ધસ્પષ્ટ ખ્યાલ આવી કિશોરાવસ્થામાંજ આવે છે. અભ્યાસમાં ગંભીરતાનો ભાસ ખરે. અભ્યાસનો હેતુ સમજાય નહીં, ભણવાથી જીવનક્રમ બદલાઈ જશે, જ્ઞાન અને સંસ્કાર પ્રાપ્તિ થશે, માણસાઈ આવશે, એવા એવા વિચારો માત્ર નિબંધ લખવા પૂરતાજ કામ આવે. પરંતુ પરીક્ષા અભ્યાસની ગંભીરતાને સ્પષ્ટ કરે ખરી! આપણે પરીક્ષા પસાર ન કરી શકીએ એમ બને. હું પણ નપાસ થવાનો અનુભવ લેઈ ચૂક્યો છું. પરંતુ પરીક્ષામાં ઉત્તીર્ણ ન થઈએ એ બને તો નહીંજ ઉપર નંબર ન આવે એતો ઠીક ક્રમની ઉચ્ચતા જતી ભૂલાઈ જાય અને ઉંચી કક્ષાએ આવી સામાન્ય જૂથથી જુદા તરી આવવાનું માનવીના મોટા ભાગને ગમે ન પણ ગમે! પરંતુ નપાસ થઈ આખું વર્ષ ગુમાવવું એ જરા ખૂંચે ખરૂં. એનાં એ પુસ્તકો વાંચવામાં રસ ઘટી જાય, અને એના એ શિક્ષકોનાં મુખ આખા વર્ષ સુધી ફરી જોવાં કરવાં એ પણ બહુ હર્ષજનક તો નજ લાગે. ઉપરાંત આપણી સાથે ભણતા વિદ્યાર્થીઓ આગળ જાય, અને નીચેના વર્ગમાં ભણતા—સહજ ન્હાના—વિદ્યાર્થીઓ આપણી જોડે થઈ જાય એ સ્થિતિ જરા અપમાનજનક જરૂર લાગે! એટલે પરીક્ષાની સાથે સંકળાએલાં પરિણામ અભ્યાસમાં ગંભીરતા સહજ લાવે.

પરીક્ષાની પ્રથા વિરૂદ્ધ ઘણું ઘણું કહેવાયું છે અને હજી પણ કહેવાય છે. પરીક્ષાનાં સ્વરૂપ આછાં પાતળાં બદલાય છે પણ ખરાં. આખા વર્ષનો અભ્યાસ ત્રણ કલાક કે ત્રણ ચાર દિવસની પરીક્ષાના આકસ્માતમાં પૂર્ણ ન્યાયથી તોળાતો નથી એમ પણ કહેવામાં આવે છે. પરીક્ષકની અંગત વિચિત્રતાઓ પરીક્ષાના પરિણામને જરા હલાવી મૂકે એમ પણ માનવામાં આવે છે. સરખા જવાબ પરીક્ષા ઉમેદવારોને તપાસતાં પરીક્ષકનું મગજ પહેલા અને છેલ્લા ઉત્તરપત્ર વચ્ચે જુદા જુદા પ્રકારની ગરમી અનુભવે, અને એ પારાનું ચઢન ગઢન પરિણામ ઉપર ઠીક ઠીક અસર કરે એ પણ સાચું. પરીક્ષકોને પણ પ્રિય અપ્રિય શિષ્યો હોય, અને કદાચ સિફારસ કે સ્વાર્થ પરીક્ષાના હેતુને આકુળ પણ બનાવે. છતાં સંપૂર્ણ ન્યાય મળે એવી પરીક્ષાપદ્ધતિ અપૂર્ણ માનવી હજી શોધી શક્યો નથી એટલે પરીક્ષાની પદ્ધતિ વિરૂદ્ધ આડી વાતો બડબડાટ કરીને પણ પરીક્ષાને તાબે થવાનું જ રહે છે. પરીક્ષામાં ઉત્તીર્ણ ન થનાર વિદ્યાર્થી પરીક્ષા વિરૂદ્ધ ઘણું ઘણું કહી શકે એમ છે ઉચ્ચ કક્ષાએ ન આવનાર વિદ્યાર્થીના માબાપ પરીક્ષકના પક્ષપાત વિષે પણ ફરીયાદ કરી શકે એમ છે. બનતા સુધી અભ્યાસમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરનાર વિદ્યાર્થી પરીક્ષામાં પણ ઉચ્ચ સ્થાને આવી જાય છે, અને પરીક્ષામાં ઉચ્ચ સ્થાને આવનાર વિદ્યાર્થી જ ઘણું ખરૂં જીવનમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે પછી એની કક્ષાએ ન પહોંચનાર વિદ્યાર્થીઓની અદેખાઈ ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીને ગોખણીઓ, વેદીઓ કહી ભલે સંતોષ મેળવવા મથે! પરીક્ષામાં આમ ઘટનાનાં કેટલાંક તત્ત્વો રહેલાં છે ખરાં. બીજ પ્રસંગે પરીક્ષાની ઘટના

હારી જાય પણ ખરી છતાં પરીક્ષા વિદ્યાર્થી વર્ગમાં કોઈ પ્રકારની ખેલદિલતા જરૂર પ્રેરે છે.

રમત બહુ ખેલદિલતા પ્રેરક તત્ત્વ ન બનાય. એ શોખ બની રહે છે, ઉછરતા રુચિની વાહક બને છે, રમુજ પ્રેરે છે અને આછી સ્પર્ધાનું તત્ત્વ જીવનમાં દાખલ કરી બચ્યા બાકીના વિદ્યાર્થીઓમાં આછી ખેલદિલતા લાવે છે. રમતમાં ટોચે પહોંચવાની વૃત્તિ બહુ થોડા વિદ્યાર્થીઓમાં હોય છે અને તે ગુજરાતમાં તો વળી ઘણીજ ઓછી બની જાય છે. મહારાષ્ટ્રી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી હોવા છતાં શોખ અને ચીવટાઈની દ્રષ્ટિએ તેઓ ગુજરાતી વિદ્યાર્થીઓ કરતાં જરૂર ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે. આમ રમત ગુજરાતના વિદ્યાર્થીને તો ઘણું ખરૂં બોજારૂપ કે ટીખળ કરવા જેવું કિમ્મત રહિત તત્ત્વ બની જાય છે. હું રમતો હોકી ઠીક. ખોખો અને ક્રિકેટ મુખ્યત્વે કરીને. પરંતુ તેમાં ઉપર આવવાની ચીવટાઈ નહતી.

ક્રિકેટનો વધતો જતો શોખ વિદ્યાર્થી જીવનમાં જુદાં જુદાં સ્વરૂપ પણ લેતો. આમ તો એ રમત વ્યવસ્થિત અને ખર્ચાળ. અમુક સાધનો વગર તો એ રમાય જ નહી. એને માટે વિશાળ મેદાન જોઈએ, મેદાનમાં માપસરની જમીન જોઈએ. 'સીઝન' કે 'ડયુક' નામના બૉલ–દડા જ તેમાં આવશ્યકતા ત્યારે રહેતી. સ્હામ સ્હામે ત્રણ ત્રણ સ્ટમ્પસ જોઈએ, બૅટ જોઈએ, ત્યારે રમત રીતસરની રમાય. જો કે સારી રમતનો ડોળ કરવા માટે પૅડ્ઝ–લેગગાર્ડ્ઝ અને ગ્લોવ્ઝ પણ જરૂરી કહેવાય. આઠથી બાર પંદર ખેલાડીઓ હોય તો રમત ઠીક ઠીક રમાય. પરંતુ એવી સંપૂર્ણ સાધનસજ્જ રમત વ્યવસ્થા અમને 'એન્સ ક્લબ' માં ભાગ્યે મળતી.

પરંતુ એ આસ્વાદી રમતનો શોખ વિદ્યાર્થી જીવનમાં એવો પ્રવેશ પામતો હતો કે જ્યારે રીતસરની રમત રમતા ન હોઈએ ત્યારે બે પાંચ મિત્રો મળી ન્હાની મ્હોટી ગમે તેવી શેરીમાં અમે મેદાન જમાવી દેતા. 'પીચ' તો પાસે હોય નહીં, એટલે ઉછળતો, ન ઉછળતો ગમે તે બૉલ, અગર સારા રમનારાઓએ નિરર્થક ગણી ફેંકી દીધેલા સીઝન કે ડયુક બૉલનો અવશેષ, તે નહી તો ઉપર ચીંથરાનો વીંટેલો દેશી દડો પણ કામ લાગતો. સ્ટમ્પ્સને બદલે ઊભા રહી શકે એવા વાંસ કે લાકડાના કકડા અગર ઘાસનાં રાડાં કે ઢગલી પણ ઉપયોગમાં લેવાતાં—અરે કાંઈ નહીં તો વટેલી ખટારાની ઓઢવણીમાં અમે સ્ટમ્પો સંતોષ લેતા! રીતસરના બૅટ ન હોવાથી અમારી આ શેરીની રમત અટકતી નહીં. બૅટને બદલે દેવદારના પાટીયાં અને ઉપર ધોકા ધોવાના પાયા કે ધોકણાં પણ બૅટની ગરજ સારતાં, અને અત્યંત ખેલદિલતાપૂર્વક અમે 'રન' મેળવતા, જીતતા અને હારતા પણ ખરા! હારવાનો પ્રસંગ મ્હોટે ભાગે સ્હામા પક્ષની 'અન્યાય' નું જ પરિણામ હોવાનો! આપણી અણઆવડતથી કે સ્હામા પક્ષના વધારે કૌશલ્યથી આપણે હારીએ છીએ એમ માનવું લગભગ અશક્યજ હોય. સ્હામા પક્ષની લુચ્ચાઈ, અન્યાય, અન્યાય અને દગાબાઝી વગર આપણે હારીએજ નહીં એવી દૃઢ માન્યતા આપણા પરાજય પ્રસંગે ઉપસી આવવાનીજ પરંતુ રમતમાં બે પક્ષ હોવાથી, અને હાર જીતના પ્રસંગો બન્ને પક્ષમાં આવતા હોવાથી લુચ્ચાઈ દગાબાજીની વ્હેંચણી લગભગ સમાનતાપૂર્વક થતી. અમે હારીએ ત્યારે સ્હામો જીતનાર પક્ષ 'અન્યાય' કરી બેઠો હોય સ્હામો પક્ષ હારે ત્યારે અમારો વિજય અમારી અન્યાયનું પરિણામ સ્હામા પક્ષના મતથી હોય! શેરીની રમતમાં 'અમ્પાયર'—ન્યાયાધીશની જરૂર જ ક્યાં રહે? અને 'અમ્પાયર' હોય એવી મોટી હરિફાઈ ઓમાં પણ આપણે એને દોષમુક્ત ક્યાં ગણીએ છીએ? એમાંથી કદી ઝપડી પણ

પડાવ. પરંતુ રમતનો શોખ પાછો બીજે દિવસે બન્ને પક્ષોને ભેગા પણ કરી દેતો !

ફરી એની એજ રમત અને એની એજ અંચાઈ ! પક્ષો ભલે બદલાય !

આપણા રાજકીય અને સામાજિક જીવનમાં પણ હજી રમતઉદારતા—Sportsmanship ક્યાં ખીલે છે ?

હજી શેરીઓમાં અને ગામડાંમાં ધોકાધણાનું બેટ અને ચીંથરાંની દડી વડે રમાતી ક્રિકેટ હું નીરખું છું ત્યારે મને વડોદરાના સુલતાનપુરા તથા પંટીયાકની શેરીઓ યાદ આવે છે, જેમાં હું મારા મિત્રો સાથે આ ઢબની રમત રમતો ! માત્ર શંકા એકજ રહ્યા કરે છે: આવડી શેરીઓમાં અમે મેદાની રમત શી રીતે ગોઠવતા હોઈશું ?

જીવન પણ કલ્પના જ છે ને ?

જીવનમાં ઉપજતી સફળતા નિષ્ફળતા પણ એક માન્યતાજ છે ને !

નાનકડા જીવનમાં કેટકેટલું આપણે સમાવીએ છીએ ? જન્મ અને મરણ વચ્ચેની આપણી દોડાદોડ પણ ક્રિકેટ સરખીજ છે, નહીં ? 'આઉટ' તો થવાનુંજ ! 'રન' કાઢીને, કે કાઢ્યા વગર !

ફૂટબોલ, હોકી ત્યારે પ્રચલિત નહીં. ગુજરાતની ઢીલાશને એ જોરદાર રમતો ફાવે પણ નહીં. હજી પણ ક્યાં ફાવે છે ? ગુજરાતે ક્રિકેટમાં 'રણજી' કે 'વિજય મરચન્ટ' આપણને આપ્યા એ આપણું ગૌરવ જરૂર. પરંતુ ગુજરાતમાં હજી કોઈ ધ્યાનચંદ જન્મ્યો દેખાતો નથી.

આમ રમતો નહીં, પણ પરીક્ષાનો ભયપરોણો અભ્યાસને સહજ ગંભીર બનાવતો.

રમતની હરિફાઈ કે શોખ હળવાશ ભરી મધુરતા ઉપજાવતી. શિક્ષકો અને વિદ્યાર્થીમિત્રોના ઠઠ્ઠા મિત્રોની હળવાશ ગંભીર અભ્યાસને ગમક આપતી. આસપાસનું અવ્યવસ્થિત વાચન કાંઈ કાંઈ જિજ્ઞાસા પ્રેરતું. કૌટુમ્બિક જીવન આછા સાહિત્ય ઓપ આપતું.

પરંતુ વિદ્યાર્થીજીવન સમાજમાંથી પણ ઘણું ઘણું મેળવે છે શું ? કેટલું ? ક્યારે ? એની સમજ પૂરી પડતી નથી, એની ચોકસાઈ ભરી નોંધ પણ રહી શકતી નથી. સ્મરણના અંકોડા પણ વ્યવસ્થિત સાંકળ રચી શકતા નથી અને એમ વ્યક્તિનું જીવન વ્યક્તિને કે સમાજને એટલું મહત્વનું ક્યાંથી હોય કે તેની જન્મભરની નોંધ તે કે બીજું કોઈ ગણેજ ગણે ?

છતાં ગંભીર અસરો વિદ્યાર્થીજીવનમાં સમાજ કેમ ઉપજાવે છે તેનું એક દૃષ્ટાંત હું ભૂલી શકું એમ નથી

ઓખરાના સદ્ગત દેસાઈ રાવ સાહેબ ભાઉરાવ આષાઢી ગુરુ પૂર્ણિમા અને કાર્તિકી પૂર્ણિમાએ તેમના બે મિત્રો સહ અવશ્ય વડોદરે આવતા, અને મારા પિતાની મૈત્રી અંગે અમારે ત્યાંજ ઉતરતા. એ સ્થિતિ-સંપન્ન પ્રતિષ્ઠિત જાગીરદારની સાદાઈ બહુજ શિક્ષણીય હતી. બંગલા અને હવેલીમાં રહેનાર એ ગૃહસ્થ અમારા નાનકડા, સંકડાશભર્યા [illegible] ઘરમાં આવી એવા સમાઈ જતા કે કોઈ મોટા માણસ અમારે ઘેર આવ્યા છે એમ અમને લાગતું નહીં. નહાવાનું પાણી કાઢી લેવાની પણ તેમની તૈયારી હોય અને પોતાનાં વસ્ત્ર નીચોવી નાખવાની પણ તૈયારી હોય. અમારું કુટુંબ ઠીક ઠીક મોટું, અને રસોઈ સહુની મારાં માતા કરે. ભાઉરાવ દેસાઈ મહેમાનને પીરસવા માટે પણ તત્પરતા દર્શાવે. તેમને એ બધાં કાર્યો ન કરવા દેવાય એમાં અમારી નાનમ. પરંતુ આજના યુગમાં મહેમાનો અપ્રિય થઈ પડ્યા છે, પોષાતા નથી એમ ટીકા કરતી વખતે આપણે એટલું તો વિચારવાનું રહે છે જ કે મહેમાન તરીકે આપણે ગૃહવ્યવસ્થાનો વિભાગ બની જઈએ છીએ, કે ગૃહવ્યવસ્થાને હલાવી નાખતું ભારણ બનીએ છીએ !

આપત્તિક સ્થિતિ અને પ્રતિષ્ઠા અંગે વિશિષ્ટ ધ્યાનને પાત્ર હોવા છતાં ગુરુનુ ભાવ બની જતા શાસ્ત્રાભ્યાસ વડોદરાના એક સાધક વર્ગના એક સાધક હતા. અષાઢી પૂર્ણિમા એ આર્ય ધર્મના સર્વ વિભાગોમાં માન્ય ગુરુ પૂજનની તિથિ. આચાર્યો, સન્યાસીઓ, ગુરુભાવ પ્રેરતા સંતોનુ પૂજન શિષ્યો એ શિષ્ટ દિવસે કરી કૃતકૃત્ય થવા એમ માને. આર્ય સંસ્કૃતિમાં ગુરુનુ–આચાર્યનું સ્થાન બહુ ઊંચુ છે ગુરુ પૂજનની પ્રથામાંથી ઘણી ઘણી અનિષ્ટ અને શરમજનક કુરૂઢિઓ આપણા જીવનમાં પ્રવેશ પામી ચૂકી હતી. છતાં ગુરુ પ્રત્યેનો પૂજ્યભાવ આજ સુધી પણ શિષ્યો પાસે ગુરુ પૂજન કરાવે ગયે છે. આધ્યાત્મિક દૃષ્ટિ ઉઘાડી ઈશ્વર સાક્ષાત્કારનો માર્ગ દેખાડનાર રાહબર–ભોમિયા ખરેખર પૂજનને પાત્ર ગણાવા જ જોઈએ–જો આપણે ઈશ્વર તથા અધ્યાત્મમાં માનતા હોઈએ તો! પ્રભુપ્રાપ્તિનો માર્ગ બતાવનાર પ્રભુ જેટલું જ મહત્ત્વ પામે એ સ્વાભાવિક છે આર્ય માન્યતા પ્રમાણે 'ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વર' જેવી મહત્તાને પાત્ર છે.

એક સુંદર, ઊર્મિ ભરી–કદાચ કબીરની–કાવ્ય રચના હિંદુમુસ્લિમ ભજનીક ભજન સમારંભની શરૂઆતમાં ગાય છે જે મને પણ–નાનપણથી ન ભૂલાય એમ યાદ રહી ગઈ છે.

ગુરુ ગોવિંદ દોનો ખડે! કિસકો લાગું પાવ?
બલિહારી ગુરુદેવકી! ગોવિંદ દીનો બતાય!

આમ ગોવિંદ કરતાં પણ ગોવિંદના દર્શન કરાવનાર ગુરુની પૂજ્યભાવના આપણી ભાવનામાં ઊંડી ઉતરી ગઈ છે, જેનો અતિરેક અખા સરખા વાસ્તવવાદી પાસે એમ પણ લખાવે છે કે

ગુરુ કીધા મેં ગોકુળનાથ!
ઘરડા બળદને ઘાલી નાથ!
ધન હરે! ધોખો નવ હરે!
એવા ગુરુ કલ્યાણ શું કરે?
... ... ...
ગુરુ થઈ બેઠો હોંશે કરી!
કરે પહાણ, શકે કેમ તરી!

એક સાધક વર્ગ વડોદરામાં સ્થપાયેલો એક એવો વિશિષ્ટ વર્ગ હતો કે જે આર્ય–સનાતન કહેવાતા આપણા ધર્મને વિશુદ્ધ તેમજ શાસ્ત્રીય ઢબે સમજાવવા માગતો હતો

ઓગણીસમી સદીની છેલ્લી વીશીમાં 'સુધારા'ની સામે એક ધાર્મિક વલણ જન્મ્યું, જેનો આર્યસમાજ, થીઓસોફી તથા મણિલાલ નભુભાઈ સરખા વિદ્વાનોનો અધ્યાત્મ માર્ગ અગત્ય આવિષ્કારરૂપ ગણાય. ગુજરાતની આ ધાર્મિક હીલચાલમાં એ સાધક વર્ગનું સ્થાન બહુ મહત્વનુ છે એ વર્ગે સાહિત્ય પણ ઘણું અને સારું આપ્યું, તેમ ગુજરાતના સંસ્કારને એણે શક્તિભર્યો એક ઝોક પણ આપ્યો, જેને પરિણામે ઉચ્ચ કેળવણી લીધેલા ગુજરાતી સમાજમાં પણ આપણી તિરસ્કૃત થતી પ્રાચીન સંસ્કૃતિ માટે સદ્ભાવ અને સન્માન ઉત્પન્ન થયાં. એના સ્થાપક શ્રી નૃસિંહાચાર્યનો જન્મદિન ઘણું કરી કાર્તિકી પૂર્ણિમાએ ઉજવાતો અને ગુરુ પૂર્ણિમાએ તેમના પુત્ર શ્રી ઉપેન્દ્રાચાર્યનું ગુરુ પૂજન ઉજવાતું. શ્રી નૃસિંહાચાર્યને મેં કદી નીહાળેલા નહીં તે સમયે તેઓ વિદેહ થયા હતા અને ગુરુપદ તેમના વડીલ પુત્ર શ્રી ઉપેન્દ્રાચાર્યને મળ્યું હતું એ બન્ને ઉત્સવોમાં હાજરી આપવા ભાઉશાન દેસાઈ ગોધરાથી વડોદરે આવતા અને અમારે ત્યાં ઉતરતા.

મારા પિતા ઘણા જ rational બુદ્ધિ સ્વીકૃત આચાર વિચારમાં જ માનનારા હતા. પ્રાચીન અર્વાચીન કોઈ પણ ધર્મ, પંથ, માર્ગ કે ધર્મ સમૂહ પ્રત્યે અંધ ભર્યો સદ્ભાવ પણ નહીં, અને અંધ ભર્યો અભાવ પણ નહીં. કોઈનું ખોટું કરવું નહીં અને કોઈનું બૂરું ઈચ્છવું નહીં એ એમની માન્યતા. તેઓ ઘણી વાર પોતાનો મુદ્રાલેખ — motto અમને કહેતા:

પીધા પાપ કર્યું નહીં,
તો પુણ્ય કર્યું સો વાર

ઈશ્વરમાં તેઓ અવશ્ય માનતા, પરંતુ નિયત ધર્મોમાં ઈશ્વરની જે કાલ્પનિક મૂર્તિ ઊભી થાય છે તેવા ઈશ્વરમાં તેઓ માનતા નહીં. ઈશ્વર એ કોઈ અગમ્ય, ચરાચર વ્યાપક શુભ અમૂર્ત શક્તિ છે એવો કાંઈ તેમનો ખ્યાલ હતો. તેમના ઉપર પ્રાર્થના સમાજની સારા પ્રમાણમાં અસર હતી અને પ્રાર્થના માળામાંના સ્તોત્રો અને કાવ્યો તેમને ઘણાં ગમતાં હતાં

છતાં તેમની ઉદારતા અને મત સહિષ્ણુતા એટલી બધી હતી કે અમારા મોસાળના ઠાકોરજી શામળાજીની મૂર્તિ અમારા મોસાળમાં કોઈ ન રહેતાં અમારી પાસે આવી ત્યારે મારા પિતા તેની સેવા પણ કરતા અને મારી માતાનું મન દુભાય નહીં એ હમે અપીળ પણ પાળતા તેમને મિત્ર. સાધક વર્ગ ઉપર ખાસ શ્રદ્ધા ન હતી છતાં ભાઉરાવજી અને મારા પિતા વચ્ચેની મૈત્રી જીવન ભર ચાલુ રહી.

આ વર્ગ શું છે, તેમાં શું કામ થાય છે, એમાં વિશિષ્ટતા શી છે એનો કશો જ ખ્યાલ ત્યારે મને પણ ન હતો. માતાની પરમ વૈષ્ણવતા અને પિતાના પ્રાર્થનાસમાજી વિચારો એ બેની વચ્ચે મારા ધાર્મિક વિચારો ઘડાતા રહેતા હશે. સાચું શું અને ખોટું શું એની વિચારશક્તિ ત્યારે જરાય ખીલેલી નહીં. અને ખિલેલી વિચારશક્તિ પણ અંતે સાચી ખીલાવટ છે કે કેમ એ તો કોણ જાણે! આર્ય સમાજ અંગે થોડું સાહિત્ય જોવાતું હતું અને સુધારાની ભાવના પણ કદી કદી મન ઉપર અથડાઈ જતી હતી

મારા મોટાં ફોઈ બહુ નાની વયમાં ગુજરી ગયાં હતાં. તેમના એક પુત્ર વજેન્દ્રરાય દેસાઈ ભત્રીજા તરીકે અમારા જ ઘરમાં ઉછર્યા અને ભણ્યા. વયે મારાથી તેઓ સહજ મોટા, એટલે અમારા કુટુંબના છોકરામાં તેઓ નેતાનું માન પામતા. સશક્ત, આનંદી, રમૂજી અને વ્હાલસોયા હોવાથી તેઓ આખા કુટુંબમાં સહુના માનીતા પણ હતા. અમારા પણ હજી સુધી એક દિવસ તેમણે મને સાથમાં લીધો અને ચૂતડી ઝાંપે આવેલા નૃસિંહાચાર્યના મંદિરમાં સાંજે મને લેઈ ગયા. હું કદાચ સેકન્ડ સ્ટૅન્ડર્ડમાં ત્યારે ભણતો હોઈશ. ભાઉરાવ દેસાઈ આ મંદિરમાં જ આવે છે એવી મને ખબર પણ નહીં

મંદિર સામાન્ય મંદિર કરતાં જુદું જ હતું. મંદિર કરતાં એક સરસ બંગલાનો ઘાટ બહારથી દેખાતો. ઉપરની સળંગ ગૅલેરીમાં સ્ત્રીઓ બેઠી હતી, મોટા વ્યાખ્યાનગૃહ સરખા હોલમાં પુરુષો—સાધકો બેઠા હતા: સ્ટેજ જેવા રંગ મંડપ ઉપર નૃસિંહાચાર્યની બે ત્રણ મોટી મોટી છબીઓ મૂકવામાં આવી હતી. છબી ઉપરથી શ્રી નૃસિંહાચાર્ય બહુ દર્શનીય વ્યક્તિ લાગતા હતા. મારા પિતાએ તેમને જોયેલા ખરા. તેઓ કહેતા કે શ્રી નૃસિંહાચાર્યનો દેખાવ ભવ્ય અને આકર્ષક જરૂર હતો. સ્થળે સ્થળે મંદિરમાં તોરણો, ધ્વજ પતાકા અને સુઘડ ઝુમ્મર ગોઠવ્યા હતા. આખું વાતાવરણ સ્વચ્છ અને પ્રકાશમય દેખાતું હતું. બેઠેલા ઘણા સાધકો પણ ટોપી પાઘડી રહિત, કોટ અંગરખા વગર માત્ર પીળાં ધોતિયાં અને પીળાં ખમીસ કે પહેરણ પહેરી બેઠા હતા અને ઘણા ખરાના હાથમાં સદુપદેશ શ્રેણી નામનું પુસ્તક જોવામાં આવતું હતું. કેટલાક વાંચતા હતા, કેટલાક વાતો કરતા હતા, કેટલાક ગંભીરતાપૂર્વક સ્થિર દૃષ્ટિ રાખી બેઠા હતા. રંગમંડપ ઉપર બગલાની પાંખ જેવાં ઉજળાં વસ્ત્રો અને લાંબા વાળ વાળા કિશોરો તથા યુવકો અવરજવર કરતા હતા અને વાદ્યો ગોઠવાતાં હતાં

ભપકાભર્યા સમારંભે મને શાંત બનાવી દીધો, એટલું જ નહીં, આવડી મોટી સભામાં

ગીત આવામાં આવે તો નિદાન સંજોગ પ્રેરતો શૃંગાર આગળ ન જ આવે.

જસીવાલા આજે હમારે દેશ
તોરી સાંવરી સુરત પ્યારો ભેસ !
જસીવાલા આ જો હમારે દેશ

એ ગીત કિશોરો અને યુવાનોમાં ત્યારે પ્રિય થઇ પડેલું આમ મનાય. અમે પણ બધાને જસીવાલાનું નામ એ ગીતના શૃંગારને જેમના જળ છાંટી પવિત્ર બનાવે પણ ખરૂં છતાં ઘરમાં ' સાંવરી સુરત ' અને 'પ્યારો વેશ' પોષરવો કઠ વડીલોની સભ્યતાને અનુકુળ નપણ પડે. એને બદલે મિત્રસાધક વર્ગનો અધ્યાત્મ ભુવનનો પરિચય આપતો આઠ જરૂર કોઇના પણ સંજોગ વગર આઇ શકાય:

પ્રવાસી ! જાજે હવે તે દેશ
જ્યાં ન જની મૃતિ ભય દુઃખ ક્લેશ
પ્રવાસી ! જાજે હવે તે દેશ

નાટકના લોકપ્રિય બનતા રાગરાગણીનો શાસ્ત્રીય સંગીત હાથે વેટલો વિરોધ કરે છતાં જનતાને કંઈ કડપથી, સરળતાથી, આવકાર પૂર્વક ચડી જવાની એ લોકપ્રિય રાગોની શકિત કોઇથી તિરસ્કારી શકાય એમ નથી લોકપ્રિય બનતા રાગ પણ વિજયી બનાય

અને એ રાગ શૃંગારમાંથી ઉચ્ચીકરણ પામી વિરાગ ભક્તિ બની શાન્તરસમાં ઉતરે ત્યારે ખરેખર એ અજબ વૈવિધ્ય પામે છે અને જુદી હવનું આકર્ષણ પ્રાપ્ત કરે છે એમાં સંશય નથી

આનો અર્થ આગ્રેજ કોઇ એમ કરે કે શૃંગારમાંથી શાન્ત રસમાં જવું એ સર્વદા ઉચ્ચીકરણ—Sublimation નું સ્વરૂપ છે ! સહુની માફક મને પણ શૃંગાર રસ ગમે છે. પરન્તુ તે સમયે આવા સ્પષ્ટ ખ્યાલ મને આગ્રેજ આવ્યા હોય.

આ પછી વર્ષમાં બેવાર થતા મિત્રસાધક વર્ગના ઉત્સવોમાં—અને ખાસ કરી તેમના કીર્તન કાર્યક્રમમાં એક. અજાણ્યા શ્રોતા તરીકે મ્હેં હાજરી આપવા માંડી. ગજેન્દ્રલાલ સાથે હોય તો ઠીક. નહોય તો પણ આ ક્રમ મમાં મ્હેં અચૂક જવા માંડ્યું.

ગુરૂ પૂજન મારી જડતાને ખૂંચ્યું. ગુરૂનો છબી પોષાક અને ગુરૂના ચરણ સ્પર્શનો ખ્યાલ મને સાધકોથી દૂર અને દૂરજ રાખી રહ્યો.

જીવનમાં ગમતું હોય તે અપનાવાય. અભિમાન, અહં ઘણાં ઘણાં સત્તોને આપણાથી દૂર રાખે છે.

---

હોસ્પિટલમાં પાટાપુટી બાંધી પડેલા એક યુવાનને ધર્મગુરૂએ સલાહ આપી, " હસો એટલે તમારૂં દુઃખ ઓછું થશે. " પેલાએ કહ્યું, " હસું ? હવે મારી સારી જિંદગીમાં કદી હસીશ નહિ. બીજાની પત્ની પ્રત્યે જોઇ હસ્યો. તેથી તો મારી આવી દશા થઇ છે "

× × × ×

વસ્તી ગણતરીના કારકુને એક માણસને પૂછ્યું, " તમે પત્રકમાં તમારા પિતા અને માતાની ઉમર ૧૩૧ અને ૧૨૮ જણાવી છે, પણ તમારાં માબાપો એટલી ઉમ્મરના હોય ન શકે. " તેણે જવાબ આપ્યો, " શા માટે નહિ ! તમારો પ્રશ્ન એવો છે કે તેઓ જીવતાં હોય તો તેમની ઉમ્મર શી ? તેઓ આજ હયાત હોત તો તો તેમની વય મે જણાવી તેટલીજ હોત. "

* * * *

પ્રશ્ન— " તમારા પિતાજી શું ધંધો કરતા હતા ? "
ઉત્તર— " તે એક સાફ કરતા "
પ્રશ્ન " તે વાસીદું વાળનાર, ઘૂંટારા કે બેંકના પ્રેસિડન્ટ હતા ? "

પ્રિ૦—(ચિડાઈને) હવે મારું માથું ખાવું મૂક. દૂધ નહિ ઉતરે તો બાબાને કહેજે કે એક બચકું ભરે અને લોહીની ધાર ધાવવા માંડે.

પ્રે૦—ઉપાય તો બહુ સારો શોધી આપ્યો ! (મેડી પરથી અવાજ આવે : ભાભી ! ભાભી !)

પ્રિ૦—જા, જા, ભત્રીજાને રોતો જોઈ તેના કુમારકાકાનું કાળજું કપાઈ ગયું.

પ્રે૦—પણ હું જઈને શું કરું. એ તો આ જશે.

પ્રિ.—એમ ! ટૂંકમાં તારે મને સુખે જંપવા દેવો નથી. તો ભલે ભમ્યા કર આ સરસા- માનના ઉંદરડા વચ્ચે. હું જ મારી મેળે સૂઈ જાઉં છું (જાય છે અને સરસાહેબની પુત્રી ચિત્રપ્રભા ધસી આવે છે પ્રેમચિંતાને તેનો અકળ્તો હસેલો લાગે છે)

ચિ૦—ભાભી !

પ્રિ૦—બહેનબાઈ ! જરા જોઈને ચાલતાં હો તો ! કેવો ધક્કો લાગ્યો !

ચિ૦—માફ કરજો ભાભી. મારે જરા ઉતાવળ હતી !

પ્રિ૦—કોઈ વરઘોડામાં જવાના હશો. વેશ તો વરઘોડામાં જવા જેવો જ છે.

ચિ૦—વરઘોડામાં ! ભાભી સાહેબ નણંદોને શણગારી મોકલાવે તો તે જાય ને !

પ્રિ—શણગારે મારી દ્હેરાત. હું કંઈ તમારા ઘરની દાસી નથી

ચિ૦—ના ભાભી તમને દાસી કહેવાય ! તમે તો આ ઘરનાં મહારાણી. ફરમાવો, તમારી સેવામાં દાસી હાજર છે.

પ્રિ૦—મારી દાસી પછી થજો. પ્રથમ પોતાના દાસી થયા તો પણ બસ.

ચિ૦—તે તમારા કહેવા લગી

પ્રિ૦—તો પછી આ કુવડના અવતાર જેવાં શીદને ફરો છો ?

ચિ૦—હું કુવડ ! ને તમે પદ્મિની !

પ્રિ૦—તે તો આરસીને પૂછીએ તો ખબર પડે.

ચિ૦—એમ !!

પ્રિ૦—જુઓને આ તમારા વાળ ! જાણે પોપટના પૂછડાની ચામર

ચિ૦—ને તમારા ? કુબરી ચાકીનો માળો કે જટાળા જોગીની જટા ?

("ભાભી ભાભી" બોલતો સરસાહેબનો બીજો પુત્ર કુમાર પ્રવેશે છે)

કુ૦—ભાભી ! શો ઝઘડો માંડ્યો છે ?

પ્રિ૦—એ તો નણંદ ભોજાઈના બે ઘડીના ઠઠ્ઠા

કુ૦—ઠઠ્ઠા ! ના, ના, ના, ચિત્રબેન એટલે ઝઘડાનો પૂળો એને ક્યાં છંછેડ્યો !

ચિ૦—કુમાર અમે ઝઘડો લઈશું તો ભલે પણ તને કરવા નહિ આવીએ.

કુ૦—ભાભી તમે તમારે જાઓ ને બાબાને સમાલો અને હું સમાલીશ આ ભમરીનો ડંખો

(હસતી હસતી પ્રેમચિંતા ચાલી જાય છે.)

ચિ૦—હું તે શું ભાભીને ખાઈ જતી હતી કે વહારે દોડી આવ્યો ?

કુ૦—તારો ચહેરો તો એવું જ કહી રહ્યો છે જાણે કે હમણાં કોઈને ફાડી ખાશે !

ચિ૦—(શાંત પડી) કુમારભાઈ ! તારે બહેન વધારે કે ભાભી ?

કુ૦—જે વહાલ કરે તે વધારે. તેં મારા પર કોઈ દિવસ વહાલ કર્યું છે ?

ચિ૦—વહાલ કર આ ઉમળકે. મારું એક રજ જેટલું કામે તો કરતો નથી.

કુ૦—હાં ! હવે સમજાયું કે નસોરાં ફુલાવતી બિલ્લીબાઈ શા માટે મીઠી અમૃતાણી બન્યાં છે કંઈક કામ કઢાવવું હશે.

ચિ૦—કામ તો છે જ. અને તે માટે તો હું તને ગોતતી હતી. પણ વચમાં ભાભી નડી પડયાં.

કુ૦—તો ફરમાવો બહેન બા. સેવક તૈયાર છે.

ચિ૦—અભરાઈ પરથી મારી વીણાની પેટી ઉતારી આપને.

કુ૦—એટલીય નથી ઊતરતી ! ટેનીસ રમે છે ત્યારે તો હાથમાં દશ મરદનું જોર બતાવે છે

ચિ૦—ટેનીસની વાત જુદી અને આની જુદી.

કુ૦—જુદી એટલે ? ટેનીસ રમીએ તો મોટાં કહેવાઈએ ને વીણા ઊતારીએ તો દાસી થઈ જવાય, એમજ ને ?

ચિ૦—તું તારે વીણા ઉતારી દેને. બીજી પંચાત શીદને ?

કુ૦—તો જા નથી ઉતારતા. અમે કંઈ તારા ચાકર નથી.

ચિ૦—બસ અમો પાછો સ્વભાવ પર ! કોણ જાણે કોણે તને સેવાસમિતિનો સભ્ય બનાવ્યો છે !

કુ૦—એ બનાવ્યો છે મારી સેવાએ. અમારી આખી જવણીમાં મને કોઈ આંટી શક્યું નથી. અને સોનાના ચાંદ મળ્યા છે તે અમસ્તા નહિ હોય.

ચિ૦—એજ તો નવાઈ છે ! જવણીની સ્પર્ધામાં તો તું મોટાળા ફાળા ઉપાડે છે અને અહીં ઘરમાં એક તણખલું'ય ઉપાડતો નથી.

કુ૦—ને તું ઘરમાં કંઈ મોટી ધાડ મારી નાખે છે ?

ચિ૦—હું વીણા વગાડું છું. ચિત્રો દોરું છું, સંગીત શીખું છું. તને આવડે છે એ ?

કુ૦—હા ! બહુ આવડ્યું ! હવે રહેવા દે. ભિખારી એ ચિત્રો ને ગીતો ખાવા કામ નથી આવતાં.

ચિ૦—તારા ચાંદ તો કરડીને ખવાતા હશે, નહિ !

કુ૦—ચિરૂ મને ચીડવ નહિ નહિતો .

ચિ૦—નહિતો શું ?

કુ૦—તારા વીણાં ને વાજાં નો ભાંગીને ભૂકો કરી નાખીશ.

ચિ૦—બહુ સારો દેખાઈશ.

(સરસાહેબની પત્ની સીતાદેવી પ્રવેશે છે. તેનું મુખ ચિંતાતુર છે. આંખ ભીની છે. અવાજ ગળગળો છે )

સી૦—શો કજીઓ માંડ્યો છે ભાઈ! ક્યારેક વખત વિચારીને તો વર્તો. (સ્વગત) બિચારાં ભૂખે તરસે ચીડિયાં બની ગયાં લાગે છે.

ચિ૦—બા, આ કુમારને કંઈ કહે.

સી૦—શાંત થા ચિરૂ, શાંત થા. તું કુમારથી મોટી. તારે સમજવું જોઈએ

કુ૦—બા, હું તદ્દન નિર્દોષ છું. નણંદ ભોજાઈ બાઝ્યાં હતાં. તેમને છોડાવવા હું વચ્ચે પડ્યો તો બહેન મને ચોંટી પડી. જાણે કે ભૂ ભૂ કરતી ભમરી !

સી૦—ચિરૂ ! આ તને શોભે ?

ચિ૦—બા, આખરે તે પણ ભાઈનોજ પક્ષ લીધો, હું જ સૌને અળખામણી છું. બાપુજીને આવવા તો દે. (ધૂંધવાતી ચાલી જાય છે.)

સી૦—ચિરૂ ચિરૂ . . . . .

કુ૦—બા, ભલે જતી. જવા દે.

સી૦—કુમાર ! આજની આફતની ખબર કરતાં હજુ તારા મનમાં નથી વસી ?

કુ૦—વસી છે, બા વસી છે. ભૂખે ભૂખે આંતરડાં અમળાય છે જ્યાં હજુ ખબર પડવી બાકી રહે ? વળી .

સી૦—વળી શું ?

કુ૦—કાલે મારી પરીક્ષા છે.

સી૦—હશે.

કુ૦—હશે ? તે તો કહ્યું નિરાંતથી કે 'હશે' પરંતુ મારે તો બહુ વાંચવાનું બાકી છે

સી૦— તે શું હું 'વાંચવા લાગું' !

કુ૦—તું વાંચે તે મને શું કામ આવે ?

સી૦—તો કહે, તું મારી પાસે શું કરાવવા માગે છે ?

કુ૦—વધારે કંઈ નહિ કેવળ એક ફાનસ લાવી આપ એટલે બસ.

સી૦—ક્યાંથી લાવી આપું ?

કુ૦—તે જાણતો હોત તો હું લઈ ન આવત, તને પૂછવા આવત.

સી૦—કુમાર ! આપણા ઘરમાં ફાનસ નથી.

કુ૦—તો મીણબત્તી આપ

સી૦—તેય નથી.

કુ૦—તો હવે હું શું કરું ? હું જરૂર નાપાસ થવાનો. આખા વરસની મહેનત ફોગટ જવાની

સી૦—કુમાર ! તને તો કેવળ પરીક્ષાની પડી છે.

કુ૦—તે બીજાં બધાંની ચિંતા પણ મારે વિદ્યાર્થીને કરવાની ! તો પછી તમે વડીલો શું કરશો ?

સી૦—કુમાર ! ક્રોધ ન કર. આજ તને દીવો આપું છું

કુ૦—હવે ક્યાંથી કાઢીશ ?

સી૦—માતાજીની દેવસેવામાંથી.

કુ૦—તે તો ઘીનું કોડિયું. એનાથી તે વળી વચાય ? ચોપડીઓની માત્ર પૂજા કરવાની હોય તો ઘીનો દીવો ચાલે. બાકી એ ઝાંખા દીવે વાંચવા બેસું તો આંખ વગરનો થાઉં. નથી જોઈતું મારે એ ડોસીમાનું કોડિયું જો મારી સામે લાવીશ તો એને લાત મારીશ

સી૦—મૂરખ ! ઝાંખો કહે કે ઝીણો કહે. છતાં પૂજાઘરનો ઘીનો દીવો હતો તેથી આજે આ ઘરની લાજ રહી છે રાત્રીના ભીષણ અંધકારને ટમટમતા એકલા તારા જેવો એ ડોસીમાનો દીવો આ ઘરમાંથી ખંડેર કેટલી રહ્યો છે તે ભૂલી ન જા.

કુ૦—એ દીવાનું એટલું બધું શત છે તો પછી ઓરડે ઓરડે એની પધરામણી કરાવોને. આખા ઘરનેજ ડોસીમાનું પૂજાઘર બનાવી દોને.

સી૦—તે તારા કહેવા લગી હું ઓરડે ઓરડે ઘીનાં દીવડિયાં મૂકવાની છું.

કુ૦—તો મફજે પણ એ બધા જમાનાનું ભૂત, ભૂતદીવો મારા ઓરડામાં ન લાવતી (જાય છે)

સી૦—(સ્વગત) આ છોકરાઓ શું એમ માને છે કે હું જાણી જોઈને એમને ભૂખ્યા રાખું છું, તરસ્યાં રાખું છું (છાતી પર હાથ મૂકી) આ હૃદયનો પ્રેમ તો કહે છે કે એમને મારું માંસ જમાડું, મારું રક્ત પીવાડું પરંતુ નરમાંસભક્ષણનો જમાનો વહી ગયો છે એટલે શું કરું ? મુખ્ય દાસદાસીઓએ એક દિવસ આગળથી ચેતાવ્યાં હોત તો આ વારો ન આવત. પણ ગરીબડાં ગુલામોનું શું ગજું કે આવી હડતાળ પાડે. આ કેર કુદરતેજ વર્તાવ્યો છે કુદરત દુનિયાની કસોટી કરે છે સરસાહેબ આજે હાજર હોત તો કપાળે હાથ દઈ બેસી ન રહેત. અને તેવા છતાં તે રહેવા માગે. હું બાપડી માણસ શું કરું ! અને પેલો પ્રિયરંજન તો બાવડીનીય બાવડી નીવડ્યો તે મારે માટે મોટી પડ્યો રહ્યો છે. (જાય છે)

(સર સાહેબ આવે છે એ લાંબી મુસાફરીએથી આવ્યા છે તે તેનાં કપડાં અને ચહેરો કહી રહ્યો છે)

સ૦—(એક ખુરશી પર ફસડાઈ પડી) અંધકાર, સર્વત્ર અંધકાર સ્ટેશન પર અંધારું, નગરમાં અંધારું અને ઘરમાંય અંધારું, આખું બ્રહ્માંડ છે ને અંદર સ્મશાન-શાંતિ ઉભેગાય છે રસ્તા સૂમસામ, ગલીઓ ખાલીખમ અને મહામહ ઘરે પહોંચ્યો તો તે પણ જાણે કબ્રસ્તાન એ મંઝિલમાં ક્યાં મૂકો !

જોતો નથી આ તારો બાપ બેસી રહ્યો છે તે. (ઓરડામાં ઉંદર અથવા બિલાડી પસાર થતાં કંઈક અવાજ થાય છે તેથી મગનિઓ આવ્યો એવો આભાસ પામી) ધાસા. અત્યારમાં ઊંઘી ગયો હતો ? લે આ ટોપી ને લાકડી. પછી બૂટ કાઢ (ટોપી ને લાકડી અંધકારના ઓળાને આપે છે તે બૂટ કઢાવવા લગાવેલા પગ ખર ખરે છે) હજી નથી આવ્યો (ઘંટડીનુ બટન દબાવે છે પણ તે વાગતી નથી) આજે બધાયેજ અને ચીડવવાનો સપ કર્યો છે કે શું ? કે પછી કોઈ આગાળી ધારણે બધાને ઉપાડી દીધાં છે (પગમાંથી બૂટ કાઢી મેજ પર જોરથી પછાડે છે.) હવે તો જાણશે ને કોઈ ! (સીતાદેવી સવેગ આવે છે)

સી૦—(આશ્ચર્ય સાથે) તમે આવ્યા !

સ૦—ક્યાંથી ફૂટી નીકળી, કબરમાંથી કે શું !

સી૦—સાચુ કહ્યું તમે આજે ઘર અને ઘોરમાં બહુ ફેર નથી.

સ૦—તે અત્યારસુધી બધાં અંદર દટાઈ મૂવાં હતાં !

સી૦—દટાઈ મરવા માટે પણ કોઈ માટી વાળનાર જોઈએ તે કોઈ નથી એટલેજ દટાવાનુ બાકી છે.

સ૦—કોઈ નથી તો ક્યાં ગયા ? બધાને સામટુ કોગળિયુ આવ્યુ ?

સી૦—કોગળિયુ તો કેમ કહેવાય. બાકી બધાને વાયુ કે વાંદરુ તો ઉપડ્યુજ છે.

સ૦—શાનુ વાંદરુ ?

સી૦—હડતાળનુ.

સ૦—તે નોકરોએ હડતાળ પાડી છે પણ તે તો પાડી નથી ને ?

સી૦—હુ હડતાળ પાડીને ક્યાં જાઉં ?

સ૦—તો પછી આ વિમાની હલ્લાનો અંધારપિછોડો શીદને પાથર્યો છે ?

સી૦—મેં નથી પાથર્યો એ.

સ૦—તો કોણે ?

સી૦—એ આપો આપજ પથરાયો છે ચાવીના જોરે ચાલતી ઘડીઆળ ચાવી બંધ થતાં બંધ થઈ જાય છે આ શહેરની આજે એજ દશા છે.

સ૦—કોણે કરી એ દશા ?

સી૦—મજૂરીઓની સામુદાયિક હડતાળે તાર, ટપાલ, ટેલિફોન, ટ્રામ, વિજળી, નળ, બધાં બંધ થતાં જીવતુજાગતુ શહેર મરણ પથારીએ સૂતુ છે.

સ૦—આગ લગાડો એમને પણ પગ ઊગ્યા છે ! મજૂરોને પણ મસ્તી સૂઝી છે ! એમને ખબર નથી કે આ રાજ કોંગ્રેસ સરકારનુ છે, પોપાબાઈનુ નથી સહવારે એની વાત. પણ હા, અત્યારે એકાદ દીવો તો કર.

સી૦—દીવો શાનો કરૂ ! નથી ફાનસ, નથી મીણબત્તી, નથી તેલ કે નથી દીવેલ.

સ૦—ચિમનને કહેવુ હતું ને બજારમાંથી લઈ આવત.

સી૦—ચિમન જો બજારમાં જાય તો પછી જોઈએ શું ? એ તો કહે છે કે હું સરસાહેબનો પુત્ર, કોલેજનો પ્રોફેસર તે એ બાઈમનો નોકર બનુ ત્યારે ને, અને બજાર બંધ હોય તો દુકાને દુકાને જઈ ભીખ માગુ ત્યારે ને.

સ૦ માજીની ઓરડીમાં આરતીના દીવો હશે ને !

સી૦—છે.

સ૦—તો જા લઈ આવ એ ઘીના દીવા. (સીતાદેવી જાય છે) ઠોકરનિ ઓઢ્યતી જજે.

(સર સાહેબ આંટા મારે છે પ્રથમ પ્રવેશે છે ચિરપ્રભા તે પહેલાં જેવી જ પ્રભાહીન છે)

ચિ૦—(હાંફથી) પપ્પા ! પપ્પા ! તમે આવ્યા !

સ૦—હા ચિરૂ આવ્યો. પણ તારી આ દશા !

સિં૦—નહાવા પાણી શોધ્યું તો પાણી-ભારી ખાલી, પહેરવાં કપડાં શોધ્યાં તો તે ધોબીના ઘરે પછી બીજું શું થાય ? આ એક દિવસ તો એક જુગ જેવો લાગ્યો. (કુમાર પ્રવેશે છે)

કુ૦—બાપુ !

સ૦—(દુ:ખદ સ્વરે) ભાઇ ! તારું થનથનતું યૌવન ક્યાં ગયું !

કુ૦—ભૂખના ચૂલામાં બળી ગયું

(પ્રિયરંજન પ્રવેશે છે.)

સ૦—પ્રિય ! મંદિર ગયો છે કે શું ?

પ્રિ૦—ના બાપુજી ! અત્યારે તો ગયો નથી પણ સહવારે ઊઠીશ ત્યારે તો તેવોજ ઊઠીશ.

સ૦—પ્રિય ! આવી નબળાઇ તને છાજતી નથી.

પ્રિ૦—છાજે કે ન છાજે પરંતુ માગવાથી દાસદાસીનાં કામ નહિ થાય. કોઇ જુએ તો શું કહે !

સ૦—અને કોઇ બધાને ભૂખે મરતા જુએ તો શું કહેશે તેનો ખ્યાલ નથી કર્યો ! ખ્યાલ કે ખ્યાલ મને તો કંઇ સૂઝતું નથી બુદ્ધિ બહેર મારી જાય છે

(સીતાદેવી આવે છે)

સ૦—દીવો ક્યાં છે ?

સી૦—માજી કહે છે કે દેવમંદિરનો દીવો મારા હાથમાં નહિ છાજે.

સ૦—તો શું આપણે અંધારામાંજ રહીશું ?

સી૦—ના માજી પોતેજ દીવો લઇને આવે છે.

સ૦—એમાં પણ તારું હૃદય પત્થરનું છે કે પોચું એવું માતાનું ! મા જેવી મા જીવતી મરી છે ને છોકરાંને ભૂખ્યાં રાખ્યાં, તરસ્યાં રાખ્યાં, નદી કદિ ભરેલો છે છતાં કોઇ નાહ્યું ધોયું નથી. ભરી જલભંડારના કિનારે બધાં પાણી વિના ટળવળે છે આહા ! (ચહેરા પર વ્યથા પથરાય છે.)

પ્રિ૦—બાપુજી ! તમેય શું ગાંડું ગાંડું બોલો છો ? પાણી નદી પર જઇને તે પીવાય. તો પછી ચકલી ચીબરી ઢોર ઢાંખર અને અમારામાં શો ફરક ? વળી નદીમાં નહાવાય પણ કેવી રીતે ? ચારે તરફથી ઉઘાડું. ત્યાં નહાવા બેસીએ તો માનમર્યાદા કેમ રહે ? અને વળી શરદી લાગી જાય તે તો વધારામાં.

સી૦—સાંભળ્યું હવે આપણું જીવનજ એવું છે કે આપણાથી બધા કરે તે થાય નહિ. આ જુઓને ઘરમાં ધાન્યનો કોઠાર ભર્યો છે છતાં બધાં ભૂખ્યાં રહ્યાં છે ?

સ૦—રહ્યાં છે તે તમારી આળસે લાડુવડુને ટોકરી ત્રણ ત્રણ જણાં છો. તોય ઘેર બરિરની ખીચડી ન રંધાય.

સી૦—મારી ચિંતા ખરીને તે પર રહી ત્યારે ઘરમાં નથી ચૂલો કે નથી ઇંધણું. પછી રાંધીએ શાનાથી ?

સ૦—તો શું બધાંએ ભૂખ્યાંજ સુવાનું છે (સ્વગત) ના. ના તો તો આપણી માણસાઇ લાજે. મારાથી એ નહિ ખમાય. આ તે શી અવદશા ! પરતંત્રતા ! ગુલામો પર સરદારી કરતાં કરતાં ધણીઓ પણ ગુલામ થઇ ગયા. આજે અમે છતે અંગે અપંગ, છતે ધને નિર્ધન અને છતે અન્ને ઉપવાસી છીએ. કેવી ગુલામી ! ઓ વિદ્યા ! ઓ વિજ્ઞાન ઓ સરકાર ! ઓ સભ્યતા ! તમે અમને મુક્ત કર્યા છે કે કેદી ! યંત્ર ! ઓ જંતરમંતર ! તેં અમને હલાવ્યા ફુલાવ્યા, અધરે ચડાવ્યા, આસમાને ઝુલાવ્યા પરંતુ ઉલટું સરવાળે તો બનાવ્યા છે પાંગળા. ઓ વિદ્યા ! ઓ વિજ્ઞાન ! હટો દૂર હટો. તમે અમને આંધળા કર્યાં, લંગડા કર્યાં, અરે સ્વત્વ ને સત્ત્વ વિનાનાં નાચતાં હાડપીંજર બનાવ્યાં. આજથી હું અમે ક્રમમાં હતા.

# એ કોણ હતો ?

મણિભાઈ દ્વિવેદી

સત્તરમી સદીના પાછલા ભાગમાં અને અઢારમી સદીના પૂર્વાર્ધમાં દેશમાં પીંઢારાના ઉપદ્રવો વધી ગયા હતા

પીંઢારાઓનાં તીડીઓ ધાર્યા ગામ પર ક્યારે તૂટી પડશે અને ઘરને ખેદાન મેદાન કરી ચાલી જશે એનો કાંઈ ભરોસો થતો નહી સૌને ઊંચે શ્વાસે જીવવાનું હતું એ સમયે પીંઢારાઓ નવસારી અને તેની આજુ બાજુના ગામો પર પણ આવી તૂટી પડતા[1]

એ જમાનામાં નવસારી પાસેનું મરોલી પણ એક પરગણું ગણાતું અને મરોલીના અનાવિલ દેસાઈઓની જેમ ત્યાંના દસોંદીઓ પણ જાગીરો ભોગવતા વસી ઉભરાટને દરીઆ કાંઠે મીઠાના અગરો હતા અને તે લેવા મલેચ–ભાદાની હાલની બાંઠવાડે વણજારોની અવર–જવરથી એ સુની વાટો ત્યારે ખળ-ભળતી હતી. મીંઢોળાનો પ્રવાહ ત્યારે મરોલી ગામના કાંઠાઓને ધસાઈને નહી પણ સચીન તાબાના કનસાડ ગામના તળીઆરા આગળથી મરોલી નજીક થઈ કરાખટ ગામ તરફ કમળ ત્રાંસો આવી આગે ધસાઈને સાગર તરફ જતો હતો સાગર મુખ પાસે આવ્યાથી ભરતીના પાણીથી જામતા કાંપના થરનો ખારપાટનો ભાગ નદીના સામા કિનારાથી સુરત જીલ્લાના તલંગપોર ગામના તરફના વિસ્તારમાં પથરાયો હતો આજે તો નદીએ કરાખટની ઝાડે છોડી છે અને મરોલીથી પણ પાછી કનસાડ બાજુ ખસવા માંડી છે મીંઢોળાના એ જૂના પ્રવાહના સમયનો આ બનાવ છે.

એમ કહેવાય છે કે એ જમાનામાં એક વખત કેટલાક પીંઢારાઓ લૂંટફાટ કરતા તલંગપોર ગામ પર તૂટી પડ્યા મરોલી અને ત્યાંથી તેઓ મરોલી પરગણામાં ધસી આવનાર છે એવી ખબર મળતાં લોકોના હોશકોશ ઉડી ગયા. સૌ પોતપોતાની માલ-મિલ્કત કે સામાન વગે કરવાની ધમાલમાં પડ્યા દૂર દૂરથી ધસી આવતા મુસીબત માણસોનો સમૂહ જમાવી સામી ટક્કર આપી મારી હઠાવવાના વિચાર કરવા કરતાં એવા પ્રસંગોમાં પોતપોતાની સલામતી શોધી લેવાના અખતરા અજમાવવા તરફ વળનાર માનવ બધાઈ ગયું હતુ આજ આવશે, હમણાં આવશે, આ દેખાયા અને હવે શું થશે એવા જ કંઈ ફફડાટમાં સૌ અધમુઆ જેવા થઈ ગયા હતા, ત્યાં એક મર્દનો બચ્ચો મેદાને પડ્યો અને પીંઢારાના ધાડાને ઠેકાણે પાડી દેવાનું બીડું તેણે ઝડપ્યું. કરાખટ અને મલેચની વચ્ચે નદી કાંઠેથી ઉતરી સામે કિનારે જામેલા કફ ( ચીકણો નરમ કાદવ ) માં અપોઆપ પગલાં ગોઠવતો અને ઉપાડતો તે પીંઢારાઓના પડાવ તરફ ધસ્યે જતો હતો જે કોઈ માણસોએ આ સાહસની વાત સાંભળી તે એને મૂર્ખાઈનું પગલું ગણી ગાંડપણની નિશાની તરીકે લેખવા લાગ્યા પણ સમાજના આવા માનદ શિરપાવની પરવા કર્યા સિવાય તે તો એક નેમ પર આગળ ધસ્યે જતો હતો એની નેમ હતી—" આજે મારે પીંઢારાઓને ઠેકાણે પાડી દેવા " એ સામા કાંઠાનો લબાણ કફ અને ખારપાટની ધગતી ઓળંગી કાંઠે પહોંચે ત્યાં તો પીંઢારાઓ પણ ઊંટ અને ઘોડા પર લૂંટનો માલ લાદી નદી કાંઠે આવી પહોંચ્યા.

પીંઢારાઓના આવવાની ખબર મળતાં ઘરબાર છોડી દૂર નાસી જઈ લપાઈ ગયેલા ગામ લોકમાંથી તો કોઈ પીંઢારાની આંખમાં કામ લાગે એવું માણસ આવેલું નહીં અને અજાણી નદી ઓળંગી એમનો મનસુબો મરોલી પરગણામાં તૂટી પડવાનો હતો એટલે એ નદી સલામત ઉતારે એવા કોઈ ભોમીઆની જરૂર પકડવાની તેઓ પેરવીમાં જ હતા ત્યાં નદીના પટ તરફથી માણસ આવતો દેખાતાં તેમને થયું કે બસ હવે બેડો પાર છે નદીની

૧. તવારીખ નવસારી. પૃ. ૨૫૩–૨૫૫

પારથી આવનારો ભીલ્લુ રસ્તાનો જાણકાર જ હોય એટલે જેવો એ હાંક આવ્યો કે તરત જ તેમણે એને પકડી રસ્તો બતાવવા કહ્યું

આ માણસે પણ ચહેરા પર કોઈ પણ ગભરાટના ચિહ્નો કે ફેરફારોની નિશાની બતાવ્યા સિવાય ઠંડે કલેજે જણાવ્યું —

"જુઓ, આનો દરીઆની પાસે આવેલી નદી એટલે ભરતી-ઓટ પાણીની ચઢઉતરથી એના ભાઠાઓ ઢીલા કાદવથી ભરપૂર હોય એમાં ચાલવામાં મહેનત રહેલી છે વળી ઉતાવળે પગ મુકવાથી લપસી પડવાની પણ દહેશત રહે માટે કાદવમાં દાબીને પગ મૂકવો જોઈ. નદીમાં પાણી વધારે નથી પણ ભરતીના પાણી આવવાનો વખત થયો છે એટલે તમે મારી પાછળ એક પછી એક ચાલશો તો કદાચ પાછળવાળા માટે ભય ઉભો થશે. એના કરતાં તમે લાંબી સીધી હારમાં ગોઠવાઈ મારી પાછળ પાછળ આવો અને ભાઈ સાહેબ, મારી મહેનતની પણ થોડી કદર કરજો."

આવું આવું કહેવાથી પીંઢારાઓને પણ એની વાત પર ઈતબાર થયો. અને તેના કહેવા મુજબ સીધી હારમાં ગોઠવાઈ તેઓ નદીના કાદવ તરફ ઝડપથી આગળ વધવા લાગ્યા. ઉંટ અને ઘોડાઓને પણ સપાટા લગાવી તેમણે કાદવમાં નાખ્યા અને દાબી દાબીને પગ માંડવા માંડ્યા. મહા મુસીબતે પાંચ-પંદર કદમ આગળ તો ગયા પણ પછી તો પાછા ફરી શકાય એમ પણ ન રહ્યું અને કફમાં પગ દાબી આગળ ધસવા પ્રયાસ કરે તેમ તેમ તે કફમાં ઉંડા અને ઉંડા ઉતરતાં જાય. જનાવરો પણ પેટ સુધી તેમાં ફસાઈ પડ્યાં અને છતાં નીચે ઉતરતાં જાય. સંધ્યા કાળના આછાં અંધારા પથરાતા સુધીમાં તો એ આખી ટોળીને ટોળી ગળા સુધી કફમાં ઉતરી પડેલી જણાઈ. સવાર થતાં પીંઢારા કેટલેક છે એની ખુપાઈને તપાસ કરનારાઓને નદીના પટમાં કોઈ કોઈ જનાવરના માથાનો ભાગ કાદવની ઉપર જણાવા સિવાય માનવીનું નામ નિશાન જણાયું નહી. આમ ખુપી મારીથી આખી સાંજની કફના પાટમાં પીંઢારાઓની આગળ ધસવાની બાકમથલ જોનારા તો સાનમાં એ બધું શું બની ગયું એ સમજી ગયા અને જે જવાંમર્દે આ જાલીમ ટોળા પાસે પહોંચી એમનો આવો કરૂણ ફેજ કરવાની સફળ તરકીબ અજમાવી પરગણાને આફતમાંથી ઉગાર્યું, તેના પર સૌ આફરીન થઈ ગયા પણ કહે છે કે પીંઢારાઓને મોખરે ડગ માંડતો અને કાદવમાં ઉતરતા જતાઓને પગ દાબીને મૂકવાની સાંજ સુધી હાકલ કરતો એ પણ સંધ્યા બાદ બીજી પરોઢે સામે કાંઠે દેખાયો નહી

આ પછી પીંઢારાઓની કોઈ ટોળી એ વિભાગમાં ફરકી નથી પણ ત્યારે પરગણાની પ્રજાના જૂંડા હાલ થતા બચાવવા ખાતર પોતાની દેહના દાન આપી પીંઢારાઓના આ હાલહવાલ કરનાર ભેવડી છાતીનો એ કોણ હતો ? કહે છે કે એ હતો સાગર ખેડનારી કોળી કોમનો એક ભડવીર.

ભુતાવળોમાં અશ્રદ્ધા રાખનારાઓના કોઈ જુના બુઢ્ઢા તરફથી એવી વાત બહુ વિશ્વાસપૂર્વક કહેવામાં આવે છે કે મગાસે ભાદા અને કરાખટની વચ્ચેના નદી કાંઠાના સામી બાજુના પટ પર જ્યાં પીંઢારાઓ કફમાં સમાઈ ગએલા એ તરફ અમાસ-એકમની કોઈ કોઈ કાળી રાતે "આગે બઢો આગે બઢો" ના જાણે કોઈ પોકાર કરતું ન હોય એવા પડઘા, આજ પણ સંભળાય છે અને નીતરતી રાતના આછા અજવાળામાં ઘોડાઓના મોટા ઓળા જાણે હાલતા ચાલતા ન હોય એવો ભાસ થાય છે. ધાડ ધાડના ઓળા રહી ગયા

# વાસનાનો અંત

પંકજ

[ ૧ ]

ઉપાલમ્ભના શ્રાવસ્તીના નગરશેઠની પુત્રી હતી. પિતાની લાડકી હોવાથી, અદ્વિતીય સૌંદર્યની સાથે તેનામાં અભિમાનની માત્રા પણ વિશેષ હતી. તેનું સૌંદર્ય એક લોકવાયકા પ્રમાણે સર્વત્ર જાણીતું થયેલું. એ રૂપમાં મોહિત થઈને અનેક યુવકો શ્રાવસ્તી આવતા, પરંતુ ઉપાલમ્ભનાના ઉદ્ધત અને શુષ્ક ઉત્તરો સાંભળી નિરાશ થઈ પાછા ચાલ્યા જતા. તેના આવાસમાં યુવકોની ભીડ હંમેશ રહેતી, પરંતુ હજી સુધી તેને કોઈ સુયોગ્ય કાંત મળ્યો ન હતો.

[ ૨ ]

"ઉપાલમ્ભના ! આ તારું સૌંદર્ય સ્વર્ગની અપ્સરાને પણ લજવે છે. એ રૂપની પ્રશંસા હું તક્ષશિલાથી સાંભળતો આવ્યો છું. તમારા રૂપના દર્શન પછી આ ઓદેશી સંકેત, તમારો ઉપાસક બન્યો છે."

"સંકેત ! તમારા શબ્દોથી હું ઘણી પ્રસન્ન થઈ છું. પરંતુ ઉપાસકની ઉપાસના ગ્રહણ કરવી કે નહી એ તો ઉપાસ્યની મરજીની બાબત છે."

"દેવિ ! હું ઈશ્વરને હાજર જાણી કહું છું કે મારી ઉપાસના શુદ્ધ અને દિવ્ય છે."

'રાજપુત્ર ! આજ સુધી લગભગ પ્રત્યેક યુવકે આવી ઉચ્ચાર્યાં છે.'

'તો પછી મારે એમ સમજવું કે મારા પ્રેમની તમને પરવાહ નથી ?'

'એ પ્રમાણે જો હું પ્રત્યેક પુરુષના પ્રેમની પરવાહ રાખું તો વિક્ષિપ્ત થઈ જાઉં.'

'મારા પ્રેમમાં કંઈ ખામી હોય તો હું તે સુધારવા તૈયાર છું.'

'મારે એ બધી લાંબી ચર્ચામાં ઉતરવું નથી. મારે તમને સંક્ષિપ્તમાં કહેવું જોઈએ છે કે હું તમને વરી શકું તેમ નથી.'

'મારા હૃદયને આમ ચૂર્ણ કરવાથી તમને શો લાભ થશે ?'

'મારો પ્રેમ મેળવ્યા વગર મારા પર પ્રેમ રાખનાર પરિણામને માટે પોતે જ જવાબદાર છે, હું નહિં.'

ઉપાલમ્ભના ગઈ. યુવક થોડીવાર સુધી ચૂપ રહ્યો. આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, તક્ષશિલાથી શ્રાવસ્તી સુધી રસ્તે આવતાં સેવેલાં સ્વપ્નો તૂટી પડ્યાં. તે બહાર આવ્યો અને શૂન્ય આકાશ તરફ જોતો જોતો ચાલવા લાગ્યો.

[ ૩ ]

પ્રાતઃકાળનો સમય હતો. શ્રાવસ્તીના દ્વારો ખુલ્યાં મુકાયાં. લોકોનું આવાગમન રસ્તા પર થવા લાગ્યું. ઉપાલમ્ભના બારી પાસે ઊભી કંઈક વિચાર કરતી હતી. નીચે જતા આવતા લોકોની દૃષ્ટિ એની બારી તરફ સ્વાભાવિક ખેંચાતી. થોડીવાર પછી બે યુવકો ઘોડેસ્વાર થઈ આવતા દેખાયા. તેમની પાછળ બીજા થોડાક નોકરો અને વાહનો હતાં. તેમના વેશ પરથી તેઓ પરદેશી લાગતા હતા. એક યુવક અપૂર્વ કાંતિવાળો અને મહાન તેજસ્વી ચહેરાવાળો હતો અને બીજો એક સાધારણ માણસ જેવો લાગતો હતો. પ્રથમ યુવકની દૃષ્ટિ રાજમાર્ગ તરફ હતી. અને દ્વિતીયની દૃષ્ટિ ચારે તરફ સૌંદર્યના નિરીક્ષણમાં ફરતી હતી. ઉપાલમ્ભના પ્રાસાદ આગળ આવતાં જ દ્વિતીય યુવકની દૃષ્ટિ ઉપાલમ્ભના પર પડી, અને તેનાથી અનાયાસે બોલાઈ ગયું. 'ઓહ ! કેવું અદ્વિતીય સૌંદર્ય !' પ્રથમ યુવકે સહેજ ઉપર દૃષ્ટિ નાખી મુખ નીચું કરી લીધું અને આગળ ચાલ્યો. દ્વિતીય યુવક પણ ચાલ્યો.

ઉપાલમ્ભનાએ પણ એ યુવકને જોયો અને તેની અન્યમનસ્કતાને પણ પારખી લીધી. તે વિચારમાં પડી. અત્યાર સુધી કોઈ પણ

માણસ એનું મુખ જોઇને તે તરફ જ પોતાની દૃષ્ટિ ગયા વગર રહેતો નથી. પરંતુ આ યુવકને ઉપાલમ્ભના સૌંદર્યનું મૂલ્ય કંઇ પણ ન લાગ્યું. કદાચ પોતે કુરૂપ હોઇ સૌંદર્ય પર તિરસ્કાર બતાવતો એમ હોય પણ એ યુવકને માટે હતું નહીં ઉપાલમ્ભના વિચારવા લાગી, યુવક ઘણો સુંદર હતો, તેજસ્વી હતો, અત્યાર સુધીના આવેલા પ્રણયપ્રાર્થીઓની માફક નિર્લજ્જ પણ ન હતો, તેની પીઠ પર બેસવાની ઢબ પણ વીરોચિત હતી ઉપાલમ્ભના ને લાગ્યું કે તે યુવકની પાછળ અજ્ઞાત રીતે આકર્ષાઇ ગઇ હતી. આકર્ષણનું પરિવર્તન જીજ્ઞાસામાં થયું. તેણે તરત પોતાના ભૃત્યને બોલાવ્યો.

"ભારત ! તું પેલા બે ઘોડેસ્વારોની પાછળ જા, અને તેમની સર્વ હકીકત લઇ આવ !' ઉપાલમ્ભનાએ કહ્યું.

"વારૂ બહેન !" ભારત બોલ્યો અને ગયો

ઉપાલમ્ભના ફરી વિચારવા લાગી યુવક સુંદર અને વીર હતો એમ તેને ફરી-ફરીને લાગ્યું. એકાએક એક કાબરો જાણે કર્કશ સ્વરે હસી પડ્યો. માનવ જાતિની નિર્બળતા પર, સંયમ પાછળ નિષ્ફળ દોડતાં સૌંદર્યની ધૃષ્ટતા પર.

[ ૫ ]

શ્રાવસ્તીની રાજઅતિથિશાળામાં તે મુસાફરો પોતાના ભૃત્યો સાથે ઉતર્યા. સર્વ વસ્તુઓને વ્યવસ્થિત કર્યા પછી તે સુંદર યુવક બોલ્યો, 'આનંદ ! આપણે અહીં ત્રણ દિવસ રહીને અયોધ્યા જઇશું'

'જેવી આપની ઇચ્છા' આનંદ બોલ્યો

આપણા પર્યટનનો વૃતિકાલ પુરો થવા આવ્યો છે પરંતુ ચેદિથી કંઇપણ સમાચાર મળ્યા નહિં'

'આજે મારા ધારવા પ્રમાણે આપણને સમાચાર મળવા જોઇએ'

'ઠીક જોઇએ સમાચાર મળે છે કે નહીં' બન્ને નિત્યકર્મમાં પડ્યા. ઉપાલમ્ભનાનો ભૃત્ય આવ્યો, આનંદને બહાર બોલાવ્યો અને સર્વે હકીકત પૂછી 'મારા સ્વામીનું નામ સમુદ્રગુપ્ત છે અને ચેદિના નગરશેઠના પુત્ર છે, અમે મુસાફરીએ નીકળ્યા છીએ, ગાન્ધાર સુધી ફર્યા પછી અમે પાછા ચેદિ જઇશું' આનંદે કહ્યું

'અહીં મુકામ કેટલા દિવસ સુધી રહેવાનો છે ?' ભારતે પૂછ્યું,

'ત્રણ દિવસ સુધી રહીશું અને અયોધ્યા જઇશું' આનંદે કહ્યું

[ ૬ ]

ભારતે આવીને ઉપાલમ્ભનાને સર્વ હકીકત કહી. ઉપાલમ્ભનાએ સમુદ્રગુપ્તને પોતાને ત્યાં ભોજનને માટે નિમંત્રણ મોકલવાનું ભારત ગયો, ઉપાલમ્ભના ફરી વિચારવા લાગી. ચેદિના નગરશેઠને ત્યાં સમૃદ્ધિની કંઇ ખોટ તો નહીં હોય. તે ફરી તર્ક કરવા લાગી, સમુદ્રગુપ્તને સૌંદર્ય તરફ પણ નિરાસક્તિ હતી. તેણે પોતાના પિતાને પૂછાવ્યું કે જો તે સમુદ્રગુપ્તને પરણે તો તેમને કંઇ વાંધો હોય તો ખબર આપવી પિતાએ અનુમતિ મોકલી ઉપાલમ્ભનાને સમુદ્રગુપ્તનું આકર્ષણ કેમ કરવું તેની સમજણ પડી નહીં. રૂપ, વૈભવ યૌવન, કળા, નૃત્ય બધું એક પછી એક વિચારી જોયું પરંતુ તે કંઇ નિશ્ચય પર આવી શકી નહીં હવે આજે પ્રતીત થવા લાગ્યું કે પોતાની પાછળ ભટકતા પ્રેમીઓની પ્રેમ મેળવવાની નિષ્ફળ ચેષ્ટાઓમાં જે પ્રમાણે કોઇક વખત બુદ્ધિનું પ્રમાણ અલ્પ હતું, તે જ પ્રમાણે તેનામાં પણ આકર્ષણના પ્રબળ આક્રમણે બુદ્ધિનું પ્રમાણ ઘટવા માંડ્યું હતું.

૭

આનંદે આવી સમુદ્રગુપ્તને કહ્યું, 'દેવ આજે આપણને નગરશેઠનું આમંત્રણ છે.'

સમુદ્રગુપ્ત ચમક્યો અને પ્રશ્ન કર્યો, 'આગંતુકને આમ આમંત્રણ આપવાનું કારણ ?'

"એમને તમારો પરિચય મળ્યો છે તે માટે જ કદાચ હોય !"

"વાહ ! નગરશેઠને ધન્યવાદ કહેવડાવી દે !"

તે વિચારમાં પડ્યો. ચોકીથી નીકળ્યો ત્યારે તેની પત્ની અરુણાએ અજ્ઞાત ભયની આશંકા ઉઠાવી હતી અને જવા ના કહ્યું હતું. પરંતુ તેણે પત્નીનો હાથ પકડીને શપથ લીધા હતા કે કોઈ પણ જાતનો ભય જો અરુણા પર આવશે તો તે સત્વર પાછો આવશે. અરુણા કંઈ સૌંદર્યની પુતળી ન હતી તેમ જ કંઈ કુરૂપ પણ ન હતી, પરંતુ તેનું હૃદય એક સતીનું હૃદય હતું. સ્વામીની સતત સેવાથી તેણે સમુદ્રગુપ્તનો પ્રેમ અને સન્માન બન્ને પ્રાપ્ત કર્યાં હતાં. સમુદ્રગુપ્ત તેને સાચો ઋણી હતો. હજુ સુધી પત્ર આવ્યો ન હતો માટે તે સહેજ વ્યથિત હતો. તે વિવિધ પ્રકારની ઓસરણ કલ્પના કરવા લાગ્યો.

[ ૮ ]

ઉપાલમ્ભનાએ ભોજનની સામગ્રી પ્રચુર અને પ્રશસ્ત તૈયાર કીધી હતી. તેના પિતાએ સમુદ્રગુપ્તનું સ્વાગત કર્યું અને બન્ને ભોજન કરવા લાગ્યા. રસોયાને પાસે મોકલી સર્વ પ્યાર સાથે ઉપાલમ્ભના પોતે જ પીરસવા લાગી. પરંતુ તેણે જોયું કે અતિથિ તેના એ રાજકુમાર તરફ ઉદાર હતો. જમતાં સમુદ્રગુપ્ત બોલ્યો: 'નગરશેઠ ! તમારી પત્નીએ કષ્ટ પૂર્વક જે સુંદર વાનીઓ બનાવી છે તે નિઃસંદેહ ઉત્તમ છે.' નગરશેઠ ગર્વ અનુભવ્યો. ઉપાલમ્ભનાને રોમાંચ થયો.

'હા !' ઉપાલમ્ભનાના પિતા બોલ્યા, 'ઉપાલમ્ભના પાકશાસ્ત્રમાં પણ જ કુશળ છે.'

'તમારા જમાઈ ક્યાં છે ?' સમુદ્રગુપ્તે પૂછ્યું.

'ઉપાલમ્ભના હજુ કુંવારી છે, હમને સુયોગ્ય વર મળ્યો નથી.' નગરશેઠે કહ્યું.

'અરે, એ રત્ન કોઈ ભાગ્યશાળી જ પામશે.' સમુદ્રગુપ્તે ભાખ્યું.

ઉપાલમ્ભનાને લાગ્યું કે જાણે સમુદ્રગુપ્ત તેનો પ્રશંસક બન્યો છે. ને વધારે હર્ષથી પીરસવા લાગી

[૯]

જમ્યા પછી સમુદ્રગુપ્તને ત્યાં જ રહેવાનો આગ્રહ કરવામાં આવ્યો. કચવાતે મને તેણે તે કબુલ રાખ્યો. રાતે બારી પાસે ઊભો રહી તે ચંદ્રમાને જોવા લાગ્યો. આ બધા આતિથ્ય તરફ તે ઉદાસ હતો. તેનું ચિત્ત અરુણાની ખબર માટે વ્યાકુળ હતું. એકાએક કોઈના આવવાનો અવાજ સાંભળી તેણે પાછળ જોયું. દ્વારમાંની ઉપાલમ્ભના ઊભી હતી. 'અતિથિ !' તે ધડકતે સાદે બોલી, 'તમારા આતિથ્યમાં કંઈ ખામી તો નથી ?'

'ના, હું તમારો કૃતજ્ઞ છું.' સમુદ્રગુપ્તે કહ્યું. ઉપાલમ્ભના ચૂપ ઊભી. ફરી શું બોલવું તે સૂઝ પડ્યું નહીં. હૃદયમાં તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. સમુદ્રગુપ્ત પણ ચૂપ રહ્યો. થોડી વાર પછી ઉપાલમ્ભના બોલી, 'મારે તમને કંઈ કહેવું છે.'

'શું ?'

'મારી એક વાસના છે, આશા છે કે તમે મને નિરાશ નહિ કરશો.'

'માગ્યા વગર તો હું કરીશ પણ વચન આપી શકું તેમ નથી.'

'પરંતુ એ વસ્તુ અસંભવ નથી.'

'તો કહો ! હું વિચારી જોઈશ !'

'તમે કૃપા કરી મને પત્ની રૂપે ગ્રહણ કરો !'

સમુદ્રગુપ્ત ચકિત થયો. થોડીવાર પછી તે ગંભીર થઈ ગયો. ઉપાલમ્ભનાથી બોલાઈ તો ગયું પણ તે એક ભયંકર પરિણામની આશંકાથી થરથર કાંપવા લાગી

'એ અશક્ય છે.' સમુદ્રગુપ્તે કહ્યું.

'કારણ?'

'હું વિવાહીત છું અને મારી પત્ની ગૃહિમાં છે. હું મારું હૃદય તેને આપી ચૂક્યો છું.'

'શું પુરુષો બે સ્ત્રીઓ નથી પરણતા?'

'વાસનામય પુરુષોને હું આદર્શ નથી માનતો. એક પત્નીવ્રત પાળનાર પુરુષોત્તમ રામચંદ્રને હું આદર્શ માનું છું.'

ઉપાલમ્ભનાને આ શબ્દોએ જાણે વીંધી નાંખી, તેણે પોતાનામાં રહેલું બળ એકત્ર કર્યું અને ફરી બોલી, 'શું પુરાતન સમયમાં બે પત્નીઓ પુરુષો પરણતા ન હતા? રામચંદ્રના પિતાને શું ત્રણ રાણીઓ ન હતી?'

'હશે! એ તો પોતપોતાના આદર્શોની વાત છે.' સમુદ્રગુપ્તે વાત કાપી નાખી.

ઉપાલમ્ભના સ્તબ્ધ થઈ ગઈ. એકાએક ભૂલાયેલી વાત યાદ આવી. તેણે ત્રણ તાળીઓ પાડી. સુંદર નાગરિકાઓ સાજ સાથે ત્યાં આવી. ઉપાલમ્ભના બોલી 'અતિથિ! મારી ધૃષ્ટતા માટે ક્ષમા કરજો! આજે તમને હું શ્રાવસ્તીનું સુંદર ગાન અને નૃત્ય બતાવું છું.'

નર્તિકાઓ નૃત્ય કરવા લાગી. ઉપાલમ્ભના સમુદ્રગુપ્ત પાસે આવીને બેઠી. કદી કદી તે સમુદ્રગુપ્તનો સ્પર્શ કરી દેતી હતી. સમુદ્રગુપ્ત પણ રોમાંચનો અનુભવ કરવા લાગ્યો. તેનામાં પણ ક્ષણિક ઉત્તેજના આવી. તેણે પીવા માટે પાણી માંગ્યું. ઉપાલમ્ભનાએ પાણી પાયું. સમુદ્રગુપ્તને લાગ્યું કે તેના સંયમનો બંધ તૂટી રહ્યો હતો અને કદાચ એક પ્રબળ ધક્કાથી તૂટી પણ જશે. ઉપાલમ્ભના પોતાની કુશળતા પર ગર્વ અનુભવવા લાગી. સમુદ્રગુપ્તમાં ઉન્મત્તતા વધવા લાગી.

એકાએક ઘોડાની ટાપનો અવાજ સંભળાયો. સમુદ્રગુપ્તે બારી પાસે આવી જોયું તો તેનો જ એક સેવક ઊભો હતો.

'શું છે?' સમુદ્રગુપ્તે પૂછ્યું.

'આનંદે કહેવડાવ્યું છે કે માનો પત્ર આવ્યો છે અને આપને સત્વર જવાનું છે.' તેણે જવાબ આપ્યો.

સમુદ્રગુપ્તના હૃદયમાં ફાળો પડ્યો. ઉન્મત્તતા એક ક્ષણમાં વિલિન થઈ ગઈ. તે તરત બારી વાટે કુદી પડ્યો. ઉપાલમ્ભના 'ના, ના' કહેતી જ રહી ગઈ. તેણે બારી પાસે જઈ જોયું તો સમુદ્રગુપ્તના એક પગમાંથી રક્ત નીકળતું હતું પરંતુ તેની દરકાર કર્યા વગર તે ભૂતો આવી ઊભેલા ઘોડા પર સવાર થઈ પૂરપાટ ચાલી નીકળ્યો.

[૧૦]

ઉપાલમ્ભના સ્તંભવત્ ઊભી રહી. થોડી વાર પછી તેણે તરત પોતાનો રથ તૈયાર કરવા કહ્યું અને તે પણ પાછળ ચાલી નીકળી.

સમુદ્રગુપ્ત પોતાની ક્ષણિક દુર્બળતા પર વ્યથિત થતો મારતે ઘોડે અતિથિશાળામાં આવી પહોંચ્યો. આનંદે ખબર આપી કે અરૂણા અત્યંત કઠિન રોગથી ગ્રસ્ત હતી, અને સત્વર પાછા આવવા કહેવડાવ્યું હતું. તેઓ સૈનિકોને પાછળ આવવાનું કહી સત્વર ચાલી નીકળ્યા.

ઉપાલમ્ભના અતિથિશાળામાંથી ખબર મેળવી સમુદ્રગુપ્તની પાછળ પુર વેગે રથ દોડાવવા લાગી. રાત્રીની નિરવતાનો ભંગ કરતો તેનો રથ પવન વેગથી દોડવા લાગ્યો. સમસ્ત રાત્રીની દોડ પછી પણ એ સમુદ્રગુપ્તને પકડી ન શકી. પ્રાતઃકાળ થયો. એક જગ્યાએ બે માર્ગ જતા હતા અને બંને પર ઘોડાની ટાપના નીશાન હોવાથી તે કળી ન શકી કે સમુદ્રગુપ્ત કઈ તરફ ગયો હતો. એકાએક તેણે એક શ્રમણને જોયો. તેને પાસે બોલાવી પૂછ્યું 'બે ઘોડેસ્વારો કયે રસ્તે ગયા છે?'

શ્રમણ પ્રથમ ઉપાલમ્ભનાને જોઈ ચમક્યો અને પછી શાંત સ્વરે બોલ્યો, 'પૂછવાનું પ્રયોજન ?'

'આવશ્યક કાર્ય છે. હું તને એક સહસ્ર સુવર્ણમુદ્રા આપીશ' ઉપાલમ્ભનાએ લાલચ આપી

શ્રમણ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો, 'જે શ્રમણે રાજપદને ત્યાગ્યું છે તેને સુવર્ણમુદ્રાનો લોભ નથી'

ઉપાલમ્ભના શાંત બની. ધારીને શ્રમણ તરફ જોયું. શ્રમણ હસીને ફરી બોલ્યો, 'ઉપાલમ્ભના! મને ઓળખ્યો!'

'કંઈક પરિચિત લાગો છો ખરા' ઉપાલમ્ભનાએ કહ્યું

'હું તક્ષશીલાનો રાજપુત્ર ચંદ્રકેતુ!'

ઉપાલમ્ભના આશ્ચર્યથી શ્રમણના તરફ જોવા લાગી

'ઘોડેસ્વારની પાછળ જવાનું કંઈ કારણ?' શ્રમણે પૂછ્યું

'મારો એક પ્રેમી મારો તિરસ્કાર કરીને જાય છે તેને પકડવા!'

'પકડીને શું તેનો વધ કરશો?'

'ના મારું સર્વસ્વ અર્પણ કરીશ'

'તેના નાસવાનું કારણ?'

'તેની પ્રથમ પત્નીની બીમારીનો પત્ર આવવાથી'

'એનો અર્થ તો એ જ છે કે એ તમારા તરફ તે ઉદાસ છે, તમે પાછાં જાઓ! જે વ્યક્તિ બીમાર પત્નીને માટે આ પ્રમાણે વ્યથિત થઈ જાય છે તે તમારા સૌન્દર્યમાં ફસાય તેમ નથી.' શ્રમણ આમ કહી હસ્યો.

'પરંતુ હું તેને લીધા સિવાય જવાની નથી!' ઉપાલમ્ભનાએ આગ્રહપૂર્વક કહ્યું

'તો મારે તમારા જ શબ્દોનો પ્રહાર તમારા પર કરવો પડે છે તે પુરુષનો પ્રેમ મેળવ્યા વગર તેના પર પ્રેમ રાખવાથી જે પરિણામ આવશે તેના જવાબદાર તમે થશો, તે નહીં.'

ઉપાલમ્ભના મૂઢની માફક જોઈ રહી.

'જરા વિચારી જુઓ! તમે કેટલા યે પ્રેમીઓને તિરસ્કાર્યા છે? કેટલાઓ પાસે આત્મહત્યા કરાવી છે! અને આજે તમે જ એક વિક્ષિપ્ત પ્રેમીની માફક એક સંયમી ગૃહસ્થની પાછળ દોડો છો! તમારા અપરાધ અસંખ્ય છે તમને આ શિક્ષા બરાબર જ છે' શ્રમણે મ્હેણું મારતાં સાથે નાદ પણ તોડ્યો

ઉપાલમ્ભના પુતળાની માફક આ શબ્દો સાંભળી રહી હતી. શ્રમણના શબ્દો હથોડાના ઘાનું કામ કરી રહ્યા હતા. થોડીવાર પછી ઉપાલમ્ભનામાં અભિમાન પાછું આવવું લાગ્યું તે બોલી, 'શ્રમણ! ઉપાલમ્ભના જે હાથમાં લે છે તેને પૂરું કર્યા વગર રહેતી નથી. તેણે જગતમાં જન્મી પરાજય જાણ્યો નથી.'

'ત્યારે આ પરાજય વિના બીજું શું છે! આપની ઇચ્છા હોય તો ડાબી બાજુને રસ્તે જાઓ! પરંતુ તમે નિષ્ફળ જ થશો. ચેદિના નગરશેઠનો પુત્ર મનુષ્યરૂપમાં એક દિવ્ય આત્મા છે, એ તમારી જાળમાં પોતાનું કર્તવ્ય કદી પણ ભૂલશે નહિં.'

'જોઉં છું કે તે કર્તવ્ય કેમ નથી ભૂલતો?'

'શ્રમણ ખડખડાટ હસ્યો. તેના અટ્ટહાસ્યથી વન ગાજી ઉઠ્યું, તે ફરી બોલ્યો, 'ઉપાલમ્ભના! અનાદર પામેલી કોઈ રૂપગર્વિતા પોતાના રૂપનો ગર્વ છોડી, અનાદર કરનારને પ્રિયજન બની તેની પાછળ દોડે ત્યારે ખરેખર કદરૂપી લાગે છે'

આ શબ્દોએ ઉપાલમ્ભનાના પર ધારી અસર કીધી. તે કિંકર્તવ્યવિમૂઢ બની રહી. શ્રમણ ફરી બોલ્યો: 'સમસ્ત રાત્રિના જાગરણથી તમે ક્લાંત લાગો છો, આવો મારી કુટિરમાં વિશ્રામ લો! મારા શબ્દો પર મનન કરી જુઓ! પછી તમારી મરજી પ્રમાણે કરજો!'

ઉપાલમ્ભના બાળકની માફક દોગાધ. શ્રમણે એક બિછાનું બનાવી આપ્યું. તે સૂતી. તેને આજની વાત એક યાદ આવવા લાગી. પોતાનાથી તિરસ્કાર પામેલા પ્રેમીઓ આ વસ્તુસ્થિતિનો કેવો ઉપયોગ કરશે, તે તે વિચારવા લાગી. વિચાર કરતી તે સૂતી. તેણે સ્વપ્ન જોયું. સ્વજન, મિત્ર, પ્રેમીઓથી તિરસ્કૃત તે એક વમળમાં ડૂબી રહી હતી. એકાએક એક મજબૂત હાથે તેને બહાર કાઢી. તે હાથ ચંદ્રકીર્તિનો હતો. તે ચિત્કાર કરી બેઠી થઈ ગઈ. ચંદ્રકીર્તિ ભગવાન બુદ્ધની ઉપાસનામાં લીન હતો. તેનો ચહેરો સૌમ્ય હતો. ઉપાલમ્ભનાને જાગૃત થયેલી જોઈ તેણે પૂછ્યું. 'વિશ્રાંતિ પૂરી થઈ! બોલો હવે પાછા જવું છે?'

ઉપાલમ્ભના બોલી, 'શ્રમણ! મારે પાછા નથી જવું.'

'ના, ત્યાં પણ નથી જવું'

'ત્યારે ક્યાં જશો?'

'ભગવાન બુદ્ધના શરણમાં મેં જગતમાં પગરણ માંડ્યાં ન હતાં. આજે માંડ્યાં છે. હવે ફરી જગતમાં નથી જવું.' ઉપાલમ્ભનાએ કહ્યું.

'દીક્ષા લઈ શું કરશો?' ઉપાલમ્ભનાના વર્તનથી ચકિત થયેલા શ્રમણે પૂછ્યું.

'જગતનું કલ્યાણ કરીશ, સર્વેને પરાગનું મહત્વ સમજાવીશ, વાસનામય જીવન કરતાં કર્તવ્ય કેટલું સુંદર છે તે સમજાવીશ.'

શ્રમણ ચૂપ બેઠો. ઉપાલમ્ભનાએ રથ પાછો મોકલ્યો. પછીથી પિતા માતા સ્વજનોએ ઘણીયે સમજાવી પણ તે અડગ રહી. તેણે સર્વને આ જ જવાબ આપ્યો. ઉપાલમ્ભના જગતમાં આવે તો એક દિવ્ય સંદેશ લઈને જ આવશે.'

[૧૧]

ઉપાલમ્ભનાએ દીક્ષા લીધી, અને જગતના કલ્યાણમાં લાગી ગઈ. જે અભિમાનથી અને મગરૂરીથી તે બધા સાથે પહેલાં વર્તતી હતી તે મોટી ભિક્ષુણી તરીકે તે વધારે પ્રેમથી સમસ્ત જનતાનું કલ્યાણ કરવા લાગી. જગત તેના આ વિચિત્ર વર્તનથી આશ્ચર્યચકિત થઈ વિધવિધ કલ્પનાઓ કરવા લાગ્યું.

---

એક મોગલ બાદશાહ પોતાના છોકરાને એક પ્રાંત ઉપર સૂબા તરીકે મોકલતાં નીચે પ્રમાણે ઉપદેશ આપે છે:—

ચલ, ચલ, ઐસે ઐસે ચલ, અકડ મત ચલ,
કઈંકી તેરે પાઉં કે નીચે હજારો જાતે હૈ.

* * * *

એક સજ્જ આવેલો એક યુવક દાક્તર પાસે ગયો. દાક્તરે તેને બારીકાઈથી તપાસ્યો પણ રોગનું નિદાન ન કરી શક્યો. છેવટે દાક્તરે તેને પૂછ્યું, "આજકાલ તમે કોઈ યુવતીને ચુંબનો કર્યાં છે?" યુવકે એ વાતનો સ્વીકાર કર્યો, ત્યારે દાક્તરે તેને કહ્યું, "તે એક માટે કઈ લીપસ્ટીક વાપરે છે તે પૂછી લાવો." યુવાને જવાબ આપ્યો, "અરેરે! દાક્તર, એતો કેમ પૂછાય? હું તેને પૂરી ઓળખતોયે નથી!"

× × × ×

ચામડીના દર્દીના નિષ્ણાત દાક્તરને કોઈએ પૂછ્યું, "તમે ચામડીના નિષ્ણાત શા માટે બન્યા?" દાક્તરે કહ્યું, "ત્રણ કારણો છે. મારા દર્દીઓ મને રાત્રે જગાડતા નથી, બીજું તેઓ એકાએક મરી જતા નથી અને ત્રીજું તેઓ કદી સારા થતા નથી."

# યુદ્ધોત્તર પુનર્ઘટનામાં સ્ત્રીનું સ્થાન *

ગજરાબેન નાયક

૧૯૩૧ ની કરાંચી કોંગ્રેસમાં પસાર કરેલા નાગરિકના હક્કોના ઠરાવના આધારે રાષ્ટ્રીય પુનર્ઘટના સમિતિ માગણી કરે છે કે સ્ત્રીને પુરુષના હક્કો સમાન હોવા જોઈએ, પુરુષ અને સ્ત્રીના દરજ્જા સરખા હોવા જોઈએ, બંનેને સરખી તકો મળવી જોઈએ અને બંનેની જવાબદારી પણ સમાન રાખવી જોઈએ. જાતિભેદના કારણે સ્ત્રીને કોઈ ધંધાઓમાં બાકાત રાખી શકાશે નહિ. પૂરા સમાન હક પ્રાપ્ત કરવા માટે સ્ત્રીએ શ્રમ કરવું પડે એવી સ્થિતિ નભાવી ન લેવાય. શ્રમ કરે કે ન કરે પણ તે સમાન હક્કની અધિકારી છે એવી કાયદેસર વ્યવસ્થા રાખવી એવી સમિતિની માગણી છે. વ્યક્તિને રાષ્ટ્રનું અંગ લેખવું જોઈએ અને તદનુસાર કાયદાઓ નિર્માણ કરવા જોઈએ.

સ્ત્રીને પુરુષોના જેટલાજ મતાધિકાર રહેશે અને તે પુરુષ સાથેની સામાન્ય ચૂંટણીમાં મત આપી શકે એટલુંજ નહિ પણ કોઈપણ હોદ્દા માટે ઉમેદવાર બની શકે એવું ધોરણ હવે રાખવું પડશે.

અભણ દાયણોના સ્થાને સુશિક્ષિત નર્સો રાખવી અને તંદુરસ્તીના પ્રબંધમાં સુવાવડમાં સ્ત્રીઓને સારી માવજત મળે એવી યોજના સરકારે રચવી જોઈએ. ખાસ કરીને ચેપી રોગો પ્રસરે નહિ તે માટે સરકારે કાળજી રાખવી પડશે અને અનિચ્છનીય વ્યક્તિઓ સંતાન ન ઉત્પન્ન કરે તે માટે તેમની પ્રજનનશક્તિ સરકારે રદ્દ કરી નાખવી એવી ભલામણ સમિતિ કરે છે

સામાજિક વીમા પદ્ધતિ સરકારે અખત્યાર કરવી અને તેમાં સ્ત્રીઓને સુવાવડમાં અકસ્માત થાય કે માંદગી આવે તો નિભાવ કરેલી રકમો મળે એવી વ્યવસ્થા જરૂરી છે. વળી એવા પ્રસંગે બાળકની માવજત માટે પણ સ્ત્રીને કંઈ રકમ મળે એ આવશ્યક છે. પ્રસવ કાળે અને બાળક માંદુ પડે તે સમયે સ્ત્રીને યોગ્ય પગારે રજા મળવી જોઈએ. 'પેડિયાટ્રિક' અને 'બાળઘરો' ઉઘાડવા પડશે. તેથી કામ કરતી સ્ત્રીઓને રાહત મળશે. સરકારી નોકરીમાં કામ કરતી કે કારખાનામાં મજૂરી કરતી સ્ત્રીઓને સર્વેને એનો લાભ મળવો જરૂરી છે.

સરકારી નોકરી કે મજૂરી અગર તો ઘરકામ કરતી હોય—ટુંકમાં ગમે તે વ્યવસાયમાં સ્ત્રી પ્રવૃત્ત હોય, તેમાંથી તેને રોજ આરામ માટે સમય મળવો જોઈએ, બપોરે જમવાના સમયે ઘરકામ કરતી સ્ત્રીઓને આરામ મળે તે માટે તેને અમુક કલાક કામમાંથી નિવૃત્ત રાખવી જરૂરી છે

સ્ત્રીઓ અને પુરુષોને સરખા જ નૈતિક બંધનો જોઈએ. હિંદમાં ગમે ત્યાં જન્મ્યા હોય તે સઘળા હિંદી લેખાશે. પરદેશી માબાપ કે મા કે બાપથી ઉત્પન્ન થયેલાઓ પુખ્ત વયના થાય ત્યાર પછીના ૭ માસમાં પોતે ક્યા દેશના નાગરિક રહેવા માગે છે તે પસંદ કરવાની તેમને છૂટ હોવી જોઈએ. દેશમાં જન્મેલાં દરેક બાળકોને સામાજિક, આર્થિક અને કેળવણી વિષયક સરખી તકો મળવી જોઈએ. પરણિત કે અપરણિત માબાપથી જન્મ્યાં છે એવો પ્રશ્ન તદ્દન અસ્થાને છે યુનાઈટેડ સ્ટેટસે અખત્યાર કરેલો બાળકના હક સંબંધીનો કાયદો હિંદ સરકારે પસાર કરવો જરૂરી છે વાલીઓએ બાળકોને ગુલામી કે ધર્મના બંધનમાં જકડી લીધાં હોય તો તે પુખ્ત વયના થતાં તેમાંથી મુક્ત થઈ શકે. ૧૪ વરસથી ઓછી વયનાને મજૂરીમાં રોકવાં નહિ અને અઢારથી ઓછી વયનાં પાસે રાત્રે મજૂરી ન કરાવવી. બાળકોના—ખાસ કરીને અનાથોના હકોના સંરક્ષણ માટે એક નવું સરકારી ખાતું ખોલવું જરૂરી છે.

સરખા કામ માટે સરખી મજૂરી મળે એવી વ્યવસ્થા આવશ્યક છે. કોઈપણ ધંધામાં સ્ત્રીઓને સ્ત્રી હોવાના જ કારણે પ્રવેશ કરતી અટકાવી શકાશે નહિ. સ્ત્રી અને પુરુષ મજૂરોના સામાન્ય મંડળો હોવાં જોઈએ અલગ સ્ત્રી મંડળોની જરૂરિયાત નથી. સ્ત્રીઓ ઘરકામ કરે છે, તેનો આર્થિક બદલો પુરતો આપી ન શકાય છતાં તેની સંપૂર્ણ કદર તો થવી જોઈએ.

દેશમાં સામાન્ય 'સિવિલ કોડ' રાખવો. શરૂઆતમાં જરૂર જણાય તો એ કોડ સ્વીકારે તેને જ લાગુ પડે અને બીજાઓ અત્યારના પ્રવર્તમાન કાયદા હેઠળ ભલે રહે. દેશના બધે તે-જાત કે ધર્મના માણસો પોતાનો ધર્મ ત્યાગ કર્યા વિના બીજી જાત કે ધર્મના માણસને પરણી શકે એવો 'સિવિલ મેરેજ એક્ટ' સરકારે ઘડવો જોઈએ.

વળી લગ્ન માટેની ઉમ્મર પુરુષ વર્ષની ઉમ્મર અને એમ ક્રમશઃ ૨૧ પ્રગતિ કરવી પડશે. વળી એક પતિ અને એક પત્નીવ્રત માટે કાયદા કરવા જરૂરી છે. દરેક લગ્ન નોંધાવા જરૂરી છે. છૂટાછેડા માટે સગવડ મળવી જોઈએ. અને સ્ત્રી કે પુરુષ તે માટે માગણી કરી શકે. અલબત્ત તેમાં નોટિસનો સમય, બાળકોની સંભાળ ઇત્યાદિ વ્યવસ્થા રાખવી પડશે. વિધવાઓને પણ કોઈ પણ હકમાંથી બાકાત રાખી શકાશે નહિ. સ્ત્રી અને પુરુષોના વારસાઈ હકો સમાન રાખવા આવશ્યક છે. હિંદુ અને મુસ્લિમ કાયદાના આધારે, લગ્નના આધારે પરણિત અવસ્થાના હકો ભોગવવા માટે કેસો થઈ શકે છે તે કલમ રદ બાતલ કરવી એવી સમિતિની માગણી છે.

સ્ત્રી પુરુષો માટે સહકેળવણી રાખવી અને અભ્યાસક્રમ પણ સામાન્ય રાખવો. સ્કૂલોમાં શિક્ષક શિક્ષિકા બંને રાખવા જરૂરી છે. ઘણી સ્ત્રીઓ પૂરી કેળવણી લઈ શકતી નથી. તેઓ સામાજિક કાર્યકરો બની શકે તે માટે તાલીમ મળે એવાં કેન્દ્રો ઉઘાડવાં એવી ભલામણ સમિતિ કરે છે.

બળાત્કારના પરિણામે કોઈ સ્ત્રી જો સગર્ભા બની હોય અથવા તો પ્રસવ એને પ્રાણઘાતક નીવડવા સંભવ હોય તેવા વખતે તે કાયદેસર રીતે નિષ્ણાતો પાસે ગર્ભપાત કરાવી શકે એવા કાનૂનની જરૂર છે. આવા પ્રશ્નોના ઉકેલ માટે અને સામાજિક જરૂરિયાત માટે સરકારે 'મિનિસ્ટ્રી ઓફ સોશિયલ અફેર્સ' ઉઘાડવી એવી ભલામણ સમિતિ કરે છે.

પશ્ચિમની સ્ત્રીઓને પોતાના હક્કો માટે લડત લડવી પડી છે, પણ હિંદી સ્ત્રીઓના સદ્ભાગ્યે તેમને ખાસ ચળવળ વિના સમાન હકો મળતા જાય છે. મહાત્મા ગાંધીની રાજકીય ચળવળની શરૂઆતથી હિંદી સ્ત્રીની મુક્તિની શરૂઆત થાય છે અને નવા રાજ્યબંધારણમાં તેમને સંપૂર્ણ હકો મળશે એ નિશ્ચિત છે. સમિતિની ઉપર્યુક્ત માગણીઓ માંની સરકારે કેટલીક તો સ્વીકારી લીધી છે. અને બીજી તેમને મળી રહે એવો સંભવ નવા રાજ્યબંધારણમાં આવશે. સ્ત્રીઓને મળતી આ નવી જવાબદારીનો તેઓ સદુપયોગ કરી બતાવશે એવી આશા રાખીશું.

---

અકસ્માતમાં સપડાયેલા એક ગૃહસ્થની મોટર થોભાવી પોલિસે તેનું નામ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું, "મકનજી નથ્થુભાઈ" પોલિસે કહ્યું, "એમ મને નહિ ચલાવાય. તમારું ખરું નામ આપો". પેલાએ વિચાર કરી લખાવ્યું, "લખો ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી" પોલિસે ખુશ થઈ તે નામ પોતાની ડાયરીમાં ટપકાવી લીધું.

* * * *

સ્મશાનમાં બેસી બે ભૂતો વાતો કરતાં હતા. એકે બીજાને પૂછ્યું "દોસ્ત, તારો શું મત છે ? તું મનુષ્યોના અસ્તિત્વમાં માને છે ?"

# અમેરિકન ખેડૂતો

પ્રફુલ્લચંદ્ર શાહ

કુટુમ્બના સર્વે માણસો ગણતરીમાં લઈએ તો યુનાઈટેડ સ્ટેટ્સમાં પોણાત્રણ કરોડ માણસો ખેતીના વ્યવસાયમાં રોકાયેલાં છે અને ખેતી કરવા માટે તેમની પાસે ૧૧૫ કરોડ એકર જમીન છે ઈ. સ. ૧૯૪૭માં તેમણે ૧૩૭ કરોડ બુશલ ઘઉં અને ૧૧૭ લાખ ગાંસડી રૂ ઉત્પન્ન કર્યાં અને ખોરાક માટે બે કરોડ ત્રેત્રીસ લાખ જનાવરો વેચ્યાં.

દુનિયાના ઘણા દેશોની માફક અહીં પણ નાના નાના ખેતરોની બનેલી મિલકત પર ગુજરાન ચલાવતા ઘણા ખેડૂતો છે ઘણા નાના ભાગ પર સરકાર ખેતી કરે છે. છતાં દેશમાં મોટાં મોટાં ખેતરો અને સરકારી જમીનના વિશાળ પ્રદેશો છે ખેડૂતો વ્યક્તિગત રીતે ખેતરોના માલીક છે અને મોટા ભાગે જાતેજ તેમાં તેઓ ખેતી કરે છે. ખેડૂતોનો ૨/૩ ભાગ માલીક ખેડૂતો છે અને તેમના ભાગે કુલ ૭૮૪,૦૦૦,૦૦૦ એકર જમીન છે અને તેમાંના ૨૯૭.૦૦૦,૦૦૦ એકરમાં અનાજ થાય છે. ગણોતે ખેતી કરનારાઓની સંખ્યા ધીમે ધીમે ઘટતી જાય છે અને એવા ખેડૂતોની સંખ્યા હાલ ૧,૮૫૮,૦૦૦ છે.

છેલ્લી પચ્ચીસીમાં ખેતરો મોટાંને મોટાં થતાં ગયાં છે. ખેતરનું સરાસરી ક્ષેત્રફળ હાલ ૧૯૫ એકર છે. ૧૯૨૦ કરતાં સરાસરી કદ ૪૭ એકર ખેતર દીઠ વધ્યું છે એક હજાર એકર ઉપરનાં ખેતરોની સંખ્યા ઘણી વધી જાય છે. આથી ખેતરનું સરાસરી ક્ષેત્રફળ વધ્યું છે એ ખરું. પરંતુ ૬૦ એકરથી નાનાં ખેતરોની સંખ્યા પણ વધી છે એ નોંધવું જરૂરી છે તપાસમાં માલૂમ પડ્યું છે કે ૬૦ અને ૧૮૦ એકર વચ્ચેના ખેતરની સંખ્યા ઘટી જાય છે

કૃષિયંત્રોને લઈને મોટાં ખેતરોની આવશ્યકતા વધી છે પણ, કેટલાંક ફળો અને શાકભાજી યંત્રોથી ખેતી કરવામાં આવે તો ઘણી સારી ઉત્પન્ન આપે છે એમ અનુભવથી સાબિત થઈ ચૂક્યું છે આ પરિણામથી વ્યક્તિગત અને સમૂહક્ષેત્રો મોટાંને મોટાં બન્યાં છે એ ખરું પણ ખાસ યાદ રાખવા જેવી ઘટના એ છે કે નાના ખેડૂતોને આથી કશું નુકશાન પણ નથી. ઊલટું આપણે ઉપર જોયું તેમ નાનાં ખેતરો સંખ્યામાં વધ્યાં છે તેનું મુખ્ય કારણ એ છે કે શહેરોમાં રહેનારાઓ નાના નાના ખેતરો ખરીદી ગણોતે આપે છે; શહેરીઓ મોટરવાહનની સગવડને લઈને ખેતી કરે છે અને શહેરમાં જાય છે, કેટલાક શહેરીઓ પોતાના નાના ખેતરોમાં માત્ર ફળ અને શાકભાજી ઉગાડે છે, ઘણા શહેરીઓ નિવૃત્ત થતાં પોતાનું નિવૃત્ત-જીવન પોતાના ખેતરમાં ગાળવાના આશયે જમીન વેચાતી લઈ રાખે છે.

યુનાઈટેડ સ્ટેટ્સમાં એકંદરે સાઠ લાખ ખેતીની મિલકતો છે. કેટલાક યુરોપિયનો જે અહીં અઢારમી સદીમાં આવી વસ્યા હતા તેમને પોતાના મૂળ દેશમાં જમીનની માલીકીનો હક ન હતો, તે હક તેમણે અહીં પ્રાપ્ત કર્યો. ખેડૂતો જમીનના માલીક રહી શકે એ સિદ્ધાંત તેમને અતિપ્રિય હતો. અને સરકારે તેમને મફતથી વસાહત માટે જમીનો આપી તેમની આ માન્યતાને ઉત્તેજન આપ્યું

પહેલા વિશ્વવિગ્રહ આગાઉ પણ અમેરિકન ખેડૂતો પાસે મોટરકાર હતી, હાલ તેની સંખ્યામાં અતિશય વધારો થયો છે, ત્રીસના દાયકામાં અમેરિકાના વિશાળ ક્ષેત્રફળ પર વીજળીના તારો ફરી વળ્યા અને ખેતરોને વીજળી મળી અને ગામડા ગામના રસ્તાઓ ઝડપભેર બાંધવામાં આવ્યા શહેરમાં સરળતાથી

જઈ ન શકે એવા ખેડૂતોની સંખ્યા અતિ અલ્પ છે. પાસે મોટરકાર અને મોટર લોરી છે. આખો દિવસ ખેતરમાં કામ કરી તે સાંજે આનંદવિહાર માટે શહેરમાં જઈ શકે એવી તેને હવે સર્વ સગવડો છે.

ખેતરોના મધ્યસ્થળે શાળા રાખવામાં આવે છે અને ખેડૂતોનાં છોકરાં ત્યાં બસમાં બેસી ભણવા જાય છે. જાહેર ભાષણ, સીનેમા, નાટક કે નૃત્ય માટે ખેડૂત તેના કુટુમ્બ સહિત શહેરમાં વારંવાર જાય છે, ફરતાં પુસ્તકાલયો તેને વાંચવા જોઈતાં ચોપડા પહોંચાડે છે લગભગ દરેક ખેડૂત વર્તમાન પત્ર અને સામયિક મગાવે છે. આ પ્રમાણે તે વર્તમાન જગતના પૂરા સંસર્ગમાં રહે છે આ સગવડોમાં હવે રેડિયાનો ઉમેરો થયો છે અને આથી જગતમાં બનતા દૈનિક બનાવોથી તે માહિતગાર રહે છે.

ઘણા ખેડૂતો પહેલાં ગણોતિયા તરીકે કામ શરૂ કરે છે. ખેતર અને ઘર તે ભાડે રાખે છે અને ગણોત ને ભાડું તે રોકડા નાણામાં આપે છે. પણ હજી એવા કેટલાક ખેડૂતો છે તે નાણામાં નહિ પણ ગણોતમાં માલીકને પાકનો હિસ્સો આપે છે. આમ કરતાં બચત રહેલી રકમથી તે પછી ખેતર વેચાતું રાખે છે. ગણોતિયાને ખેતર વેચાતું લેવા માટે સરકાર સારી રકમો ઉછીની આપે છે એટલું જ નહિ પરંતુ ખેતીકર્મમાં રોકાયેલાં મજૂરોને પણ સરકાર પૈસા ધીરે છે. માત્ર 'ગણોતધારો' પસાર કર્યાથી ખેડૂતોની સ્થિતિ સંગીન બની નથી પરંતુ તેમના ઉત્કર્ષ માટે બીજી યોજનાઓ અખત્યાર કરવી જરૂરી છે એવું આપણી સરકારો ધ્યાનમાં રાખે તો હિંદના કૃષિકારોનો અભ્યુદય સાધી શકાય.

મોસમી પાક માટે, ખાસ કરીને કેટલીક જાતના ફળો માટે અમુક ઋતુઓમાં સંખ્યાબંધ મજૂરોની જરૂર ઊભી થાય છે. મોટા ખેડૂતોને સેંકડો અને કેટલાકોને હજારો મજૂરો જોઈએ છે આ માટે આ દેશમાં ફરતા મજૂરો મળે છે. તે વરસની અમુક ઋતુમાં એક ભાગમાં અને બીજી ઋતુમાં બીજા ભાગમાં મજૂરી માટે જાય છે આમ કરતાં તેઓ ઘણી વાર દેશના એક છેડાથી બીજા છેડે પણ ઘણીવાર જાય છે કાયમનાં મજૂરો કરતાં આ કામ ચલાઉ મજૂરોને વધારે મજૂરી મળે છે. ક્યાં મજૂરી મળશે, તેમજ ખેડૂતોના શિરનામા અને બીજી વિગતો આપવી શહેરોમાં સરકાર કચેરી ચલાવે છે. મોટા ભાગે આ કામ ચલાઉ મજૂરો માટે ખેડૂતોજ રહેવાને માટે ઘરો આપે છે પણ જ્યાં એવી સગવડ ન હોય તો પ્રાંતિક સરકાર પોતાના શિરે એ જવાબદારી લે છે સ્થાનિક સંસ્થાઓ તરફથી મળતા લાભોથી આ મજુરો વંચિત ન રહે, તેવી સરકારે હવે વ્યવસ્થા કરી છે. આ મજૂરોનાં બાળકો શિક્ષણ અને તંદુરસ્તી માટે હવે સરકાર ખાસ યોજના વિચારી રહી છે

ખેતીના પ્રશ્નો પર હવે સરકાર ખાસ ધ્યાન આપે છે હિંદી ખેડૂતોએ એક ખાસ યાદ રાખવા જેવી હકીકત એ છે કે ઇ. સ. ૧૮૬૦ ના અરસામાં અમેરિકન સરકારે શહેર વિભાગો પર વધારે પડતું ધ્યાન આપી ગ્રામજનતા પ્રત્યે દુર્લક્ષ બતાવ્યું, ત્યારે ખેડૂતોએ પોતાના રક્ષણ માટે સંઘો સ્થાપ્યા અને રાજકીય અને અન્ય પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. ત્યારથી ખેડૂતોની જરૂરિયાતો પર વધારે ને વધારે સરકારે ધ્યાન આપવા માંડ્યું. હિંદી ખેડૂતોએ આનું અનુકરણ કરવું તદ્દન આવશ્યક છે આ ખેડૂત મંડળોએ માહિતી ઓફિસો પણ ખોલી છે અને તેઓ ખેડૂતોને જોઈતી માહિતી અને સૂચના આપે છે

પ્રાંતિક અને મધ્યસ્થ સરકારના સહકારથી જમીન પટની મોટી રકમો મળે છે. તેઓ

ખેતીવાડીની કોલેજો ચલાવે છે અને હજારો ખેતી વિષયના નિષ્ણાતો સરકારી નોકરીમાં છે. તેઓ દેશભરમાં ફરતા રહી ખેડૂતોને વ્યક્તિગત માહિતી આપે છે ઉપરાંત સખ્યાબંધ સ્ત્રી નિરીક્ષકો સરકાર રોકે છે તેઓ ગ્રામ્ય વિભાગમાં ફરતી રહે છે અને ખેડૂતની સ્ત્રીઓને ખેતી અને અન્ય કળા વિષયક જ્ઞાન આપે છે. તેઓ જાતે કાર્ય કરી બતાવી એ સ્ત્રીઓને શિક્ષણ આપે છે

ખેડૂતોને માહિતી અને શિક્ષણ આપીને સરકાર તેનું કાર્ય પૂરું થયું માનતી નથી પણ ખેડૂતોને ખેતીની ઉત્પન્ન ફાયદાકારક રહે તે માટે સરકાર પૂરતું ધ્યાન આપે છે. ગ્રીષ્ના સમયમાં તેમજ અત્યારે પણ સરકારને આ માટે ખાસ પગલાં લેવાં પડ્યાં છે. ખેડૂતોની પેદાશની કિંમત તેણે ખરીદવી પડતી વસ્તુઓની કિંમત વધવા સાથે વધવી જોઈએ એ સરકારની મુખ્ય નેમ છે. અને તે માટે સરકાર પૂરતું ધ્યાન આપે છે. અહીં તો આપણી સરકારો અનાજના ભાવ પર અંકુશ મૂકે છે અને ખેડૂતોને જોઈતી વસ્તુઓ કેરોસીન, દવા, કાપડ વિગેરે મોંઘી કિંમતે લેવી પડે છે આપણી સરકારો આ બાબતમાં અમેરિકન સરકારનો ધડો લે તો ઠીક

વળી સરકાર કુવા, નહેર, ખાતર અને બીજી અનેક સગવડો માટે પુરતું ધ્યાન આપે છે ખેડૂતો તેના પ્રતિનિધિઓ પાર્લામેન્ટમાં શું કરે છે તે ઉપર ધ્યાન રાખે છે એટલે એ સભ્યો પણ ખેડૂતોના હિત વિષે પૂરતી કાળજી રાખે છે ખેડૂત સંઘના પ્રતિનિધિઓ વોશિંગ્ટનમાં રહે છે અને તેઓ પાર્લામેન્ટના સભ્યોને જોઈતી માહિતી વખત વખતે પૂરી પાડે છે ખેડૂતોએ આવું સંગઠન કરવું જરૂરી છે ।

સરકારની આ મદદ છતાં અમેરિકન ખેડૂતો સરકારને પરવશ બની રહેતા નથી અને તેઓ મિજાજે સ્વતંત્ર રહે છે. સરકારી નિષ્ણાતોના સૂચનો તેમને યોગ્ય લાગે તોજ તે અખત્યાર કરે છે અમુક ભાવમાં અમુકજ પાક કરવો એમ સરકાર સૂચના કરે, પરંતુ ખેડૂતોને યોગ્ય લાગે તોજ-તે સૂચનાઓ તે અનુસરે છે., તેને ઠીક લાગે તેમ તે ખેતી કરે એમ એ સંપૂર્ણ સ્વતંત્ર છે આ બાબત પણ આપણા ખેડૂતે વિચારવા સરખી છે

[જસ્ટિન કારવુડના લેખમાંથી ઉપરની માહિતી લીધી છે]

---

ટ્રેંકી તાજનો કોટપાટલુનમાં સજ્જ થયેલો ગૃહસ્થ રસ્તેથી જતો હતો, ત્યારે સખત પવન આવ્યો અને તેની હેટ ઉડી ગઇ. તે પકડવા તેણે એક છાપરાની નજીક દોડાદોડ કરી મૂકી. ત્યાં છાપરામાં રહેતી સ્ત્રી બ્હાર નીકળી અને તે ગૃહસ્થને પૂછ્યું, "અહીં આમ દોડાદોડ શા માટે કરો છો ?" ગૃહસ્થે કહ્યું, "પવનમાં ઉડી જતી મારી હેટને પકડવા હું કોશિષ કરૂં છું" પેલી બાઈએ કહ્યું, "તમે તો મારી મરઘીની પૂંઠ-પકડયા છો !"

• • • •

મોટર અકસ્માતનો ભોગ બનેલો માણસ વકીલ પાસે ગયો અને કહ્યું, "મારે કેસ કરવો છે પણ મારી પાસે પૈસા નથી." વકીલે કહ્યું, "હું કન્ટીજન્ટ પર કેસ લઈશ." અસીલે પૂછ્યું, "કન્ટીજન્ટ પર એટલે ?" વકીલે સમજાવ્યું, "કન્ટીજન્ટ પર એટલે આપણે કેસ હારી જઈએ તો મને કશું ન મળે અને આપણે કેસ જીતીએ તો તમને કશું ન મળે"

• • • •

# લાકડીનું ધન

લીલાબેન મહેતા

ધનિયો સોળ વરસનો થયો, ત્યારે તેના મા બાપ કોલેરામાં બે દિવસના અંતરે વારાફરતી મરી ગયાં. મા બાપ હતાં ત્યાં સુધી ધનિયો કોઈ દિવસ વાડો વળ્યો ન હતો. તેઓ રળતાં અને ધનિયો આળસમાં જીવન ગુજારતો. પણ હવે શ્રમ કર્યા વિના છૂટકો ન હતો. એક ખેડુતને ત્યાં ચાર આનાનું દાડિયું નક્કી કરી તેણે ચાર દિવસ લાકડાં ચીરી એક રૂપિયો મેળવ્યો. આ રૂપિયો લઈ ઘરે જતાં તે ચાર રસ્તે જરા માથે બાંધેલું ફાળિયું ઉતારી વિશ્રાંતિ લેવા બેઠો. એ સમયે ત્યાંથી યાત્રાળુઓનું ટોળું પસાર થતું હતું. તેમાંના કેટલાક ભાવિકોએ ધનિયાને ભિખારી સમજી પાઈ પૈસો દાનમાં ભોંય પર પડેલા તેના ફાળિયામાં નાખ્યા. ટોળાએ આપેલા દાનમાં આની બેઆની પણ હતી. ધનિયાએ એ ગણી જોયા તો તે એક રૂપિયો પાંચ આના અને બે પાઈ થયાં.

હવે ધનિયાને નવો કીમિયો સૂઝ્યો. ચાર દિવસ પરસેવો ઉતાર્યો, ત્યારે તે એક રૂપિયો કમાયો અને ફાળિયું પાથર્યું, ત્યારે તેને થોડી મિનિટોમાં રૂપિયા કરતાં વધારે મળતર પ્રાપ્ત થઈ. તો ભીખ માગવી શું ખોટી? દરેક દિવસે યાત્રાળુઓનાં ટોળાં ન મળે એ ખરું, પરંતુ ધનિયો જન્મે સહેજ ખુંધો તો હતો જ. આ ખોડ તેને નવા ધંધામાં સહાયકારક નીવડશે એટલું સમજવા જેટલો તે ચતુર પણ હતો જ.

જરા વધારે ખુંધો ચાલી આજીજી કાલાવાલા કરતો ધનિયો હવે ભીખ માગતો બન્યો. ધંધો ધંધાને શીખવે તે પ્રમાણે તેણે આ નવા ધંધામાં ક્રમશઃ કુશળતા સંપાદન કરી. કોઈને તે "ભગવાન તમારું ભલું કરે" તો કોઈને તે "શંકર ભોળો" કહેતો. એક ધણીએ તે 'અખંડ સૌભાગ્ય વહેંચજો' તો બીજાજ પળે તે અખૂટ દ્રવ્ય કે અનેક સંતાન કે દીર્ઘાયુ આપતો. 'ત્રણ દિવસના ભૂખ્યાને કોઈ ખાવાનું આપો' એવી રાડ પાડતો તો કદિક 'હિમાલય જવા નીકળેલા સાધુને કોઈ ભોજન આપશો.' એવું કહેતો. ક્યારેક કકળાટથી તો બીજી વેળા નરમાશથી દીન વચનો બોલતો.

આમ ધનિયાનો ધંધો ઠીક ઠીક જામ્યો અને તેણે પૈસાનો સારો સંચય કર્યો. તે એશઆરામથી રહી શકે એટલું તેને મળતું પણ મહા કંજુસ સ્વભાવનો તે તેનાથી પૈસો ખર્ચાય જ નહિ. તે એવું જડું કે વાસી વધેલું ભીખ માગી ખાતો પણ દમડી તોડતો નહિ. આમ તેની પાસે પૈસાનો ઠીક સંચય થયો.

પણ આ પૈસા સાચવવા કેમ? તે પૈસાની નોટો કરાવતો અને પોતાની પાસે કાયમ રહેતી લાકડીના પોલાણમાં તે રાખી મૂકતો. તે લાકડીને પ્રાણની માફક સાચવતો. દિવસે તે લાકડીને હાથમાંથી ન મૂકતો અને રાત્રે તે પોતાની પાસે રાખીને જ ઊંઘતો. કેટલાક ભિખારીઓ શાહુકારોને ત્યાં પૈસા જમા રાખે તે ધનિયાને પસંદ ન હતું. કેટલાય ભિખારીનું ધન શાહુકારો પાછળથી ખાઈ જતા તે ધનિયાની જાણ બહાર ન હતું. ચતુર ધનિયો આમ છેતરાય તેવો ન હતો. તે જાણતો કે ગરજ મીઠ અને વિદ્યા પાઠે.

ધનિયાએ આ ધંધાર્થે પ્રવાસો પણ ઠીક કર્યા. શહેરમાં ગામોમાં જાત્રાના સ્થળોએ તે પણ ફરી વળ્યો. તેને વિચિત્ર અનુભવો પણ થયા. માણસની પરીક્ષા કરવામાં તે હવે કુશળ બન્યો. સુરતી કે કાઠિયાવાડી, અમદાવાદી કે મુસાફરો મારવાડી કે સખાવતી તે માણસને જોતાંજ ધનિયો કળી જતો.

કોને પાસે કેટલું અને કેમ કઢાવવું તેની કળા તે શીખી ગયો હતો. કોઈને ઑક આપવો કે રેલ્વેના નોકરોને કિમિયો બતાવતાં પણ તે અચકાતો નહિ. જરૂર પડે દર્દીઓને જડીબુટ્ટી પણ આપતો.

કબીરવડ આગળ મેળો ભરાયો ત્યારે તે શુક્લતીર્થ ગયો ભિખારીઓની હારમાં તે પણ બેસવા લાગ્યો. તેની પડોશમાં એક હાથે પગે લુલી ભિખારણ બેસતી. ધનિયાને તેની જોડે ઓળખાણ થઈ, પછી બાદ પરિચય થતાં બંનેએ વરવહુ તરીકે રહેવા નક્કી કર્યું. પ્રેમના ઉભરાને જ વશ થઈ ધનિયાએ આ ભિખારણ-ધનકીને સ્ત્રી તરીકે સ્વીકારી હતી એમ ન હતું પણ તેની અપંગતા વડે સારૂ ધન પ્રાપ્ત કરી શકશે એમ ચતુર ધનિયો સમજી ગયો હતો.

અને બન્યું પણ તેમજ. ધનકી તેના કરતાં વધારે દાન પ્રાપ્ત કરતી. સાંજ પડયે ધનકીએ ભેગા કરેલા પૈસા ધનિયો લઈ લેતો અને તે કમરે નોળિયામાં ફેરવતો ધનકીને પણ અંગત ખર્ચ માટે તેમાંથી કશું લેવા દેતો નહિ. ધનકીને આ રૂચતું નહિ પરંતુ ધનિયાનો તેને હમેશાં ધાક લાગતો.

આ યુગલને એક છોકરો અવતર્યો. તેને ધનિયા માફક બુધ્ધિ હતી એટલુંજ નહિ પણ ધનકી માફક તે લુલો પણ હતો આ ખોડ-ખુતાથી ધનિયો ઘણો રાજી થયો. આ અપંગ બાળક ધનિયાને ધંધામાં ઘણું ઉપયોગી નીવડશે એવી ચતુર ધનિયાની સમજ હતી.

અને બન્યું પણ તેમજ. બાળકનું પ્રદર્શન કરી તેઓ હવે ઠીક ભીખ મેળવતા. ધનિયાની હરામખોરી ચાલુ હતી. ભીખો પણ બાપ જેવોજ મખ્ખીચૂસ નીવડ્યો. તેનાં માબાપ ગુજરી ગયાં, ત્યારે તેને મળેલી પુંજીમાં તેણે વધારે કરવો ચાલુજ રાખ્યો.

ભીખો એક દિવસ વરસાદના તોફાનમાં નદીના પૂરમાં ડુબ્યો પણ એક ખારવાએ તેને રેતમાંથી બહાર કાઢ્યો. ભીખાના પગોથી તેણે હાથ લાંબા સમય સુધી હલાવ્યા અને આમ કરી તેણે ભીખાથી પીવાઈ ગયેલું પાણી બહાર કાઢ્યું અને તેનો જીવ ઉગારી લીધો.

પણ ભીખો બહાર જેવો સાજ થયો તેની લાકડી ક્યાં! તેની અને તેના બાપની મૂડી એમ નાશ પામે તો ભીખાનું મગજ કેમ ઠેકાણે રહે ! ભીખો નદી તીરે આમ તેમ ભટક્યો. નદીના કરાડા પરથી એક મહાન વડ નદીમાં ઝૂકી પડ્યો હતો. એ વડની ડાળખીમાં ભીખાની પ્રાણપ્રિય લાકડી નદીના પાણીમાં તરતી આવી ભટકી હતી અભિજ્ઞાને ચક્ષુ પ્રાપ્ત થાય અને આનંદ મળે તેટલો હર્ષ ભીખાને ઉપજ્યો.

પણ ભીખાને હવે નવા જ્ઞાનનો ઉદય થયો. તેની સર્વ મૂડી નદીમાં ઘસડાઈ ગઈ હોત તો ? તેને ખારવાએ બહાર કાઢ્યો નહોત તો ? બહાર કાઢી તાત્કાલિક ઉપચારો કરી તેણે પીધેલું પાણી બહાર ન કાઢત તો તેની મૂડી નાશજ પામત. ખુદ તે પણ નાશ પામ્યો હોત. તો હવે પૈસે આટલી કંજુસાઈ ન કરવી. આજના હર્ષમાં પેંડા ખરીદી તો ખાવાજ જોઈએ. એમ નિશ્ચય કરી ભીખો શહેરમાં ગયો અને એક મોટા કંદોઈની દુકાને પહોંચ્યો અને તેણે અધો શેર ખરીદી માગી

ભીખા પાસે છૂટા પૈસા ન હતા. તેથી તેણે સંઘરેલી નોટમાંથી એક કાઢી કંદોઈને નોટ આપી. કંદોઈએ નોટ લીધી અને આમ તેમ તે નોટ ફેરવી ને જોવા લાગ્યો અને પછી તેણે ભીખાના મ્હોં પર નજર ફેરવી. ભીખાએ પૂછ્યું, "શું નોટ ખોટી છે ?" કંદોઈએ કહ્યું, "ના" ભીખાએ કહ્યું. "ત્યારે મને મિઠાઈ આપી દો અને બાકીના પૈસા આપો" કંદોઈએ કહ્યું.

"નોટ ખરી છે પણ હજાર રૂપિયાની નોટ સરકારે ચલણમાંથી દૂર કરી છે. માટે તેની હવે કશી કિમ્મત ન આવે." એમ કહી કંદોઈએ તેને નોટ પાછી આપી.

ભીખાએ એક પછી એક એમ સર્વે નોટો તેની થાકડીમાંથી બહાર કાઢી. હજાર હજારની બત્રીસ નોટો તેના બાપાની અને તેની સંચિત મૂડી. બત્રીસ હજાર રૂપિયા. સરકારને એ શાપ આપવા લાગ્યો. જીવનમાં ભેગો કરેલો પૈસો આમ બરબાદ થાય? ભીખાને શું કરવું તે કંઈ ન સૂઝ્યું. કંદોઈએ મલકમાં કહ્યું કે "આ નોટોની હવે કશી કિમ્મત નથી, પણ પુરાણી વસ્તુઓ સંગ્રહ કરવાના મારા શોખને લઈને હું દરેક નોટના બે પૈસા આપીશ. મારાં છોકરાંઓ એ નોટ ફ્રેમમાં મઢી ઘરમાં ટાંગશે. તમારી બત્રીસ નોટનો એક રૂપિયો આપું."

ભીખાએ બત્રીસે નોટો કંદોઈ પર ફેંકી. કંદોઈએ ભીખાને એક રૂપિયો આપ્યો તે લઈ તેને પાછો આપ્યો અને અર્ધો શેર મીઠાઈ માગી. આમ રૂપિયાની મીઠાઈ બંધાવી તે ત્યાંથી રસ્તે પડ્યો. મીઠાઈ ખાતાં તે વિમાસણમાં પડ્યો, "હજી ભીખ માગવી ચાલુ રાખવી કે મજૂરી કરવી?" તે એક આંખે અશક્ત હતો અને ભારે શ્રમ કરી શકે એમ ન હતું. તેને ગાંધીજીનો રેંટિયો યાદ આવ્યો. 'હું કાંતીશ. અંધ અશક્તો માટે રેંટિયા સંઘ સ્થાપીશ.' આ નિર્ધાર પર આવતાં તેના વદન પર સ્મિત ચમક્યું.

# અભણ સ્ત્રી

શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

થોડા વખત ઉપર જ હું લેનિનગ્રેડમાં રહેતી એક અભણ સ્ત્રીને ઓળખતો હતો.

તેનો ધણી મોટો સોવિયેટ અમલદાર હતો. તે હોશિયાર, ઉત્સાહી, અને સમાજવાદનો ભક્ત હતો. જો કે તે મૂળ ખામડેનો હતો, અને તેણે કોલેજની કેળવણી પણ લીધી ન હતી, છતાં તે ઘણો અનુભવી હતો અને ભલે તે મિટિંગમાં ભાષણ કરી શકતો, તે ઇલેક્ટ્રીશિયન, ડાક્તર કે સાયન્ટિસ્ટ સાથે પણ દલીલ કરી શકતો.

પણ તેની પત્ની પેલેગિયા ન વાંચી કે લખી શકતી. તેઓ બંને સાથે શહેરમાં રહેવા આવ્યાં પણ તે કાંઈ શીખી નહીં. તેને પોતાની સહી કરતાં પણ ન આવડે.

તેનો પતિ આથી ઘણો નાખુશ રહેતો અને તે શું કરવું તે તેને સૂઝતું નહિ. તે અતિ વ્યવસાયમાં ગળ્યો પચ્યો રહેતો અને તેને પત્નીને ભણાવવાની નવરાશ ન મળતી તેથી તેને બહુ લાગતું.

તે વારંવાર પત્નીને કહેતો, "વ્હાલી, તું વાંચતાં કેમ ન શીખતી ? તારી સહી કરવા જેટલું તો શીખ. સદીઓથી અજ્ઞાન અને જંગલીપણામાં ડૂબેલો આપણો આ દેશ હવે પ્રગતિ સાધી અંધકારકૂપમાંથી બહાર નીકળ્યો છે. આપણે સર્વત્ર અંધકાર અને નિરક્ષરતા નાબુદ કરીએ છીએ અને અહીં તું એસોશિયેટેડ ટ્રસ્ટના ડિરેક્ટરની પત્ની ન વાંચી કે લખી શકે ! આથી મને શું સંતાપ થાય છે તેનો તને ખ્યાલ નથી !"

પણ પેલેગિયા માત્ર હાથ હલાવી તેને કહેતી "ઇવાન, આવી નકામી બાબત માટે તું શા માટે દુઃખી થાય છે ? વાંચવા લખવામાં હું મારો સમય શા માટે બગાડું ? હું નાની હતી ત્યારે જરૂર નહિ અને હવે આ મોટી ઉંમરે મારાથી પેન પકડતાં ન શીખાય. હું કોશિષ કરું, તો પણ હવે સ્લેટ પર મારાથી લીટી સારી કઢાય નહિ આંગળાં વળે નહિ. હું શું કામ ભણું ? નાના છોકરાં માટે—ભાઈઓ માટે અભ્યાસ ઉપયોગી છે હું તો બાકીની જિંદગી વગર ભણ્યે જ બેઠી કાઢીશ"

"અરે, પેલેગિયા !"

છતાં તે એક દિવસ ઘેર બાળપોથી લઈ આવ્યો. "પેલેગિયા, આ લે, તારા માટે કેળવણી વિષયક અદ્યતન શોધ-ખોળના આધારે મોટેરાંઓ માટે ભણતાં શીખવાનું પ્રથમ પુસ્તક લઈ આવ્યો છું. હું જાતે જ તને ભણાવીશ અને મહેરબાની કરી દલીલ કરીશ નહિ."

પેલેગિયાએ કશી દલીલ કરી નહિ, પણ ધીમું સ્મિત કરી તેના હાથમાંથી બાળપોથી લઈ, કોઈક દિવસ કોઈના બાળકને તે ઉપયોગી નીવડશે એમ વિચારી તેને કબાટના ખાનામાં મૂકી.

એક દિવસ તે શીવવાનું લઈને બેઠી તેના પતિનો કોટ સુધારવો હતો. તેની બાંય ફાટી ગઈ હતી. તે બેઠી સોય હાથમાં લઈ, કોટ નીચે રાખી શીવવાનું શરૂ કરતી હતી, ત્યારે કોટમાં કંઈ ખખડ્યું.

"પૈસા હશે !" પેલેગિયાને વિચાર આવ્યો.

તેણે ખિસ્સામાં હાથ નાખ્યો. કાગળ હતો. સુંદર અક્ષરવાળો—સ્વચ્છ કાગળ—તેમાંથી અત્તરની સુગંધ આવતી હતી.

લગભગ તેના હૃદયે ઓચિંતો આંચકો અનુભવ્યો. "ઇવાન મને છેતરતો નહિ હોય !" તેને વિચાર આવ્યો, "તે કદાચ બીજી યુવતીઓ સાથે પત્રવ્યવહાર કરતો હશે અને મારી પીઠ પાછળ હું અભણને તે હસતો હશે !"

તેણે કાગળ જોયું, કાગળ બહાર કાઢ્યો, પણ તે વાંચી શકી નહિ.

વાંચતાં ન આવડવા માટે તેણે જિંદગીમાં પ્રથમવાર ગ્લાનિ અનુભવી. "કાગળ મારો છે કે નહિ તેની મને પરવા નથી." તેણે વિચાર્યું, "પણ એમાં શું લખેલું છે તે હું જાણીશ મારા જીવનનો આધાર એ ઉપર છે કદાચ હું મારે માગ પાછો જઈ ખેતીનું કામ કરીશ."

તેને અકળાટ થયો, આવેશ આવ્યો એથી તેનું હૃદય ભરાઈ ગયું

તે રડી. ઇવેન વિષેની નાની નાની વાતો તેને સાંભરી ઉઠ્યાં થોડાં અઠવાડીયાંમાં તેને તેનામાં ફેરફાર થયેલો લાગ્યો તે હવે રોજ મૂછની સંભાળ ગખતો અને તેને બ્રસકાથી સાફ કરતો. હવે તે હાથ પણ મલ્લિહાર પીતો અને ટોપી પર્ણ નવી મૂકતો!"

પેલેજિયા કાગળ જોતી બેઠી અને તેની આંખોમાંથી ફુવારાના નીર માફક આંસુ વહ્યાં અલબત્ત, કાગળમાં શું હતું તેની તેને ખબર ન હતી તેને વાંચતાં આવડતુ ન હતું તેને બારાખડી પણ ન આવડતી કોઈ અજાણ્યાને કાગળ બતાવતાં તેને ધાક લાગ્યો

આખરે તેણે રડવાનું પૂરું કર્યું કબાટના ખાનામાં પત્ર મૂક્યો, કોટની બાંયને થી વડાં મૂક્યાં, અને ઇવેનની ઘેર આવવાની રાહ જોવા લાગી.

તે ઘેર આવ્યો, ત્યારે પેલેજિયાએ પોતાની અસ્વસ્થતાનો ઇવેનને જરા પણ ખ્યાલ આવવા ન દીધો. તે વધારે શાંત બની, સરળતા અને વહાલપૂર્વક વાતો કરવા લાગી અને ઇવેનને જણાવ્યું કે, "હવે મને ભણવાનું ગમશે. અભણ હોવું અને હવે ખરાબ લાગે છે."

અલબત્ત ઇવેનને ઘણો આનંદ થયો "ઉત્તમ", તેણે કહ્યું "હું તને જાતે જ શીખવીશ."

"વારુ અને શીખવો." પેલેજિયાએ કહ્યું અને તેણે તેની મૂછો તરફ ધારી ધારીને જોયા કર્યું. વળી તેના હૃદયમાં આઘાત લાગ્યો અને તે વ્યાકુળ થઈ.

મહિનાઓ સુધી પેલેજિયાએ રોજ અભ્યાસ જારી રાખ્યો તેણે ધીરજથી કાગળના અક્ષરો શબ્દોમાં ગોઠવ્યા પછી કાગળનાં વાક્યો ઉકેલી લીધાં, રોજ સાંજે તે કબાટમાંથી રહસ્યભર્યો પત્ર બહાર કાઢી ગુપ્ત અર્થ સમજવા યત્ન કરતી

પણ તે કંઈ સહેલું ન હતું.

પણ મહિનાઓ પછી તે લખેલું વાંચી શકતાં શીખી.

ઇવેન એક સવારે કામે ગયો, ત્યારે પેલેજિયાએ ફરીથી કબાટમાંથી પત્ર બહાર કાઢ્યો અને તે વાંચવા બેઠી

સુંદર અક્ષરો વાંચતાં તેને મહેનત પડી. પણ કાગળમાંથી ઊઠતી સુગંધીએ તેને ઉત્તેજિત રાખી. કાગળ તેના પતિ ઉપર હતો.

માનીતા બિરાદર ઇવેન, તમને મોકલી આપવાને મેં વચન આપેલું તે બાળપોથી આ સાથે મોકલું છું અને આશા છે કે તમારી પત્ની બે ત્રણ માસમાં વાંચતાં શીખી જશે. મને વચન આપો કે તમે તેને શીખવી દેશો. અભણ રહેવું કેટલું ખરાબ છે તે તેને સમજાવશો.

સંવત્સરી ઉત્સવની તૈયારી કરતાં આપણે આખા દેશમાંથી નિરક્ષરતા નાબુદ કરવા બનતા બધા ઉપાયો યોજીએ છીએ પણ આપણે આપણું કુટુંબ જ ભૂલી જઈએ છીએ.

આ પૂરું કરવાનું મને વચન આપો

મેરિયા બ્લોમિના.

પેલેજિયા પત્ર બે વાર સાદ્યન્ત વાંચી ગઈ અને ફરી વાર કંઈ વિચિત્ર કરૂણાની લાગણીથી રડી.

પણ વિચાર કરતાં તેને સમજાયું કે ઇવેન અને તેની પરણિત જિંદગી સુખી હતી, એ ખ્યાલે શાંત થઈ અને બાળપોથી અને પત્ર બંને કબાટમાં મૂકી દીધાં.

# ગળાનો કાકડો

સિદ્ધાર્થ

ઉચ્ચાર કરતાં ઘણા લોકો વારંવાર કથન કરે છે કે શરીરમાં આંતરડાનો છેડો (એપેન્ડિક્સ) અને ગળાના કાકડા જેવા નિરુપયોગી ભાગો છે. ઉત્ક્રાંતિ નિયમાનુસાર વાનરમાંથી નર થયો, પણ તેની અગાઉની અવસ્થાના આવા ભાગો મનુષ્યમાં અવશિષ્ટ રહી ગયા છે અને તે ભાગો દાક્તરોને નવી મોટર લેવા કે નવા ઘર બંધાવવા સિવાય બીજા કશા ઉપયોગના નથી. હાલતાં ચાલતાં લોકો ગળાના કાકડા કપાવે છે અને તે કરતાંય ત્વરાથી લોકો એપેન્ડિક્સ કાઢી નખાવે છે. પશ્ચિમના કેટલાક દેશોમાં તો વિદ્યાર્થીઓ દાક્તરી પદવી પ્રાપ્ત કરીને તરતજ એપેન્ડિક્સ કઢાવતા જાય છે કે પાછળથી એની પીડાનો કશો ભય ન રહે એવી અગમચેતી તેઓ રાખે છે!

જો કાકડો મોટો હોય તો 'ડિપ્થેરીઆ' થાય, ગળું રૂંધાય શ્વસન ક્રિયામાં મુશ્કેલી અનુભવવી રહે એમ લોકો કહે છે. જો કાકડો નાનો હોય તો તે દબાઈ ગયેલો છે એમ તેઓ કહે છે. તેમાં સહેજ પરુ થાય તો તે દેહમાં ઉતરી શરીર બગાડે, હૃદય નબળું પાડે અને છેવટે તે વિધિથી હૃદય અટકી દર્દી મરણશરણ થાય છે એમ તેઓ કહે છે.

આ વિષયમાં ઊંડા ઉતરી અભ્યાસ કરનારાઓએ સાબિત કર્યું છે કે ઉપર્યુક્ત માન્યતાઓમાં તથ્યાંશ નથી. દા. ત. કાકડામાં બા કે જંતુઓ હોય તેથી કાકડો વ્યાધિગ્રસ્ત બન્યો છે એમ માની શકાય નહિ. ઘણા તંદુરસ્ત માણસોના તંદુરસ્ત કાકડામાં આવાં જંતુઓ જોવામાં આવે છે, એટલું જ નહિ પણ સાવ નબળા દેખાતા કાકડામાં શા માટે જંતુઓ ન હોય! ત્યાં જંતુઓ રોકાય જ છે. જંતુઓ પકડવા માટે જ કુદરતે શરીર રચનામાં કાકડો ગોઠવ્યો છે. તે તેનું કાર્ય ન કરે તો તેનો ઉપયોગ શો? કોળવાય ઉંદર ન પકડે તો કોળવાય શેનો?

દાક્તરો કેટલીક વાર કહે છે કે 'તમારા કાકડામાં કાણાંવાળા પડો થયાં છે (Crypts) કાકડો પડો વાળો Cryptic થયો છે. હવે દાક્તરો આવો ભારે શબ્દ ઉચ્ચારે એટલે દર્દીને જરૂર ગભરામણ થાય. આ તો વસ્તુતઃ ગુફાના પ્રવેશદ્વારો છે એમાંથી જંતુઓને આકર્ષવામાં આવે છે, પછી લોહીમાંના સફેદ રજકણો તેનો નાશ કરે છે. કોઈવાર જંતુઓનો મારો ઉગ્ર હોય છે અને કાકડાની પ્રતિકારશક્તિ ઓછી થાય છે તેવા સમયે કાકડો વ્યાધિગ્રસ્ત બન્યો કહેવાય. કાકડાની આ બિમારી તાજી જ હોય તો શરીરની પ્રતિકાર શક્તિથી તે થોડા સમયમાં રોગમુક્ત બને છે. કોઈ વાર જંતુઓનું આક્રમણ એવું ભારે હોય છે કે કાકડો લાલ થઈ જાય, કાકડો મોટો થઈ જાય છે, કાકડા પર સફેદ પડ બાઝે છે, કાકડા પર સફેદ ચાંદું પણ પડે છે. પણ આ પરિસ્થિતિ ઔષધિ ઉપચારોથી સુધારી શકાય છે.

કેટલીવાર આ પીડા કાકડાને વ્યાધિગ્રસ્ત કરે છે, ત્યારે તેના પડોના કાણાં પણ રૂંધાઈ ગયાં હોય છે, પરુનો નિકાલ થતો નથી અને તે શરીરને બગાડી બીજા રોગો પણ ઉત્પન્ન કરે છે. એવા કાકડાઓ સર્જનો કાપી કાઢે છે. નહિતર ઘણીવાર એ વિકારમાંથી સંધિવા જેવી બિમારી ઉદ્ભવે છે, આવા વ્યાધિગ્રસ્ત કાકડાઓ પણ ઔષધથી સુધરી શકે છે. તેને કાપી કાઢવાની જ જરૂર હોતી નથી. વળી વધારે તપાસ કરતાં હવે પુરવાર થયું છે કે કાકડા કપાવી કાઢેલા માણસોમાં પણ પોલીયો અને હૃદયરોગનું પ્રમાણ ઘણુંજ હોય છે.

કેટલાકોને કાકડા પર કે કાકડા નજીક તાળવામાં ગુમડું થાય છે અને દર્દી સખ્ત પીડા પામે છે. આ રોગોને Quinsy કહે છે. પણ એમાં પણ કાકડાને કાપી નાખવાની જરૂર ઊભી થતી નથી. એ ગુમડું ફોડી પરુ બહાર કાઢી નાખવામાં આવે તો દર્દી રોગ મુક્ત થાય છે ગુમડામાંથી બધુ પરુ કાઢી નાખવુ જોઈએ નહિતર એ બિમારી પાછી ઉભરે છે.

કાકડા જંતુગ્રસ્ત જણાય કે તેને કાપી કાઢવો એ જાણે સામાન્ય નિયમ થઈ પડ્યો છે કાકડા સાફ કરવાથી, જંતુનો ચેપ દૂર કરવાથી રોગ નિર્મૂળ થઈ શકે છે. માત્ર કાકડાજ નહી, પરંતુ adenoids ( નાકના મસ્તકવાળા છેડે શ્વસનનળી પરના માંસનુ ગુચ્છ) પણ સાફ કરવુ જોઈએ. આંબળીના ઉપયોગથી આ કરી શકાય છે. વળી Sinus નાકના હાડકાનો ઉપરનો છેડો જંતુઓમાં સપડાય તો પણ કાકડા બગડે છે. સખત શરદી વેળા પણ આવું બને છે તો તે મૂળ કારણ દૂર કરવુ જોઈએ. Sinus ( નાકના હાડકાનો ઉપરનો ભાગ ) નુ દ્વાર ખૂલ્લું રહે તો તે કદી વ્યાધિગ્રસ્ત થતો નથી એવું નિષ્ણાતો જણાવે છે. ઉત્તમ ડાક્તરોનો અભિપ્રાય છે કે માત્ર આંબળીની ક્રિયાથી આ દુરસ્ત રાખી શકાય છે

કાકડા કાપી નાખવાની ક્રિયા એ પણ નાનું ઓપરેશન કહેવાય છે, પરંતુ તેઓ કેટલીક સ્થિતિમાં સપડાઈને મરણ પામ્યા એવા દાખલા બન્યા છે. વળી કાકડાનો સર્વ ભાગ કાઢી નાખવો જોઈએ. એ દુર્ઘટ કાર્ય છે જરા જેટલો ભાગ પણ રહી જાય તો કાકડો પાછો ઉગી નીકળે છે, ફરી પાછી પીડા થાય છે અને ફરીથી શસ્ત્રક્રિયા કરાવવી રહે છે કેટલાક દર્દીઓને મોસમની શરદી થાય છે અને પછીથી તે દમમાં પરિણમે છે. કાકડા કાઢ્યા પછી ઘણાં બાળકોનાં ગળાનું તાળવુ સુકાય છે, કેટલાકને દમ પણ થાય છે કાકડા વિનાના બાળકો દમવામાં વધારે સપડાય છે એવો એક વૈદકિય અભિપ્રાય છે. એક નિષ્ણાત ડાક્તરે કહ્યું છે કે "ત્રીસ ઉપર વર્ષની મારી ડાક્તરી પ્રેક્ટીસમાં કોઈ પણ બાળકનો કાકડો શસ્ત્રક્રિયાથી કાઢી નાખવાની સલાહ આપવાની મને જરૂર પડી નથી ઔષધિ ઉપચારોથી હું સર્વ બાળ દર્દીઓને એ રોગમાંથી મુક્ત કરી શક્યો છું."

અમેરિકામાં એક વાર એક રસદાયક અખતરો કરવામાં આવ્યો હતો પ્રાથમિક શાળાઓમાં ભણતા હજાર બાળકોને ડાક્તરની એક ટુકડીએ તપાસ્યા અને જણાવ્યું કે એમાંના ૬૧ ટકાના કાકડા કાઢી નાખવા જોઈએ. બાકીનાં બીજા તદ્દન તંદુરસ્ત છે એમ આ ટુકડીએ ખાત્રી આપી. બાકીના રહેલાઓને બીજા ડાક્તરોએ તપાસી જણાવ્યુ કે તેમાંના ૪૫ ટકા બાળકોના કાકડા કાઢી નાખવા પડશે બીજાઓ તદ્દન તંદુરસ્ત છે એવો તેમનો ચોક્કસ અભિપ્રાય હતો અવશિષ્ટ રહેલાં તંદુરસ્ત બાળકોને બીજા ડાક્તરો સમક્ષ લઈ જવામાં આવ્યાં, તેમણે તેમાંથી પણ કાકડાનાં રોગી બાળકો કાઢ્યાં. આ ક્રમમાં છેવટે માત્ર ૬૫ બાળકો જ તંદુરસ્તીનું સર્ટીફિકેટ મેળવી શક્યાં

જો વસ્તુસ્થિતિ આવી હોય તો એક ડાક્તરની સલાહ સાંભળી કાકડા કાઢી નાખવા તત્પર થવું એ મુર્ખાઈ ભર્યું છે. બાળક હજી પુખ્ત વયના થાય તે અગાઉ કાકડા વ્યાધિગ્રસ્ત થાય તો કુદરતની મોટી ભૂલ થયેલી જણાય. વળી કાકડા તદ્દન નિરૂપયોગી ભાગ હોય તો બગલ કે પીઠ ઉપર મૂકવાને બદલે મોંમાં કુદરતે મૂક્યો છે તે તો વળી ભયંકર ભૂલ. પરંતુ વસ્તુતઃ એ ભૂલ નથી પણ કાકડા યોગ્ય જગ્યાએજ મૂકવામાં આવ્યા છે શરીરમાં જતાં જંતુઓને તે પકડી લે છે. સ્નાયુને વધારે કામ કરવુ પડે ત્યારે તે જરૂર મોટા થાય. તેથી તેને એકદમ કાઢી નાખવો ખોટું છે વળી વડીલોએ તો કાકડા કઢાવી નાખતા પહેલાં ઘણો વિચાર કરી લેવો જોઈએ કાકડા કાઢ્યા પછી કંઈ બચ્ચાંઓના સાદ બગડી જાય કે વિકાર પામ્યા છે માત્ર આંબળીની ક્રિયાથી નાક અને ગળુ સંપૂર્ણપણે સાફ રાખવામાં આવે તો કાકડાને તંદુરસ્ત રાખી શકાય છે. એજ ક્રિયાથી બગડેલા કાકડા સુધરે પણ છે એવો અનુભવી નિષ્ણાતોનો મત છે.

# ઇશ્વરની શોધમાં

ગજરાબેન નાયક

[ખલિલ જિબ્રાનની કથાઓ]

બે માણસો ખીણમાં ચાલીને જતા હતા, ત્યારે એક પર્વત બાજુ આંગળી બતાવી બીજાને કહ્યું, "પેલો આશ્રમ દેખાય છે ને! ત્યાં એક માણસ રહે છે તેણે દીર્ઘ કાળથી સંસાર ત્યાગ કર્યો છે તે ઇશ્વર સિવાય બીજું કશું આ દુનિયામાં શોધતો નથી."

અને બીજાએ કહ્યું, "તે તેના આશ્રમ અને આશ્રમની એકાંતતા સહ સંસારમાં આવી આપણા સુખદુઃખમાં સહભાગી બની, લગ્નના નૃત્યોમાં નૃત્ય કરે અને મરણ પામેલા સમક્ષ રુદન કરનારાઓ સાથે રુદન નહિ કરે ત્યાં સુધી તેને ઇશ્વર મળશે નહિ."

બીજો માણસ આ બધું અંતરમાં સમજ્યો ખરો, છતાં તેની સમજ વિરુદ્ધ જવાબ આપ્યો, "તમે સાચું કહો છો, તે સાથે હું સમ્મત થાઉં છું; છતાં હું માનું છું કે એ સાધુ સારો માણસ છે. શું એવું નથી હોતું કે બધા અસભ્યોની દેખીતી ભલાઈ કરતાં એક સારો માણસ એકાંતવાસથી વધારે સેવા કરે છે!"

## વ્હેલ અને પતંગીઉ

એક સાંજે એક પુરુષ અને એક સ્ત્રી ટપ્પાની ગાડીમાં સાથે મુસાફરી કરતાં હતાં તેઓ અગાઉ કદી મળ્યા ન હતાં

પુરુષ કવિ હતો અને તે સ્ત્રી પાસે બેઠો અને તેને આનંદિત કરવાના આશયથી તેણે કેટલીક પોતે રચેલી અને બીજી બીજાએ રચેલી વાર્તા કહેવા માંડી

પણ એ બોલતો હતો ત્યારે તે સ્ત્રી ઊંઘ ખાતી હતી. ગાડીને ધીમે લાગતાં ઉતારૂઓને આંચકો લાગ્યો અને સ્ત્રી જાગી ગઈ અને બોલી, "જોન્હા અને વ્હેલની વાર્તાનું તમે કરેલું અર્થઘટન હું વખાણું છું"

અને કવિએ કહ્યું, "બાઈ સાહેબ પતંગિયા અને ગુલાબ વિષે રચેલી મારી પોતાની વાર્તા હું તમને કહેતો હતો, તેઓ એક બીજા સાથે કેમ વર્તતાં તે મેં તમને જણાવ્યું!"

## નદી

વિશાળ નદીવાળા કાદીશ પ્રદેશની ખીણમાં બે ઝરણાંઓ ભેગાં મળ્યાં એકે બીજાને કહ્યું. "બાઈ તું ક્યાંથી આવ્યું! અને તારો માર્ગ કેવો હતો!"

બીજાએ જવાબ આપ્યો, "મારે માર્ગે મુશ્કેલીઓ વેરવી પડી છે પાણી ખેંચનારી પવન ચક્કીનું ચક્ર ભાંગી ગયું અને મને નહેરમાંથી ખેતરમાં લાવનાર નિષ્ણાત ખેડુત મૃત્યુ પામ્યો છે આખો દિવસ આળસમાં માત્ર બેસી રહી તડકો ખાયા કરતા એવા લોકોએ કરેલી ગંદકીની દુર્ગંધ વહેતી હું માર્ગ કરી આવું છું. પણ બાઈ તારો પંથ કેવો હતો!"

અને બીજા ઝરણે જવાબ આપ્યો, "મારો માર્ગ જુદી જાતનો હતો. સુગંધીદાર પુષ્પો અને લજ્જાળુ લતાઓમાંથી હું માર્ગ કરી આવું છું રસ્તે લોકો ચાંદીના પ્યાલાઓ ભરી મારામાંથી પાણી પીતા. મારા કિનારે બેસી બાળકો તેનાં ગુલાબી પગ પાણીમાં છબછબાવતા અને મારે રસ્તે મધુર સંગીતો ગવાતા. અફસોસ છે કે તમારો માર્ગ સુખી ન હતો."

તે પછી નદીએ મોટા અવાજે કહ્યું, "ચાલો, ચાલો, આપણે દરિયે જવાનું છે, ચાલો વાદો ન કરો મારી સાથે ચાલો. આપણે દરિયે જઈએ છીએ. ચાલો, ચાલો, મારી સાથે થતાં તમે તમારો આનંદી કે શોકમગ્ન પ્રવાસ ભૂલી જશો ચાલો, ચાલો આપણી માતા સમુદ્રના વિશાળ હૃદયમાં આપણે સમાઈ જઈશું ત્યારે આપણા પથના સર્વ સુખદુઃખો આપણે ભૂલી જઈશું "

### બીજો પ્રવાસી

એક વાર મને બીજો પ્રવાસી મળ્યો તે પણ સહેજ ચક્કર જણાયો અને તેણે મને કહ્યું, "હું પ્રવાસી છું મને ઘણીવાર લાગે છે કે હું વામનોની પૃથ્વીમાં ફરું છું અને મારું મગજ તેમના મગજ કરતાં ધરતીથી સિત્તેર ક્યુબિક ફીટ દૂર છે, તેથી હું વધારે ઉચ્ચ અને વધારે સ્વતંત્ર વિચારો ઉત્પન્ન કરું છું.

સત્ય કહું તો હું માનવીઓમાં ફરતો નથી પણ તેમના ઉપર રહું છું અને તેઓ ઉઘાડા ખેતરમાં મારાં પગલાં માત્ર જોઈ શકે છે

"મારા પગલાંના કદ અને આકાર વિષે તેમના મતભેદો ચર્ચતા મેં તેમને અનેકવાર સાંભળ્યા છે. કેટલાક કહે છે કે, "અગાઉના સમયમાં એક મહાકાય રાક્ષસ પૃથ્વી પર ફરતો તેના એ પગલાં છે " ત્યારે બીજાઓ કહે છે, "આ તો દૂર દૂરના ધૂમકેતુના ખરેલા અંશો છે"

"પણ તમે મારા મિત્ર, તમને તો ખબર છે જ કે એ પ્રવાસીનાં પગલાં છે, બીજું કશું નથી."

### દિવાનો

ફીક્કા, સુંદર અને આશ્ચર્યયુક્ત વદનવાળા એ યુવાનને હું દિવાનાગૃહના બગીચામાં મળ્યો'

બાંકડા પર હું તેની પાસે બેઠો અને મેં પૂછ્યું, "તને શા માટે અહીં રાખવામાં આવ્યો છે ?"

આશ્ચર્યમાં તે મારા પ્રતિ જોઈ રહ્યો અને પછી બોલ્યો, "આ પ્રશ્ન અયોગ્ય છે, છતાં હું તમને તેનો જવાબ આપીશ મારા પિતાએ મને તેના જેવો જ બનાવવો હતો અને હું કાકા જેવો થાઉં એવી મારા કાકાની ઇચ્છા હતી, મારા નાના જેવો થાઉં એમ મારી માતા ઇચ્છતી. સાગર ખેડતા મારા બનેવી મારે અનુસરવા માટે સંપૂર્ણ આદર્શ છે એમ મારી બેન કહેતી મારા ભાઈની સલાહ હતી કે મારે તેના જેવા મજબૂત કસરતબાજ બનવું.

"મારા શિક્ષકો—તત્વવેત્તા, સંગીતશાસ્ત્રી, અને તર્ક વિશારદ દરેકે મને પોતાના જેવા બનાવવા નિર્ણય કર્યો હતો.

"તેથી હું અહીં આવ્યો છું આ સ્થળ સ્વસ્થ જણાય છે અહીં કોઈ નહિ તો હું હું થઈ શકું છું."

પછી તે મારા તરફ એકદમ ફરીને બોલ્યો, "તમને પણ કેળવણી અને સારી સલાહને લીધે અહીં આવવું પડ્યું છે ?"

અને મેં જવાબ આપ્યો, "નહિ, હું તો આ સંસ્થા જોવા-માત્ર આવ્યો છું "

અને તેણે કહ્યું, "હા, હું સમજ્યો દિવાલની પેલી બાજુ પર આવેલા દિવાનાગૃહમાં રહેનારાઓમાંના તમે એક છો,"

# "અભિસાર"—એક દૃષ્ટિપાત

કુંજવિહારી મહેતા

'આરાધના'ના કાવ્યસંગ્રહથી જાણીતા થયેલા પ્રા. મનસુખલાલ ઝવેરીનો આ એક નવો કાવ્યસંગ્રહ બહાર પડ્યો છે. પરંતુ 'આરાધના'ના કર્તા પાસે જો આ સંગ્રહમાં આપણે ઉચ્ચ પ્રકારના કાવ્યસર્જનની કે શક્તિના વિશદ વિકાસની અપેક્ષા રાખીએ તો તે નિરાશામાં જ પરિણમવાની 'અભિસાર'માં 'આરાધના'ની કોટીનાં કાવ્યો ક્વચિત્ જ મળે છે, કેટલાંક ઉદ્‌બોધન છે, કેટલાંક સોનેટો છે, ખંડકાવ્યો છે અને કેટલાંક પાદપૂર્તિનાં જોડકણાં છે

સૌથી પહેલાં એમનાં ગીતો વિશે વિચાર કરીએ. શ્રી ઝવેરીનો ગીતો લખવાનો પ્રયાસ એ ગુજરાતી કવિતા સાહિત્યમાં આવતું એક પ્રત્યાઘાતી તત્ત્વ છે એમને ગીતો રચવાની ફાવટ નથી એ તો કોઈપણ વાચક પ્રથમ નજરે જ જોઈ શકશે ગીતોમાં ભાવની જે સચોટતા અને તીવ્રતા જોઈએ, લયનું સૌન્દર્ય અને સ્વરનું માધુર્ય જોઈએ, અને વસ્તુગુંફનની એકાગ્રતા જોઈએ તે એમનાં ગીતોમાં નથી એમનાં ઘણાં ખરાં ગીતોમાં એક પ્રકારની શિથિલતા છે અને એથી ભાવની તીવ્રતાનો અભાવ છે એમાં શબ્દોની કરામત અને તરલ ખિલાવ રમ્ય કલ્પના પણ ઓછી છે

ભક્તિ ગીતોમાં રસની જમાવટ અને ભાવસચોટતામાં મધ્યકાલીન કવિઓને બાજુએ મૂકીએ તો પણ કવિ ન્હાનાલાલ કે શ્રી ખબરદારને આપણા જુવાન કવિઓમાંથી હજી સુધી કોઈ પહોંચી શક્યું નથી શ્રી ઝવેરીનાં ભક્તિ ગીતોમાં ભાવ અને ઊર્મિની સચ્ચાઈ નથી. જ્યારે આવી સચ્ચાઈનો અભાવ હોય છે ત્યારે ગીતનું આખું કલેવર શિથિલ બની જાય છે અને ગીત ફિક્કું પડી જાય છે સંગ્રહનું પ્રથમ ગીત "હરિ આવો" જોઈએ તો એમાં ઈશ્વર મિલનનો જે તલસાટ, જે તમન્ના, પ્રભાવિત કરતી ઊર્મિ અને કલ્પના જોઈએ તે એમાં નથી આથી ગીતની છાપ આવતી નથી, આની જોડાજોડ એવા પ્રકારનું કવિ ન્હાનાલાલ કે ખબરદારનું એકાદુ ગીત મૂકી જોઈશું તો આ ભેદ સ્પષ્ટ થશે. "ગિરિધર ગોકુલ આવો" એ ગીત પણ આવું જ છે ગીતોના ઢાળની પસંદગી પણ એવી છે કે એમાં ભાવની વિશદ પકડ જામતી નથી. વેદનાથી વ્યાકુળ બનેલા હૃદય અને ગોકુળ ગામનું જે પ્રકારનું વાતાવરણ ઉપજવું જોઈએ તે ઉપજતું નથી

"નાચે" નામના ગીતમાં વર્ષાના સમગ્રનું વર્ણન છે પરંતુ એ ગીત વર્ષાનું વાતાવરણ જમાવી શક્તું નથી. "નભ નાચી રહ્યો ઘનઘોર" માં મેઘની ઉછાળતી ઘનઘોર ઘટાથી અને મેઘના તાંડવ જેવા ભયંકર પ્રચંડ નૃત્યની કંઈક રુદ્રતા અને વળી એમાં રહેલા માધુર્ય અને મુગ્ધતાના જે ભાવ થવા જોઈએ તે ગીતથી થતા નથી એની સાથે મીરાંનું "રાણા તારા કુંવરિયામાં બોલે ઝીણા મોર" સરખાવીએ તરત જ પ્રતીત થશે કે કેવળ શબ્દોની સુંદર પસંદગીથી આ મધ્યકાલીન કવયિત્રી કેવું અનુપમ રમણીય વાતાવરણ સર્જી શકે છે

આમ છતાં જે ગીતથી આખા સંગ્રહનું અભિધાન થયું છે તે "અભિસાર" ગીત સારું છે. એમાં સૃષ્ટિને એક વિશ્વકુમારી કલ્પી છે અને તે કોઈકના અભિસારે નીકળી છે એમ કવિ માને છે એમાં કલ્પનાનું ઉડ્ડયન છે અને રમ્યતા છે અને અભિસારે નીકળેલી વિશ્વકુમારીનું વર્ણન મનોહર છે.

એમનાં ઉદ્‌બોધક કાવ્યો જોતાં પણ એક પ્રકારની નિરાશા જન્મશે. એમનાં પ્રણય કા૦ માં પણ ઘણે ભાગે નિષ્ફળ પ્રયત્નોજ

કાવ્યો છે. એટલે ભાવની એકવિધતા આવી જાય છે. એક જ પ્રકારના ભાવ વિષે કાવ્યો લખવાનાં હોય ત્યારે આવી એકવિધતાનો સંભવ રહે પણ એ ભાવની રજુઆત ચાતાદ્વારા થાય તો એ એકવિધતા ટાળી શકાય. પરંતુ એવી ચાતુરી અહીં મળતી નથી. "ટહુકુ જ હોય નહીં તો." કે "આંસુ ય કાં શોષતો?" કે "મુજને સ્મરો કદી!" કાવ્યોમાં આવો એક જ પ્રકારનો ભાવ પ્રતિબિંત થાય છે

"દાદાજી" અને "બાપુજીને" એ કાવ્યો સ્વજન વિરહનાં કાવ્યો છે અને એમાં કવિ પોતાના હૃદયના ભાવો સારી રીતે વ્યક્ત કરી શક્યા છે છતાં પણ કાવ્યોની દીર્ઘસૂત્રતા અને શિથિલતા ખટકે છે "શુદ્ધિ ને સિદ્ધિની પળે." "મહોત્સવ ખુમારીનો" "સપ્ને જ બસ જા." એ પ્રાસંગિક કાવ્યો છે. એમાં પ્રથમ કાવ્ય રાજકોટમાં ભરાયલી સાહિત્ય પરિષદ વેળાએ સ્વાગત કાવ્ય તરીકે લખાયું છે, બીજું ચીમુરની શહાદતના પ્રસંગે લખાયું છે અને આ પ્રાસંગિક કાવ્યોનું મૂલ્ય પ્રાસંગિક કાવ્યો જેટલું જ છે.

પરંતુ કવિ જેને "રત્નાવલિ" તરીકે ઓળખાવે છે તે ચૌદ પાદપૂર્તિના કાવ્યો જરાય રત્ન કે તેની આવલિ જેવાં લાગતાં નથી જેમ વર્તમાન મુશાયરાઓના સમારંભોમાં કેટલીક પંક્તિઓ પર મઝા નામક લોકકણું લખાય છે એવા પ્રકારનાં એ કાવ્યો જણાય છે કાવ્યો તરીકેનું એનું મૂલ્ય અતિ અલ્પ છે

"કમળ જેવી છતાં તમ આંખ,
આ કાતિલ કટારી છે.
નથી દિલ તોય છે દિલદાર,
બલિહારી તમારી છે"

આને આપણે લોકપ્રિયતાથી જરાય વધારે ગૌરવ આપી શકીએ નહીં. મને લાગે છે કે આ "રત્નાવલિ" નો આખોય વિભાગ કાઢી લીધો હોત તો સારું થાત.

શ્રી ઝવેરીને વધારેમાં વધારે ફાવટ ખંડ કાવ્યો લખવામાં છે અને એમનું અનુષ્ટુપ પરનું પ્રભુત્વ પણ પ્રશંસનીય છે એમનાં ગીતોમાં આવી જતી દીર્ઘસૂત્રતા કે શિથિલતા છંદોબદ્ધ કાવ્યોમાં હોય છતાં ગીતો જેટલી પારદર્શક બનતી નથી જો વધારે એકાગ્રતા જાળવી શ્રી ઝવેરી ખંડ કાવ્યો લખે તો વિશિષ્ટ પ્રકારનાં ખંડ કાવ્યો ગુજરાતને આપી શકે વળી શ્રી ઝવેરી હમણાં હમણાં વિવેચક બનતા જાય છે એટલે એમની કાવ્યની સર્જનશક્તિ વિવેચનની વિશ્લેષાત્મક શક્તિ નીચે દબાઈ જાય છે

આપણા સમગ્ર સાહિત્યમાં અને ખાસ કરીને કવિતા સાહિત્યમાં ઓટ આવી ગઈ છે છેલ્લાં પાંચ વર્ષમાં એક પણ એવો ગણનાપાત્ર સંગ્રહ બહાર પડ્યો નથી. આમાં શ્રી સ્નેહરશ્મિનો "પનઘટ" એક અપવાદ છે, વળી વિચાર પ્રધાન કાવ્યોનો જે વંટોળ દશેક વર્ષ ઉપર ઉત્પન્ન થયો હતો તે ધીરે ધીરે ધીરે શમતો જાય છે અને આપણા કવિઓ પાછા ગીતો લખવા તરફ વળ્યા છે. શ્રી ઉમાશંકરનો "આતિથ્ય" કે શ્રી ઝવેરીનો "અભિસાર" કે સ્નેહરશ્મિનો "પનઘટ" લઈએ અને એનું પૃથક્કરણ કરીએ તો એમાં આખા ઉપર ગીતો છે. આ પરિવર્તનનાં કારણો શોધી કાઢવા અતિ આવશ્યક છે. શું આપણા કવિઓને વિચાર પ્રધાન અને અજ્ઞેય કાવ્યો ફાવ્યાં નહીં કે પછી એનાથી ધરાઈ ગયા? ગીતોદ્વારા એમને વધારે લોકપ્રિયતાનો માર્ગ ખુલતો જણાયો કે પછી રેડિયો પર ગાવાને માટે થતી માંગ અને એમાંથી થતા આર્થિક ફાયદાને લીધે આપણા કવિઓ અને તે અજ્ઞેય કાવ્યો રચવાના હિમાયતી કવિઓ આકર્ષાયા. એના ગમે તે કારણો હો છતાં ગુજરાતી કવિતા સાહિત્યમાં ધીરે ધીરે આવતું આ પરિવર્તન નોંધનીય તો છે જ.

# વર્તમાન રાજકારણ

કે. હિ. કામદાર.

ચાલુ માસના રાજકારણમાં મુખ્યત્વે આટલા પ્રશ્નો ચર્ચાવી શકાય. (૧) પેરિસ મુકામે મળી રહેલી સમસ્ત રાષ્ટ્રસમૂહની બેઠક (૨) ચીન (૩) હિન્દની રાજ્યવ્યવસ્થાને ઘડાવનારી પ્રતિનિધિસભાનું કામકાજ. તેમાં પ્રથમ આપણે પેરીસ મુકામે થએલી કાર્યવાહીને તપાસીએ.

આ કાર્યવાહીમાં મુખ્યત્વે (૧) પેલેસ્ટાઈન (૨) દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દી અને પાકીસ્તાની પ્રજાજનો સાથેનો ત્યાંની સરકારનો વર્તાવ (૩) કાશ્મીર (૪) અણુશક્તિ અને લશ્કરી સરંજામ ઉપર નિયમન (૫) ઇટાલી વગેરે નવીન રાષ્ટ્રોની રાષ્ટ્રસમુહમાં દાખલ થવા માટેની અરજીઓ, એટલી હકીકતો આવી જાય છે પ્રથમ પેલેસ્ટાઈનનું પ્રકરણ જોઈએ. આ પ્રકરણનું કોકડું અત્યારે એટલું બધું ગુંચવાએલું છે કે તેનો નીવેડો ટુંક મુદતમાં ભાગ્યેજ આવી શકશે, એ ગુંચવાડો વધતો જ જાય છે, રાષ્ટ્રસમુહનાં મોટાં રાજ્યો ઇરાદા પૂર્વક તેને વધારતાં જાય છે. જેથી બન્ને પક્ષો, અથવા તો ત્રણેય પક્ષો, પરસ્પર લડી, થાકી જાય અને દરેક પક્ષ રાષ્ટ્રસમુહનાં ત્રણ મોટાં રાજ્યો પૈકી કોઈ એક એકનો આશ્રિત થઈને રહે આ બીના અત્યારે તો ભયંકર થઈ ગઈ છે, અને તેથી એશિઆનાં નાનાં મોટાં રાજ્યોને મોટો પદાર્થ પાઠ શીખવાનો રહે છે

આ પ્રશ્નની પૂર્વ પીઠિકાને જરા આપણે જોઈ જઈએ. ઇ. સ. ૧૯૧૪–૧૮ના પ્રથમ વિશ્વ વિગ્રહ વખતે અરબી પ્રજાઓને તુર્કીની સત્તાથી સ્વતંત્ર થવાનું મન થયું તુર્કી એ વખતે જર્મની અને ઓસ્ટ્રિઆ સાથે રહી ઇંગ્લેંડ, રશિયા અને ફ્રાંસ, અને પછી અમેરિકા સામે મેદાન–એ–જંગમાં પડ્યું હતું, એટલે તેની પાંખો નબળી કરવાનો મિત્ર રાજ્યોએ નિશ્ચય કર્યો પરિણામે ઇરાક, હેજાઝ, સિરિઆ, પેલેસ્ટાઈન, લેબેનોન ટ્રાન્સજોર્ડન અને મિસર તુર્કીથી સ્વતંત્ર થયાં, અરબો અને તુર્કો ઇસ્લામી ધર્મના હતાં, તુર્કીની સલ્તનત આ અરબ મુલક ઉપર ચારસો વર્ષો થયાં હકુમત ભોગવતી હતી તુર્કી સુલતાનોની એ મુલક ઉપરની હકુમત ખાસ ત્રાસદાયક તો હતી જ નહી, છતાં ઓગણીસમી સદીની શરૂઆતથી જ ઇંગ્લેંડ અને ફ્રાંસ આ એશિઆઈ પ્રદેશમાં પોતાની વગ જમાવવા પ્રયત્ન કરી રહ્યાં હતાં, અને તુર્કીની સલ્તનતના કેટલા એક મોટા અમલદારોને છુપી રીતે સુલતાનો વિરૂદ્ધ ઉશ્કેરતા હતા ૧૯૧૪—૧૯૧૮ના મહાયુદ્ધ વખતે આ ઉશ્કેરણી પરાકાષ્ઠાએ પહોંચી અરબોને સ્વતંત્રતાનો લાડવો મિત્રી રાજ્યોએ બતાવ્યો, જાળમા તમામ અરબી પ્રજાઓ ફસાઈ હિન્દના મુસલમાનો તુર્કીના પક્ષમા રહી તુર્કીના પક્ષમાં રહી તુર્કીના મિત્ર તરીકે ઇંગ્લેંડને ગણતા હતા તેમને સાથ દઇ હિન્દના લશ્કરી બળ વડે, ઇંગ્લેંડે પેલેસ્ટાઈનનો કબજો કર્યો ઇરાક પડાવી લીધુ અને ઇજીપ્તને કબજામાં રાખ્યું તેમજ સાથે ફ્રાંસે સિરિઆમાં પગપેસારો કર્યો અને તુર્કીની હકુમત આ પ્રદેશોમાંથી ખસી ગઈ એટલુ યાદ રાખવુ ઘટે છે કે જેરૂસલમની સલામતી માટે આ પ્રદેશ ઉપરનું ફ્રેંચ વર્ચસ્વ તેરમી ચૌદમી સદી જેટલું જુનું હતું અરબી પ્રજાઓને એમ થયુ કે પોતે સ્વતંત્ર થઈ ગઈ છે, પણ સ્વતંત્રતા એ તો માત્ર મૃગજળ જેવી ટુંક મુદતની જ હતી. મિત્ર રાજ્યોએ આ સ્વતંત્ર થએલા પ્રદેશોમાં એક મોટી ફાટફુટ પાડી તેમણે ટ્રાંસ જોર્ડનના અમીરને આખુ પેલેસ્ટાઈન ગળી જવા માટે ઉત્તેજન આપ્યું ઉપરાંત યુરોપના નાસી છુટેલા યહૂ-

દીઓને "તેમણે પેલેસ્ટાઇનમાં વસાવવાનું' વચન આપ્યું. આ વસવાટને ઇગ્લંડના પ્રધાન બાલફરે કાયદેસર આંતર રાષ્ટ્રીય સવાલ બનાવ્યો અને National Home for the Jews—યહુદીઓ માટે પેલેસ્ટાઇનમાં રાષ્ટ્રીય પ્રદેશ બનાવવો હતો તેને બદલે એ યહુદી પ્રદેશ સ્વતંત્ર રાષ્ટ્ર થઇ રહે એવો પ્રબન્ધ આ રાજ્યોએ શરૂ કર્યો અમેરિકા ઓસ્ટ્રેલીઆ વગેરે પ્રદેશોમાં યહુદીઓની વસાહતો થઇ શકે એવું હતુ, પણ તે તરફ ઇરાદાપૂર્વક બેદરકારી બતાવવામાં આવી, અને યુરોપના જુદા જુદા પ્રદેશોમાંથી ગરીબ તવંગર અભણ ભણેલા એવા તમામ વર્ગોના યહુદીઓને ઇંગ્લેંડ અને ખાસ કરીને અમેરિકાએ ધન આપી, પેલેસ્ટાઇનમાં વસાવ્યા. આ થોડા સૈકાઓ પહેલાં એશિઆઇ પ્રજાસમુહો હતા, પછી તો તેઓ પ્ર. સંસ્કારે ભાષાએ, યુરોપિઅનો થઇ ગયા હતા. તેમણે તેલઅવીવ જેવા વેરાન પ્રદેશોને નંદનવનસમા કર્યા પણ તે જ સાથે પૂર્વ એશિઆમાં સમુદ્ર તટે, મુસ્લીમ રાષ્ટ્ર સમૂહ વચ્ચે યહુદી યુરોપીય અને અમેરિકાની સંપત્તિથી તર થઇ ગએલા જન સમુહને વસાવી મિત્ર રાજ્યોએ અરબી સ્વતંત્રતાને ભયંકર ફટકો માર્યો. સ્વતંત્રતાની લાલચ મોટી હોય છે એટલે ઇ સ. ૧૯૧૮–૧૯માં અરબી પ્રજાઓએ તે લાલચને માન્ય રાખી, જેનાં પરિણામો અત્યારે તેમને ભોગવવાં પડે છે અત્યારે સ્થિતિ આ પ્રમાણે છે પેલેસ્ટાઇનના યહુદીઓને સ્વતંત્ર રાષ્ટ્ર જોઇએ છીએ જે માટે તેમને અમેરિકાની અને રશિઆની મદદ છે, ટ્રાંસ જોર્ડન પ્રદેશના અબ્દ અમીરને વધારે મુલક જોઇએ છીએ એટલે તે અબ્દુલા અમીર પોતાના અરબ સહધર્મીઓથી જેમ ઇસ્લામી ઇતિહાસમાં બનતું આવ્યું છે તેમ વિખુટા પડી ગયાં છે. ઇજિપ્ત સિરિઆ લેબનોન હેજાઝ ઇરાક વગેરે અરબી રાજ્યોને એમાંથી કોઇ બાબત પસંદ નથી, આ પ્રદેશોમાં તેલની સમૃદ્ધિ છે એટલે તેમની સ્વતંત્રતા પરતંત્રતામાં પરિણમી થઇ છે અમેરિકા યહુદીઓને મદદ કરે છે જ્યારે ઇંગ્લેંડ અરબોને મદદ કરે છે, અમેરિકાની સંપતિ અપાર છે જ્યારે ઇંગ્લેંડ પાસે હવે હિંદના લશ્કરોના સાધનો રહ્યાં નથી. રાષ્ટ્રસમુહની પરિષદનાં અધિવેશનોમાં ચર્ચાઓ થાય વે પરિષદ સમિતિઓ નીચે સમાધાન પંચો નીચે એ સમિતિઓના અને સમાધાન પંચોના સભાસદો

"જીર્ણ ને મુક્તને જાણને છાનું મોત,
સૂર્ય જગાડે ન આજે પરોઢ !
અગ્ગવાળ એમનાં અનેક થતાં આસે,
મારે તો બે મટી એક થવાના કોડ.

એમના ગષ્ટ્રગીતો પણ એવાં જ આવેશ વાળાં છે. 'રાષ્ટ્રધ્વજને' અને 'સ્વાધીનોનું ગીત' એ મુક્તપ્રજાના પોકારનાં પ્રતીક છે તેમાંનું બીજું તો આપણા સમૂહને માટે બહુજ અનુકૂળ અને ગુજરાતનું સમૂહગીત થવા જેવુ છે એમાં સ્વાધીનો કહે છે

" સ્વાધીન, અમે સ્વાધીન ! સદા સ્વાધીન
અમે સૌ ઉન્નતશિર
મુક્ત આકાશ છે વ્યોમ અમારી
મુક્ત અબાધ વહે સમીર. "

'માતનો બેટડો' એ સ્વાર્પણની તમન્નાનું નિરૂપણ ગીત છે અમે તેવા સપૂતોનો સામનો કરવો આપણી સ્વતંત્રતા કાજે નવયુવાન નીકળી પડે છે અને જ્યારે એવો સાદ પડે ત્યારે કોણ અભાગી સૂપ રહેતો હશે !

" ની હરે સર્તા માનવી જાગે ને ધરતી પાડે સાદ.
ધીરતા હશે કોણ અભાગી ? સ્વપ્ના ભેરીના નાદ. "

આ તો થઇ આ સંગ્રહમાંના ગીતોની વાત પણ ગીતો સિવાય શ્રી સ્નેહરશ્મિએ ઘણાં સારાં વિચાર અને ચિંતન પ્રધાન તેમજ ઊર્મિ અને ભાવપ્રધાન કાવ્યો આપ્યા છે.

જે કાવ્યના નામથી આખા ય સંગ્રહનું અભિધાન થયું છે તે 'પનઘટ' કાવ્ય ઘણું જ રમ્ય છે એક કાળે આપણાં જીવનમાં—આજે પણ—ગામડાંઓમાં પનઘટ અબળાનો ભાગ ભજવતો હતો નારીજીવનનો એ વિસામો હતો. અને અનેક ઉરકથાનો એ મૂક સાક્ષી બની ગયો હતો પ્રથમવાર સાસરે જતી કન્યા જતી વેળા પોતાના સાથી પનઘટને વિષાદપૂર્ણ નેત્રથી જોઇ લેતી, પ્રજ્વળતા તાપમાં મુસાફરી કરતો પથિક ત્યાં વિસામો ખાવા થોભતો આ સૌ ભાવ કવિએ અતીવ મધુરતાથી ચીતર્યા છે કવિ પનઘટને એક સુન્દર અર્ધ્ય આપે છે. એને બીજું ઉમેદ નથી, એને ઐશ્વર્ય પણ નથી જોઇતું એ તો માત્ર એટલુંજ જ, ઇચ્છે છે કે 'હું મર્ત્ય, હું અમર ! એટલું જો હું અક્ષુ" તો મારે બસ છે અને અન્તમાં કવિ પનઘટને ચિરસ્થાયી શાન્તવનકારી સ્રતબગ પ્રેરવા વીનવે છે.

'વર્ષાભને' કાવ્ય એ વર્ષા સમયનું સુન્દર પ્રકૃતિ ચિત્ર છે એમાં મેઘ અને વીજને કવિએ દમ્પતી તરીકે આલેખ્યા છે.

" નાચો આજી હે નટરાજ મેઘ
નાચો સખી મેઘની વીજ—રેખા
હો દમ્પતી આદિ તમે સુધન્ય
અન્યોન્ય હૈયે હલતાર ગુમ્ફા "

પરંતુ પ્રકૃતિનાં આ તત્વોનું દામ્પત્યથી સાવ નિરાળુ છે માનવજીવનમાં જોવામાં આવતા પ્રણયત્રિકોણની વિષમતા એમાં નથી વિશ્વના આખા સ્નેહમાં માનવવસનીજ વીણા બેસુર વાગે છે કારણ કવિ કહે છે તેમ.

" ભદ્રત થાતાં હું બેનું જ્યાં,
ક્વચિત જ્યાં વૃદ્ધીજ હૈયું ત્રીજું "

'એક પ્રણયીને,' 'મીઠી સમણ' 'ગુપ્ત પરદેશાતણી કથા" કાવ્યો પ્રણયના જુદા જુદા ભાવો આલેખતાં કાવ્યો છે.

શ્રી સ્નેહરશ્મિ પ્રધાનતઃ ઊર્મિકવિ હોવા છતાં એમણે ઘણા સારા વિચાર અને ચિન્તનવાળાં કાવ્યો પણ આ સંગ્રહમાં આપ્યાં છે એ વર્ગમાં સૌથી સરસ કાવ્યમાં છે 'પાતમુહૂર્ત". એ કાવ્યમાં કવિની ચિન્તન શક્તિ પૂર બહારમાં ખીલી છે સંહાર અને સર્જનની શાશ્વત કાળથી ચાલતી પ્રકૃતિની આ લીલા કવિ પ્રતિભાને વિચાર કરતી કરી મૂકે છે કવિ વિચારે છે કે માનવી જેને

સંસ્કૃતિ કહે છે અને જેમાં સદાય સહાગ આપ્યા કરે છે એ સાચી સંસ્કૃતિ છે અગ્નિ! છતાં કવિને એટલું તો લાગે જ છે કે સંહારમાં સર્જનનું બીજ રહ્યું છે આમ છતાં કવિ શાંતિ તો શોધે છે માં વસુન્ધરાના ખોળામાં
"જ્યો શાન્તિ, સ્થળે હો અન્તરિક્ષમાં
જીવ માત્રે હજો શાંતિ શાંતિ હો શાંતિ વિશ્વમાં"

'જનતા' પણ એવું જ એક ચિન્તન-પ્રધાન કાવ્ય છે એમાં જનતાનું સનાતન બળ કોઈનું દાબ્યું દબાતું નથી અને એ ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપાયું છે

સ્નેહરશ્મિ પીડિતોના પણ કવિ છે. માનવીની પ્રત્યે હોય કે પશુ પ્રત્યે હોય કવિહૃદયને ખળભળાવી મૂકે છે 'વરદાન' અને 'મુક્તિ' આ પ્રકારનાં કાવ્યો છે 'વરદાન'માં શિવ પાસે દીનભાવે આવેલો જીવ પોતાનું ઇષ્ટ વરદાન મળતાં જરાય જેટલીય કૃતજ્ઞતા કે નમ્રતા દાખવ્યા વિના ચાલી જાય છે અને શિવને નિઃશ્વાસ નાખતો કરી મૂકે છે
"નિઃશ્વાસે શોભતા એવું ભજતો ઇશ મૌનને"

'મુક્તિ' કાવ્યમાં માનવીની પશુ પ્રત્યેની નિષ્ઠુરતા છે આખી જિન્દગી જાત પીસીને માલિકની ચાકરી કરી પણ જ્યારે વૃદ્ધાવસ્થામાં કાયા જર્જરિત થઇ ત્યારે માલિક નિષ્ઠુર બની પીડવા લાગ્યો અને છેવટે મૃત્યુ એ જ મુક્તિનો માર્ગ રહ્યો.

'પકાતા ઇતિહાસનું પાનું' એક સરસ કટાક્ષ કાવ્ય છે જે જનતાને સુધારવા અને શાંતિ આપવાનો ડોળ કરે છે એ જ જનતાના સાચા શોષકો હોય છે અને એવા ઢોંગીઓ ઉપર કટાક્ષ છે. 'ખખાડ મંગલ' કાવ્ય એક રમદર્શી કલ્પનાનું કાવ્ય છે એમાં સત અસત્ અહિંસક અને હિંસક બળનો સંઘર્ષ અને સતનો વિજય કવિ દર્શાવે છે આ સંઘર્ષ દરેક યુગમાં ચાલતો આવ્યો છે.

આમ આ સંગ્રહમાં વિવિધ કાવ્યો છે. એ સૌમાં કવિ નવે નવે સ્વરૂપે દેખાય છે. કવિની સાચી અને વિશદ શક્તિ પણ દેખાય છે

ઉપર કહ્યું તેમ આપણી "કવિ ... " એમના સર્જનશક્તિમાં આવતી જતી ... છે, વિરહનો પ્રકટ મમેલો આ સ ... , આશાનાં રમ્ય કિરણો છે, ...વનના મધુર પ્રસંગો છે, પ્રકૃતિનાં સુન્દર ચિત્રો અને માનવજીવનમાં તેમનું નિરૂપણ છે એમના રાષ્ટ્રપ્રેમના ગીતોમાં રાષ્ટ્રપ્રેમની ભાવના સ્વાર્પણની તમન્ના, શૌર્યના ઉછાળા ને પૌરુષના જોમ છે

# રૂબી જનરલ

...ગીતોમાં તેમને એવાઓ પણ ગીતો લખતા જાય છે.

આવી પરિસ્થિતિમાં તાજેતરમાં જ બહાર પડેલો શ્રી સ્નેહરશ્મિનો નવો કાવ્ય-સંગ્રહ '+પનઘટ' એક આશાના રશ્મિ જેવો છે એમાં કવિની શક્તિની ઓટ જણાતી નથી પણ એથી ઊલટું એમાં એમની શક્તિની વધતી વિશદતા અને વિકાસ દેખાય છે. અત્યારના સમયમાં એ એની ખાસ વિશિષ્ટતા છે

સ્નેહરશ્મિ પ્રધાનતઃ ઊર્મિકવિ છે અને એ રીતે ગીતકવિ પણ છે જેમ 'અર્ઘ્ય'માં તેમ 'પનઘટ'માં પણ એમણે ઘણાં જીવ્યાં પ્રકારનાં ગીતો આપ્યાં છે ગીતો લખવામાં એમની હથોટી એવી તો સરસ જામી કે

'પનઘટ' સંગ્રહમાંના ૧૦૮ જેટલાં કાવ્યોમાંથી લગભગ સાઠેક જેટલાં ગીતો છે એમાં પ્રણય ગીતો છે, ભક્તિગીતો છે પ્રાસંગિક ગીતો તેમ જ રાષ્ટ્રગીતો છે. 'આવજે'માં પ્રેમી પ્રેયસીને કોઇક રમ્ય સાંજે સરોવરિયાને કિનારે બોલાવે છે 'દર્શન'માં સખી સાજનું ભજન કીધું હોવા છતાં "આ તો વીતી જતી મધરાત" હજુ નાયકની પધારામણી થઇ નથી 'તારા,' 'જુદાઇ,' 'ખબર ના'વી રે,' 'કોણ ફરી બોલાવે' એ સૌ સુન્દર ભાવોવાળાં મધુર ગીતો છે 'મધ્યમ રાત'માં પ્રિયતમાની તો એક જ તમન્ના છે, અને તેથી એની તો માત્ર એક જ વિનતિ છે અને તે એ કે

+ "પનઘટ" લે. શ્રી સ્નેહરશ્મિ પ્ર. મે. આર. આર. શેઠની કંપની કિં રૂ ૩-૦-૦. મુંબઇ, ૨

## વર્તમાન રાજકારણ

( પાન ૧૮૫ નું ચાલુ )

પેલેસ્ટાઇનમાં જાય, થોડીવાર યુધ્ધ અટકી જાય, દરમિયાન દરેક પક્ષને યુધ્ધ સામગ્રી મળી જાય એટલે વળી યુધ્ધ શરૂ થાય' તેમાં યહુદીઓ ફાવી જાય, એટલે સમાધાનની નવી દરખાસ્તો રજુ થાય, આરબો ધમપછાડા કરે, થોડું લડે, પાકીસ્તાની મુસ્લીમો ઠરાવો કરે વળી સમાધાનના પ્રયાસો થાય, વળી પક્ષાપક્ષી ચાલે, તેમાં પેલેસ્ટાઇનના લોકોની પૂરી પરેશાની થાય, ફ્રાંસ, ઇંગ્લંડ, રશિઆ અને રીકા, વળી દરમિયાન થાય, આવી રીતે ખટપટ, કુસ્તિઓ, ખુનરેજી, વગેરે દોષોની પુનરાવૃત્તિ ચાલ્યાં જ કરે, અને રાષ્ટ્ર-સમૂહની પરિષદની મર્યાદાઓનો અંત આવે જ નહી. વસ્તુસ્થિતિ અત્યારે આવી છે જે લાખો યહુદીઓ પેલેસ્ટાઇનમાં આવી વસ્યા છે તેઓ હવે ત્યાંથી ખસવાના નથી, અમીર અબ્દુલ્લાને પેલેસ્ટાઇનનો ગેર-યહુદી પ્રદેશ હવે ટુંકતમાં મળી જવાનો, હિન્દ વગેરે રાષ્ટ્રોએ જે સમૂહતંત્ર– Federal–વ્યવસ્થા સુચવી છે તેનો અમલ કદી નહી થાય, તેલની સંપત્તિ પરદેશીઓ પાસેજ રહેશે અને આરબો તે સંપત્તિનો વહીવટ કરીશે તેમ નથી, હમેશાં આ ફુટ રહેવાનીજ અને જે આરબ પ્રજા તુર્કીના સલ્તનતમાં સુખી હતી તે આરબ પ્રજા સ્વતંત્ર થઇ, પણ, સુખી તો નહીં જ રહે કોઇ મુસ્લીમ રાજ્ય તેમને આ પંકમાંથી ઉગારી શકશે નહીં.

એશિઆનાં નવીન રાષ્ટ્રો માટે આ મોટો પદાર્થપાઠ છે, સ્વતંત્રતા ભલે મોડી મળે,- પણ યુરોપ અમેરિકાના કોઇ રાજ્યની જાળ-માં તો તેમણે આવવું જોઇએ નહી. પાકી-સ્તાન આ પદાર્થપાઠ શીખશે !

બીજો પ્રશ્ન દક્ષિણ આફ્રિકાની હિન્દી વસાહતનો છે, આ પ્રશ્નનો નીકાલ રાષ્ટ્ર સમૂહની પરિષદ કરી શકી નથી, તેનો નીકાલ તેને યોગ્ય રીતે કરવોજ નથી. હિન્દની થોડા એક લાખની પ્રજા પોણોસો વર્ષો થયાં દક્ષિણ આફ્રીકામાં, મુખ્યત્વે, ટ્રાન્સવાલમાં અને નાતાલમાં વસી છે, તેમને આફ્રીકાવાસી તરીકે ગણવા આપણે કહીએ છીએ; મેલાનનું પ્રધાન મંડળ તે માગણી કરવા ના પાડે છે, એટલુંજ નહીં, પણ, જ્યારથી આપણે આપણો દાવો રાષ્ટ્ર સમુહ સમક્ષ નોંધાવ્યો ત્યારથી, મેલાનનું પ્રધાન મંડળ હિન્દી વસાહતો સામે ભયંકર નવા કાયદાઓ ઘડે છે, અને તેમના લાભના જે જૂના કરારો હતા તેનો છેદ એક પછી એક કર્યે જાય છે, એટલુંજ નહી, આ ગોરા લોકોને નૈઋત આફ્રીકાનો મોટો પ્રદેશ પોતાના મુલ-કમાં જોડી દેવો છે, જે કાર્યમાં તેમને ઇંગ્લંડ અને અમેરિકા, બન્ને રાષ્ટ્રોની સહાનુભૂતિ છે ખરી વાત તો એ છે કે આફ્રીકા અને એશિઆ, એ પ્રદેશો ઉપર ગોર વર્ણની પ્રજાઓનું વર્ચસ હવે ઓછું થવા માંડયું છે એની આ પ્રથમ ભૂમિકા છે. થોડા વર્ષો બાદ આ પ્રદેશ ના કબજા માટે એશિઆઇ અને યુરોપીય રાષ્ટ્રો વચ્ચે કદાચિત્ ભયંકર સંગ્રામ પણ થાય એમ: પ્રધાન મંડળ હિન્દની થોડી વસતી ને પ્રજાજનોના સમાન અધિકાર આપે તેમ તેમનું વર્ચસ્વ આ પ્રદેશ માટે ટુંકતમાં ઓછું થવાનું નથી, પણ ગૌર વર્ણની પ્રજાઓ પોતાની સંસ્કૃતિના મિથ્યા મોહમાં એટલે સુધી પડી ગયા છે કે તે મોહથી તેઓ એક-દમ છુટી શકશે નહીં. અને તેમની સામે ખુદ આફ્રીકાની આદિવાસી પ્રજા ન થાય ત્યાં સુધી તે મોહજાળમાં તેઓ રહેવાના જ, સિવાય કે તેમના જ આગેવાનો સમજી જાય, અને ખરા ખ્રિસ્તીવાદથી કે પછી રશિઆના કોમ્યુનિઝમથી તેઓ આદિવાસીઓને સમાન હક આપે, તેમને સમૃદ્ધ બનાવે, અને જેમ પૂર્વે રોમના સામ્રાજ્યમાં બધી સંસ્કૃતિઓ અને પ્રજાઓ એકત્વ અનુભવતી થઇ ગઇ હતી તેમ, જાતિભ્રમ્રાં, ધર્મના બળે, કે કોઇ નવીન વાદના બળે, એ બધી પ્રજાઓ એક રસ થઇ જાય બાકી રાષ્ટ્ર સમૂહ પરિષદની લાંબી ચર્ચાઓ થી તો દક્ષિણ આફ્રીકાનું વાતાવરણ ઉલટું વધારે ગરમ થવા પામ્યું છે.

કાશ્મીરનું કોકડું પણ એ લોકોએ એવું જ ગુંચવી માર્યું છે ગુનેગાર પક્ષ પાકીસ્તાને ગુનો કબુલ કર્યો છતાં તેને પંપાળવામાં આવે છે પાકીસ્તાની લશ્કરે અને આઝાદ કાશ્મીરના માણસોએ બૌદ્ધ સંસ્કૃતિના લડાકમાં અવશે-ષોનો નાશ કર્યો તે તરફ કશો દૃષ્ટિપાત કરવામાં આવતો નથી, માત્ર કાશ્મીરી પ્રજા બહુમતિએ મુસ્લીમ છે, એ દલીલના ઓઠા

★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ] જાન્યુઆરી ૧૯૪૯ [ અંક, ૬

# ઊંચેથી જુઓ

એક સમર્થ ફકીર તેની પવિત્રતા માટે જાણીતા થયા હતા. તે જ્યાં જતા, ત્યાં તેની આશીષ મેળવવા તેની ફરતે લોકોની ઠઠ જામતી. આ નિરાભિમાની પુરુષ લોકોને સરળ શબ્દોમાં સદુપદેશ આપતો. તે એક પ્રસંગે ફરતો ફરતો અંબાળાના આગ્રા શહેરમાં પહોંચ્યો. તેની કીર્તિ આગ્રાના ડેપ્યુટિ મેજીસ્ટ્રેટ મહમદ નબીના કાને પહોંચી હતી અને તે પણ ફકીરના પ્રશંસક બન્યા. મોટા ઓફિસરોને સાધુ સંતોને પગે પડતા જોઈ આશ્ચર્ય પામવાની જરૂર નથી. તેમને પણ આત્માનો ઉદ્ધાર કરવાનો હોય છે. કદાચ તેમની એ જરૂરિયાત સવિશેષ હોય છે. કાળાબજારીઆઓ અને મજૂરોના પરસેવાથી કોટિધીશ બનનારાઓ પોતના તેમ મનના સાંત્વનાર્થે ધર્મ સ્થળોએ મોટાં દાનો કરે છે. એથી તેમને ખરી શાંતિ મળે છે કે નહિ તે તો તેઓ જાણે.

ડે. મેજીસ્ટ્રેટ મહમદ નબી ફકીરને પોતાને ઘેર લઈ ગયો અને તેની સારી આગતા-સ્વાગત કરી. આગ્રહ કરી તેને કેટલાક દિવસો સુધી પોતાના અતિથિ તરીકે રાખ્યો. નિત્યના વ્યવસાયમાંથી અવકાશ મળે નબી ફકીરના સત્સંગમાં પોતાનો સમય વિતાવતો. સંસારની ઉપાધિઓથી તપ્ત થયેલા તેના મનને આથી ઘણી શાંતિ મળતી.

ફકીર સાથે વાર્તાલાપ કરતાં એક દિવસ નબીએ પૂછ્યું, 'સાંઈ બાવા, તમે સારા દેશમાં પર્યટન કર્યું છે તો આપને એક પ્રશ્ન પૂછું? તમને ક્યા સ્થળે વધારેમાં વધારે પવિત્ર પુરુષો મળ્યા?' " ફકીરે તરતજ જવાબ આપ્યો, "હરદ્વારમાં. હું સારા હિન્દુસ્તાનમાં ફરી વળ્યો છું—પર્વતોમાં અને ગુફાઓમાં, શહેરોમાં અને ગામડે. મારા અનુભવો પરથી હું નિશ્ચિતપણે માનું છું કે હરદ્વારમાં સૌથી વધારે પવિત્ર પુરુષો છે."

ફકીરનો ઉત્તર નબીને અરુચિકર નીવડ્યો. તેણે કંઈક આવેશમાં ફકીરને કહ્યું, "સાંઈ બાવા, જ્યારે હું પવિત્ર પુરુષો વિષે પૂછું છું, ત્યારે હું મુસ્લિમો વિષેજ તપાસ કરું છું એમ તમારે જાણવું જોઈએ." ફકીરે શાંત ચિત્તે પ્રત્યુત્તર આપ્યો, "મેજીસ્ટ્રેટ સાહેબ, હિંદુ શું અને મુસ્લિમ શું? પર્વતની ટોચ ઉપર ચઢી આપણે તળેટીમાં ઊભેલા માણસો પર નજર ફેરવીએ તો તેઓ સર્વે આપણને સરખાજ લાગે છે. તેમ પ્રભુ ઊંચેથી આપણને સર્વેને જુએ છે તેની નજરમાં સર્વ સરખાજ દેખાય છે. પ્રભુની નજરમાં ધર્મો વિષે ભેદભાવ છે એમ માનવાની ભયંકર ભૂલ કરશો નહિ. સઘળાનો એકજ ઈશ્વર છે અને બધા ધર્મોના માણસો તેના સંતાનો છે."

ર. પ. મે.

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ



શ્રેય સાધક વર્ગ તરફથી છપાતાં પુસ્તકો અને માસિકોનો ઘણો ભાગ મ્હારા પિતાના છાપખાનામાં છપાતો. એ વર્ગે પણ ધાર્મિક સાહિત્ય બહુ વિપુલ પ્રમાણમાં સર્જ્યું છે. ચારેક તો માસિક મહાકાળ, પ્રાતઃકાળ, ધર્મધ્વજ અને યમદંડ. વર્ષમાં બે વાર સદુપદેશશ્રેણી પ્રગટ થાય, જેમાં લેખો અને કાવ્યોનો સમાવેશ થયેલો હોય. ઉપરાંત 'મૂર્તિ પૂજા' 'જ્યોતિષ્પ્રચાર' 'બ્રહ્મચર્ય' 'બીડી પીવાના ગેરફાયદા' જેવાં સહજ ઉપયોગી ન્હાનાં મ્હોટાં પુસ્તકો પણ પ્રગટ થાય. શ્રી નૃસિંહાચાર્યના ગ્રંથો તો હતા જ, અને તેમાં 'કામિની ભૂષણ' ના ચાર ભાગ ઠીક ઠીક લોકપ્રિય બન્યા હતા. મારી વાંચન ઝપટમાં એ માસિકો તથા અન્ય ન્હાના મ્હોટા ગ્રંથો આવી ગયા.

એટલું તો કબુલ કરવું પડશે કે ગ્રંથોની પણ જીવન ઉપર ભારે અસર ઉપજે છે, અને એ અસર વિવિધ પ્રકારની હોય છે. 'ગીતા' ની અસર અને 'લંડન રાજ રહસ્ય' ની અસર જુદી જુદી જ હોય. ગીતા વાંચીને માનવી જ્ઞાનઘેલો કે ભક્તિઘેલો બની જાય. પ્રેમઘેલો નહી જ્યારે "મુંબાઈની શેઠાણી" વિષે વાતો વાંચવાની ગમે ત્યારે માનવીના હૃદયમાં જ્ઞાન કે ભક્તિની ભાવના જાગતી નથી એમાં તો જેને પ્રેમ કહેવામાં આવે છે એ ભાવ સ્ફુટ થાય છે—પ્રેમ પિશાચ ન ઉપજે ત્યારે! વાંચનની જીવન ઉપર થતી અસરનો ખ્યાલ કરીને જ અમુક વયમાં અમુક પુસ્તકો જ વાંચવાં એવો વડીલોનો કે શિક્ષકોનો આગ્રહ ઠીક સમજ વગરનો તો કહી ન જ શકાય.

શ્રેયસાધક વર્ગનાં પુસ્તકોનો ઝોક તદ્દન ધાર્મિક હતો. છતાં ધાર્મિક ગ્રંથોમાં પણ ભેદ હોય છે. કેટલાક ગ્રંથો Technical શાસ્ત્રીય વસ્તુને છેડનારા હોય છે, જ્યારે કેટલાક આપણી લાગણી ઉપર ચોટ લગાડનારા હોય છે 'વિશ્વવંદ્ય' તરીકે એ વર્ગનું માન પામેલા શ્રી છોટાલાલ જીવણલાલ, જેમને 'માસ્તર સાહેબ' તરીકે પણ ઓળખવામાં આવતા હતા તેમના લખાણો આપણા હૃદયને વાગે એવાં અક્ષરઅક્ષરક હતાં. માનવીને ઉત્તેજીત કરે, સદ્વિચાર તરફ સતત અભિમુખ રાખે, વિચાર અને હૃદયને સંકુચિત જડતામાંથી દૂર લેઈ જઈ પ્રફુલ્લ અને પ્રસન્ન બનાવે, માનવ થાકને ઉતારે તથા પ્રેરણા આપે એવા પ્રકારના તેમના લખાણોએ તે યુગના માનસ ઘડતરમાં બહુ સારો ભાગ ભજવ્યો કહી શકાય જે પ્રમાણે મહાત્મા ગાંધીના લેખ ઉપજાવતા તેવી જ નૈતિક છતાં ઉત્તેજક અને પ્રફુલ્લ અસર શ્રી માસ્તર સાહેબના લેખ ઉપજાવતા—અલબત, એમાં રાજકીય ઝોક નહી પરંતુ નિત્ય વ્યવહારમાં ક્લેશમુક્ત અને હિમ્મતવાન બનાવતા તેમના લેખ મને બહુ જ ગમવા લાગ્યા, અને એ વર્ગના સાહિત્ય વાંચન પ્રત્યે મને જબરજસ્ત આકર્ષણ ઉપજ્યું.

એ વર્ગે બીજી પણ એક સરસ સાહિત્ય સેવા કરી છે. સાંખ્ય, યોગ, મીમાંસા, દ્વૈત, અદ્વૈતનાં શાસ્ત્રીય પરંતુ કઠણાઈને સરળતાથી સમજાય એવાં વિવરણો પણ એમાં આવતાં હતાં. કુતૂહલથી પ્રેરાઈ એવા કઠણ વિષયો તરફ નજર કરતાં આછી–પાતળી સમજણ એ વિષયોમાં પણ પડી જતી.

આમ શ્રેય . સાધક વર્ગનું સાહિત્ય મ્હારા હાઈસ્કૂલ સુધીના અભ્યાસ જીવનમાં-અને તે પછી પણ-બહુ નિશ્ચિત અસર ઉપજાવી શક્યું. સાદું, સારૂ સ્વચ્છ જીવન ગાળવાની એમાંથી ખૂબ ખૂબ પ્રેરણા મને મળી, અને

મહાકાળ તથા તેમાં આવતી 'યોગિની'ની વાર્તા વાંચવાની મનેત્યારે આકાંક્ષા રહેતી

કેટલાક સમય પછી અનેક કારણોને લીધે મ્હારા પિતાનું છાપખાનું બંધ થયું અને એમ સાધક વર્ગનાં પુસ્તકો સહજ પ્રાપ્ત કરવાની તક ચાલી ગઈ છતાં મને એ વાચનમાં લાગેલો રસ અને અત્યંત વિચિત્ર માર્ગે પ્રેરી શક્યો 'મહાકાળ' ક્યા છાપખાનામાં છપાય છે એ મ્હેં શોધી કહાડ્યું અને એ છાપખાનામાં કામ કરતા અમારાજ છાપખાનાના એક 'બુક બાઈન્ડર' કેશવરાવનો પરિચય વધારી 'મહાકાળ' છપવાના અને બંધાવાના દિવસોમાં હું કેશવરાવની સિફારસ વડે 'બાઈન્ડિંગ' ખાતામાં જઈ 'મહાકાળ' વાંચી આવતો હતો ' વર્ષો સુધી આ વર્ગનું સાહિત્ય મ્હેં આ ઢબે વાંચ્યું.

એ સાહિત્યનો આજસુધી હું ઋણી છું હું સારો માણસ છું એમ છાતી ઠોકીને મારાથી કહી શકાય એમ નથી કઈક અવગુણો મારા હૃદયમાં સમાય છે, છતાં આછી પાતળી સાત્વિકતા મ્હારામાં આવી હોય તો તેનો પાયો એવા સાધક વર્ગના સાહિત્યે નાખ્યો એમ કહેવામાં હું સત્ય ઉચ્ચારું છું હું બહુ ક્રોધી નથી, હલકો માણસ છું-ભલા માણસના આપક અર્થસહ, ઉક અવિવેકી નથી એવો કેટલોક ભ્રમ મારે માટે ઉપસ્થિત થયો છે, અને તે હું જાણું છું પણ ખરો. એ ભ્રમ ઉપજાવવા જેટલો દેખાવ કરવાની પણ મારામાં શક્તિ આવી એ શ્રી. છોટાલાલ જીવનલાલના 'મહાકાળ'માં આવતા લેખો વાંચીને. ભલમનસાઈના દેખાવથી પણ જીવન જરા ઓછી પસાતી હોય તો તેમ કરવામાં શી હરકત છે!

વળી હું એ સાહિત્યને પ્રતાપે વ્યસનોથી બચી ગયો છું મ્હારા પિતા પાનના બહુજ શોખીન, એમની પાન-વ્યવસ્થા અને પાન જમવાની ક્રિયા અમારા ઘરમાં એક વિશિષ્ટ કાર્યક્રમ રૂપ ગણાય. પરંતુ હું પાનની, સોપારીની કે તમાકુની ટેવમાંથી પણ બચી ગયો હોઉં તો તેને માટે મારે આ વર્ગના સાહિત્યનોજ આભાર માનવો રહ્યો.

આમ તો મારા ઘરના વાતાવરણમાં કોઈ જાતનું વ્યસન ન હતું મ્હારા પિતા પાનનો શોખ ધરાવતા હતા મ્હારા માતાના ચુસ્ત આચાર વિચાર અને સહુ ઉપરની કડક નજર બીડી સીગારેટ તરફ પણ જવા દે એમ હતું જ નહી છતાં શાળાના વાતાવરણમાં, મિત્રોની સોબતમાં કેટ કેટલા એવા શોખ માણસને વળગી જાય છે કે તે જીવનભરના સાથી બની રહે છે-પછી ઘરનું વાતાવરણ ભલે તેવું કડક હોય

પરંતુ આજ સુધી કોઈ ટેવ, આદત કે વ્યસનથી હું બચી શક્યો છું એનાં મુખ્ય કારણ ઘરનું વાતાવરણ અને એમઃ સાધક વર્ગના સાહિત્યનું વાચન

મ્હારું વ્યસન મને પડી ગયું છે પણ તે બહુ મોડું આવ્યું કૉલેજમાં.

ગમે કોઈ એમ માને કે હું નિર્વ્યસની છું એવી માન્યતામાં અભિમાન સેવું છું. મ્હોટે ભાગે કેટલાક અકસ્માતો માનવીને વ્યસની કે નિર્વ્યસની બનાવે છે. ઘણી ટેવો દેખાદેખીથી પડે છે અને વ્યસનરહિત માણસો જ માનવતાના અવતાર હોય છે એમ મ્હેં કદી માન્યું નથી મ્હારા કેટલાયે મિત્રોને બીડી દારૂનું વ્યસન છે—વ્યસન નહી હોય તો તેની ઉણપ તો નથીજ એમાંના ઘણા મિત્રો મ્હારા કરતાં વધારે શાન્ત, વધારે મળતાવડા, વધારે પરગજુ અને વધારે સારા છે. નિર્વ્યસની નિષ્ઠુરતા કરતાં વ્યસની કુમળાશ કોઈ પણ સંજોગોમાં વધારે સારી. વ્યસન રહિત કંજુસ કરતાં વ્યસની ઉદાર જરૂર વધારે ઉંચો અને નિર્વ્યસની હોવાનો—અને તેથી

નીતિમાન હોવાનો ઘમંડ સેવનાર નેતા કરતાં કદી કદી ગુનાહ કરી શરમાતો પાપી વધારે સારો. નિર્વ્યસનીપણાનો—નીતિમત્તાનો ઘમંડ એ બીજાં કોઈ પણ પાપ કરતાં વધારે મ્હોટું પાપ છે. વ્યસન સારું નથી પણ નીતિનો ઘમંડ—કે નીતિમત્તાનું જોરદાર ભાન એ તો ખરાબમાં ખરાબ માનવ કક્ષા છે નીતિ ઘમંડ માનવીને રાક્ષસ બનાવી દે છે—પિશાચ બનાવે છે નીતિના ભાનમાં બીજા બધાનો તિરસ્કાર કરનાર નીતિ ઘમંડી અંત્યજ કરતાં પણ વધારે અસ્પૃશ્ય છે એવા નીતિમાનોને અડીને નીતિ પણ પત્થર સરખી ભારરૂપ બની જાય છે.

હું તો માત્ર મારા જીવન અંગે ક્યાં ક્યાં સ્મરણો ઉપયોગી નીવડ્યાં છે એનીજ યાદી કરી જાઉં છું. વ્યસનથી દૂર રાખનાર સાહિત્ય જરૂર નોંધ માગે અને મારા સરખા અનેકને અનુભવ મહાકાળ પ્રાતઃકાળ અંગે થયો હોય એવો સંભવ છે એ સાહિત્ય વાંચનથી

૧ નિર્વ્યસની રહેવામાં મને સહાયતા મળી.

૨ ક્રોધ ઉપર—મન ઉપર—કાબુ રાખવામાં નિર્બળતા નથી એવી માન્યતા જાગૃત થઈ

૩ આર્ય સંસ્કારો જીવનમાં કેવી રીતે ઉપયોગી થઈ પડે છે એનો પરચો થયો

૪ ધર્મ અને દર્શનો વિષે સહજ કુતૂહલ જાગૃત થયું ઇશ્વરનો વિચાર કંઈ વાદમાં આવ્યો—જોકે ઈશ્વર હજી જડ્યો નથીજ

૫ જૂના અને નવા સંસ્કારનો સમન્વય શક્ય લાગ્યો. ધર્મ પ્રત્યે ઘડીમાં અભાવ આવતો, ઘડીમાં ઉભરો આવતો. એ ડામાડોળ સ્થિતિમાંથી એક પ્રકારનો ઉદાર સમભાવ જૂના નવા વિચારો માટે જાગતો થયો.

આ બધી સ્પષ્ટતા હું આજે કરું છું. ત્યારે આ સ્પષ્ટતા નહોતી. આજની માફક ત્યારે હું દૃષ્ટા નહોતો. અહીં પાછળ નજર કરતાં જે જે બળ ઘટ જાણી મને દોરતાં હતાં તેમને યાદ કરું છું. મ્હારું જીવન એટલે ગુજરાતની સામાન્યતાનું જીવન. એ સામાન્યતાને ઘડતી ન્હાની મ્હોટી વ્યક્તિઓ કે સામાજિક શક્તિને સંભારું છું ત્યારે તો હું એ વાચનના પ્રભાવે વહેલો ઉઠતો, વહેલો ન્હાતો, ધ્યાન પણ ધરતો, અને સામાન્ય નિર્બળતાઓ દૂર કરવા સભાન પ્રયત્ન પણ કરતો. એમાંથી ધ્યાનની ક્રિયા મને હજી પણ કદી કદી શાન્તિ આપે છે ખરી. ધ્યાનમાં ઈશ્વર આવે કે નહીં એ તો હું કહી શકતો નથી ઈશ્વર સંબંધી માન્યતાઓમાં કંઈ કંઈ પલટા આવી ગયા છે, અને હજી પણ આવે છે ઈશ્વરને હું જોઈ શક્યો નથી, ઓળખી શક્યો નથી, આરાધી શક્યો નથી. પરંતુ આપણી આસપાસ—ઉપર નીચે સર્વત્ર શુભ, આનંદ અને સત્યનો મહાસાગર રેલી રહ્યો છે એવી આંખ મીંચીને કરેલી કલ્પનામાં પણ બહુજ શાન્તિપ્રેરક ભાવ ઉત્પન્ન થાય છે એટલો તો અનુભવ મને જરૂર આજ પણ થાય છે. ત્યારે હું પદ્માસનવાળી આંખો મીંચી ધ્યાન ધરતો આજ એ દેખાવ રહ્યો નથી પરંતુ અતિવ્યગ્રતા કે ઉગ્રતાની વચ્ચે હું ઘણુંવાર હૃદયમાં આંખ ફેરવું તો એ જૂની ટેવ મને શાન્તિના દર્શન જરૂર કરાવે છે.

એ વર્ગના આગેવાનોને હું ઓળખતો નહીં તેમના લેખ વાંચતો અને કદી કદી ઉત્સવોમાં જઈ તેમનાં વ્યાખ્યાન સાંભળતો. વર્ષો પછી પ્રો. ઉપેન્દ્રાચાર્યનો મને આછો પરિચય થયો. પરમ સર્જન તરીકેની તેમણે મારા ઉપર છાપ પાડી હતી. શ્રી. સુરેશ્વરાચાર્યનો પણ મને પરિચય થયો, અને મારા જીવન ઉપર સારી અસર કરનાર વર્ગના વડીલ તરીકે હું તેમને જરૂર સન્માનું છું. કૉલેજ અને ત્યારપછી એ વર્ગના સાહિત્યનો પરિચય વધી ગયો. શ્રી. છોટાલાલનો 'હું'

વિદ્યાર્થી હતો ત્યારનાજ સદ્‌ગતિ પામ્યા હતા. શ્રી ઉપેન્દ્રાચાર્ય તરફથી મેળી પ્રસિદ્ધ ઘટી ખરી. પ્રજા ઉપર તેમજ મારા ઉપર ત્યારે ઉપજેલી અસર હજી ભુંસાઇ નથી. જો કે અસર વધતી ચાલી નહીં.

આતો એક પ્રવાહની વાત થઈ બીજા કંઈક પ્રવાહોએ મને મતિ આપી હતી. યાદ કરવા સરખી એક બે બાબતો નોંધવી જરૂરી લાગે છે.

સિનોરમાં વિદ્યાર્થીઓએ 'પ્રતાપ નાટક' કરેલું તે મેં જોયેલું, અને કદાચ નહીં જેવો ભાગ પણ લીધેલો. મેળાવડાઓમાં ગીતો ગાયેલાં અને સાંભળેલાં એ દૃશ્ય–શ્રાવ્ય–નાટકનો રસ મારામાં વધતો જતો હતો. હાઈસ્કૂલ અને કૉલેજના વિદ્યાર્થીઓ Social Gatherings–સ્નેહ સંમેલનો–કરતા અને તેમાં નાટ્ય પ્રયોગો પણ થતા. કોઈ સારા નાટકના ટુકડાઓ વિદ્યાર્થીઓ ભજવતા હું ઘણી ખુશીથી એ દૃશ્યો જોઈ આવતો.

અમારી 'અમરકુલ'માં આવા મેળાવડા થતા નહીં. એનો મને અસંતોષ હતો. મારા ભાઈઓ મનેન્દ્રલાલ તથા બીજા કોઈના દીકરા ચંદુવદન, મારા ફ્રેન્ચ સ્કુલના મિત્રો શાન્તિલાલ, મધુલાલ, ચિટુલાલ, તેમજ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાના એક પુત્ર સ્વ. રમણભાઈ તથા પુત્રીના પુત્ર શ્રી નરહરલાલ શેઠ જેઓ આજ પણ વડોદરાના જાહેર જીવનમાં અગ્રસ્થાન ભોગવે છે—તથા શ્રી ભાસ્કરરાવ ઓંકારરાવ દાવે જેવા મિત્રોને ભેગા કરી અમે અમારું છાનાંમાનાં સંમેલન અમારા ઘરમાં જ કરતા. પહેલા બે મિત્રથી ઉત્સાહ ઊપજે, પડદા બાંધીએ અને ફેરવીએ, ગુજરાતી ઇંગ્લિશ પાઠને મારી મચડી દૃશ્યને પાત્ર બનાવવા મથીએ. કોઈકથી હારમોનિયમ તબલાં આવે, કોઈકથી સીતાર તંબૂર મનેન્દ્ર લાવે, અને ચંદુવદન બહુ સરસ– માતા પિતાના પ્રેમના મકાનમાં અમે રહેતા આવ્યાં હતાં. રસ્તા ઉપર આવેલું એ મકાન અને એની જોડમાં આવેલું બોલાઇ માતાનું મંદિર આજ અસ્તિત્વમાં નથી ત્યાં મેદાન બની ગયું છે. પરંતુ ત્યારે તો નૂતન વિલાસ પ્રેસનું મકાન વિશાળ લાગતું હતું. એક મોટો ખંડ પણ સંમેલન યોગ્ય હતો. અમારા ઉત્સાહ અને બે ત્રણ સંમેલનો થયાં–જેમાં ઉત્સાહ સિવાય બીજું કાંઈ જ નહીં હોય. પ્રાર્થનાઓ આજની માફક ત્યારે પણ મહત્વનું સ્થાન ભોગવતી પરંતુ એ પ્રાર્થના કાં તો ઈશ્વરની હોય, અંબા માતાની હોય કે સરસ્વતી માતાની હોય. તે સમયે હિંદમાતાનું અસ્તિત્વ નહીં હોય. કદાચ હશે તોય અમારા સુધી એની ખબર આવી પહોંચેલી નહીં.

ઘરનાં માણસોનો તો આ ઉત્સાહભર્યો દૃશ્ય જોયા વગર છૂટકો નહીં. આંગણ ભાગ લેનારનાં સગાં વહાલાં પણ કદાચ આવે. અને કોઈ આવે ન આવે તેની દરકાર અમારા સરખા અચેતન નટોને હોય જ શાની ! કોઈ સુણે, ન સુણે, કોઈ વખાણે કે ન વખાણે તોય અમારાં સંમેલનો અમારે મતે પૂર્ણ સફળ થતાં અને તેનો અમે ગર્વ પણ લેતા. પોતપોતાના મનથી સહુ સર્વોત્તમ ! એટલે કોઈની ટીકા સાંભળવાનો પણ અમને અવકાશ ભાગ્યે જ રહેતો.

ભારે દુઃખ એ હતું કે ઘરના વડીલો એટલે માતા પિતા તરફથી આવી પ્રવૃત્તિઓમાં કદી વધુ લેવામાં આવતો નહીં. ઉલટ કૃપા અને હાસ્યભર્યું ઉત્તેજન ગણ્યા કરતું !

હું ધારું છું કે નાટક કરવું અને નાટક જોવું સહુને ગમતું હોવું જોઈએ. ભવાઈની હિમ્મત ત્યારે ઘટી ગઈ હતી કારણ તેની અશ્લીલ ભાષા અને તેનો અશ્લીલ અભિનય એટલાં વધી ગયાં હતાં કે આછી પાતળી સભ્યતાને પણ ધક્કો લાગે. સમાજ અશ્લીલતાને આવકારતો નથી. એટલે બનતા સુધી શિષ્ટ સમાજ ભવાઈને ભૂલી ગયો હતો; અને સ્ત્રીઓ માટે તો ભવાઈનાં બારણાં

અને પત્રની સત્તા ઉપર નાટકનાં વખાણો અને જાહેરાતનો આધાર રહેલો હોવાથી પત્રકારો અને તેમનાં કુટુંબી જનોને પણ 'પાસ' મળવા જ જોઈએ.

ઓળખીતા અને મિત્રો પણ ઠીક ઠીક પ્રમાણમાં હોય! માલીકનો ઓળખીતો તો હોય, પણ સાથે સાથે, મહત્વના 'એક્ટરો' ને પણ ઓળખીતા હોય જ.

એ સર્વની-અને કોણ જાણે બીજા કેટલાકની-'પાસ' સગવડ નાટક વાળાઓને કરવી પડે. કેટલાક ગુંડાઓ તોફાન ન કરે એટલા જ ખાતર તેમને નાટક મફત જોવાનો અધિકાર મળે છે એમ પણ સાંભળ્યું છે.

'પાસ' મળે એ સહુની ખુશાલીનો વિષય! 'પાસ' મેળવવામાં ગર્વ પણ ખરો અને તે મેળવનાર કરતાં એ મેળવનારના કુટુંબને વધારે ગર્વ! એના ઉપર અમલદારની પ્રતિષ્ઠા અને મ્હોટાઈ પણ જણાય. 'ખરી પાસ' ન મળતાં અમલદારને ભયંકર અપમાન લાગે! અને કંપનીની ખબર લઈ નાખવાની ધમકી તથા તૈયારી પણ ખરી!

નાટક કંપનીના માલીક અને વ્યવસ્થાપકો પણ ભારે અનુભવી હોય છે, એટલે જે તે સત્તા કે જે તે સબંધના પ્રમાણમાં સગવડ આપતા પણ હોય છે. પ્રસંગાનુસાર તેઓ કડવું મુખ કરે છે, અને પ્રસંગાનુસાર તેઓ લળી લળીને આદરસત્કાર પણ કરે છે. ખુરશીઓની એક બે હાર તેઓ આવા 'પાસ' ધારીઓ માટે રાખે છે, અને તિરસ્કાર પૂર્વક આવા આગંતુકોને 'મુફતસ,' 'ફોગટીયાં,' 'ખુદાબક્ષ' જેવાં નામો આપી પોતાની હિમ્મત વાળી લીધાનો સંતોષ મેળવે છે.

આવા નાટકો, સીનેમા કે કસ્બો મફત જોવાની વૃત્તિમાં સત્તાનો તોર અને ભિક્ષુકીનું મિશ્રણ જરૂર દેખાઈ આવે છે પણ કોઈ મોટી કોઈપણ પ્રવૃત્તિ પોતાના માલનો મફતિયો જરૂર માગે અને એનો ઉપયોગ કરનાર જરૂર એવી હિમ્મત આપે એ જ ન્યાય જણાય પરંતુ હજી મફત નાટક સીનેમા જોવાના ભીખારીવેડા હિંદમાં પ્રચલિત છે જ

હું પણ એમાંથી મુક્ત રહી શક્યો નથી!

મફત મેળવવાની આપણી આવી વૃત્તિમાંથી મળેલું સ્વરાજ્ય પણ મફત મળેલા માલ જેવું તો નહીં નીવડે? ગાંધીજીએ તપ કર્યું, કાંટાળો તાજ પહેર્યો અને ગોળી ખાઈ પ્રાણ આપ્યા અને આપણે બધા!

મગનાર કોઈ નીકળતો હોય તો તેને આગળ કરી પાછળ ચોરી [illegible] મચાવી Gatecrashing કરી ઘુસી જવાની તૈયારી વાળા 'મુફતસોને' 'ખુદાબક્ષ' મળેલા સ્વરાજ્યમાં જે હાથ આવ્યું તે જોઈએ છીએ, ફુલહાર અને ચાંદીના તાળા કુંચીથી માંડી પ્રધાનપદ કે હાકેમપદ સુધી જે મળ્યું તે ઝૂંટવવા આપણે તત્પર છીએ! શંકરે પોતાના સુપ્રસિદ્ધ હાસ્ય ચિત્રમાં ચિતર્યા પ્રમાણે કાંઈ નહીં તો છેવટે ચોરી પેટ્રોલનાં કુપનો પણ મળે તો તે લેવાની પણ આપણી તૈયારી છે!

નાટક મફત જોવાનો આપણો મોહ ઠીક ઠીક વ્યાપક છે એ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે કચેરીમાંથી મફત કાગળ પેન્સીલ લાવવામાં કે વગર ટિકિટે મુસાફરી કરવાના ઉત્સાહમાં આપણી ગુલામી અને ભિક્ષુકવૃત્તિ ઠીકઠીક જણાઈ નીકળે છે.

મનની વિચિત્રતા પણ એવી છે કે એમાં કશું ખોટું થતું હોય એમ કોઈને લાગતું નથી! એટલું જ નહીં, એમાં હક્ક અધિકારની ભાવના જાગ્રત થાય છે!

પ્રેસ અને પેપરના માલીક તરીકે મારા પિતા પાસે 'પાસ' ઘણી ઘણી આવતી અને અમે નાટકો પણ જોવા જતા. હું કિશોર રહેતો, એટલે તેનો ભારે ઉપયોગ થયો નહીં, પણ ત્યાર પછી પણ ઠીક ઠીક નાટકો જોવા-મળતાં, અને નાટ્યપ્રવૃત્તિનો મોહ

નાનપણથી ઉત્પન્ન થયો. વિદ્યાર્થી અવસ્થામાં માનવ હૃદયમાં વસેલો ટીકાકાર ખીલેલો હોતો નથી, એટલે બધું બધું સારું લાગે છે. નાટકશાળાની ભવ્ય મેદની, પડદા, પ્રકાશ, અંધકાર બાગ, જંગલ, મહેલ, કેદખાનું, મંદિર, નદી, વરસાદ એ સર્વ રંગમંચ ઉપર સાચાં લાગે છે. સૂત્રધાર અને નટી — બાળાઓ ત્યારે નાટકનાં આવશ્યક અંગ — પ્રવેશદ્વાર સરખાં લાગતાં. સારા પુરુષ કોઈને દુઃખ પડે ત્યારે આંખમાંથી આંસુ પણ આવતાં, એ સુખી થાય એટલે આનંદ થતો, વિદૂષકોની રમતમાં ખડખડાટ હસવું પણ આવતું અને આખું દૃશ્ય સાચો, જીવંત પ્રસંગ હોય એમ એની અસર કંઈક દિવસ સુધી ચાલુ રહેતી. કેટલાંક ગીત ગમ્યાં પણ સ્મૃતિમાં જડાઈ જતાં, જેમાંથી આજ પણ કેટલાક ટુકડાઓ યાદ રહી ગયેલા દેખાય છે. જે નાટક જોઈએ તે સારું લાગે. એમાં કાંઈ વાંધા પડતું ત્યારે લાગે જ નહીં. Overacting, unnatural જેવા શબ્દો ત્યારે આવડતા નહીં. નરવીર શિવાજી, સુરદાસ, ચાંપરાજ હાડો, જગતસિંહ જેવાં નાટકો ત્યારે જોવા હતાં.

આજ સુધી આ નાટક પ્રેમ ચાલ્યો આવે છે એટલે નાટકોના સબળ દૃશ્યનાં ક્રમ કદાચ ન પણ સમજાય. જગતસિંહને બદલે બીજું પણ નાટક જોયું હોય. પરંતુ એ નાટ્યદર્શનની ક્રિયા હજી સુધી ચાલે છે. ઉંમર સાથે જ્ઞાન વધે છે એવી એક સંભાવના છે સાચી ખોટી ગણો તો? હું critical-નિંદાપરસ્ત પણ થયો છું. નાટકો કેવા ફેરફાર માગે છે એ સમજી આપવો પણ કરું છું. છતાં નાટકો જોવાં હજી સુધી ગમે છે ખરાં!

આવી અસર ઉપજાવતાં નાટકો ઉપરથી નટ થવાની વિદ્યાર્થી વર્ગમાં ઇચ્છા હોય એ સમજી શકાય એવી છે. એટલે અમે નાના મોટા ઘરના ખંડમાં સમેલનો ઉત્સાહ પૂર્ણ કરતા અને તેમાં ભાગ લેનાર મિત્રો પણ મળી આવતા. ઘર તરફની કંઈ અડચણ ન હતી, ઉલટ માતા પિતા એ વૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ પણ દર્શાવતાં. સંગીત, હાસ્ય, સારા પ્રસંગોના અભિનય મનમાં રમે અને તે પોતાને અભિનય કરવાનું મન પણ થાય. કદાચ કોઈ દેખે નહીં એમ અભિનય કર્યો પણ હશે!

સંમેલનમાં જાહેર રીતે ભજવણીનો લાભ મળે એ બાળકો કે કિશોરો કેમ જતો કરે?

મદારીની અસરકારક રમતો અને મૂક ચેષ્ટાના જાહેર અભિનય પણ અંદર અંદર અમે અજમાવતા.

મ્હારા મિત્ર નાગેન્દ્ર મજમુદાર પોતાને માટે ઘણીવાર કહેતા:

'આ નાગરના દેહમાં તરગાળાનો આત્મા આવી વસ્યો છે.'

હું એ વાક્ય પ્રત્યે સમભાવ દર્શાવતો, અને મને એ વાક્યમાં મારા ભાવનો પડઘો સંભળાતો!

---

વૉલ્ટર સ્કૉટના વિશ્વાસુ નોકર ટોમે એક દિવસ સ્કૉટને કહ્યું, "સાહેબ તમારી નવલકથાઓ ઘણી સારી છે. મને તે બહુ ઉપયોગી છે, થાકેલો ઘરે જાઉં અને એમાં લઈ તે વાંચવા માંડું કે તરત જ ઊંઘી જાઉં છું!"

# સુપાત્રની શોધમાં



અયોધ્યાનો ધનાઢ્ય ધન્ન શેઠ વિશાખબાહુ મૃત્યુશય્યા પર પડ્યો હતો. વૈદ્યોએ એના જીવનની આશા છોડી દીધી હતી; સર્વ સગાંઓ શય્યાને ઘેરીને ઊભાં હતાં. સર્વેને એમ લાગતું હતું કે શેઠ કોઈ ગુપ્ત વ્યથાથી પીડિત હતા. તેના પુત્ર સુદર્શને પાસે આવીને પૂછ્યું: 'પિતાજી! તમારું મુખ જોતાં એમ લાગે છે કે તમે કોઈ ગુપ્ત વ્યથાથી કષ્ટ અનુભવી રહ્યા છો; જો આપની કોઈક આશા અપૂર્ણ રહી ગઈ હોય તો કૃપા કરી કહો, હું યથાશક્તિ પૂર્ણ કરવાનો યત્ન કરીશ.' શેઠના અધરો પર સ્મિત રેલ્યું; તે મહાકષ્ટે બોલ્યા: 'બે..ટા! આ બધું ધન મેળવવા છતાં પણ મારા મનને શાંતિ નથી મળી.'

'એનું કારણ?' સુદર્શને પૂછ્યું.

'એ કમાઈ કરવામાં મેં જે અનેક નિર્દોષોને રડાવ્યા છે; જે અનેકો પાસે આત્મહત્યા કરાવી છે તે સર્વે હમણાં મારી નજર સમક્ષ તરવરે છે. હું ઇચ્છું છું કે તું એ ધનમાંથી એક લાખ સુવર્ણમુદ્રા સુપાત્રોને દાન કરી દે!' શેઠે કહ્યું.

'પિતાજી! સુપાત્રનો નિર્ણય કેમ થાય!'

'તારા અંતરાત્માને પૂછી જોજે, અને તમાં સર્વત્ર શોધજે. એમાંની એક મુદ્રા પણ કોઈ સુપાત્રના હાથમાં જાય તો તે પુણ્ય પ્રતાપથી હું શાંતિ પામીશ.' શેઠે જવાબ દીધો.

'પરંતુ હમને તે શી ખબર પડશે?' સુદર્શને પૂછ્યું.

'બેટા! આ મારા ગળાની રુદ્રાક્ષની માળા લે. જ્યારે એ તૂટી જાય ત્યારે તું જાણજે કે તારો પિતા પરમ શાંતિને અને પુણ્યગતિને પામ્યો છે' શેઠે એમ કહી માળા આપી.

સુદર્શનને સંતોષ થયો. તેણે માળા લીધી. શેઠ શાંત અને નિશ્ચેષ્ટ થઈ ગયા. તેનું મૃત્યુ થયું.

ઉત્તરક્રિયાથી નિવૃત્ત થયા પછી સુદર્શન સુપાત્રને શોધવાનો વિચાર કરવા લાગ્યો. તેણે જાહેર કર્યું કે શેઠના મૃત્યુ દિવસની વાર્ષિક તિથિએ તે એક લાખ સુવર્ણમુદ્રા દાન કરશે. તેણે પોતાના મિત્રને સાથે લીધો અને ગુપ્ત વેશે સુપાત્રની શોધમાં નીકળી પડ્યો. શ્રાવસ્તીમાં આવીને એક ધર્મશાળામાં મુકામ કીધો. સામેના ધર્મશાળામાં બીજા બે યાત્રીઓ આવ્યા. રાત્રે જ્યારે સર્વે સૂતા, ત્યારે સુદર્શનને જોઈતી ખબર સંબંધી વાતચીતના પડઘા સંભળાયા.

'વિશાખબાહુનો પુત્ર પિતાના મૃત્યુ દિવસની વાર્ષિક તિથિએ લાખ સુવર્ણમુદ્રા દાન કરવાનો છે તે તેં સાંભળ્યું છે?'

'હા હું પણ ત્યાં વખતસર પહોંચી જઈશ..'

'અરે! તારી પાસે આટલું ધન છે, છતાં પણ તું ત્યાં જઈશ?'

'તેમાં શું? વધારે ધન મેળવવું એ કંઈ પાપ નથી. તું પણ ચાલ, જોજે તો ખરો હું એની પાસે કેવી ચતુરાઈથી ધન લઉં છું!'

'ઠીક, હું પણ તે સમયે આવીશ.'

બીજે દિવસે તેઓ શ્રાવસ્તી છોડીને ચાલી નીકળ્યા. રસ્તે સુદર્શનને રાત્રીની વાત પોતાના સાથીને કહી: તે પણ એ સાંભળી વિચારમાં પડી ગયો. સંધ્યાનો સમય થયો ત્યારે તેઓ એક આશ્રમ પાસે આવ્યા, અહિં તેમણે એક સાધુને પીપળાના વૃક્ષ નીચે ધ્યાનસ્થ બેઠેલા જોયા: પ્રણિપાત કર્યા પછી સુદર્શને કહ્યું: 'પ્રભો! આજની રાત્રી ગુજારવા સ્થાન જોઈએ છે!'

સુદર્શન સમજ્યો : તે અધિષ્ઠાતા તે જ બ્રાહ્મણ હતો, કે જેની પુત્રીના લગ્નને માટે એણે દ્રવ્યની મદદ કરી હતી. તેણે જોયું કે તેના દ્રવ્યનો કેવો ઉપયોગ થઈ રહ્યો હતો. બ્રાહ્મણને ત્યાં લજ્જિત કરવો યોગ્ય ન ધારી, તે ત્યાંથી ચાલી નીકળ્યો : નિરાશાના વમળમાં તે ગોથાં ખાવા લાગ્યો :

સુદર્શન હતાશ થઈને અયોધ્યા પાછો ફર્યો: રસ્તે તેને એ જ પ્રશ્ન દુ:ખી કરી રહ્યો હતો- 'સુપાત્ર કોણ ?'

અયોધ્યાથી દશ યોજન દૂર એક ગામમાં જ્યારે તે પહોંચ્યો ત્યારે ઠંડીની ભીષણતાએ, એને રાત્રી ત્યાં જ વિતાવવાની ફરજ પાડી: તે સ્થાન શોધતો ફરવા લાગ્યો: એક દરિદ્ર ખેડૂતની ઝુંપડી પાસે આવીને તે અટકી ગયો. અંદર કંઈ વાતચીત થતી સાંભળી તે કાન દઈ સાંભળવા લાગ્યો:

'આ વર્ષે પણ તમારા જમીનદારે કંઈ જ ન આપ્યું !' અવાજ સ્ત્રીનો હતો.

'ના, કંઈ જ ન આપ્યું, ઉલટું કંઈ જુનો હિસાબ બતાવીને કહ્યું કે હજુ જુનું મહેસુલ પણ બાકી છે !'

'તો શું આપણે મહેનત કરી પકવેલાં અન્નનો ઉપયોગ પણ ન કરી શકીએ !

'ના.'

'વાહ ! ત્યારે આ બચ્ચાનું શું થશે ?'

'ઈશ્વર જેવો બાપ બેઠો છે. તે સર્વની સંભાળ રાખશે.'

સુદર્શન હવે વધારે સાંભળી ન શક્યો: તેણે ઝુંપડીનું બારણું ખખડાવ્યું: એક જર્જર પુરુષે તે ઉઘાડ્યું: સુદર્શને રાત્રી પસાર કરવાની માગણી કરી: પુરુષે તે સ્વીકારી અને ઘરમાં દરિદ્રતાનો અખંડ નિવાસ હોવાને લીધે અતિથિ સત્કારમાં ખામી રહે તો તે માટે ક્ષમા કરવા કહ્યું. સુદર્શને પોતાનું બીસ્તરું ખોલી એક કામળ કાઢી તે પુરુષના પુત્ર પર ઓઢાડી. પુરુષને એક મુદ્રા આપી ગામમાંથી દૂધ લાવવા કહ્યુ. પુરુષ દૂધ લાવ્યો. ગરમ કરી સર્વેએ પીધું, અને બાળકને પણ પાયું. સુદર્શન એક પત્ર લખવા બેઠો. પત્ર લખી તેણે તે પુરુષને આપ્યો, અને બીજે દિવસે અયોધ્યા જવા કહ્યું : પુરુષ પત્ર વાંચી સમજ્યો અને બોલ્યો : 'ભાઈ ! મારે એટલાં બધાં ધનની આવશ્યકતા નથી. મને તો માત્ર બે વખત ભોજન અને વસ્ત્ર મળે તો બસ છે.'

સુદર્શને કહ્યું : 'તારા જેવા માણસો બીજાનું દુઃખ સમજી શકશે અને તેને દૂર કરવા યત્ન કરશે એ ધારીને જ એ આપ્યું છે.' તે પુરુષ ચુપ રહ્યો. ભાવોના ઉદયથી તે સ્તબ્ધ થઈ ઊભો રહ્યો: ક્ષુધાતૃપ્તિ અને હુંફને લીધે બાળક કિલકારી કરવા લાગ્યું : સુદર્શન ઊઠ્યો, બાળકને રમાડવા લાગ્યો : એકાએક બાળકના હાથમાં માળા આવી ગઈ અને જોરથી ખેંચતાં તે તૂટી ગઈ : સુદર્શન ગદ્‌ગદ થઈ ગયો : બાળકના કિલકિલાટમાં તેને ભગવાન શ્રી કૃષ્ણનો અર્જુનનો ઉપદેશ સંભળાવવા લાગ્યો

"દરિદ્રાન્ ભર કૌંતેય
મા પ્રયચ્છેશ્વરે ધનમ્"

---

આખી જિંદગી તમારી સ્ત્રીને ઉંચકી ચાલો પણ કોઈ વાર થોડી ઘડી માટે તેને નીચે ઉતારશો તો તે તરત કહેશે, "હું થાકી ગઈ છું !"

# છેલ્લા દોઢ દાયકાની ગુજરાતી કવિતા

કુંજવિહારી મહેતા

નરસિંહ મહેતાથી શરૂ થએલી આપણી ગુજરાતી કવિતા ઠેઠ દયારામ સુધી ચારસો વર્ષના ગાળામાં જાણે એકજ બીબામાં ઢળી હોય એમ કોઈ વાર ભક્તિનો પ્રચાર કરતી તો, કોઈ વાર દુનિયાની વિષમતાથી ત્રાસી ઉઠી ઇશ્વર ભક્તિમાં આશ્વાસન શોધતી, તો વળી કોઈ વાર રાધાકૃષ્ણની પ્રણયલીલાના મનોરમ મધુર ગીતો ગાતી એક સરખી રીતે વહી. એમાં અખો અને શામળ વધતે ઓછે અંશે અપવાદરૂપ રહ્યા.

જાણે એના વિષય અને આકારની એકરૂપતા કે એકવિધતાનો એકદમ બદલો વાળી દેવાનો હોય તેમ નર્મદથી શરૂ થએલી અર્વાચીન કવિતામાં બીજાં સો વર્ષ દરમ્યાન એના વિષય પરત્વે તેમજ એના આકાર પરત્વે અનેક પ્રયોગો થયા. એની મર્યાદાના પટ વધી ગયા. પરિણામે આપણી આ કવિતાની સરિતા સલિલસંપન્ના બનીને વહેતી ચાલી. પરંતુ સરિતાનું પાણી કેવળ નિર્મળ નથી હોતું. એમાં માર્ગમાં આવતા અનેક પ્રદેશનો અનેક પ્રકારનો કચરો પણ ભેગો થાય તેમ કવિતાની સરિતામાં પણ ધારાન્નગ્સાની સમૃદ્ધિ ભેગી થઈ.

નર્મદથી શરૂ થયો આપણો અર્વાચીન યુગ. પરંતુ એ યુગના ત્રણ પ્રસ્થાન આપણી અનુકૂળતાને માટે પાડીએ. નર્મદથી એટલે લગભગ ૧૮૫૦ થી શરૂ થતું પહેલું પ્રસ્થાન ૧૮૮૭ સુધીનું. ૧૮૮૭ માં "કુસુમમાળા" પ્રગટ થઈ ૧૮૮૭ થી શરૂ થતું બીજું પ્રસ્થાન ઠેઠ ૧૯૨૦ સુધીનું અને ૧૯૨૦ થી શરૂ થતું અત્યારના સમય સુધીનું ત્રીજું પ્રસ્થાન. આ છેલ્લા પ્રસ્થાનમાં આપણી કવિતાએ ખાસ કરીને ૧૯૩૩ પછી જે પ્રગતિ સાધી 'તે ટૂંકાણથી અવલોકી જવાનું આ લેખનું પ્રયોજન છે

૧૯૩૩ નું વર્ષ એક સીમાના વર્ષ તરીકે અગત્યનું વર્ષ છે. આ વર્ષની આસપાસ કવિતામાં અર્થત્વ, વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન કાર્ય અને ચિંતનપ્રધાન જેવા સિદ્ધાંતના પ્રશ્નો ચર્ચાવા લાગ્યા આ વરસો દરમ્યાન નાનાલાલની અસરે ઝાંખી થઈ અને કાન્તની અસર પણ ઝાંખી થઈ ગઈ પ્રા. ઠાકોરની અસર વધી. એ અસર તળે આપણી એવતા પ્રિયતા થઈ, એકની એક વાત રટયા કરવાની આપણી વૃત્તિ અને ભાવના મસ્તી પણ ગઈ, અને એને સ્થાને દ્વિજોત્તમ જાતિની વિચારપ્રધાન કવિતા આપણને મળી. આપણા કવિતા સાહિત્યમાં આ પલટો એ એક જબરી ફેરબ ગણાય. પ્રો ઠાકોર આ પછીના વર્ષો દરમ્યાન કવિ કુલગુરૂનું સ્થાન ભોગવી રહ્યા એમણે પાડેલો ચીલો એક વિશાળ ધોરીમાર્ગ જેવો બની રહ્યો અને તેમાં અનેક દિશામાંથી અનુયાયી આવીને ભળવા લાગ્યા

પરંતુ આ સમય દરમ્યાન જેઓ આ નવી અસરથી જરાય રંગાયા વગર પોતાનું કાર્ય કરતા ગયા એ વિષે સહેજ ઉલ્લેખ કરી લેવો યોગ્ય ગણાશે. એમાં સૌથી પહેલા કવિ નાનાલાલ અને લલિતજી આ બને કવિ ઓની પ્રવૃત્તિ આ વર્ષો દરમ્યાન ચાલુ હતી. પરંતુ નવીન કવિતાના પ્રવાહની ઝાઝી અસર એમના પર થઈ નહીં. ઉપરાંત એમના કવિતા સર્જનોનો નિષ્કર્ષ ગુજરાતને કેટલાંય વર્ષો પૂર્વે મળી ચૂક્યો એટલે એમની પાસે વધારેની આશા પણ કેમ રાખી શકાય? આથી એમની કવિતા પ્રવૃત્તિ ૧૯૩૫ પછીના વર્ષો દરમ્યાન વધારે ધ્યાન ખેંચનારી નથી.

એવા બીજા વિદ્યમાન કવિ ખબરદાર પણ આ વર્ષો દરમ્યાન પોતાની કાવ્યપ્રસાદી આપતા રહ્યા છે. પરંતુ નવીન કવિતાનો વાદ એમને

આગ્રો સ્પર્શો નથી. આમ છતાં "દર્શનિકા" જેવું ચિંતનપ્રધાન સુદીર્ઘ કાવ્ય એમણે આપ્યું છે. નવીન કવિતામાં સોનેટ એક અગત્યનું લક્ષણ છે તે એમણે બજાવ્યું છે ઉપરાંત સોનેટનો પ્રકાર પોતે જ ગુજરાતી કવિતામાં દાખલ કર્યો એવો પણ એમનો દાવો છે કેટલાંક સુંદર દેશભાવનાનાં ગીતો તેમજ ભજનો પણ એમની કલમમાંથી મળ્યાં છે પ્રતિકાવ્યો લખવાની કળા એમની સુપ્રસિદ્ધ છે અને એ રીતે એમણે "લખેગીતા" ના છપ્પા પ્રગટ કર્યા છે હમણાં જ "ગાંધી બાપુનો પવાડો" નામથી નવીન રૂપે ગાંધી જીવન નિરૂપતું કાવ્ય પ્રગટ કર્યું છે. આમ છતાં ખબરદારની અસર આ યુગમાં બહુ ગૌણ જ રહી છે.

સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીની કવિતા આ વર્ષો દરમ્યાન ચાલુ હતી. સાહિત્યનાં અનેક ક્ષેત્રોની જેમ કવિતાના ક્ષેત્રમાં પણ એ ઘૂમી વળ્યા છે એમનાં ગીતોનો ભાવાવેશ, ઢાળની ઝમક, યોગ્ય શબ્દની પસંદગી અને વિષયને ... રૂપે વ્યક્ત કરવાની કલાએ એમને રાષ્ટ્રશાયરનું બિરુદ અપાવ્યું છે એમનાં મૌલિક કાવ્યો ઉપરાંત બંગાળી અને અંગ્રેજી કાવ્યોના અનુવાદો પણ એમણે કર્યા છે મેઘાણી ઘણી વાર મૌલિક કવિ કરતાં એક અનુવાદક તરીકે વિશેષ સફળ છે 'રવીન્દ્રવીણા'નાં કાવ્યો આની સાક્ષી પૂરે છે. વળી કરુણરસનું નિરૂપણ કરવામાં મેઘાણી અપ્રતિમ છે. મૌલિક કાવ્યો હોય કે અનુવાદ કાવ્યો હોય પણ કાવ્યનું હાર્દ પકડી લઈ વિષયને સચોટ રીતે આવેશપૂર્વક રજુ કરવાની કળા તો મેઘાણીની જ.

નવીન કવિતાના જે પ્રધાનાચાર્ય મનાય છે તે પ્રો. બળવંતરાય ઠાકોરની કવિતા પ્રવૃત્તિનું આપણે અવલોકન કરીએ એમનું સ્થાન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં વિશિષ્ટ છે પંડિતયુગના પીઢ સાક્ષરોના સમકાલીન ઠાકોરે - પોતાની કવિતાનો ઉત્તમ ફાલ તો પંડિત યુગમાં જ આપ્યો હોવા છતાં નવીનોના એ પિતા જેવા માર્ગદર્શક ગુરૂ બની રહ્યા છે ૧૯૧૭ની સાલની આસપાસ પ્રકાશ પામેલા "ભણકાર" ના પુસ્તકમાં "પ્રેમનો દિવસ" "આરોહણ" અને "વિરહ" ના ગુચ્છનાં કાવ્યો જેવાં પ્રાસાદિક, મધુર અને હૃદયંગમ કાવ્યો એમણે ૧૯૩૫ પછીનાં વર્ષોમાં આપ્યાં નથી. આમ છતાં એમનાં ઉપર્યુક્ત કાવ્યોમાં પણ એમની વિશિષ્ટતા રહી છે. ત્યાર પછીનાં વર્ષો દરમ્યાન વિચારપ્રધાન અર્થઘન કવિતા વિશેની એમની માન્યતા વધારે દૃઢ અને ઉપરવટ થવાથી ખરબચડા અને અગવડ શબ્દોથી કાવ્યની રમ્યતા ઓછી થઈ છે ઉપરાંત "મારાં સોનેટ" અને ભણકારની બીજી આવૃત્તિમાં જે ફેરફારો આગલાં કાવ્યોમાં કર્યા છે તેથી પણ કાવ્યના નૈસર્ગિક સૌન્દર્યને ખમવું પડ્યું છે. પરંતુ આ બધાં વર્ષો દરમ્યાન પ્રો. ઠાકોરનું અગત્યનું અને અતિ મહત્ત્વનું કાર્ય તો એ છે કે ભાવનાની ઝંખનામાં અટવાતા કવિઓને એમણે નવો માર્ગ ચીંધ્યો છે, કેવળ ઊર્મિ જ નહી પણ વિચાર એ પણ કાવ્યનું અતિ આવશ્યક અંગ છે. વળી સંગીતનું તત્ત્વ પણ કવિતામાં જરૂરી નથી અને વિચારવ્યક્તિ માટે વધારે અનુકૂળ તો સળંગ પ્રવાહી છંદ જ હોય એમ પ્રતિપાદિત કરી પૃથ્વીને નવું રૂપ આપ્યું છે. પોતાની પ્રખર વિદ્વતાથી કવિતાનું પરીક્ષણ કરી એમણે નવી સૃષ્ટિ સર્જી છે અને એ જ રીતે સાહિત્યના ઇતિહાસમાં એઓ અમર રહેશે.

'વિશ્વશાન્તિ' અને 'વિરાટ પ્રણય'નાં ગાન ગાનાર શ્રી. ઉમાશંકર જોષીએ 'ગંગોત્રી' અને 'નિશીથ' દ્વારા પોતાની પ્રતિભાના ચમકારથી ગુજરાતને મુગ્ધ બનાવી દીધું પ્રો ઠાકોરથી શરૂ થતી નવીન કવિતા એમના આ શિષ્યમાં વધારે સ્ફુટ

થઈ નવા વિચાર, નવી ઊર્મિ અને નવા વિષયોના નિરૂપણથી ગુજરાતને નવાં તેજ મળશે, નવી દૃષ્ટિ મળશે એવી આશા જે સેવાતી થઈ ત્યાં તો કવિની શક્તિ માત્ર કવિતાથીજ સંતોષ નહી પામતા નાટક, નવલિકા અને નવલકથાનાં ક્ષેત્રોમાં પણ ઘૂમી વળી. પરિણામે કવિતા ઉપર એ વધારે કેન્દ્રિત થઈ શકી નહી. કવિતામાં એમણે વિવિધ પ્રયોગો પણ કર્યા. 'પ્રાચીના' માં મહાભારત અને બીજા પુરાણોમાંથી પ્રસંગો લઈ તેને ભાગ્ય નાટકનું કવિતદેહીરૂપ આપી અર્વાચીનોની દૃષ્ટિથી નિરૂપણ કર્યું. કવિની પ્રતિભાનો પહેલાનો ચમકારો 'આતિથ્ય' માં ઝીણો થતો જણાય છે. એમાંનાં ઘણાખરાં કાવ્યોમાં પ્રાણતત્ત્વની ઊણપ, શિથિલતા અને ક્લિષ્ટતા વર્તાય છે છંદોબદ્ધ કાવ્યો ઉપર ગીતોનું પ્રભુત્વ છે, છતાં 'નેપથ્યે નર્તિકાને' જેવું સર્વાંગ સુન્દર કાવ્ય પણ મળે છે. હજી એ આપણા આ પ્રતિભાશાળી કવિ પોતાની સર્જનશક્તિને કવિતા ઉપર કેન્દ્રિત કરી ગુજરાતની ઊણપ પૂરે એવી આશા રાખીએ.

'નથી નીરખવો શશિ આભે ને તારલો દીસે' ગાનાર ઉમાશંકરના જોડિયા ભાઈ જેવા કવિ શ્રી. સુન્દરમ 'હું માનવી માનવ થાઉં તો પણ' નું સૂત્ર સૂચી માનવ કરતાં પણ ઊંચી પાયરીએ પહોંચવાની પ્રવૃત્તિમાં પડ્યા -શ્રી. અરવિન્દના આશ્રમમાં ગયા પછી એમનાં કાવ્યોમાં રહસ્યવાદ વધુ પડતો દેખાવા લાગ્યો. અને લીધે એમનાં કાવ્યો એકાંગી બનવા લાગ્યાં. ગુજરાતને મધુર ઊર્મિગીતો સંભળાવનાર સુન્દરમ પ્રભુ કાવ્યોથી મુગ્ધ કરનાર, વળી વચ્ચે વચ્ચે ક્રાન્તિ ભક્ત બની કાવ્ય વાણી પણ સંભળાવનાર, ઘડીમાં પૂર્ણના સળગ સળિયા ઉપર બેસી પ્રભુની સ્મૃતિમાં ભમનાર કે ૧૩-૭ની સાંજને ઊગતી જોનાર સુન્દરમ 'તત્ત્વના ટૂંપણાં' માં મસ્ત થઈ તેનાં જ કાવ્યો સંભળાવે તેથી ગુજરાતને સંતોષ નહી થાય. એમનાં કાવ્યોમાં રહેલી માનવતા ઓછી થઈ, એમનાં ગીતો પણ બારેખમ બન્યાં અને હવે પ્રભુપ્રાપ્ત્યે તો સખાવજ કયાંથી ? છતાં શ્રાવણ વરસ ઉપર કુમારમાં પ્રગટ થયેલું એમનું ગીત 'આ લહરી જાય સાગરની' એમની પૂર્વની યાદ આપી જાય છે. કલ્પનાની રમ્યતા, ભાવની મોહકતા અને કેવળ સૌન્દર્યની દૃષ્ટિએ સુન્દરમનાં કાવ્યો કેટલીક વાર ઉમાશંકર કરતાં પણ ચડે છે

શ્રી. પૂજાલાલ રહસ્યવાદમાં કાવ્યોમાં સુન્દરમના સહયોગી છે. એમનાં સર્વોત્તમ કાવ્યો તો 'પારિજાત' માંજ મળી ગયાં. ત્યાર પછી પૂજાલાલનો વિકાસ ખાસ પ્રમાણું સધાયો નહીં અને કેટલીકવાર તો એઓ લખવું લખવા ખાતરજ લખતા હોય એમ પણ લાગે છે પૂજાલાલની કવિતાશક્તિ અપેક્ષિત વિકાસ નહીં સાધી શકી એ એક એક ગણાય છતાં સાચી હકીકત છે પૂજાલાલ અને સુન્દરમ મધ્યકાલીન કવિઓની જેમ કોઈ એક સંપ્રદાયનાં ગુણગાન ગાતા સાંપ્રદાયિક કવિઓ તો નહીં બની જાય એવો ભય જરૂર લાગે રહે છે.

'નીંદરે ધરતી સૂતી ડોલે' કે 'વીણા જગાડી આજ કોણે' જેવાં મધુર ગીતોથી ગુજરાતને ડોલાવનાર શ્રી. સ્નેહરશ્મિ પોતાની શક્તિના સાતત્ય અને વિકાસનો પરિચય એમના નવા સંગ્રહ 'પનઘટ' માં પણ આપે છે. એમનાં ગીતોની મન્જુલતા, લય, અને ભાવનું સૌન્દર્ય અત્યન્ત આકર્ષક છે. વળી ગીતોમાં જગાણી રાગઢાળની નવીન રીત એમણે આપી છે ગુજરાતના ગીતકવિ તરીકેનું એમનું સ્થાન નિશ્ચિત છે અને મેઘાણીની જોડાજોડ છે એમનાં છંદોબદ્ધ કાવ્યોમાં પણ એમની શક્તિનો પરિચય મળે છે 'મેરાડમ જલુસ્યાંમ ! એ એમનું

ઉત્ક્રાન્તિવાદ નિરૂપતું સરસ ચિન્તનપ્રધાન કાવ્ય છે. એમનાં કાવ્યોમાં આશાવાદ અને આતુરતાનો તરવરાટ છે.

અહીં બીજા ત્રણ કવિઓ વિષે પણ ઉલ્લેખ કરી લઉં: શ્રી. કેશવ શેઠ, શ્રી. દેશળજી પરમાર અને ‘કુસુમાકર’ના નામથી જાણીતા થએલા શ્રી. શંભુપ્રસાદ જોષીપુરાની કાવ્યપ્રવૃત્તિ મુખ્યત્વે આ પ્રવાહથી નિરાળી જ રહી છે. પરમારના રાસો અને દેશપ્રેમનાં ગીતો સરસ છે. કેશવ શેઠ અને ‘કુસુમાકર’નાં ગીતો અને કાવ્યો ઉપર કવિ ન્હાનાલાલની અસર ઘણી મોટી છે એમનો આ નવીન કવિતા અને નવીન કવિઓ જોડે મેળ ખાય એમ નથી કેશવ શેઠના રાસો ઘણા લોકપ્રિય થયા છે.

જેમને આપણે કવિ તરીકે લગભગ ભૂલી ગયા છીએ તે શ્રી. ચન્દ્રવદન મહેતા ‘ઇલા કાવ્યો’ અને ‘રતન’ આપીને [illegible] ...ર કરવાને પોતાની કાવ્યશક્તિ અજમાવીને ... ‘ઇલા કાવ્યો’ દ્વારા ભાઈબહેનના નિ...ળ, નિખાલસ અને અદ્ભુત સ્નેહનું નિરૂપણ કરી કવિતા સાહિત્યમાં અનોખો કાવ્યપ્રકાર આપ્યો. આવો પ્રકાર ગુજરાતી કવિતાસાહિત્યમાંજ નવીન છે એમ નહીં પણ જગત્સાહિત્યમાં પણ બહુ ઓછો હશે. એમનાં આ કાવ્યોનાં કરુણ રસની વેધકતા પણ અદ્ભુત છે. એમની કાવ્યપ્રવૃત્તિ આમ અટકી ગઈ એથી ગુજરાતને ખોટ જ ગઈ છે

આરાધનાના ‘કર્તા’ શ્રી. મનસુખલાલ ઝવેરીની કાવ્યશૈલી સંસ્કૃત શબ્દોથી ભરપૂર છે. છતાં એમનો એ સંસ્કૃત શબ્દોનો વપરાશ બાધક નીવડતો નથી. પરન્તુ કાવ્યમાં નવીન પ્રકારનું માધુર્ય આણે છે ‘આરાધના’માં દેખાતી એમની શક્તિ એમના બીજા સંગ્રહ ‘અભિસાર’ માં ઘણી ઉતરતી કક્ષાની દેખાય છે. એનું મુખ્ય કારણ તો એ છે કે એમને ગીતોમાં ફાવટ ઓછી છે. છતાં એમણે ગીતો લખવાનો આગ્રહ સેવ્યો છે. વળી મુશાયરાની સભારંજની કવિતાની જાળમાં પણ ફસાઈ જતાં એમની કાવ્ય શક્તિને ખમવું પડ્યું છે. એમનાં કાવ્યોમાં સુબદ્ધતા જાળવવાને બદલે પ્રસ્તાર આવી જાય છે. છતાં ખંડ કાવ્યોમાં મનસુખલાલ બહુજ સફળ કવિ તરીકે રહ્યા છે. ત્યાં આ પ્રસ્તાર પણ જડતો નથી. પ્રવાહી અનુષ્ટુપ ઉપરનું એમનું પ્રભુત્વ નોંધનીય છે. આ એમની વિશિષ્ટતા છે. શ્રી મનસુખભાઈ પણ વિવેચક બનવાની ધખશ સેવતા હોવાથી કવિ મનસુખભાઈ વિવેચક મનસુખભાઈ તળે દબાઈ ગયા છે.

શ્રી. સુન્દરજી બેટાઈનાં ઊર્મિકાવ્યો ઉપર નરસિંહરાવની ઘણી મોટી અસર છે એમણે રાસ, ગીતો, ભજનો અને ખંડકાવ્યો પણ લખ્યાં છે ‘ઇંદ્રધનુ’નું કાવ્ય પુત્રમરણના શોકમાંથી નીપજતી એક સરસ કરુણપ્રશસ્તિ છે એમના રાસોમાં ખાસ એવા ચમકારા નથી પરન્તુ શ્રી. બેટાઈનાં ભજનોમાં સાચા દિલનો રણકાર સંભળાય છે. ‘પંખીડા પીધાં ... રે રૂદીને ક્યાં ચાલિયા હો જી’ કે ‘કણ કણનો જાચક હું ને તું દુનિયાનો દાતાર’ કે ‘ભમતાં ભમતાં અમને કેડી રે લાધી’ જેવાં ગીતોમાં હૃદયસ્પર્શિતા અને અનુભૂતિની તીવ્રતા છે.

‘ગોરસી’ ‘ખંડિત મૂર્તિ’ અને ‘ઉન્મેષ’ના લેખક શ્રી ઇન્દુલાલ ગાંધીનાં કાવ્યોમાં કલ્પનાનાં ઉડ્ડયનો બહુ સરસ રીતે મળે છે. પરન્તુ કવિની કલ્પના મોટે ભાગે ધરતી પર ચાલવાને બદલે ગગનગામિની રહેવાનું જ પસંદ કરે છે. એમણે ‘જીવનની જ્યોત’ જેવું સુન્દર કરુણગંભીર કાવ્ય આપ્યું છે. એમનાં કાવ્યોનો મોટો ભાગ ઊર્મિકાવ્યો જ છે. એમનાં કાવ્યોમાં પણ પથરાટ વધી જવાથી પુનરુક્તિ કે શિથિલતા આવી જાય છે. એમનાં કેટલાંક ગીતો ઘણાં સરસ છે. પરન્તુ પ્રનમ, વસંત,

ગૌણ જેવા વિષયો પર લખાયાં હોવાથી એકવિધ બની જાય છે.

બાદરાયણના તખલ્લુસથી લખતા શ્રી. ભાનુશંકર વ્યાસે પણ કાવ્યો ઉપર હાથ અજમાવ્યો છે 'રેડી'ના સંગ્રહમાં ભેગાં કરેલાં કાવ્યો ઓછા પ્રકારનાં જ છે. એમનાં કાવ્યોમાં પ્રાણતત્ત્વ, સંવેદન કે અનુભૂતિ નથી. નવીન કવિતાનો એક એક દોષ એમાં મૂર્ત થાય છે. કાવ્ય તરીકેનું મૂલ્ય એમનાં કાવ્યોનું બહુ જ ઓછું એથી શ્રી. બાદરાયણ કવિ તરીકે તો ખૂબ ઉતરતી કોટીના છે

'સાન્ધ્યગીત'ના કવિ શ્રી કોલક ઉપર ખબરદારની ઘણી મોટી અસર છે એમના કાવ્યોમાં પણ મોટે ભાગે કવિતાનું પ્રાણતત્ત્વ બહુ ઓછું છે એમના કાવ્યોમાં ક્લિષ્ટતા પણ ઘણીવાર વધારે પ્રમાણમાં જણાય છે. ઉપરાંત ઊર્મિ, વિચાર કે ભાવની ઉણપ પણ સાલે છે. એ પણ લખવા ખાતર લખતા હોય એમ ઘણીવાર જણાય છે આ રીતે એમનો પણ જોઈએ એવો વિકાસ થયો નથી આધુનિક કવિતાના ઘણા દોષો એમનાં કાવ્યોમાં જણાય છે.

પરન્તુ ગુજરાતે જેમને બરાબર પિછાન્યા નથી તે 'પ્રભાત નર્મદા'ના કવિ શ્રી પતીલનો ઉલ્લેખ અહીં કરી લઈએ. પતીલનાં કાવ્યોમાં અનુભૂતિ, સંવેદન અને ભાવ છે એમનો ફારસી સાહિત્યનો અભ્યાસ ઊંડો હોવાથી ફારસી ઢબની ગઝલો પણ પુષ્કળ લખી છે ઉપરાંત ફારસી અને ઉર્દૂ સાહિત્યની અસર નીચે ગુજરાતી કવિતાના છંદોમાં એમણે અનેક નવા પ્રયોગો કર્યા છે. એમની કવિતામાં ઉર્દૂ અને ફારસી શબ્દોનું પ્રાચુર્ય થઈ જવાથી કવિતામાં દુર્બોધતા વધી જાય છે આમ છતાં એમની કવિતામાં સાચો રણકો છે જે ગુજરાત બરાબર ઓળખી શક્યું નથી

શ્રી. કરસનદાસ માણેક છેલ્લાં કેટલાંક વર્ષોથી પોતાનો હાથ પ્રતિકાવ્યો અને વ્યંગ કાવ્યો ઉપર અજમાવવા લાગ્યા છે –'અહો રાષ્ટ્ર સુણીએ'ના શીર્ષક હેઠળ 'જન્મભૂમિ'માં એમણે રાજદ્વારી તેમજ બીજા પ્રસંગો ઉપર પુરાણીની ઢબે કટાક્ષો કર્યા છે અને એવાં પ્રતિકાવ્યો લખવામાં એ સફળ પણ થયા છે આ ઉપરાંત એમણે કેટલાંક સરસ પ્રાસંગિક કાવ્યો પણ આપ્યાં છે, ભારતની સ્વાતંત્ર્ય પ્રાપ્તિને ટાણે લખાયલું 'ઊગે આજ સદીઓનું સપનું સુનેરી' એવું જ એક સરસ પ્રાસંગિક કાવ્ય છે

'કોડિયાં'ના લેખક શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી તો દેશ છોડીને પરદેશ વાસી થવાથી એમની કલમની પ્રસાદી આપતા અટક્યા છે. છતાં 'કોડિયાં'ના લેખક તરીકે ગુજરાતના એ એક આશાસ્પદ કવિ તરીકે ઝળક્યા હતા. એમનાં કાવ્યોનો પ્રવાહી પૃથ્વીછંદ, ભાવના અને કલ્પના એમની સાચી કવિતા શક્તિની સાક્ષી પુરવા પૂરતાં છે,

સુદીર્ઘ કરુણપ્રશસ્તિ 'જનની'ના રચનાર શ્રી. રતુભાઈ દેસાઈ પણ હવે કાવ્યો રચતા બંધ થયા છે પ્રસંગોપાત્ત એમનાં કોઈ ગીતો સામયિકોમાં દેખાય છે.

'પ્રતીક્ષા'ના લેખક શ્રી. રમણિક અરાલવાળા અને 'કાલિન્દી'ના કવિ શ્રી. નાથાલાલ દવે ઊગતા કવિઓમાં આવે છે. એમના સંગ્રહોમાં ઊર્મિપ્રધાન કાવ્યો મોટા પ્રમાણમાં છે ગીતો પણ એમણે સારા પ્રમાણમાં લખ્યાં છે શ્રી દવેએ કાવ્યોમાં વાતચીતની ભાષા વાપરવાના વિવિધ પ્રયોગો કર્યા છે. 'પિયાબિન' 'કાલિન્દી' સારાં કહી શકાય એવાં કાવ્યો છે આધુનિક કવિતાના ઘણા દોષો એમનાં કાવ્યોમાં પણ દેખાય છે. ઘણાં કાવ્યોમાં વિચાર અને કલ્પનાની પંગુતા અને અસ્વાર શૈલીથી આવી જતું ફીસાપણું મૂર્ત થાય છે

અહીં લગભગ ભૂલાઈ ગયેલા છતાં એક સાચા કવિ તરીકે ચમકારો આપી ગયેલા

'દીવડિયાના લેખક' 'પ્ર.' એટલે પ્રભુલાલ પટેલનો ઉલ્લેખ આવશ્યક છે. જીવનની ગરીબીનો જે કરુણ અનુભવ છે, સમાજમાં ગરીબોનો જે પીડ અન્યાય થઈ રહ્યો છે તે એમણે ખૂબ સમભાવ પૂર્વક પોતાનાં કાવ્યોમાં નિરૂપ્યો છે. એમનાં આ પ્રકારનાં કાવ્યો એમની નૈસર્ગિક અને પ્રાસાદિક શક્તિને પ્રદર્શિત કરે છે. એમનાં કેટલાંક છૂટાં મુક્તકો પણ સુન્દર છે.

ભર જુવાનીમાં મૃત્યુ પામેલા બીજા બે કવિ શ્રી નીતમ અને ગોવિન્દ સ્વામીનો ઉલ્લેખ પણ કરી લઈએ. નીતમને નામે લખનાર મોહન ઠક્કર પર ખબરદારની ઘણી અસર હતી, ગોવિન્દ સ્વામીનાં કાવ્યોમાં દેશપ્રેમની તમન્ના, સામાજિક અન્યાય મિટાવવાની ધગશ, પ્રણય અને મૈત્રી આદિના ભાવ વ્યક્ત થાય છે. આ બન્નેને કવિતાની હથોટી આવી બરાબર બેઠી કે મૃત્યુએ તેમને ઉપાડી લીધા.

આમ નવીનોની પહેલી પેઢી પૂરી થાય છે નવીનોની બીજી પેઢીમાં કેટલાક તો હવે સ્થિર થવાની સ્થિતિએ પહોંચ્યા છે અને પોતાનાં કાવ્યોની પ્રસાદી પણ સમગ્ર રૂપે આપી ચૂક્યા છે.

આ સૌમાં પ્રહલાદ પારેખ અને રાજેન્દ્ર શાહ આગળ તરી આવે છે 'બારી બહાર' અને તાજેતરમાં જ પ્રસિદ્ધ થયેલા 'સરવાણી' સંગ્રહના કર્તા પ્રહલાદ પારેખનાં કાવ્યોમાં સાચા કવિ તરીકેનાં લક્ષણો છે. એમનાં ગીતો પણ સારાં છે. રાજેન્દ્ર શાહે કુમારમાં વારંવાર પ્રસિદ્ધ કરેલાં કાવ્યોમાં ભવિષ્યની ઉજ્જ્વળ આશાનાં ચિહ્નો આપી દીધાં છે. એમની કલમમાંથી હજુએ વધારે સારાં કાવ્યોની આશા રાખીએ છીએ. ચિમનલાલ ભટ્ટ, ચંપકલાલ વ્યાસ અને ચિમનલાલ વ્યાસ પણ અવારનવાર પોતાનાં વિશિષ્ટ કાવ્યો આપતા રહ્યા છે. એમાં ચિમનલાલ ભટ્ટનાં ગીતો અને ચિમનલાલ વ્યાસનાં કટાક્ષ કાવ્યો સારાં ગણી શકાય એવાં છે.

એ સિવાય મોહિનીચંદ્ર, પ્રજારામ રાવળ, વેણીભાઈ પુરોહિત, ઉશનસ્, સ્વપ્નસ્થ, અનામી, જયન્ત પાઠક, રમણ પાઠક, ઉપેન્દ્ર પંડ્યા, પારાશર્ય, ભૂપેન્દ્ર વકીલ, નટવરલાલ દેસાઈ, કુમુદચંદ્ર મહેતા, નાનુ દેસાઈ વગેરે હજુ ઉગતા કવિઓનો ઉલ્લેખ પણ કરી લઈએ. એ સૌની કવિતા કલા વિશેનું મૂલ્યાંકન કરવાનો સમય પાક્યો નથી એમનામાં કેટલાક પાંખો પસારી ઊડતા કવિઓ છે. તો કેટલાક બરાબર પગલી પાડતા થઈ ગયેલા છે એ સૌને છંદો ઉપર સરસ કાબૂ છે. કલ્પના, ઊર્મિ, ભાવ છે. ભાવની વિચારની અને ઊર્મિની પરિપક્વતા જો કે હજુ થઈ નથી છતાં એ સૌ આપણી ભાવિની ઉજ્જ્વળ આશા છે.

આ ઉપરાંત 'શેષ' ને નામે શ્રી રામનારાયણ પાઠકે પણ કેટલાંક કાવ્યો લખ્યાં છે એમનાં કાવ્યોમાં પ્રણય કાવ્યો વિશિષ્ટ અને 'હજી એ ન જાગે મારો આતમરામ' જેવાં ગીતો પણ ધ્યાન ખેંચે એવાં છે. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈએ પણ 'નિહારિકા' નામનો કાવ્યસંગ્રહ બહાર પાડ્યો છે. એમનાં કાવ્યોમાં પણ નાટકને અનુરૂપ ગીતો તેમજ કેટલાંક શાસ્ત્રીય રાગોવાળાં ગીતો સુંદર કહી શકાય એવાં છે.

પારસી કવિઓમાં જહાંગીર દેસાઈ તેમજ મીનુ દેસાઈ આગળ પડતા છે એમનાં કાવ્યો મુખ્યત્વે જુની ઢબનાં અને જુની પ્રણાલિકાને અનુસરીને લખાયેલાં છે. આથી નવીન કવિતામાં એમનું સ્થાન નથી. છતાં જહાંગીર દેસાઈનું 'ગોરસો' નામક કાવ્ય નવીન કવિતાનો આભાસ આપી જાય છે.

આ વર્ષો દરમ્યાન સ્ત્રી-કવિઓમાં તો મુખ્યત્વે બે જ નામો નજરે ચડે છે. શ્રી જયમન- બહેન પાઠકજી અને શ્રી. જ્યોત્સના શુક્લ. આ બન્ને કવયિત્રીઓનાં કાવ્યો નવીન પ્રણાલિકાનાં નથી જયમન બહેને છંદોબદ્ધ કાવ્યો તેમજ રાસ, ગીતો અને બાળકાવ્યો પણ લખ્યાં છે. એમની કાવ્ય-પ્રવૃત્તિ લગભગ ૧૯૨૮ થી શરૂ થઇ ૧૯૩૮ સુધી અવિરત ચાલુ રહી છે. 'તેજ–છાયા' નામના કાવ્યસંગ્રહમાંનાં કાવ્યોનો પ્રધાન સૂર કરૂણ છે. વળી કાવ્યો આત્મલક્ષી હોવાથી ઊર્મિકાવ્યો છે. એમાં સ્ત્રી-જીવનની વિષમતા નિરૂપતા 'પ્રેમલ રાણી' ને 'વાદળી' મુગ્ધ કાવ્યો છે

શ્રી જ્યોત્સના બહેનનાં કાવ્યોમાં રાસ અને ગીતોજ પ્રાધાન્ય ભોગવે છે વળી એમના રાસો અને ગીતો પ્રાસંગિક વિષયને જ સ્પર્શતા હોવાથી તેમાં ચિરંજીવત્વ ઓછું છે છતાં 'હું જાણું જોઉં ને મને દેશી સાંભરે રે" જેવા રાસમાં તત્કાલિન પરિસ્થિતિને સચોટ રીતે નિરૂપવાનો સુન્દર પ્રયત્ન છે.

(અદ્યતન કવિતાના ગુણદોષ વર્ણવતો આ લેખનો ઉત્તરભાગ આવતા અંકે)

---

વધુને વધુ પ્રમાણમાં ખોરાકનું ઉત્પાદન કેમ થાય. દુખને દુખની મનોવિદ્યા કેમ વધે, એને માટે હમેશાં તેના વૈજ્ઞાનિક યત્નો ચાલુ હોય છે. ને સારી રીતે સમજે છે કે કોઈપણ દેશની ઉન્નતિ દેશના ઉત્પાદનના વધારા પરજ અવલંબેલી હોય છે રોટી અને મજૂરીનું સૂત્ર તેમની રગોમાં ઉતારી દેવામાં આવ્યું છે. અને એટલે તે વધતી જતી માનવ વસ્તીના પ્રમાણમાં ખાદ્ય પદાર્થોનું ઉત્પાદન વધારવા કાર્યશીલ રહી પોતાના દેશબંધુઓનું જીવન વધુને વધુ સરળ બનાવવા પોતાનો ફાળો નોંધાવી રહી છે આવા તેના સહકારી કા મોના અત્યાભાત રૂપે બીજા કર્મચારીઓ પણ પોતાની મહેનતથી તેનું જીવન તેટલુંજ સરળ બનાવે છે વૈજ્ઞાનિક પધ્ધતિએ ખેતીવાડીમાં શ્રમ થાય—વધુમાં વધુ ઉત્પાદન થાય—તેટલા માટે સોવિયેટ સરકાર બનતુ બધુંજ કરી છૂટે છે. અને પરિણામે આજે આપણે જોઈ રહ્યા છીએ કે અનેક વખત દુષ્કાળના પંજામાં સપડાતું રશિયા આજે દુષ્કાળના ભયથી વિમુક્ત બની શક્યું છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાંની રશિયન પ્રગતિ આથી પણ વિસ્મયકારક છે. આમ જન-તાના એ 'વિજ્ઞાને' વિજળી ક્રાન્તિ સર્જાના ક્ષેત્રોમાં આણી દીધી છે. ખાણોમાંથી કાળી મજૂરીને અંતે મળી શકતી એ કાળો કોલસો, તેની પાછળ મજૂરીને માનવશક્તિ દ્વારા વેડફાતી અઢળક રાષ્ટ્ર દોલત! આ બધું રશિયાનો વધતા જતા વિજ્ઞાનને વિચિત્ર લાગવા માંડ્યું રશિયન વૈજ્ઞાનિક મેન્ડેલીવ ને અગ્રેઝ વૈજ્ઞાનિક રામસેના વિચિત્ર લાગતા સૂચનને તેમણે ઓળખ્યું. 'માણસ એ માણસ સુધી ખાણો ખોદવાને બદલે ખાણમાંના કોલસો બાળીને તેનો બનેલો કોલગેસજ ઉપયોગમાં લેવાનું માંડ્યો અને આ ગેસનું ઉત્પાદન પ્રમાણ પણ કેટલું વિપુલ! હજારો ટન મેદાર કાઢતી એક એવી અનેક ખાણો-માંના કોલસામાં કેટલા વિપુલ પ્રમાણમાં ને કેટલો શક્તિશાળી વાયુ ઉત્પન્ન કરી શકાય?

અતિઉષ્ણ બનેલા આ વાયુને નળીઓ દ્વારા કારખાનાંમાં લઈ જવાવામાં આવે છે. કોલસાનું બળતણ મટી સર્વ ઠેકાણે સર્વને સુલભ એવા આ વાયુનું બળતણ વપરાવા માંડ્યું. તદુપરાંત આ શક્તિશાળી ગેસના બીજા બે પણ અગત્યના ને મહત્વના ઉપયોગો ધ્યાનમાં લેવાયા. જળવિદ્યુતયંત્રોની માફક વાયુ વિદ્યુત યંત્રો - Gas turbines - શોધાયાં. અને આખાય રશિયામાં વિદ્યુતના યુનિટની કિંમત મૂળ કિંમતના પચ્ચીસમા ભાગ જેટલી પણ ન રહી. એ કાળા કોલસા પાછળ વેડફાતી કાળી મજૂરી નાબૂદ—વળી તેમની હેરફેર માટેના વેગનો—વહાણો ઇત્યાદિનો કેટલોયે ખર્ચ બચાવી શકાયો. ગેસના ઉત્પાદન માટે ત્યાં જોઈએ થોડાંક ખાણ સળગાવનારા—થોડાક વાયુનું દબાણ જોનારા ને થોડાક જોઈએ તેનું ઉત્પાદન માપનારા. આ સિવાય પણ બીજા કેટલાક જોઈએ પરંતુ પહેલાં કરતાં કેટલા અલ્પ પ્રમાણમાં! અહીં એ પ્રશ્ન ઉભો થશે કે આતો ઉલ્ટી બેકારી વધી. પરંતુ નહિ. રશિયન વિજ્ઞાન આવા પ્રશ્નોના વિકલ્પ શોધ્યા વગર કશું કરતુંજ નથી. અતિઉષ્ણ આ કોલગેસમાં એવીજ પુષ્કળ ગરમ કરેલી વરાળ પસાર કરાય તો? કાર્બન (Carbon) પ્રાણવાયુ (Oxygen) હાઇડ્રોજન (Hydrogen) અને નત્રવાયુ (Nitrogen) ના તત્વો ભેગાં થાય. આ ચાર તત્ત્વ એટલે લગભગ આખું પ્રાણીજ રસાયણ શાસ્ત્ર. અસંખ્ય નહિ એટલા બધા સંયુક્તો (Compounds) ઉત્પન્ન કરી શકાય. આ રસાયણોના સંશોધનો માટે કેટ-ટરીઓ ખોલવામાં આવી છૂટા પડેલા ઈજ-નેરોને મજૂરો ને વધુ ધનવાન બન્યાં ને વધુ કેવા ઉજળવાળા મકાનોમાં કામ મળ્યું. તદુપરાંત જિંદગી ગાળીને વધુ સારી રીતે

હોય તેવા દર્દીઓ માટે મોસ્કોમાં એક Emergency hospital ખોલવામાં આવી છે. હમેશાં ઓછામાં ઓછા ૭૦૦ ખાટલાને ૧૦૦ કુશળ ડૉક્ટરો ચોવીસ કલાક ફરજ પર હાજર રહે છે આવા આકસ્મિક દર્દીઓની સંખ્યા ૧૦૦૦૦ જેટલી એક વર્ષ દરમિયાન નોંધાઈ ચૂકી છે અકસ્માતની ખબર મળે નજીકના સ્થળેથી એમ્બ્યુલેન્સ મોટર છૂટી હોઈને શક્ય એટલી ઝડપે એક સેકન્ડ પણ ગુમાવ્યા સિવાય હૉસ્પિટલમાં લાવવામાં આવે છે, જ્યાં તેને માટે ડાક્ટરો પણ રાહ જોઈનેજ બેઠેલા હોય છે

પ્રજા માટે આ સર્વ કરી છૂટતી સોવિયેટ સરકાર પ્રત્યે દરેક રશિયન માનને ગૌરવયુક્ત નજરે જુએ છે દેશની કટોકટીના સમયે સરકારને સહાય કરવા વિના વિલંબે દરેક રશિયન તૈયાર રહે છે. આ મહાયુદ્ધ દરમ્યાન આપણે એ જોઈ પણ શક્યા છીએ કે પુખ્ત વયના દરેક સ્ત્રી પુરૂષ પોત પોતાની સંસ્થાદ્વારા લશ્કરી તાલિમ પામેલા હોય છે. પ્રત્યેક સંસ્થામાં લશ્કરી તાલિમ ફરજીઆત હોય છેજ. દરેક રશિયન ગૌરવયુક્ત આવી તાલિમ મેળવે છે લશ્કરી દૃષ્ટીએ પણ રશિયન સ્ત્રી પુરૂષમાં ખાસ ભેદ જોવાતો નથી. આ વિશ્વયુદ્ધમાંજ સો કે હજાર નહિ પરંતુ અસંખ્ય સ્ત્રીઓ પોતાનો કિંમતી ફાળો સહર્ષ નોંધાવ્યો - છે કેટલીએ સ્ત્રીઓએ બૉમ્બર પાયલોટ ટેંક ચલાવનાર તથા એંજીનીયર તરીકે ઉજ્વળ કારકિર્દી મેળવી છે. આજે પણ એવાજ ઉચ્ચ સ્થાને રહી અગત્યના ક્ષેત્રમાં એ કામ કરી રહી છે એમાંની કેટલીક સંખ્યા ઉચ્ચ કોટીની અમલદાર પણ બની શકે છે લોકવિખ્યાત સ્ત્રી ડૉક્ટર શ્રીમતી ગોરીનેવ્સ્કા આજે લશ્કરમાં મુખ્ય વૈદકિય નિરીક્ષક Chief Brigadier Surgeon છે. મેજરવેમેન્ટીના મીઝોકુલોવા લડાઈમાં પ્રખ્યાત થઈ ચૂકી છે આજે બૉમ્બરની પાયલોટ ટૂકડીની તે કેપ્ટન છે આવી વીર સ્ત્રીઓ ત્યાં બીજી ઘણીએ છે જ્યાં સ્ત્રી શક્તિ પણ પોતાના દેશના-પોતાની સંસ્કૃતિના રક્ષણાર્થે મેદાને પડે તે દેશની પ્રજાને પરાજીત કરી શકાય ખરી! એ હવાઈ કિલ્લા કહીએ મૂર્તિમંત બની શકે? રશિયન પ્રજાની જીવતુ કાગળ અમેરીકા અને બ્રિટનની બળી થાકી ટેંકો, બખ્તરીયા ગાડીઓ બોમ્બરો ને એવાં કોઈ સાધનો નહિ, પરંતુ સ્વદેશ માટે લોહીનું છેલ્લું બુંદ પણ વહાવી દેનાર દેશ પ્રેમી રશિયન સ્ત્રી-પુરૂષોનો સહકારજ કહી શકાય.

લશ્કરોનો જુસ્સો ટકાવી રાખવા સોવિયેટ સરકારની વિચારસરણી પણ અનોખીજ છે. બીજી સરકારોની માફક એને લશ્કરી છાવણીઓની સાથે વેશ્યાગૃહો ઉભાં નથી કરવાં પડતાં. પ્રજાની નૈતિક ભાવના ત્યાં ઘણી ઉંચી છે. આવી પ્રથાઓને દરેક રશિયન ધિક્કારની નજરે જુવે છે. દરેક જાતની રમત ગમતો, ફીલ્મ સંસ્થાઓ, તેના અભિનેત્રીઓ, સંગીત શાસ્ત્રીઓ, નાટ્યકારો વગેરે તેમનું મનોરંજન કરવા હંમેશાં આનંદપૂર્વક દેશના રક્ષણહારોની સેવામાં હાજર હોય છે. તેઓ પણ આમ કરવામાં પોતાની જાતને કૃતકૃત્ય થયેલી માને છે.

એકલા સૈનિકોને માટેજ નહિ પરંતુ સામાન્ય જનતાના આનંદ પ્રમોદને માટે પણ આવી અનેક સગવડો ઉભી કરવામાં આવી છે. અલબત્ત કટોકટીને સમયે સૈનિકોની જરૂરિયાતને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. લગભગ સર્વ દેશોમાં મૃત:પ્રાય જીવન ગાળતી નાટકશાળાઓ અહીં નિયમિતપણે કુશળ અભિનેતાઓ અભિનેત્રીઓ દ્વારા લોકભોગ્ય નાટકો રજુ કરે છે. જુદી જુદી ૬૦ ભાષાઓમાં ભજવાતાં નાટકો માટે ૨૫૦ તો એકલાં રશિયન થીએટરોજ છે, ગ્રામ્ય જનતા માટે ૩૦૦ ગ્રામ્ય થીએટરો પણ રચાયાં છે જેમાં ૧૦૦૦૦ અદાકારો પોતાની કલા રજુ કરી રહ્યા છે.

સોવિયેટ ફીલ્મ સંસ્થાઓની ફીલ્મો હવે તો આપણા દેશોમાં પણ લોકપ્રિય બનતી જાય છે. આમાં એક જાતની ફીલ્મો આપણને જોવા નથી મળી શકતી. કલા અને વિજ્ઞાનનો સમન્વય સાધતી એ ફિલ્મો આખા રશિયામાં છુટથી બતાવવામાં આવે છે ધડિયાળ રીપેર કરવાના નાનામાં નાના ધંધાથી માંડી—યાંત્રિક ઉદ્યોગ ને જીવતા પ્રાણીઓની શરીર રચનાનું સંપૂર્ણ વ્યવસ્થિત પધ્ધતિસરનું જ્ઞાન પડદા પરની ચિત્રોમાં અપાય છે દરેક ઉદ્યોગને લગતાં આવાં સળંગ રંગીન ચિત્રો ઉતારી સામાન્ય જનતાને બતાવવામાં આવે છે અને આ રીતે આખાયે પ્રજાનું મહત્તર પ્રજાની કેળવણી ચલચિત્રો દ્વારા અપાય છે આવી દૃશ્ય કેળવણી હજી ઘણા યે દેશોમાં અજ્ઞાત છે.

અને છેલ્લે સાહિત્યના ક્ષેત્રમાં રશિયાની પ્રગતિ ઓછી આશ્ચર્યકારક નથી ક્રાન્તિ પછી ૧૯૦૧ જુદી જુદી રશિયન ભાષાઓમાં ૭૪૦ કરોડ ચોપડીઓ પ્રકાશન પામી ચુકી છે. ૧ કરોડ ૨૦ લાખ નકલો, એકલા ટોલ્સ્ટોયની કૃતિઓની જ છે ટુંકમાં દરેક વર્ષે ૨૫,૦૦૦,૦૦૦ ચોપડીઓ ૪૫,૦૦૦ લેખો પ્રકાશન પામે છે. ને એટલી જ ઝડપથી લોકો ખરીદ કરી લે છે છતાં હજારોને પોતાને જોઈતાં પુસ્તકો માટે લાયબ્રેરીઓમાં શોધ કરવી પડે છે પૈસાના અભાવે નહિ, પરંતુ પુરતા કાગળોના અભાવે!

( આ સર્વ ઉપરથી ઘણાયે માને છે ને કદાચ માનતા હશે કે રશિયામાંથી ધર્મને તો દેશવટો જ આપવામાં આપવામાં આવ્યો હશે. સોવિયેટ સંઘમાં દરેક સ્વતંત્ર છે. પછી ધર્મ શા માટે નહિ? ત્યાંનાં દેવળોમાં ત્યાંની મસ્જીદોમાં બીજા દેશોના પ્રમાણમાં હજારો ઘણાં સ્ત્રીપુરૂષો એકત્ર થઈ ઈશ્વર પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરવા પ્રયત્ન કરે છે કહેવાતાં લોકશાહી રાજ્યોના દેવળોમાંથી કેટલાં દેવળોએ વિશ્વયુદ્ધમાં મોસ્કોના Assumption Church જેટલો સક્રિય ફાળો આપ્યો, કેટલા દેવળોએ રશિયાના દેવળો જેટલી પોતાની આવક માનવ પ્રજાને નાઝીવાદની ચુડમાંથી છોડાવવા અર્પણ કરી! વિજ્ઞાનનું વધતું જતું યથા યોગ્ય જ્ઞાન માનવને ઈશ્વરની વધુમાં વધુ નજીક લઈ જાય છે, એ સત્ય રશિયાએ પોતાના આચારોથી સિદ્ધ કરી બતાવ્યું છે.

આવો જાદુની રમત જેવો સર્વાંગી વિકાસ ત્યાં શક્ય બન્યો છે કેળવણી ને લોકોપયોગી વિજ્ઞાનને પરિણામે. કમધેનુ કુદરત પાસેથી રશિયન વિજ્ઞાન બધુંય પ્રાપ્ત કરી શક્યું છે. સ્ત્રીપુરૂષને બાળકોના વિજ્ઞાને અસાધ્ય એવી વસ્તુઓ સાધ્ય બનાવી દીધી છે ત્યાં જનતાનું આરોગ્ય સચવાય છે વિજ્ઞાનથી જનતા કેળવણી પામે છે વિજ્ઞાનથી બાળકો ઉછરે છે. વિજ્ઞાનથી ઘરકામ થાય છે વિજ્ઞાનથી ટુંકમાં વિજ્ઞાનમય વાતાવરણમાં રશિયન બાળક જન્મે છે, ઉછરે છે, રમે છે, ને મરણ પામે છે. ફક્ત ત્રીસ વર્ષોમાં આવા વિજ્ઞાનના સહકારના બળે, કુદરતને પોતાને ચરણે કુરબાન કરાવી રશિયા આજે સમગ્ર રાષ્ટ્રોને વિસ્મય પમાડતું અગ્રસ્થાને આવી ઉભું છે.

---

વેસ્ટમિન્સ્ટર સ્કૂલના પ્રખ્યાત હેડમાસ્તર ડૉ. બુશિબ વિષે એક વાત કહેવાય છે કે ઇંગ્લેન્ડના રાજા ચાર્લ્સ બીજાને સ્કૂલ બતાવવા તે વર્ગોમાંથી નીકળ્યા, ત્યારે તેણે પોતાના માથા પરથી હેટ ઉતારી નહોતી તેણે રાજાને કહ્યું, "તમારા માનમાં, પણ હું હેટ ઉતારી ન શકું, કારણ કે હું બુશિબ કરતાં જગતમાં કોઈ મોટા માણસ છે એવું મારા વિદ્યાર્થીઓ માને તે મને પરવડે નહિ."

ભારતના મેળામાં કોણ નથી જતું? ત્યાં ચોર જાય છે ને શાહુકાર જાય છે, સ્ત્રી ને પુરુષ સાથે જાય છે, વૃદ્ધ ને બાળક સૌથી પહેલાં જાય છે, ઊંચ ને નીચ એક બીજાને અડતાં જાય છે.

એવો વૌઠાનો મેળો આજે વીખરાતો હતો. બે દિવસના આનંદ—કલ્લોલના ઉમંગે થાકેલા થયેલા યાત્રાળુઓ ગાડાં જોડી સમી સાંજે માળે વળતાં પંખીઓનાં ટોળાં પેઠે કલબલાટ કરતાં પોતપોતાને ગામે જતાં હતાં.

ગાડાંઓમાં વિધવિધ વાતો થતી હતી. અબલા જે ગાડામાં હતી તેમાં બહારવટિયા વિષે ચર્ચા ઉપડી.

એક જણે કહ્યું. “બહારવટિયો હોય છે તો માણસ પણ તે જંગલના જનાવર જેવો ક્રૂર હોય છે.”

“સાચું કહ્યું. પેલે ફલાણે પંથકમાં એમાંના એક જણે જુવાનજોધ બાઈનો કાન કાતરી નાખ્યો હતો.”

“કાનમાંના કુંડળ સહેલમાં ન નીકળ્યાં એટલે બીચારીના ઝોડ પરથી બીડી તોડી લેતો હોય તેમ એણે કાન તોડી લીધો હતો.”

“એમનાં તો હૈયાં જ પત્થરનાં ઘડેલાં, બાકી કોઈને મનકટા કે નકટા કરવાને હાથ કેમ ઉપડે!”

આ પછી અત્યારસુધી ચૂપચાપ બેસી રહેલી અબલા બોલી “બધાય બહારવટિયા એવા નહિ હોય.”

“તું કહે છે એટલે નહિ હોય, એમ? એ તો બધા એક જ માટીના ઘડેલા છે” એક પ્રૌઢ સહયાત્રીએ અબલાને ધમકાવતો હોય તેમ જવાબ આપ્યો.

“હું માનું નહિ. એમાંના ઘણાને મા હશે, બ્હેન હશે, બાળક હશે અને એવાં મા બ્હેનવાળા પારકાની મા બ્હેન ઉપર હાથ નહિ ઉપાડી શકે.”

“તો જા કોઈ બહારવટિયાની ભોંમાં ત્યાંથી નાક વગરની કે કાન વગરની થઈને નહિ આવે તો મારી મૂછ મૂંડાવી નાખું.”

એ બોલનાર ભાઈ જુવાન હતા, ને એ બોલતાં બોલતાં મૂછ મરડતા હતા. અબલાને બોલતી બંધ કરી એમાં જાણે કે મોટી બહાદુરી બતાવી હોય એવો ભાવ તેના મુખ પર રમવા લાગ્યો.

પરંતુ ખરી બહાદુરી બતાવવાની વેળા આવી ત્યારે તે હાથમાંની ડાંગ પડતી મૂકી રફૂચક્કર થઈ ગયા.

અબલાનું કમખિયું એક નેળિયામાં પેસવા જતું હતું. તેવામાં એના સામે છેડેથી ધા સંભળાઈ. “દોડો! દોડો! ચોર! ચોર!”

બધાં નાસવા લાગ્યાં. જેને જે રસ્તો જડ્યો તે રસ્તે તે છૂ થઈ ગયું. ઓણસાલ કારતક મહિને કમોસમનું માવઠું થયું હતું, તેનાં વાદળાં હજુ ઘેરાયેલાં હતાં, એટલે રાત અંધારી હતી. એવા અંધકારમાં આવળ-બાવળના ને બોરડી-કંથારના ઓળાઓએ વૃદ્ધિ કરી હતી, રાતને ડરામણી બનાવી હતી. એવી કાળી રાતે અબલાની ટુકડી એરવિખેર થઈ ગઈ. અબલાને ખબર પણ ન પડી કે બધાં ક્યાં ગયાં!

અબલા મૂળ ધોળકાની પણ મોટી થઈને રહેતી હતી મુંબઈમાં. વૌઠાના મેળામાં તે આજે પહેલવહેલી આવી હતી. તેથી તેને વનવગડાના રસ્તાની ખબર ન હતી. સામે “ચોર ચોર”નો પોકારો, સાથે મેઘલી રાત ને પોતે વગડાવાટથી અજાણી, એવી સ્થિતિમાં તે મુંઝાઈ. કઈ તરફ નાસવું તે તેને ન સમજાયું.

થોડીવારમાં બધું શાંત થઈ ગયું. યાત્રાળુઓની ટુકડીઓથી ગાજતા વગડાએ રાતે સ્મશાનની સ્તબ્ધતા ધારણ કરી. એ સ્તબ્ધ-

તાની વચ્ચે અભયા ને કમખિયુ પણ
સ્તબ્ધ ઊભાં.

એવામાં એની પાસેથી જ ત્રણ ચાર
આદમીઓ પસાર થયા. તેઓ તેળિયાના
ગોદામાં એકઠું અડુઠું બાંધું ને એક બાઇ
ઊભેલાં જોઇ પોતે ય થથની ઊભા. બધા અંદર
અંદર કાન કરવા લાગ્યા.

"શિકાર સારો છે"

"બાઇ ઘરેણાંથી ભરેલી છે"

"અને વળી છે પણ એકલી"

ત્યાં તો સ્નેહભર્યા સૂરે અભયા બોલી
"તમને બાઇ કરૂં, મારા વીરા! જો પોળ-
કાનો રસ્તો બતાવો તો."

એ સાંભળી ચાર જણમાંથી એક આ-
ગળ આવ્યો. તેણે હાથને ઈશારે બીજાઓને
ઊભા રહેવા સૂચવ્યું. અભયાની સામે આવી
તે બોલ્યો.

"ક્યાંથી આવો છો બાઇ?"

"વીંઠાથી વીરા!"

"પોળકે જવું છે?"

"હા ભાઇ."

"એકલાં જશો?"

"તો બીજો સથવારો ક્યાંથી લાવું? જે સાથે હતા તે તો મને અને બાળકને છોડી નાસી ગયા."

"કેમ?"

"ચોર ચોરની બૂમ સાંભળીને!"

"તે તમને ચોરનો ડર ન લાગ્યો કે હજુ ઊભાં છો?"

"ના નથી લાગ્યો. હું રહી મુંબઈગરી. મેં બહારવટિયા જોયા નથી એટલે ઉલટાની મને તો તેને જોવાની ઉમેદ છે. પણ તે નસીબમાં નથી. ચોરો પણ ચોરી કરી આસ્યા ગયા લાગે છે."

"તો બાઇ તમને વાંધો નહિ હોય તો હું તમને સાથે લેઈ પોળકે પહોંચતાં કરૂં"

"મને શો વાંધો હોય વીરા! બલ્કે હું તો તમારી–મારા વીરાની ખમ્મા ખાઇશ. પરંતુ તમને એટલી બધી તસ્દી આપવાનો જીવ ચાલતો નથી તમે તમારે વાટ ચીંધી દો એટલે હું જઇશ. પોળકા કંઇ હવે બહુ આઘે નહિ હોય."

"હા, પોળકું આઘું તો નથી પણ તમારા આખા શરીરે ઘરેણાં છે એટલે એકલાઅટુલાં એક કમખુ જવામાં જોખમ છે"

"તો ભાઇ, મારી ના નથી ચાલો, આ હું તો બેઠી કમખિયામાં"

આજે પોળકાની કચેરીમાં કાળાઇ કોળીને બે વર્ષની સજા થઇ છે વીંઠાથી આવતા જાત્રાળુઓને લૂંટવાનો તેનાપર આરોપ હતો. એની પાસેથી મુદ્દામાલ તો નહોતો જડયો પરંતુ જાત્રાળુઓની સાક્ષીઓના જોરે તે અપરાધી ઠર્યો છે. માત્ર એકજ જાત્રાળુ અભયાએ સર્વથી જુદી સાક્ષી પૂરી હતી તેણે કહ્યું "કાળાઇ ચોર હોય તો હું ઘરે-ણાંની ભરેલી એકલી અટુલી ઊભી હતી તેને તે લૂટત નહિ!"

સજા થવા છતાં કાળાઇના ચહેરાપર ફિકરની નિશાની ન હતી તે બાઇને પોળકે આવવા તૈયાર થયો ત્યારેજ તેને આવા પરિણામનું અનુમાન સમજ્યું હતું તેના સાથીઓએ તેને વાર્યો હતો. "અલ્યા, વાઘના ગોદામાં ન જા." છતાં તે આવ્યો હતો

પોળકાના પાધરે પહોંચતાંજ ચોરથી વરાઇ નાસી છૂટેલા જાત્રાળુઓએ તેને ઓળખ્યો. "પકડો પકડો પેલા બહારવટિ-યાને! આબ્બાહેબ ફકીરમરો બનીને કેવો કમખિયું હાંકવા બેઠો છે!"

કાળાઇ ચોર હતો, છતાં શા માટે "ઠાલો કમરો" બન્યો હશે! શા માટે

જોખમ વહોરી પોતાને આપ્યો હશે?

એવા પ્રશ્નનો જવાબ એ હતો કે અભવાએ તેને ભાઈ કહ્યો હતો, અને ભાઈ થયા પછી તે ભગિનીને બારણે બગવગડામાં એકલી ને અટૂલી જવા દે?

સભા થઈ ને સિપાઈઓ કાબાઈને લઈ જવા આવ્યા. હમેશના રિવાજ મુજબ કહીને પૂછવામાં આવ્યું. "સગાંવહાલાંમાં કોઈને મળવું હોય તો મળી લે."

કાબાઈ મનમાં મનમાં બબડયા: "મારે સગાં હોત, મા હોત કે બેન હોત તો હું ચોરજ થયો ન હોત."

પરંતુ કાબાઈ ભૂલ કરતો હતો. સગી મા કે સગી બહેનથી પણ વધારે આતુરતાથી કોક જણ તેને મળવા માગતું હતું. એ હતી અભવા તેની ધરમની બેન, તે ભાઈ પાસે આવી બોલી:

"ભાઈ, આવું હતું તો મને મળવા શા માટે આવ્યો?"

અભવાની આંખમાં આંસુ હતાં. તે જોઈ કાબાઈની આંખ પણ આર્દ્ર બની. અભવાનાં આંસુ શોકનાં હતાં પણ કાબાઈનાં તો હતાં હર્ષનાં. તેના જેવા અભાગિયાને આજે બેન મળી હતી તેથી તેને તો આનંદ જ હોય ને? તે વાત્સલ્યભર્યા ગળગળા સ્વરે બોલ્યો:

"બેન, હું એ માટે આવ્યો કે તે મને વીરો કહ્યો."

"ભાઈ, આવીને તેં શો સાર મેળવ્યો?"

"બહુ મોટો. તેનું મૂલ શું બતાવું? હું કેદમાં હોઈશ ત્યારે તું મને સંભારશે. હું ત્યાંથી છૂટીશ ત્યારે તું મને વધાવશે. એ મળ્યું છે તે મોટામાં મોટો સાર મળ્યો છે."

---

મુસોલિનીની શાસનકાળ દરમ્યાન એક ઇટાલિયને બીજાને પૂછ્યું, "ખ્રિસ્તી ધર્મ અને સરમુખત્યારીમાં શું તફાવત છે?" બીજાએ પ્રત્યુત્તર આપ્યો, "ખ્રિસ્તી ધર્મમાં બધાને માટે એક માણસ મરી જાય છે, સર મુખત્યારીમાં એકને માટે બધા મરી જાય છે!"

× × × ×

કહેવાય છે કે નોએલ કવર્ડે એક વખતે લન્ડનના પ્રખ્યાત વીસ પુરુષોપર પત્રો લખ્યા તેમાં જણાવ્યું કે "બધું માલૂમ પડી ગયું છે, માટે નસાય તો નાસી જજો" બીજે સવારે વીસેવીસ પ્રખ્યાત પુરુષો ઇંગ્લેન્ડ છોડી ગયા!

× × × ×

અમેરિકાની વડી ધારાસભાના પાદરી એડ્વર્ડ એવરેટ હેલ્યે ધારાસભામાં પ્રાર્થના કરી. પછી કોઈએ તેને પૂછ્યું, "હેલ, તમે ધારાસભાના સભ્યો માટે પ્રાર્થના કરો છો?" ડૉ. હેલે કહ્યું, "નહિ, હું સભ્યોપર નજર ફેરવું છું અને પછી દેશ માટે પ્રાર્થના કરું છું"

× × × ×

એક ફ્રેંચે એક સ્વીસને પૂછ્યું, "તમે સ્વીસો પૈસા માટે શા માટે લડો છો? અમે ફ્રેંચો તો અમારી પ્રતિષ્ઠા ખાતર લડીએ છીએ." સ્વીસે કહ્યું, "જેની પાસે જે ન હોય તેને માટે તે લડે."

× × × ×

એડમન્ડ ગોસ અને ડબલ્યુ. એમ. રોસેટી લન્ડનની બસમાં ચડયા અને જોયું તો બસમાં ચિક્કાર ગીર્દી હતી. ગોસે પૂછ્યું, "તમે ક્રાન્તિકાર છો ને, ખરું ને?" રોસેટીએ કહ્યું, "નહીં, મારી પુત્રી ક્રાન્તિકાર છે, હું તો નાસ્તિક છું" આ શબ્દો ઉતારુઓના કાનપર પડતાં લગભગ બધા ઉતરી પડયા અને આ બે લેખકો નિરાંતે બસમાં બેઠા

કેટલાક લોકો રાજ્યાધિકારીઓ આવી ઘણી ખટપટો કરે છે એમ ઘણાઓ જાણે છે પણ તેની વિગતોની માહિતી સર્વ સામાન્ય હોતી નથી ઓગણીસમી સદીમાં વડોદરા વાસીઓ મુંબઈમાં કેવી બાબતે ખટપટ કરતા તે જેમ્સ આઉટરામના બારે અને ગાયકવાડ બધાં પ્રયત્નોના લીધે ઉઘાડ પાડવામાં આવી હતી તે પર આપણે અહીં ઊડતી નજર કરીશું.

જેમ્સ આઉટરામ હિંદમાં પ્રથમ ૧૮૧૯માં આવ્યો અને ૭ વરસની નોકરી દરમ્યાન તેણે એવી કુશળતા બતાવી કે કંપની સરકારે તેને ભીલ લશ્કરના ઉપરી તરીકે ખાનદેશમાં સ્વતંત્ર જગ્યાએ મૂક્યો પછી ઈ. સ. ૧૮૩૬માં તે મહીકાંઠાનો પોલિટિકલ એજન્ટ નીમાયો, ત્યારે તેને નાગરોની 'ખટપટ, લોભ અને કપટ'નો પ્રથમ અનુભવ થયો આ વખતે કોઈ નાગર સારાભાઈનો ગુજરાતમાં સોદો કરતો હતો તેણે તેના ' વડાઓ મહેસૂલ, દિવાની ઈ ખાતાઓમાં અમદાવાદ, ભરૂચ અને સુરતની કચેરીઓમાં દાખલ કર્યાં હતા નાગરો ભક્તિવંત કે નાગર સમૂહના સામાન્ય હિતાર્થે પ્રયત્નશીલ રહેતા ટૂંકમાં તેઓ લસણના ગાંઠાની માફક એકબીજાને વળગી રહેતા આમલીબાગ વાગ્સાઈ કેસમાં સારાભાઈનો સગો કોઈ વ્રજલાલ અને બીજો નાગર દોલતરામ બેઉ મળી રૂપિયા ખાઈ ગયા હતા અને કેસનો ચુકાદો ખોટો અપાવ્યો હતો જેમ્સે આઉટરામે ફરીથી તપાસ કરી ખરો નિર્ણય આપ્યો અને આ બે નાગરો પર કેસ કર્યો. પણ આઉટ્રામ થોડા વખત માટે રજા પર ગયો, ત્યારે તેમણે કેસ અમદાવાદની કોર્ટમાં ફેરવી નખાવ્યો. કેસ રદ બાતલ કરી ઉપરથી તપાસ સમિતિ નીમવામાં આવી. વ્રજલાલને કંઈ ન થયું પણ દોલતરામને સરકારી નોકરીમાંથી બરતરફ કરવાને કર્યું . પણ તેને જાહેર રીતે કાઢી મૂકવામાં ન આવ્યો અને માત્ર ખાનગી પરિપત્રો ખાતાઓમાં મોકલવામાં આવ્યા. આ માટે ? ખટપટ.

ગોગાચરના ઠાકોરના કામવીસદાર મોતી ગોવર્ધને આમલિબારા કેસમાં ખોટી સાક્ષી આપી હતી એમ આઉટરામે પુરવાર કર્યું. હવે તેને ચોક્કસ સજા થશે એવી આઉટરામને ખાત્રી આવી હતી. પણ મુંબઈ સરકારે તેને છોડી મૂક્યો. તેના પર કેસ કરવામાં આવ્યો ન હતો, માત્ર તેના પર તપાસ મુકાઈ હતી એમ સરકારે નિર્ણય આપ્યો. આ ખટપટથી કંટાળેલા આઉટરામે ખુદ ઠાકોર પર કેસ મૂક્યો ઠાકોર ગુનેગાર પુરવાર થયો. પણ આઉટરામને ખટપટ કેવી થાય તેની પૂરી ખબર ન હતી ૭ માસ પછી ચુકાદો આપવામાં આવ્યો અને તેમાં ઠાકોરને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. માત્ર તેણે રેસિડંટ પ્રત્યે અસભ્ય વર્તન રાખ્યું હતું ! શું ખટપટ ! કમીશન આગળ ખોટું બોલ્યા હોય તેના પર જૂઠી સાક્ષી આપવાનો કેસ ન થાય એવો કાયદો મુંબઈ સરકારે કર્યો. બીજા બેને આઉટરામ સપડાવવા માગતો હતો તે આ ફેરફારથી તેમ ન કરી શક્યો. ગુનાઓ છટકી ગયા એવી જબરી ખટપટ કરવામાં આવી હતી

કોઈ ખાનદગાવે મેલેટનો પત્ર ગાયકવાડને આપ્યો નહિ તેને બરતરફ કરવામાં આવ્યો પણ મુંબઈ સરકારે અતિ ત્વરાથી હુકમ મોકલી તેને પાછો નોકરીમાં રાખ્યો। કોઈ દાદુપંતે ખાનગી કાગળો ગાયકવાડ સરકારને આપ્યા અને લાંચ લીધી હતી તે માટે મેલેટે તેના પર કેસ કર્યો. મુંબઈ સરકારે તરત હુકમ કાઢ્યો કે દાદુપંતે લાંચ લીધી નથી તેને છોડી દો. મેલેટે તેને એ આરોપમાંથી મુક્ત કર્યો, પણ ખાનગી કાગળો બીજાને આપવાના ગુન્હા માટે કેદમાં રાખ્યો. તે માંદો છે માટે મુંબઈ સરકારના હુકમથી તેને કોઈ અંગ્રેજ દાક્તર જોવા આવ્યો અને સૂચનાનુસાર દાક્તરનો અભિપ્રાય મેળવ્યો

એટલે દાદુપંતને મુક્ત કરવો પડ્યો. કેવી ખટપટો ચાલતી હશે તેની કલ્પના કરો!

રાજપીપળાના મોતીલાલ પુરુષોત્તમની ખટપટ સહુને ટપી જાય તેવી હતી. તે કંપની સરકારની રાજપીપળાની પોલિટિકલ એજન્સીમાં કારકુન હતો. લુટારુઓએ લુટેલો માલ પોલિસો પાછો મેળવતા તે મૂળ માલીકોને પહોંચતો કરવાને બદલે મોતીલાલ ખાઈ જતો અનેક લાવાદાવામાં તેનો હાથ હતો. મે. રામ્સેએ તેના પર કામ ચલાવ્યું, ત્યારે મુંબઈ સરકારે તેની બદલી કરી! તેના પછી આવનાર ઓસ્ટિને પણ મોતીલાલે સામે સખત હાથે કામ લીધું. વળી મોતીલાલે રામ્સેને પણ દશ હજાર રૂપિયા લાંચ તરીકે આપવા કર્યા હતા તેની ખબર તેણે મુંબઈ સરકારને આપી હતી. પણ સરકારે રામ્સેની પણ બદલી કરી. મોતીલાલનો કેસ પૂરો કરવા માટે રામ્સેએ થોડા અઠવાડિયાં રાજપીપળા રહેવા માટે માગણી કરી પણ મુંબઈ સરકારે તેનો અસ્વીકાર કર્યો.

પછી કર્ટનિની નીમણૂક થઈ તે બાદ વારસ નીવડ્યો મોતીલાલ પરના આરોપો બધા ખોટા હતા! મોતીલાલ બકરી જેવો નિર્દોષ હતો! કેટલાક દ્વેષીઓએ તેનું નામ ખોટું સંડોવ્યું હતું! મુંબઈ સરકારે કર્ટનિની પ્રશંસા કરી!

પણ મોતીલાલની મુશ્કેલીઓનો અંત ન આવ્યો. પોતાના અંગત લાભ માટે એજન્સીના રેકર્ડમાં મોતીલાલે ખોટી નોંધો કરી હતી. એમેટ પાસે ખરી અને ખોટી નકલનો મજબૂત પુરાવો હતો તે મુંબઈ સરકારને માન્ય રાખવો જ પડે એમ હતું. સધરલેન્ડ સમક્ષ કેસ શરૂ થયો અને સધરલેન્ડને ગુનેગાર મોતીલાલ પ્રત્યે કશી સહાનુભૂતિ ન હતી. પણ સધરલેન્ડના હાથમાંથી વસ્તુત: કેસ ખેંચી લેવામાં આવ્યો. સરકારે હુકમ કર્યો કે સધરલેન્ડે કામ ચલાવવું પણ આરોપીના બચાવ સાથે કાગળિયાં સરકાર પર મોકલવાં સરકાર ચુકાદો આપશે! અને સરકારે મોતીલાલને કશી શિક્ષા કે દંડ ન કર્યો. માત્ર ખાનગી રીતે નોકરીમાંથી મુક્ત કર્યો.

પણ થોડા સમય પછી સધરલેન્ડે મોતીલાલ પર લાંચ લેવાનો આરોપ મૂક્યો પુરાવા મજબૂત હતા. વળી એવી જ ગુલમાપ્યનો બીજો આરોપ મૂકવામાં આવ્યો. પણ મુંબઈ સરકાર મોતીલાલ પ્રત્યે દયાળુ હતી. તેણે પહેલા આરોપ માટે સંશયને સ્થાન હોવાનું જણાવ્યું. હવે મોતીલાલ નોકરીમાંથી છૂટો થયો છે એના પર કામ ચલાવી તેને વધારે શિક્ષા કરવાનો શુ અર્થ એમ સરકારે જણાવી તેને જતો કર્યો.

પરિણામે મોતીલાલ મુંબઈ સરકારમાં મોટી લાગવગ ધરાવે છે એવી તેની પ્રતિષ્ઠા વધી. છૂટો થયેલો મોતીલાલ વડોદરા સરકારને ત્યાં નોકરીએ આવ્યો. અહીં તેણે મોટા પાયા પર લાંચ આપવાનું સતત રાખ્યું સર જેમ્સન કાર્નેકને રૂ. દશ લાખ, વિલિયમ્સને અઢી લાખ, રીડને આઠ હજાર, શ્રીકૃષ્ણને છત્રીસ હજાર કે પાઉન્ડ અને બીજી પરચુરણ રકમો મળી એક લાખ દશ હજાર પણ મુદ્દો પાર ન આવ્યો. પણ ખટપટીઓ શું કરતા તે આ ઉપરથી સહેજ સમજાશે.

જોઈતીબાઈના કેસથી પૂનાના વકીલો માહિતગાર છે આ પ્રમાણે વડોદરા ખટપટીઓનું મોટું કેન્દ્ર બન્યું હતું ખુદ ગવર્નરે પણ એવી જ ટીકા કરી હતી. ખટપટીઓ વડોદરામાં હતા એ ખરું પણ ખટપટ ચાલતી મુંબઈમાં તેનો નામદાર ગવર્નરે ઉલ્લેખ ન કર્યો પોતાની સરકારના સભ્યોને એમ લાગેને? ×

[વડોદરાવાસીઓની ખટપટનો વિશેષ રસિક ભાગ આવતા અંકે]

× પ્રો. ગેન્સના ન્યુ રીવ્યુમાં પ્રસિદ્ધ થયેલા લેખોના આધારે.

# પહેલું ઈનામ

લીલાબેન મહેતા

આખરીશ સ્પર્ધામાં આપણો ઘોડો પ્રથમ આવે, મેળાવડામાં આપણને પહેલું ઇનામ મળે તો આપણે હર્ષોન્મત્ત બનીયે છીએ. પણ બભાગા કસ્બાના રઘુજી પ્રેઇ 'પહેલું-ઇનામ' એટલા શબ્દો કહે તો તે બિચારો ફિક્કો થઇ તરતજ હાથ જોડી આપણને વિનવે, "મહેરબાની કરી એ વાત યાદ ન કરો." રઘુજીને એકવાર પહેલું ઇનામ મળ્યું હતું અને તેથી તે દુ:ખી થઇ ગયા હતા પણ વાત મેં ખોટી રીતે માંડી અને તે શરૂઆતથી કહેવા દો

અમારા કસ્બામાં વીસેક હજારની વસ્તી છે. કમાવાની આશાએ ત્યાં બે ત્રણ વરસના ગાળામાં એકાદ સરકસ આવી પડે છે તે પ્રમાણે પહેલેક વરસ પર શ્યામમૂર્તિનું સરકસ આવ્યુ હતુ. શ્યામમૂર્તિના કસરતના પ્રયોગો સરકસ જોવા માટે મોટા આકર્ષણ રૂપ હતા કસ્બાના તેમજ પાસેના ગામોમાંથી ઘણા લોકો તે જોવાને ઉલટયા અને શ્યામમૂર્તિને કમાણી પણ ઠીક થઈ

પણ સરકસ ત્યાંથી ચાલી ગયું તેની આગલી રાત્રે તેણે થોડી વસ્તુઓ ઇનામ કાઢી કાઢી નાખી. ખુરસી, બાંકડા, તંબુ, એવી પરચુરણ વસ્તુ સાથે સૌથી કિંમતી એક સ્ટીમરોલર હતું શ્યામમૂર્તિના શરીર પરથી તે સ્ટીમરોલરને ફેરવવામાં આવતુ અને તેને સ્હેજ પણ ઈજા ન થતી કોણ જાણે કેમ શ્યામમૂર્તિ નિવૃત્ત થવા ઇચ્છતો હતો કે શું તે ઇનામી વસ્તુઓમાં સ્ટીમરોલર પણ કાઢી નાખવા માગતો હતો

ધર્મની વારવારની આજ્ઞા કે શ્રમ કર્યા વિના ધન મેળવવું એ ખોટું. છતાં મનુષ્ય સ્વભાવ હજી મફત દ્રવ્ય મેળવવાની લાલચમાંથી ઉગર્યો નથી તે અમે તે દિવસે જોયુ ઇનામની ટિકિટો ઘણી ખપી. પછી વાગ બોલ્યાં. ભોની જાહેરાત થવા માંડી. કોઈને ખુરસી તો કોઈને ટેબલ કે તંબુ મળ્યા. પણ સૌથી કિંમતી વસ્તુ સ્ટીમ રોલરની જાહેરાત ઉપર થઇ. સ્ટીમરોલરની કિંમત કદાચ પચાસ હજારની કે વધારે હશે, એ કોના ભાગે જાય છે તે જાણવા સહુ આતુર બન્યા. ઉપર નંબર બોલાયો અને એ ભાગ્યશાળી નંબર આપણા રઘુજીનો નીકળ્યો. રઘુજી અત્યંત ખુશ થયો

મિત્રો અને ઓળખીતાઓ રઘુજીને અભિનંદન આપવા લાગ્યા ગાઢ મિત્રો તો રઘુજી પાસે મિજબાની માગવા લાગ્યા. રઘુજીએ કહ્યું, "પણ એનુ હું શું કરીશ?" મિત્રો હસ્યા, "રઘુજી તુ એના કટકા કરી વેચીશ તોએ તને લાખની સારી કિંમત મળશે."

ઇનામ જીતનારાઓ પોતાની વસ્તુઓ ઉપાડી ગયા પણ રઘુજીને સ્ટીમરોલર કેમ લઇ જવો તે સમજ્યુ નહિ. તેણે તેજ એન્જીન હાંકનારને કહ્યુ, "તને મહેનતાણું આપીશ ભાગ વાડીમાં તે તુ મૂકી જા." ડ્રાઇવરે ના પાડી. મારાથી શહેરના રસ્તા પરથી તે હાંકી ન લઇ જવાય!" રઘુજીએ આશ્ચર્યમાં પૂછ્યું "તને શ્યામમૂર્તિના શરીર ઉપરથી જ તે ચલાવતાં આવડે? એમ?" પણ ડ્રાઇવર તે સાંભળ્યુ ન સાંભળ્યુ કરી ત્યાંથી રસ્તે પડી ગયો. રઘુજી માલીકને મળ્યો અને તેને પોતાની મુશ્કેલી જણાવી. માલીકે આશ્વાસન આપ્યુ "કાલે સાંજ સુધી અમે અહીં છીએ ત્યાં સુધી તે ભલે અહીં રહેતુ, પછી તમે તે લઇ જજો"

રઘુજી ઘરે ગયો પણ રાત્રે તેને ઊંઘ ન આવી. બીજા દિવસે સરકસ ઉપડી ગયું. પછી રઘુજી વધારે વિમાસણમાં પડ્યો. મ્યુનિસિપાલીટીએ બે ત્રણ દિવસ પછી તેને સ્ટીમરોલર ત્યાંથી ખસેડી લેવાને નોટિસ આપી. કસ્બામાં એન્જીનીયરોને હુકી વળ્યો પણ આ સ્ટીમરોલર ચલાવે એવો તેને કોઇ

ન મળ્યો. એ એન્જીનની કંઈ કિંમત જ જુદી હતી. ઉપરાંત તે મ્યુનિસિપાલિટીના પ્રમુખને મળ્યો. તેને પોતાની મુશ્કેલી સમજાવી. પ્રમુખ સ્વભાવે ભલો હતો અને તે રઘુજીને ઓળખતો હતો. રઘુજીની વાત સહાનુભૂતિપૂર્વક સાંભળીને સલાહ આપી. "તમે એ જમીન ભાડે રાખો. સુધરાઈને મહિને દસ રૂપિયા આપજો. પછી તમારી સગવડે સ્ટીમરોલર લઈ જજો." આ નિકાલથી રઘુજી ખુશ થયો.

બે ત્રણ માસ વીતી ગયા. રઘુજીને હજી એ રોલરની ચિંતા તો હતી જ પણ તાત્કાલિક કંઈ અગવડ ન હતી એટલે તેને વિષે સહેજ બેફીકર બન્યો હતો. તેણે ઘણા માર્ગ શોધી જોયા હતા પણ એકે અમલમાં મૂકી શકાય એવો ન લાગ્યો. પણ રઘુજીની નિરાંત લાંબો કાળ ટકી નહિ. એ મ્યુનિસિપલ મેદાનમાં પોલિસોની વાર્ષિક રમતોની હરિફાઈ થવાની હતી તે માટે મ્યુનિસિપાલિટીને તે જગ્યા જોઈતી હતી. હવે પ્રમુખ રઘુજીને મદદ કરી શકે તેમ ન હતું. તેણે નિરૂપાયે તે જગ્યા ખાલી કરી આપવાની રઘુજીને કડક નોટિસ આપી.

હવે રઘુજીને ઝડપથી કામ આટોપવાનું હતું. કોઈ મિત્ર પાસેથી અમુક રૂપિયા ઉછીના લીધા, બે વેર જમવાનું અને રોજના બે રૂપિયા મજૂરી આપી. તેણે પચાસ મજૂરો રોક્યા. સ્ટેશન પર માલગાડી જેટલાક કલાક રોકાવાની હતી તેના ડ્રાઈવરને પંદર રૂપિયા આપવાના નક્કી કરી તેને સ્ટીમરોલર હંકારવા લઈ આવ્યા. દોરડાં બાંધી મજૂરો રોલરને ખેંચવા લાગ્યા. માલગાડીનો ડ્રાઈવર રોલરની ગતિની દિશાનું નિયમન કરતો હતો અને રઘુજી અને તમાશો જોવા ભેગા થયેલા અનેક નવરા પ્રેક્ષકોના આનંદ વચ્ચે સ્થિર થઈ ગયેલો રોલર ખસ્યો.

રોલર 'પહેલાં' મંદગતિથી પણ પછી ત્વરાથી ચાલ્યો. તેને મેદાન બહાર કાઢવામાં આવ્યો અને હવે તે ધોરી રસ્તા પર માર્ગ કરવા લાગ્યો. બંગલાઓની હાર આગળથી તે આગળ વધ્યો. આમ માર્ગ કાપતા તેણે ભૂલ કરી કે શું તે સમજાયું નહિ, પણ એક બંગલાના પાસ કંપાઉન્ડમાં જઈ અથડાયો. કંપાઉન્ડની દીવાલનો કેટલોક ભાગ તોડી તે બંગલાની વાડીમાં દાખલ થયો. મજૂરો પછી તેને પાછો વાળી ન શક્યા. ઊંચાણ નીચાણ જમીનની એવી લાગ આવી કે તે સજ્જડ ચોંટી ગયો. મજૂરોએ ઘણી મહેનત કરી—યુક્તિ પ્રયુક્તિ અજમાવી જોઈ પણ રોલર તો જાણે જમીનને ચોંટીજ ગયો હતો.

મજૂરો થાક્યા. ડ્રાઈવર હાથ ખંખેરી ઉતરી પડ્યો. રઘુજીએ કઠોર શબ્દોમાં ચેતવણી આપી પણ મજૂરો પાછા કામપર ન ચડ્યા અને મજૂરી માટે તકરાર કરવા લાગ્યા. કામ પૂરું કર્યા વિના મજૂરી ન મળે એમ રઘુજીએ દલીલ કરી પણ મજૂર ટોળાનો મિજાજ અંકુશમાં ન હતો. બે ચાર જણે વચ્ચે પડી રઘુજીને સમજાવી મજૂરોને મજૂરી અપાવી અને મામલો શાંત બન્યો.

આ પૂરું ન થયું એટલેજ બહાર ફરવા ગયેલો બંગલાનો માલીક ત્યાં આવ્યો. પોતાના બંગલાની કંપાઉન્ડની દીવાલ તૂટી ગયેલી જોઈ અને વાડીમાં રોલર રેત બેઠેલો જોઈ તેનો પિત્તો ઉછળ્યો. જો લોકો વચ્ચે ન પડ્યા હોત તો રઘુજી તેના ગુસ્સાનો ભોગ બનત. સમજુ લોકો માલીકને શાંત પાડવા શક્યા, તે દરમ્યાન બીજાઓ રઘુજીને ત્યાંથી ગુપચુપ રીતે સહિસલામત ઉપાડી ગયા.

દીવાલ સુધારી આપવા, વાડીમાં થયેલું નુકશાન ભરપાઈ કરી આપવા અને સ્ટીમ રોલરને તાકીદથી ખસેડી લઈ જવા માલીકે રઘુજીને નોટિસ આપી. સુધરાઈને ભાડું, આપ્યું, મજૂરી આપી એમ રઘુજીને ખરચ થયો. છતાં હજી તે રોલરને કેમણે ચાલી

જાણ્યો ન હતો, તેને પહેલું ઈનામ મળ્યું તે માટે તે પોતાને નસીબને શાપ આપતો હતો. આ બલા કેમ ટાળવી તે તેને સમજાયું નહિ. તે તેત્રીસકરોડ દેવતા, ભૂત પિશાચ અને દૈત્યોની પ્રાર્થના કરતો "કોઈ મને આમાંથી ઉગારો"

નિરાશાનાં વાદળો ચોમેર ફરી વળ્યાં હોય છે ત્યારે ક્યાંય મુક્તિ માટે પ્રકાશ દેખાય છે ને? કોઈએ કહ્યું છે ને કે આપણાથી સહન થાય તેના કરતાં વધારે દુઃખ ઈશ્વર આપણને આપતો નથી. રઘુજી બરાબર દુઃખસાગરમાં ડૂબ્યો હતો. ઈશ્વરને હવે તેની વધારે કસોટી કરવી એ ઠીક ન લાગ્યું. એક મળસ્કે કસ્બાને સખત ધરતીકંપનો આંચકો લાગ્યો. કોઈક ઘરો પડી ગયાં, કોઈ ટેકરા બેસી ગયા અને કેટલાક ખાડા હતા ત્યાં ટેકરા થયા. કોઈને વાગ્યું લાગ્યું ખરું પણ શહેરીઓના સારા નસીબે માણસોની જીવહાનિ થઈ ન હતી. અને સવારે બંગલાના માલીકે જોયું તો વાડીમાં સ્ટીમરોલર ન હતો. તે આંખ ચોળતો વાડીમાં બહાર નીકળ્યો. સ્ટીમરોલર પડેલો હતો તેની નજીક એક કુવો હતો. તેના ખાડામાં રોલર ગબડી પડ્યો હતો અને કુવાનું મ્હોં સજ્જડ રીતે બંધ થઈ ગયું હતું.

આ વાતની રઘુજીને ખબર પડતાં તે વધારે ગભરાયો. હવે માલીક કુવો પાછો ખોદાવી આપવા માગણી કરશે. વળી હજારેક રૂપિયા ખરચ કરવા પડશે! પણ રોલરને તે કેમ ખસેડી શકશે?

બંગલાનો માલીક રઘુજીને મળવા આવ્યો, ત્યારે રઘુજી ધ્રુજતો હતો. માલીકે રઘુજીને કહ્યું, "રઘુજી ખુશ થાઓ હવે ગભરાવા કંઈ કારણ નથી યદા પાણીએ ખસ ગઈ દીવાલ સુધારવા માટે હવે હું તમારી પાસે ખર્ચ પણ ન માગીશ અને વાડીના નુકસાન માટે પણ કંઈ બદલો ન માગીશ. આ કુવો પૂરી દેવા માટે મને મ્યુનિસિપાલિટીએ નોટિસ આપી હતી અને તે પુરાવતાં મને ઘણો ખર્ચ થાત. તમારા સ્ટીમરોલરે મને તેમાંથી બચાવી લીધો છે." અલબત્ત માલીકની આ વાત સાંભળી રઘુજી ખુશ થયો. માલીક પણ આવા પરિણામથી આનંદમાં હતો. રઘુજીને પૂછ્યું, "તમને સ્ટીમરોલર માટે ભાડાં અને મજૂરીનો કેટલો ખર્ચ થયો હતો?" રઘુજીએ કહ્યું, "૧૪૦ રૂપિયા." માલીકે તે રકમ રઘુજીને ગણી આપી ત્યાંથી આનંદમાં ચાલી નીકળ્યો.

આ આનંદમાં રઘુજીએ સત્યનારાયણની કથા કરાવી એ ખરું પણ રોલરે ઊભી કરેલી મુસીબતો તે હજી વિસરી શકતો નથી અને "પહેલું ઇનામ" એવા શબ્દો તેના કાન પર પડે તો તે હજી ચોંકી ઉઠે છે.*

* સુમિત

---

એક જોષીએ એક ગૃહસ્થનો હાથ જોઈ ભૂતકાળ ઉકેલતાં કહ્યું, 'તમને અગાઉ બે વાર મોટી ચોરી વેઠવી પડી હતી.' ગૃહસ્થે કહ્યું, "બરાબર, જોષીજી, હું એકવાર કોર્ટમાં કેસમાં હારી ગયો હતો અને બીજા કેસમાં જીત્યો હતો, ત્યારે બંને વખત મારે મોટી ચોરી સહન કરવી પડી હતી."

# સ્ટેલિનને લડવું નથી

૨ પ. મ.

[ એડગર સ્નોના 'સ્ટેલિન મસ્ટ હેવ પીસ' પર એક દૃષ્ટિપાત ]

એડગર સ્નોના આ પુસ્તકના પ્રકાશનથી યુરોપ—અમેરિકામાં ઘણો ખળભળાટ જાગ્યો. કેટલાકોને લેખકની લાગણી સૂચનાઓ ગમી ગઈ તો બીજાઓ લેખક રશિયા પ્રતિ પક્ષપાતી વલણ દાખવે છે એવા આરોપો મૂકતા. દુનિયામાં આજે બે જ રાષ્ટ્રો અમેરિકા અને રશિયા બળવાન છે અને અમેરિકા વધારે બળવાન છે. તે ધારે તો ત્રીજું વિશ્વયુદ્ધ અટકાવી શકે એમ છે. અમેરિકાએ રશિયાને પૂરૂ સમજવા યત્ન કર્યો નથી, તેની મુસીબતોનો ખ્યાલ કર્યો નથી, તેની ફરતે કિલ્લેબંદી રચી છે, કરારો ચુસ્તપણે પાળ્યા નથી, તેનો સહકાર સાધ્યો નથી ઇ. આરોપો લેખક સચોટ [illegible] સહ રજુ કરે છે.

૭૦ લાખ કરતાં વધારે રશિયન સૈનિકો અને ૬૦ લાખ કરતાં વધારે બીજા રશિયન નાગરિકો જર્મન પક્ષના લશ્કરોના હાથે આ વિશ્વયુદ્ધમાં મર્યા હતા. સમગ્ર વિગ્રહમાં જેટલા અમેરિકનો મર્યા તેના કરતાં એકલા સ્ટેલિનગ્રાડમાં વધારે રશિયનો કપાઈ ચૂક્યા હતા અને જાપાન સામે લડતાં જેટલા અમેરિકનો મરી ગયા તેના કરતાં એકલા ખારકોવના યુદ્ધમાં વધારે રશિયનો માર્યા ગયા હતા. અમેરિકન રશિયન સૈનિકોનું મરણ પ્રમાણ અનુક્રમે ૧ અને ૨૪ મિત્રરાજ્યો—બ્રિટિશ, કેનેડા, દ. આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, ઇન્ડીયા, ગ્રીસ, ફ્રાન્સ, હૉલેન્ડ ડેન્માર્ક અને બેલ્જીયમના સૈનિકોની સરખામણીમાં રશિયાના સૈનિકો દસ ગણા મરી ગયા. હિરોશિમા પર એટમ બોમ્બ નાખી વિગ્રહ જીતાયો નથી, પણ રશિયનોના અદમ્ય પ્રતિકાર અને મોટાં બલિદાનોથી જર્મન દળની પીઠ તોડવામાં આવી હતી. રશિયાએ આ અપૂર્વ બલિદાનો આપ્યાં નહોત તો જર્મનો આજે ન્યુયોર્કમાં વિજ્ઞાનની શોધખોળ કરતા બેઠા હોત.

જર્મનોએ રશિયાના ૮ લાખ ચો. મા. પ્રદેશનો કબજો કર્યો હતો, તેમાં તેની ⅓ વસ્તી, ⅔ ભાગની કોલસાની ખાણ, અરધા ભાગનું વીજળીક બળ અને અરધા ભાગના સ્ટીલ અને બીજા ઉદ્યોગો આવ્યા હતા અને શહેરોના ૭૦ થી ૯૦ ટકા ભાગો નાશ પામ્યા છે.

એકલા યુક્રેનમાં ૪૦ લાખ લોકોને ગુફા કે Leanto માં રહેવું પડે છે એટલાં તેનાં ઘરો નાશ પામ્યાં છે. અઢી કરોડ લોકોનાં ઘરો જર્મનોએ નાશ કર્યાં હતાં. આ નાશનો ખ્યાલ આપતાં સ્નો કહે છે કે કેલિફોર્નિયા અને બીજાં તેર મોટાં રાજ્યોનાં સર્વે ઘરો નાશ પામે તેટલો આ વિનાશ હતો. ન્યુયોર્ક, શિકાગો અને બીજા ૫૬૨ મોટાં શહેરોનાં સઘળાં ઘર નાશ પામે તેટલાં ઘરો રશિયામાં નાશ પામ્યાં હતાં. આ વિગત ઉપરથી વાંચકોને રશિયાની થયેલી છિન્નવિછિન્ન દશાનો સહેજ ખ્યાલ આવશે. રશિયાએ સહન કરેલું નુકશાન ભરપાઈ થઈ શકે એમ નથી છતાં અમેરિકા આજે તેને મદદ નહિ કરતાં શાહીવાદી પ્રજાને મદદ કરે છે અને કરાર પ્રમાણે જર્મની પાસે રશિયાએ લેવાના દંડમાં પણ અંતરાયો ઉભા કરવામાં આવે છે

શરૂઆતમાં એડગર સ્નો કહે છે કે અમેરિકનો રશિયાને સમજી શકતા નથી તેનું કારણ એ છે કે રશિયન ભાષાથી તેઓ અજ્ઞાત છે. રશિયનો 'લોકશાહી' 'ફેસિસ્ટોનું નિકંદન' એટલે શું કહેવા માગે છે તેની સમજુતી આપતાં લેખક જણાવે છે કે રશિયનો 'શાહુકારો' ને અમેરિક-

તેને ઉદ્દેશીને બોલે છે ત્યારે તેઓ 'ટ્રુમેન વગેરે રાજ્ય સંચાલકોને નહિ પણ ઇલેક્શન વેળા ફ્રુબેરા બનેલા અમેરિકનોને સંબોધે છે. સ્ટેલિનના ભાષણો અને કરાગની કલમોમાં પણ ભાષાના અજ્ઞાનના લીધે કેવી ગેરસમજ થાય છે તેના દાખલા લેખક ટાંકે" કહે છે કે અમેરીકામાં રશિયા વિષે ઘોર અજ્ઞાન પ્રવર્તે છે

સામ્યવાદના વિનાશના અર્થે જ બીજો વિશ્વ વિગ્રહ થયો હતો એમ રશિયા માને છે અને રશિયાએ તેમાં જીત મેળવી સાબિત કર્યું કે મૂડીવાદ કરતાં સામ્યવાદ સારો છે આ જીત પછી યુરોપના કાયમ જય રહેતાં દાગે રશિયા માટે ખુલશે એવી તેની માન્યતા હતી તે આજે ફળીભૂત થઇ નથી. રશિયાના સામના વિના વિગ્રહનું પરિણામ વિપરિત આવત. ખુદ ચર્ચિલે કહ્યું છે કે "હિટલરે જે ભયંકર અને નિર્દય વિનાશ રશિયા પર લાવ્યો હતો, તેમાંથી કોઇ બીજી સરકાર ઉગરી શકી નહોત" સમ્રાજ્ય પ્રેમેનિયન અને ઑસ્ટ્રિયન ગેનિકોએ હિટલરના આદેશથી લાખોની સંખ્યામાં રશિયનોને કાપ્યા છે, તેમને માટે આજે અમેરિકાને ચિંતા રહે છે પણ રશિયનો માટે સહાનુભૂતિ રહેતી નથી રશિયાએ ખાસ અમેરિકન બિલિયન ડૉલરનું નુકશાન સહન કર્યું છે તેના પેટે તે જર્મનિમાંથી યંત્રો લે છે તે માટે કોઇ ફરિયાદ ન કરી શકે. રશિયાએ નુકશાન વહન કર્યું છે તેના કરતાં વધારે રકમ અમેરિકા આજે તેના વિભાગના જર્મનોને એક વરસ પાળવામાં વાપરે છે!

જર્મન આક્રમણના ભોગ બનેલા બીજા દેશોને કરોડો રુપિયા અમેરિકા આપે છે પણ સૌથી વધારે યાતના સહન કરનાર રશિયનો માટે તેને કહેવાને એક સારો શબ્દ નથી. ફીનલેન્ડમાં રશિયાએ એકલા હાથે હુમલો કર્યો છે એમ અમેરિકા રશિયા પર આરોપ મૂકે છે પણ અમેરિકા એકલાએ જપાનનો કબજો કર્યો તે વાત અમેરિકા સગવડ ભરી રીતે ભૂલી જાય છે યુગોસ્લેવિયા વિ. બાલ્કન દેશોમાં રશિયાએ સંગઠન રચ્યું છે પણ અમેરિકાએ રશિયા ફરતે કિલ્લેબંદી કરી તે ભૂલી જાય છે ડાર્ડેનલ્સનો માર્ગ રશિયા માટે ખુલ્લો કરવા દેવામાં આવતો નથી, ઇરાન અને મધ્ય એશિયાના તેલના કુવામાં રશિયાને ભાગ મળતો નથી. રશિયાએ બધેથી પોતાનું લશ્કર ખેંચી લીધું છે પણ પશ્ચિમ યુરોપ, ગ્રીસ, જપાન, વિ. સ્થળોએ અમેરિકન લશ્કરો પડ્યાં પાથર્યાં છે જપાનના રાજ્યનો પણ અમેરિકા વહીવટ કરે છે, યુરોપમાં તેના કાફલો ફરે છે અને ઉત્તર સમુદ્રમાં પણ અમેરિકાની કિલ્લેબંદી છે લશ્કરી વ્યૂહરચનાથી રશિયાને સ્વાભાવિક રીતેજ ગુંગળામણ થાય ને?

અમેરિકા-ઇંગ્લેન્ડ પશ્ચિમના દેશોના આગેવાન છે, અને એશિયામાં રશિયા આગેસર છે એવી વાતો રશિયા હસી કાઢે છે, એશિયામાં પણ આજે અમેરિકન વર્ચસ્વ છે, મધ્ય એશિયા, જપાન, દક્ષિણ આફ્રિકા, તુર્કી, અને ઑસ્ટ્રેલિયા વિગેરે દેશોમાં 'અમેરિકાની હાક વાગે છે, એશિયામાં રશિયા પાસે છે શું? પૂર્વ યુરોપની ચુંટણીમાં અમેરિકા માથું મારવા માગે છે પણ પશ્ચિમમાં ચુંટણીઓ પ્રમાણિકપણે થાય છે કે નહિ તે ઉપર તે લક્ષ રાખતું નથી એવો આરોપ રશિયા અમેરિકા પર મૂકે છે વળી યુનો જ પનામાને આંતરરાષ્ટ્રીય કબજામાં મૂકવા અમેરિકા ના પાડે તે રશિયાને આશ્ચર્યજનક લાગે ને? લડાઇમાં નાશ પામેલા અમેરિકનો કરતાં વધારે રીપબ્લિકનોને-ગ્રીકોએ મારી નાખ્યા તે તટસ્થાથી અમેરિકનો જોઇ રહ્યા તેજ અમેરિકનો વિનાકારણ રશિયનોને આક્રમણકારક કહેતાં ખચકાતું નથી.

લેનિન અને સ્ટેલિન માનતા કે સામ્રાજ્યવાદ અને સામ્યવાદ જગતમાં બન્ને સાથે

શકરી નહિ—તેમને લડાઈજ છૂટકો. પણ એ માન્યતા હવે પરિવર્તન પામી છે. આ બન્ને પક્ષોના સૈનિકો હિટલર સામે સહકાર રચી શક્યા છે. ખુદ સ્ટેલિને તેના પુસ્તકની નવી આવૃત્તિમાં એવી લડાઈની આવશ્યકતાની જરૂર નથી એમ લખ્યું છે. રશિયા વિરુદ્ધ અમેરિકનોએ પોતાના ફીનલેન્ડમાં જે થાણાં ઊભાં કર્યાં હતાં તેના લીધે લડાઈની જરૂર ત્યારે જણાઈ હશે પણ હવે પરિસ્થિતિ પરિવર્તન પામી છે. ધર્મના બહાના હેઠળ ખ્રિસ્તિ ધર્મે અનેક યુદ્ધો અને અત્યાચાર કર્યાં જ છે, છતાં સ્થિતિ બદલાતાં હવે ઈન્કવીઝીશનલ કોર્ટ વિગેરે ત્યાજ્ય કરવામાં આવ્યાં છે. આંતરરાષ્ટ્રિય સામ્યવાદી સંસ્થા તે જ પ્રમાણે હવે રદ કરવામાં આવી છે. જો કે તેથી આંતરરાષ્ટ્રીય સામ્યવાદી ચળવળ ઓછી થઈ નથી એ ખરું, પણ કાયદાની દૃષ્ટિએ એનું વિસર્જન થયું છે એ મોટો લાભ કહેવાય એમ સ્નો માને છે. વળી હવે રશિયામાં પણ ધર્મ માટે છૂટ છે એટલું જ નહિ પણ રશિયન સરકાર દેવળોને પણ મદદ આપે છે. વળી રશિયન લશ્કરે વિગ્રહના અંતે ઘણાં દેશોમાં કબ્જો કર્યો હતો છતાં ત્યાં તેમણે સામ્યવાદી સરકાર સ્થાપી ન હતી એટલે સામ્યવાદ હવે આંતરરાષ્ટ્રિય ભયરૂપે રહ્યો નથી એમ સ્નો માને છે

અને સ્ટેલિન પર વિશ્વાસ રાખીને જ ચાલો એવું સ્નો કહેતો નથી. સુલેહની વાતો કરવામાં આવે તેમાં બાંધછોડ બન્ને પક્ષોએ કરવીજ પડે. સ્ટેલિન છૂટછાટ ન આપે તો વાતો આગળ ન ચાલે. પણ વિગ્રહ દરમ્યાનની બન્ને પક્ષની હકીકત ધ્યાનમાં લઈએ તો જણાશે કે એવી વાટાઘાટોમાં રશિયાને જોઈતું મળ્યું નથી એટલું જ નહિ પણ તેણે ઘણી બાબતોમાં નમતું આપ્યું છે. ચીનમાં રશિયાનું લશ્કર હતું તે તેણે તરત ખસેડી લીધું, પણ અમેરિકન લશ્કરે વરસ દિવસ પછી ચીન છોડ્યું. વળી સામ્યવાદીઓએ સામ્યવાદની તરફેણ કરી બીજા પક્ષોને યુગોસ્લેવિયામાં દબાવી દેવા માટે મોટું બૂમરાણ કર્યું પણ રશિયાએ અન્યાયી સર્જન નકારી કાઢ્યું. આ બન્યું ત્યારે એડગર સ્નો ત્યાંજ હતો. એ પ્રમાણે બીજા દેશોમાં પણ બન્યાની હકીકતનો આ પુસ્તકમાં રજુ કરે છે

આશરે ૬૦ લાખ રશિયનો માર્યા ગયાનું જણાવવામાં આવ્યું છે, તે ઉપરથી બીજા કેટલા ઘાયલ થયેલા હશે તેની કલ્પના કરી જુઓ. વિગ્રહ વખતે મળેલી અમેરીકન મદદ અટકી ગઈ છે, આજે રશિયામાં ઘણાને રહેવા ઘર નથી, સારા બૂટની જોડ કે સારો કોટ એક કુટુંબના માણસો વારાફરતી એકને એકજ વાપરે છે. રશિયાની યોજનાઓ ઓળંબે પડેલી તે પાછી હાથ ધરવામાં આવી છે એ ખરૂં પણ વરસો પછી ૧૯૬૦ કે તે પછી ૧૯૫૫ની યોજનાઓ સાધ્ય થઈ બરાબર છે તેમ થાય તો પણ ઉત્પાદનમાં તે અમેરિકાની ઘણું પાછળ રહેશે. વળી સાન્ફ્રાન્સિસ્કો અને પોર્ટ્સમથના કરારમાં રશિયાએ છૂટછાટ આપીજ છે અને ઈરાન વિ. સ્થળોએથી તેણે તરતજ લશ્કર ખસેડી લીધું હતું.

દુનિયા જીતી લેવાને એલેક્ઝાન્ડરને જોઈતું સામર્થ્ય આજે અમેરિકા પાસે છે. માટે તેના શિરે મોટી જવાબદારી છે. હવે જગત રાજકારણમાંથી અમેરિકા અલગ રહી શકે તેમ નથી એમ પણ તેણે યાદ રાખવું જોઈએ. વળી રાજનીતિ અને વેપારને કંઈ સંબંધ નથી એ માન્યતા ભ્રામક છે એ પણ તેણે યાદ રાખવું જોઈએ. પર્લ હાર્બર પર જાપાને હુમલો કર્યો ત્યાં સુધી તેને અમેરિકાએ શસ્ત્ર સરંજામ અને લોખંડ વેચ્યું, તેજ પ્રમાણે ફ્રાન્કો અને ઇન્ડોનેશિયા વિ. દેશોમાં પણ તેણે લશ્કરી સામગ્રી વેચ્યે રાખી એ ખોટું કહેવાય એટલું જ નહિ પણ અંતે અમેરિકાનેજ હાનિકારક છે એમ સ્નો કહે છે. વળી

વેપારના ઉત્તેજન માટે અપાતી છૂટના બદલામાં એવી સ્હાય મેળવનારા સામે જ વધારે બળથી સામનો કરવો પડે છે તેથી ગષ્ટ્રિય ધનનો વધારે અપવ્યય થાય છે એમ સ્નો કહે છે વળી ચીનમાં ચાંગ–કાઇ–શેકને અમેરિકાએ બેસુમાર મદદ કરી તેનો બદલો ચીન સાથેના વેપારથી કદી મળી શકે એમ નથી. આમ શસ્ત્ર–સામગ્રીનો વેપાર કરી પાછળથી યુદ્ધમાં ઉતરી કે વેપાર કરીને અમેરિકાને માત્ર આર્થિક હાનિ જ થાય છે તેના બીજાં ઉદાહરણો લેખક પુસ્તકમાં ટાંકે છે

વળી રશિયા સામે અમેરિકા વિગ્રહ કરશે તો તેનું રાષ્ટ્રીય દેવું ૧૦૦૦ બિલિયન ડોલરનુ થશે, ઉપરાંત લડાઇમાં છતે તો પણ તે પોતાની રાજકીય સંસ્થામાં પરિવર્તન અટકાવી શકશે નહિ. તેમાં આવનાર ક્રાંતિ તો કોઇથી ખાળી શકશે નહિ. વધારામાં થોડાજ વરસમાં અમેરિકા આર્થિક ઘંટીમાંથી અનુભવશે એવી આગાહી નિષ્ણાતો કહે છે સ્નો કહે છે કે એ આપત્તિ ધાર્યા કરતાં જલદી ઉભી થશે.

એગાર સ્નો સૂચના કરે છે કે

૧ કોઇપણ ત્રીજા પક્ષની હાજરી વિના અમેરિકાએ રશિયા જોડે સીધી વાટાઘાટ કરવી.

૨ રશિયા જોડે અમેરિકાએ આર્થિક સહકાર ગખવો આજે રશિયાને અનેક વસ્તુની મોટી જરૂર છે, આથી અમેરિકાને મોટો વેપાર મળશે.

૩ બન્ને દેશોએ વિશ્વશાંતિ માટે ભેગા પ્રયાસો કરવા

૪ સામાન્ય રાજકીય હેતુઓ સાધવા. પરસ્પર વિરોધી હેતુનો સમન્વય થઈ ન શકે પણ કેટલીક બાબતોમાં તો સહકાર સાધી શકાય એમ છે એક બીજાએ અમુક વ્યક્તિગત છૂટ આપવી પડશે.

૫ ફેસિઝમનો નાશ કરવો જોઇએ. ફેસિઝીઝમના બન્ને જુદા અર્થો કરે છે પણ ચર્ચા કરી સામાન્ય વ્યાખ્યા બાંધવી જોઇએ.

૬ અન્યોન્યની સંસ્કૃતિ સમજવા પ્રયત્નો થવા જોઇએ.

આટલી થોડી સૂચનાઓ કરી લેખક કહે છે કે આ નીતિ અખત્યાર કરવામાં આવે તો અમેરિકાને હાલ એક બીલીયન ડોલર ખર્ચ થાય, પરંતુ તેનું વળતર સારૂં મળશે અને જગતને ત્રીજા વિશ્વયુદ્ધમાંથી બચાવી શકાશે. અમેરિકનોએ રશિયાને સમજવા કોશિષ કરી નથી રશિયનો પણ તે માટે કેટલાક અંશે જવાબદાર છે રશિયન ઉણપો પણ લેખકે મુક્તપણે જણાવી છે પણ અમાપના સામ્યવાદમાં દોષ ઘણો ફરક પડ્યો છે તેની અમેરિકાને ખબર નથી. અન્યોન્યનો સંપર્ક સાધી વાટાઘાટ ચલાવવામાં આવે તો જગતનું ભાવિ ઉજ્જવલ બનશે એવી લેખકની માન્યતા સાથે સર્વેને સમ્મત થવું પડે છે

પાપ કબૂલ કરવાના આશયથી એક યુવાન છોકરી ડબ્લીનના ફાધર હીલી પાસે આવી. હીલીએ પૂછ્યું, "શું પાપ થઇ ગયું ?" છોકરીએ કહ્યું, "હું રોજ સવારે અરીસામાં મારૂં મ્હોં જોઉં, ત્યારે મારા સૌંદર્ય માટે ગર્વથી ફુલાઇ જાઉં છું." પાદરીએ કહ્યું," ચિન્તા ન કરો. એ પાપ નથી, એ માનવામાં માત્ર તમારી ભૂલ થાય છે"

× × × ×

રેન્ડોલ્ફ ચર્ચિલની પત્ની પોતાના પતિ માટે મત માગતી એક ચુંટણી વેળા ફરતી હતી. તે એક ખેડૂતને મળી અને તેને પોતાના પતિને મત આપવા કહ્યું, ખેડુતે કહ્યું, 'રેન્ડોલ્ફ ચર્ચિલને હું કદી મત આપીશ નહિ. તે રોજ સવારે અગીયાર વાગે તો પથારીમાંથી ઉઠે છે" લેડી ચર્ચિલે કહ્યું, "એ ખોટી વાત છે. તે રોજ સવારે વહેલા ઉઠે છે. હું તેની પત્ની એ વાત તો જાણુંજ ને?" ખેડુતે તરત જવાબ આપ્યો, "તમે મારા પત્ની હો તો હું પથારીમાંથી ઉઠુંજ નહિ!"

# ગાંડા બનો

☆
ર. પ. મ.

કૉલેજનો અભ્યાસ પૂરો કરી 'હવે ધંધો કરવો કે નોકરી લેવી' એમ વિમાસણમાં પડેલા યુવકે આવી મને એક વખતે પૂછ્યું, "હવે હું શું કરું તે મને સલાહ આપશો?" "તમારી શક્તિઓથી હું માહિતગાર નથી" મેં કહ્યું, "તમને શું ગમે નગમે તેની મને ખબર નથી એટલે તમે અમુક નોકરી લો કે અમુક ધંધો કરો એવું હું તમને નિશ્ચયપૂર્વક કહી શકું નહિ પણ એક વાત હું તમને દૃઢતાપૂર્વક જણાવી શકું. ગમે તે કરો ગમે તે નોકરી કે ગમે તે ધંધો કરો પણ 'ગાંડા બનો'"

મારી આવી સલાહથી યુવક ચમક્યો, મારા મગજની સ્થિરતા વિષે તેને શંકા ઊપજી હશે. મેં ધીરજ આપતાં તેને આગ્રહપૂર્વક કહ્યું, "મારી ડાગળી ખસકી નથી ગાંડા બનો એમ હું તમને કહું, ત્યારે હું તમને સર્વોત્તમ સલાહ આપું છું. એમ સમજજો. એક ધ્યેય, એક આદર્શ રાખી તમે મહેનત કરશો તો તમે જરૂર ફાવી જશો. સંસારમાં પ્રગતિ કરવા સૂચન આપતાં પશ્ચિમના પંડિતોએ અનેક પુસ્તકો લખ્યાં છે તેમાં આજ સલાહ આપી છે. ફેર માત્ર એટલો જ છે કે તેઓ સલાહ માટે ૨૧ શિલિંગ કે સો શિલિંગ લે છે અને હું તમને મફત સલાહ આપું છું. કદાચ તેથી જ તમે મારી શિખામણની કિંમત ઓછી સમજો છો.

પરંતુ તમે જરા વિચાર કરી જોશો તો તમને સમજાશે કે જગતમાં જેણે જેણે પ્રગતિ કરી છે, તેઓ ગાંડા જ બન્યા હતા. તેમણે જીવનમાં શું કરવું છે કે તેમણે શું બનવું છે એ એક વાર નક્કી કર્યાં પછી તેની સાધના પાછળ સતત શ્રમ કરતાં ગાંડા બન્યા હતા. તેઓએ કાર્યસિદ્ધિમાં એવી ધૂનથી મંડી રહેતા કે સંસારની બીજી વસ્તુઓ તેઓ વિસારે મૂકતા. એમાં ગાંડા થઈ જતાં, માટે જ હું તમને કહું છું કે ગાંડા બનો.

"વિદ્યા એ ત્રીજું નયન છે" એ વાત વિષે કટાક્ષયુક્ત ટીકા કરતાં કોઈએ લખ્યું છે કે હા, વિદ્યા એ ત્રીજું નયન ખરું, પણ એ ત્રીજું નયન ખૂલે છે, ત્યારે બે નયનો બંધ થઈ જાય છે" વિદ્વાનો વ્યવહાર શૂન્ય હોય છે એમ એનું કહેવું છે અને તે સાવ ખોટું નથી.

પ્રોફેસર 'આઉટ' છે નું પાટિયું વાંચી ખુદ પ્રોફેસરજી 'સાલો, ફરીથી આવીશ' કહી પોતાને ઘેરથી ચાલ્યા જાય છે, વાત સર્વે જાણે છે સારું ભોજન શા માટે આજે કરવામાં આવ્યું છે એવા પ્રોફેસરના પ્રશ્ન ઉત્તરમાં પત્નીએ કહ્યું, આપણા વિવાહને આજે પચ્ચીસ વરસ પૂરાં થયાં છે!" પ્રોફેસરે પૂછ્યું, "પછી આપણે લગ્ન કરેલાં કે?" એવી અનેક રમુજી વાતો પ્રોફેસરો વિષે છે તેઓ તેના અભ્યાસમાં એવા પ્રવૃત્ત હોય છે કે બીજી વસ્તુઓ વિચારવા તેમને સમયજ હોતો નથી. ન્યૂટનને ખાધું કે નહિ તે તેને યાદ ન રહેતું. નાની બિલાડી માટે નાનું અને મોટી બિલાડી માટે મોટું બાકોરું જોઈએ એવી ન્યૂટનની સમજ માટે આપણને આશ્ચર્ય થાય. પરંતુ તે આપણી માફક સંસારમાં તેનું મગજ પરોવી રાખત તો આવી જ વૈજ્ઞાનિક શોધો કરી શકત. તે તેની શોધમાં એવો ગાંડો બન્યો હતો કે તેને બીજું કશું યાદ ન રહેતું. તમારે ન્યૂટન બનવું છે તો ગાંડા બનો જો તમે એમ કરશો તો કોઈ દિવસ બાથરૂમમાંથી નાગા "યુરેકા" કરતાં તમે પણ બહાર દોડી જાઓ એટલો લાભ તો ખરો.

નિર્માણ કરેલા ધ્યેય પર સ્થિર દૃષ્ટિ રાખનારે બીજી વસ્તુઓ દેખી શકતો નથી તેનું સારૂ ઉદાહરણ વિદ્યાર્થી અર્જુન પૂરૂં પાડે છે. તેને પાસે ઊભેલાઓ, ઝાડ, ડાળી, પાન કે પક્ષીના બીજા અવયવો નથી દેખાતા તે માત્ર પક્ષીની એક આંખજ જૂએ છે જો આદર્શ સિદ્ધ કરવો હોય તો તેને બીજી વાતો ભૂલવીજ રહે છે સ્ત્રી, સંતાન અને એશ-આરામમાં ચિત્ત પરોવાય તો તે તેનું લક્ષ્ય ચૂકે છે વિજેતા બનવા માટે તેણે પોતાના આદર્શ પાછળ ધૂન મચાવવી પડે છે સ્ટો-રિયાને કહેવામાં આવ્યું કે તેનો તાવ ૧૦૫° છે તો તેણે જવાબ આપ્યો, " વેચી કાઢો " તેને વેપારનીજ ધૂન હતી તે તાવના માપને ગૈરના ભાવ સમજ્યો માત્ર ભાગ્યશાળીઓજ આવા ગાંડા બની શકે છે

વિષયાન્તરની ડાકણો તમને રસ્તે બોલાવે પણ તમારે પાછું ફરી જોવું નહિ. પાછું ફરી જોનારનેજ ડાકણ વળગે છે દોડવાની શરતમાં ઊતરનારે નીચું જોઇ દોડયેજ રાખવું પડે. રસ્તે સોનાની ઇંટો વીણવા ન ઊભા રહેનારને છેવટે સુંદર કન્યા ને સોનાની ઇંટો બન્ને મળે છે

વિન્સ્ટન ચર્ચિલ નાનો હતો ત્યારે કાંકરા ગોઠવી વ્યૂહ રચના કરી લડાઇઓ લડતો ને મોટપણે જગતના અપૂર્વ વિગ્રહમાં વિજેતા બન્યો. હિટલરે આર્યન લોહીનો વારંવાર ઉલ્લેખ કરી જગતને ચમકારે ચડાવ્યું. અહિંસા અને ચરખાની વાતો સતત રટી ગાંધીજી જગતના પયગમ્બરની પંક્તિમાં વિરાજ્યા, મુસ્લિમો જુદી પ્રજા છે એવી વખત કવખતે કાયમ વાતો કરી જિન્હાએ પાકિસ્તાન સ્થાપ્યું. જગતના ઇતિહાસના કોઇ પણ મહાનપુરુષના જીવનની સમીક્ષા કરશો તો સમજશો કે તેઓ કોઇ એક એવી સિદ્ધિ પાછળ ગાંડા બન્યા હતા માટેજ મહાન થઇ શક્યા મહાન થવું છે તો ગાંડા બનો.

ભક્તોનાં જીવન તપાસો તો એ સત્ય સચોટપણે પૂરવાર થયેલું જોશો. નરસિંહ મહેતા કે સુદામાને સંસારની કંઇ પડી હતી? રામધૂનમાં ગાંડા બનેલા હનુમાનની રુંવેરુંવે રામ શબ્દ અંકિત થયો હતો. સારૂ ભોજન પોતે આરોગનાર ભક્તને ભાન ન હતું કે ભગવાનને તે એઠું ખાવાનું પીરસી રહ્યો હતો. બાળકની માફક હઠ કરી તો જ વિઠોબા દૂધ પીએ છે. ચૈતન્ય નાચતા કૂદતા અને લોહી નીકળે તેમ તેમનું શિર પટકાતું પણ તે વિષે તેમને કશું ભાન ન રહેતું એમ તે પ્રભુ ભક્તિમાં તલ્લીન બનતા તમારે આ દેહે ભવસાગર તરવો છે તો ચૈતન્ય માફક ગાંડા બનો

જગતમાં વિખ્યાત બનેલા ક્રિકેટરો નાન-પણમાં ગાંડા માફક ક્રિકેટ રમતા હતા તેમને રમવા બોલને બેટ જ જોઇતું એવું કશું ન હતું નાનું પાટિયું કે કાંઇ પણ ચાલે અને તે ન હોય તો રબરનો ડૂચો અને પેન્સિલ કાઢીને લેસન વાંચવાના બદલે તેનાથી તેઓ ક્રિકેટ રમે, બ્રિજના ધરખમ રમનારા-ઓને બીજી ઘણી બાબતો યાદ ન રહે પણ વરસો પર રમેલા કોઇ દાવના બાવન પાન ચાર રમનારાઓ વચ્ચે વહેંચાયેલા અને રમાયેલા તે વગર ચૂકે બોલી જાય. આવી ધૂન હોય તો જ મહાન રમનાર થઇ શકાય. પોતાની રેસની જ ધૂનમાં મસ્ત રહેનારા પતિ વિષે ફરિયાદ કરતાં તેની પત્નીએ કહ્યું " તમને અમારી લગ્નતિથિ પણ યાદ નથી!" પતિએ તરત જ જવાબ આપ્યો, તારો આરોપ ખોટો છે જે વરસે અને જે દિવસે ગ્વાલિ-અરના મહારાજાનો 'જિતેન્દ્ર' ડર્બી જીત્યો હતો તે દિવસે આપણાં લગ્ન થયેલાં!"

એક રાજાએ મોટું શહેર બંધાવ્યું અને બંધાયા પછી તે જોવા માટે ઉપર-ઘુમ્મટ પર ચડયો, ત્યાં તેને ચક્કરી આવી. પાછા ઉતરવાની પણ તેની હિંમત નથી એ જોઇ નીચે ઊભેલો કડિયો રાજાને આસિસ્તનથી

નવાજવા લાગ્યો. રાજા બીજી બાબતો વિસરી એપે ખરાબ કવિતાને શિક્ષા કરવાના આશય પછી ઉન્મત્ત બની નીસરણીના પગથિયાં ઉતરવા લાગ્યો. કવિએ પછી સમજાવ્યું કે "આપની અપ્રસન્નતા ઓછી કરી તમારો પ્રાણ ઉગારવાનો આજ ઉપાય હતો. તમારા ચિત્તમાંથી સર્વે વાતો દૂર કરી તેને મારા પર કેન્દ્રિત કર્યું તો આપ નીચે ઉતરી શક્યા." રાજાએ તેને પછી મોટું ઇનામ આપ્યું.

મહાન માનસશાસ્ત્રીઓએ કહ્યું છે કે જેવા વિચાર તેવા આચાર. તમારા વ્યવસાયના જ વિચાર કરો તો તેમાં અવશ્ય અગ્રણી બનશો. માટે જ હું તમને કહું છું કે તમે જે તે ધંધો કરો પણ તેમાં તમે ઓતપ્રોત બનો. વિચારની એકાગ્રતાથી પતંગિયું ભમરી કે ભમરી પતંગિયું બની જાય છે તે સ્થિતિ પ્રાપ્ત કરો. ટુંકમાં કહું તો બાંઠા બનો.

પ્રગતિ સાધવાની સૂચના આપતાં ઉત્તમ પુસ્તકોમાં કહ્યું છે કે 'તમારું ધ્યેય નિર્માણ કરો અને તે જાણો. તમે સાધ્ય કર્યું હોય તેમ રોજ સાંજ સવારે વધારે નહિ તો થોડી મિનિટો વિચાર કરો. ધારો કે તમારે ધનિક બનવું છે. તો તમારે કેટલા પૈસા કમાવા છે તે વિષે ચોક્કસ રકમ આંકો અને ચોક્કસ મુદત બાંધો. ધારો કે ત્રણ વરસમાં પાંચ લાખ રૂપિયા કમાવા છે એવી ચોક્કસ મર્યાદા મૂકો. અને તમે પાંચ લાખ કમાયા છો અને તે ખર્ચો છો એવા રોજ વિચાર કરો. રોજ સવાર સાંજે તે કલ્પનામાં ખર્ચો. વાંચી લો કે બંગલા બાંધ્યા આ પદ્ધતિ અખત્યાર કરતાં તમે જરૂર તમારું ધ્યેય સિદ્ધ કરશો એમ અનુભવીઓ કહે છે સારાંશ કે તમે શેખચલ્લી બનો તો મહાન થશો. કલ્પનામાં વેપાર વધારી ઘર બાંધી લગ્ન કરેલા પુત્રપરિવાર સંપાદન કરેલા શેખચલ્લી જેવા તરંગો રચો. ઘીનો ઘાડવો ફૂટે તેની બીક કુલ હરકત નથી, પણ તમારા તરંગી મહેલો છોડશો નહિ શેખચલ્લી અને ઘીના ઘાડવાની વાત આપણી સમક્ષ ખોટી રીતે રજુ કરવામાં આવી છે, એમ નવું માનસશાસ્ત્ર જણાવે છે ઇચ્છાઓનું અગત્યતમ બળ છે એમ નવીન માનસશાસ્ત્રે પુરવાર કર્યું છે. જેવી ઇચ્છા રાખશો તેવા બનશો. કલ્પતરૂનો કિમિયો આપણા મનમાં રહ્યો છે. તેનો ઉપયોગ કરી જાણો. મહેલ બાંધો, લગ્ન કરો, સંપત્તિ સંપાદન કરો. તરંગી બનો, વાર્તાનો શેખચલ્લી પ્રગતિ સાધી ન શક્યો હોય તેનું કારણ ઘીનો ઘાડવો ભાંગી ગયો એ ન હતું, પરંતુ તેણે તરંગો રચવાનું બંધ કરી દીધું એ હતું.

ભગીરથ કાર્યો કરનારાઓ શરૂઆતમાં ગાંડામાં જ લેખાય છે સ્ટીમ એંજીનની શોધ કરનાર, અમેરિકા શોધનાર, મહાન વૈજ્ઞાનિક શોધ કરનારાઓ, હિમાલય અને ઉત્તર ધ્રુવના પ્રવાસ ખેડનારાઓ તેમની કારકિર્દીના આરંભે જગતને ગાંડાજ લાગ્યા હતા મહાન મોગલ શહેનશાહતની સામે માથું ઉંચકનાર પ્રતાપ કે શિવાજી વ્યવહાર કુશળ લોકોને શરૂઆતમાં શેખચલ્લીજ લાગ્યા હતા. મહત્તા પ્રાપ્ત કરનારાઓ દુનિયાની નજરે પ્રથમ તો ગાંડાજ દેખાયા. જ્હોન ઓફ આર્કને સમકાલીનો ક્યાં ડાહ્યા લેખતા હતા! મહાન થવું હોય તો પ્રથમ ગાંડા બનવું આવશ્યક છે.

કવિ, ગ્રંથકારોને પણ એવીજ ધૂનમાં કાયમ રહે છે જાગતાં ઊંઘતાં તેમને તરંગો ઊઠતા હોય છે. ઘણા લેખકને ઉત્તમ વિચારો અને વસ્તુઓ સ્વપ્નમાં મળે છે. તે તેઓ જાગતાં રૂપમાં મૂકી લે છે. પોતાના વિષય સાથે તદ્રુપ થનારા ઉત્તમ લેખક બને છે. ફ્રેંચ રાજક્રાંતિના વખતમાં ગ્રંથો બળી ગયા તે મહર્ષિએ ફરીથી લખી કાઢ્યા: તે પોતાના વિષયમાં એવો તદ્રુપ હતો કે તેમ કરતાં

તેને હરકત આપી નહિ. ટુંકમાં સર્વ છોડી તમારા ધ્યેયમાં મગ્ન રહો અને વિજયી થાઓ.

ધ્યાનની એકાગ્રતા એ મુખ્ય વસ્તુ છે. ન્યુટનજ ખાવાનું વીસરી જતા એવું નથી પણ ઘણા સમર્થ વેપારીઓ પોતાનું ખાવાનું ભૂલી જાય એમ મે જાણ્યું છે. પંડિત લેખરામ મુસ્લિમોની કે કુરાનની ઉણપો વિષે વાત કરતા અચકાતા નહિ. તેને તેમ ન કરવા માટે ઘણીવાર ચેતવણી આપવામાં આવી હતી, છતાં એ તો તેમની ફરજ સમજી તેમ કર્યાજ જતા. એક વાર અજમેર ગયા ત્યાં આર્ય સમાજીઓએ ભજન કીર્તન કરતાં સરઘસમાં નીકળ્યા. પંડિત મોઢે જઇ ઊભા રહી પ્રવચન કરતા આમ સરઘસ મુસ્લિમોની જમાત આગળ આવ્યું. ભજન કીર્તનો અટક્યા પણ પંડિતજીએ તો પ્રવચન શરૂ કર્યું. ધર્માંધ મુસ્લિમો તેમના પર હુમલો કરશે એમ પંડિતજીને ચેતવવામાં આવ્યા ભાષણ ન કરવા માટે આર્ય સમાજીઓએ અનેક વિનવણી કરી પણ સમર્થ પંડિતને કશી પરવા ન હતી. પંડિતે તો પ્રવચન ચાલુ રાખ્યું બોલતા અટક્યા અને જોયું તો તેમના સર્વે શ્રોતા મુસ્લિમો હતા પંડિતજીના કુરાન વિષેના અગાધ જ્ઞાનના વચનો તેઓ સાનંદાશ્ચર્ય સાંભળી રહ્યા હતા. 'બહાદૂર' સમાજીઓ તો ક્યારનાય પંડિતજીને એકલા મૂકીને નાસી ગયા હતા તેની પંડિતજીને ખબર ન હતી.

પોતાના આદર્શ માટે આવી તન્મયતા હોય તો જગત જીતવું સહેલ છે. બીજે નજર ન જાય માટે ઘોડા અને ઘાંચીના બળદને જેમ આંખે અંધારી બાંધવામાં આવે તેમ તમારા ધ્યેય પર સતત નજર રાખો અને બીજું સર્વે ભૂલી જાઓ. ધ્યેય સિવાયની ઇતર વસ્તુઓ પ્રત્યે આંધળા બનો તો જીત તમારી છે. મૂર્ખ કે ગાંડા બનો.

છેલ્લા બે શબ્દો સાંભળી મંજુની મા ત્યાં દોડતી આવી અને બોલી "તમે કોને ફટવી મૂકો છો?" યુવકને જોઇને કહ્યું, "તમે એનું કહ્યું કશું માનશો નહિ. એતો ગાંડા છે."

"આજે તો હું હારી," મે ગાંડા બનવાનો અર્થ સમજાવી તેને કહ્યું, "હું ઋષિ બન્યો હોત તો આવો નકામો ન રહેત પણ—" પણ શ્રીમતી એ કહ્યું, "ગાંડા નહિ. એક વાર તો તમે એવા ગાંડા બન્યા હતા—" "હા, હા," મને યાદ આવતાં કહ્યું "કહું ક્યારે?"

શ્રીમતીએ સ્મિત કરી પછી કરડી નજરે કહ્યું, "નહિ."

ગંભીર બનેલો યુવક પણ મંદ સ્મિત કરી અમને બંનેને નમન કરી ત્યાંથી નીકળ્યો.

---

# 'મુક્ત' ચીનની સ્ત્રીઓ

ગજરાબેન નાયક

લિયુ બાળક હતી, ત્યારથીજ તેના પિતાએ તેનો વિવાહ એક છોકરા જોડે કર્યો હતો. લિયુએ યૌવનમાં પગ મૂક્યો, ત્યારે તે અતિ રૂપવતી બની. તેના લાલચુ પિતાને કુમતિ સૂઝી, "લિયુનો વિવાહ તોડી નાખી શકાય તો કોઈ બીજા જોડે તેનું સગપણ કરી તેની સારી કિંમત મેળવી શકાય." વિવાહિત કુમાર આળસુ અને નકામો છે એવી તેણે લિયુને સમજ પાડી. પછી તે કુમારના બાપને મળ્યો અને કહ્યું, "મારી લિયુ તો બદચાલ અને અતિ ખાઉધરી છે. કામ કરવે આળસુ અને તુચ્છ બુદ્ધિની છે" લિયુના પિતાના મોઢેની જ આવી વાતો સાંભળી તેનો વિવાહ તોડી નાખવામાં આવ્યો.

એક પચાસેક વરસના વૃદ્ધના વેરે લિયુનું લગ્ન કરવામાં આવે તો સારી રકમ આપવા તૈયાર હતો. બાપે લિયુને કહ્યું "એ તો પચ્ચીસ વરસના યુવાન જેવો છે, ઉમદા છે" આવી વાતો કરી તેણે લિયુની સમ્મતિ મેળવી બુઢ્ઢા પાસેથી સારી રકમ પડાવી પણ લિયુ એ બુઢ્ઢાને જોતાંજ ડઘાઈ ગઈ. તેની કરચલી પડેલી ચામડી અને સુકલ-કડી હાથ જોઈ લિયુ આવેશમાં તરતજ તેના ઘર બહાર નીકળી ચાલી.

રાત્રે એકલી બજારોથી તે જતી હતી, ત્યારે તેને લુટારાઓએ આંતરી. લુટારુની ટોળીનો આગેવાન એક સશક્ત આકર્ષક યુવાન હતો. તે લિયુ પર મુગ્ધ થયો. એજ યુવતી જોડે તેનું વાગ્દાન થયું હતું એમ યુવકને ખબર પડી. તે લિયુને પોતાના ઘરે લઈ ગયો અને તેને પત્ની તરીકે રાખી. બુઢ્ઢાને કાને આ વાત પહોંચતાં તેણે એ બન્નેને કોર્ટમાં ખેંચ્યા અને તે કેસ હારી ગયો. યુવાન દંપતિએ અપીલ નોંધાવી. ઉપલી કોર્ટના વડા ન્યાયાધીશ સહૃદયી વિચાર-શીલ ગૃહસ્થ હતા. તેણે યુવાનોની તરફેણમાં કેસનો નિકાલ કર્યો.

ચીની માબાપો પુત્રીઓ વેચી શકે, તેમને ગમે તેની જોડે પરણાવી શકે, વર હાથ ઉઠાવે અને સાસુસસરા ત્રાસ વર્તાવી શકે એવી ગુલામી સ્થિતિમાં ચીની સ્ત્રીઓ જીવન ગુજારતી હતી. તેઓ ગરીબ ઘાસ જેવી રેંસાઈ જતી. તેમને કશી સ્વતંત્રતા ન હતી. જ્યાં વસ્તીનો ૯૯ ટકા ભાગ અભણ હોય ત્યાં ચીની સ્ત્રીઓ તો કેળવણી ક્યાંથી પામી હોય! વળી આજ પર્યંત ચીનમાં છોકરીઓના પગો નાનપણથી સજ્જડ બાંધી તેને વધતા અટકાવી દેવાની પદ્ધતિ હતી. જેમ પગો નાના તેમ ચીની સ્ત્રીની ખાન-દાની વધારે લેખાતી. આવી સ્ત્રીઓ શ્રમ-ધંધા માટે અશક્ત બનતી. વળી મજુર વર્ગની સ્ત્રીઓ પર જમીનદારી આફતોના અનેક ત્રાસો વર્તતા. મુક્ત પ્રદેશની ચીની સ્ત્રીઓએ એ ગુલામીમાંથી હવે મુક્તિ મેળવી છે અને તે સમાજ અને રાજ્યની ઉપયોગી અને જવાબદાર વ્યક્તિ બની છે. આ પરિવર્તન છેલ્લા દાયકામાંજ થયું.

ચાંગ-કાઈ-શેકનો કોમિન્ટાંગ પક્ષ અને સામ્યવાદીઓ ખભે ખભા મિલાવી સામાન્ય દુશ્મન જાપાનીઓનો પ્રતિકાર કરતા હતા. પણ જાપાન યુદ્ધમાં સંડોવાયું અને ચાંગને અમેરિકન અને બ્રિટિશ મદદ મળતાં તેણે સામ્યવાદીઓને તુચ્છકાર્યા. અને આ બે પક્ષો વચ્ચે રચાયેલો સહકાર તૂટી પડ્યો. જાપાન વિશ્વયુદ્ધમાં હાર્યું પછી આ બે પક્ષો અન્યોન્ય સાથે લડવા લાગ્યા. આ બે પક્ષોનો મેળ નભે જ કેવી રીતે? જાપાન સામે ઝઝુમનારા સામ્યવાદીઓ કેવા હોંસ-લથી ચાંગ સામે સફળતા પૂર્વક લડી રહ્યા છે તે જગત જાણે છે. જાપાને જે મોટા

મોટા જમીનદારોને પંપાળ્યા હતા, તેમને જ આશ્રિ પરિપોષ્યા. એ ખેડૂતોનું અસ્તિત્વ હતું, ત્યાં સુધી નીચલા વર્ગના લોકો તેમના ગુલામ રહીને રહતા જમીનદારો મજૂરોને જૂજ મજૂરી આપે કે ન પણ આપે. તેમને તેમની જમીનપર ખાડાઓમાં પત્થર કોતરી ગુફા બનાવી રહેવાની છુટ આપવામાં આવે તો જમીનદારે મજૂર પર મહાન ઉદારતા બતાવી છે એમ લેખાય.

પણ સામ્યવાદીઓની પુનર્ઘટનામાં જમીનદારોની જમીન મજૂરોમાં વહેંચી આપવામાં આવી. 'મુક્ત' પ્રદેશમાં આમ બનતાં કોમિંટાંગ પક્ષના સામાન્ય માણસો આ નૂતન રચના પ્રત્યે આકર્ષાયા વળી આ માટેના પ્રચાર કાર્યમાં ચીની સ્ત્રીઓએ મોટો ભાગ ભજવ્યો આ નવીન સમાજ રચનાના લાભો વર્ણવી કોમિંટાંગ પક્ષે લડતા તેમના ધણીઓ પર પત્ર પર પત્રો લખ્યા. આ પત્રો વાંચી ઘણા કોમિંટાંગ સૈનિકો સામ્યવાદ પ્રત્યે આકર્ષાયા અને ચ્યાંગને છોડી સામ્યવાદમાં ભળ્યા

વળી ઘર બહાર ન નીકળતી સ્ત્રીઓ યુદ્ધમાં ભાગ લેવા લાગી ગામડેથી પુરુષો યુદ્ધમાં સૈનિક તરીકે રણભૂમિપર ગયા હોય, ત્યારે લુંટારુઓ કે દુશ્મનો ગામપર આક્રમણ કરે તેને ચીની સ્ત્રીઓ પ્રતિકાર કરતા શીખી. યુવતીઓ આવાં કાર્યોમાં જોડાય તે આધેડ સ્ત્રીઓને ગમતું નહિ. સ્ત્રીઓએ પ્રથમ ઘર સંભાળવું જોઈએ ? વડીલોનો પૂર્વગ્રહ ટાળી શકાય એ ઉદ્દેશથી સૈનિક કાર્ય કરતી આ ચીની છોકરીઓએ રોજ સવારે બે કલાક વહેલા ઉઠી ઘરકામ આટોપી લેવાનું શરૂ કર્યું. તેમના આ વર્તનથી વડીલોના મનનું પણ સમાધાન થયું. પ્રથમ ગૃહકાર્ય પૂરું કરીનેજ તેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિ હાથ ધરતી. આથી વડીલોનો વિરોધ ઓછો થયો.

કેટલીક યુવતીઓ તો ટુકડીઓ રચી યુદ્ધમાં લડવા લાગી, કેટલીક સૈનિકોને સહાય આપતી રણભૂમિ નજીક કાર્ય કરવા લાગી, વળી કેટલીકો તો પુરુષોની પણ આગેવાન બની મહીવાદીઓને શિક્ષા કરવાના કામમાં પ્રવૃત્ત બની કોઈ સમાજ અને શિક્ષણના કાર્યોમાં રોકાઈ જુની લગ્નપ્રથા ત્યાગ કરવામાં આવી. યુવતીઓ ઇચ્છાનુસાર લગ્ન કરી શકે અને જરૂર જણાય તો છુટાછેડા પણ મેળવી શકે એવી વ્યવસ્થા અમલમાં આવી અગાઉ જમીન વિનાના સામાન્ય માનવીઓ સાથે લગ્ન કરવા માટે યુવતીઓ તત્પરતા દર્શાવતી નહિ મજુરો ખેડૂતો બન્યા અને તેઓ સરળતાથી કન્યાઓ મેળવી શક્યા. વળી સંયુક્ત કુટુંબોના ત્રાસો પણ અદૃશ્ય થયા. આ ફેરફાર આજે તટસ્થ નિરીક્ષકને પણ જાદુ જેવો લાગે એ ખરું, પણ તે જાદુથી સાધી શકાયો ન હતો, પણ તેની પાછળ અસાધારણ શ્રમ અને અગાધ બુદ્ધિ ખરચાયાં હતાં.

ગામડાની અજ્ઞાન પ્રજાએ અદ્યતન વિચારોનો શરૂઆતમાં સામનો કર્યો સામ્યવાદીઓ ચીલઝડપે જે ફેરફારો કરતા હતા તે ગામડિયાઓને અરુચિકર લાગ્યા. પ્રથમ અતિ ઉત્સાહમાં સામ્યવાદીઓ આ ન સમજ્યા. પરંતુ પછી તેમને તેમની ભૂલ સમજાઈ, ત્યારે તેમણે "સુધારા" ની વાતો પડતી મૂકી અને બાળકોને બચાવો" "સશક્ત કુટુમ્બો રચો ' એવાં સૂત્રો તેમણે પ્રચારાર્થે અખત્યાર કર્યા. બાળકોના હિતની અને આર્થિક લાભોની વાત આમજનતાને ગળે ઉતરી. કોની પાસે કેમ કામ કઢાવવું તે સામ્યવાદીઓ સારી પેઠે સમજે એમ આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે. નવી સમાજ રચના માટેના "સ્ત્રી સ્વાતંત્ર્ય" અને "લગ્ન સ્વાતંત્ર્ય" ના શરૂ કરેલા સૂત્રોનો તેમણે ત્યાગ કર્યો. ખેડૂતોને રસ પડે એવાં નવાં સૂત્રો અપનાવી તેમણે પાર્યો પ્રચાર કર્યો.

મોટાં કુટુંબો એકદમ નાના કુટુંબોમાં ફેરવી ન શકાય. વડીલ હોય તેજ કુટુંબનો આગેવાન બને એ પદ્ધતિ કઢાવી દેવામાં આવી તેના બદલે હવે કુટુંબનાં માણસો તેમનો મુખી ચૂંટીને નીમવા લાગ્યાં. વડુ હોય તેજ ઘરનો વસકમોરો કરે એમ હવે રહ્યું નહિ, પણ કુટુંબની દરેક સ્ત્રીઓને ઘરકામકાજ પ્રમાણસર વહેંચી આપવામાં આવે છે તે ઉપરાંત સ્ત્રીઓ મળે, વણે કે સીવે તેની કમાણીનો ½ ભાગ કુટુંબને આપે અને ½ ભાગ પોતે રાખી શકે એવો નિયમ કરવામાં આવ્યો. આ વ્યક્તિગત હકથી મોટું આર્થિક પરિવર્તન લાવી શકાયુ આજે કુટુંબની સ્ત્રીઓ વધારે કમાણી કરવા અહોમહિ સ્પર્ધા કરવા લાગી મોટી ફેક્ટરીઓ વિના આ પ્રમાણે ગૃહઉદ્યોગો ખીલવા લાગ્યા અને પ્રદેશને જોઇતું કાપડ ઉત્પન્ન કરી શકાય છે



હિન્દુસ્તાનના સંયુક્ત કુટુંબોમાં આવીપ્રથા દાખલ કરવા જેવી ખરી.

પત્ની ભારે પગે થાય તો તે વાત પતિને કહે નહિ. જો વાત તે પતિને કહે તો ગર્ભ અદૃશ્ય થઇ જાય એવી વહેમી ચીની સ્ત્રી હતી. વળી તે ભૂત, ડાકણ અને ભુવાઓમાં માનતી. જાદુ મંતરથી રોગ કાઢવાના પ્રયાસોમાં ભુવાઓ રોગી પણ સ્ત્રીઓને મારતા. આ બધા વહેમમાંથી આ સ્ત્રીઓ મુક્ત થઇ છે

ગાયન કે નાટક સમારંભ રચવામાં ચીની સ્ત્રી કાર્યકરોનું કામ પૂર્ણ થતું નથી. પણ તેઓ યુદ્ધ અને શિક્ષણ કાર્ય ઉપરાંત સમૂહ-કાંતણ કે બીજા ગૃહઉદ્યોગોની અભિવૃદ્ધિ માટે સતત પ્રયાસો કરે છે તેઓ ખેતી કરે છે, લડાઇમાં લડતા સૈનિકોને દુશ્મન વ્યાપ્ત પ્રદેશ ઓળંગીને હથિયારો ચુપચુપ લઇ જઇ આપે છે. તેમણે Dare to die 'મરવાની હિંમત કરો'ની ટુકડીઓ ઊભી કરી છે. 'મુક્ત' પ્રદેશના કેટલાક ભાગમાં કોમિન્ટાંગ પક્ષે કોઇ વાર છૂટ મેળવી સત્તા જમાવી, ત્યારે તેમણે કેશ કુંભ કપાવી ફરતી યુવતીઓને શોધી શોધી દેહાંત શિક્ષા કરી હતી વાળ કપાવી ફરતી યુવતીઓ સામ્યવાદી છે એવી સામાન્ય માન્યતા છે. આવી યાતનાઓ તેમણે સહન કરી હતી. મહાન ત્યાગો આપી તેઓ નવું સર્જન સફળ કરી શક્યા છે

કોઇ એકવાર સૈનિકો દૂર ઊભા રહી એક નિયત કરેલું નિશાન ગોળીબાર કરી વીંધવા પ્રયાસ કરતા હતા, ત્યાં એક ચીની બાળા આવી સૈનિકોથી નિશાન વીંધી શકાતું નથી એ જોઇ હસી તેણે કહ્યું. "મને બંદુક આપો, હું વીંધું" તેણે પહેલાજ ગોળીબારે ગોળ વર્તુલનું મધ્યસ્થ બિંદુ વીંધ્યુ. સૈનિકોએ કહ્યું, "એ તો આકસ્માત" છોકરીએ ફરીથી બંદુક હાથ ધરી બીજા ગોળીબારે પણ તેણે વર્તુલનુ મધ્ય તમબિંદુ પર ગોળી તાકીને મારી. કોઇને હજી 'આકસ્માત' કદાચ જણાય તે સારુ

નિવારણાર્થે તેણે ત્રીજી, ચોથી અને પાંચમી વાર ગોળી છોડી અને પૂર્વવત્ જ નિશાન વીંધ્યું. તે યુવતી પુરુષ સૈનિકોની કેપ્ટન બની. 'પાંચ વાઘ' તરીકે ચીનમાં મશહૂર બનેલી વ્યક્તિઓ પાંચ ચીની ઓરતો છે તેમણે અનેક પરાક્રમો કરી જનતાનું હૃદય જીતી લીધું છે. અનેક ચીની સ્ત્રીઓની શૌર્યકથાઓ અહીં આપણા સમાજને બહુને આપી શકાય એમ નથી.

ગમ્ભીર કાર્ય નિર્ભય કરી શકાય, તેમાં મોટેરાંઓ આડે ન આવે તે માટે સવારે બે કલાક વહેલાં ઊઠી ગૃહકાર્ય આટોપી લેવાની પદ્ધતિ ચીની યુવતીઓએ અખત્યાર કરી વડિલોનું મન મનાવી લીધું તે હિંદી યુવતીઓએ વિચારવા સરખો તો છે જ.

---

# સમાલોચના

**ગુજરાતણને પગલે પગલે** લે. શ્રી શાંતા ગાંધી પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ ૨ કિં. રૂ. ૨-૮-૦

ગુજરાતણોના સામાજીક, આર્થિક અને રાજકીય પ્રવૃત્તિનું ટુંક છતાં અવલોકન કરતું આ પુસ્તક આવકારદાયક પ્રકાશન છે સદીઓના ઈતિહાસમાંથી મહત્વના મુદ્દાઓ લઈ ગૌણ બાબતો છોડી દેવામાં લેખિકાએ પ્રશસ્તનિય વિવેક બતાવ્યો છે વિષયની રજુઆત એવી રસિક શૈલીમાં કરવામાં આવી છે કે પુસ્તક સર્વેને વાંચતાં ગમે એવું બન્યું છે

**જ્યોત અને જ્વાળા.** ખંડ ૧-૪ પુ ૧-૨ કિં કુલે રૂા. ૭-૬-૦ લે. શ્રી ચુનીલાલ શાહ. પ્ર. ભારતીય સાહિત્ય મંદિર સુરત.

સિદ્ધહસ્ત ઐતિહાસિક નવલકથા લેખક શ્રી શાહ ગ્રથિત નવલકથાની આ બીજી આવૃત્તિ છે મધ્યકાળની સમાજ વ્યવસ્થાનો ચિતાર આપતાં આ નવલમાં પ્રેમના બે વિરુદ્ધ સ્વરૂપો લેખકે સફળતાપૂર્વક આલેખ્યાં છે વિચક્ષણ વિલાસ અને તરંગી સાગરનાં શુદ્ધ ઉત્કૃષ્ટ પ્રેમ તણખો — જ્યોત જ્વાળા થઈ આખરે ભસ્મમાં પરિણમે છે વિલાસ પતિ પાછળ અગ્નિપ્રવેશ કરતી નથી, પરંતુ અવશેષ જીવન જનતાની સેવામાં સમર્પે છે.

મહંત અને વિઠ્ઠલદાસનો ક્ષણિક વિકારમય પ્રેમ, તેમજ બંનેના કરુણાન્ત મૃત્યુ, તેમના અનાચારો, સમાજની ધાર્મિક વ્યક્તિઓની ઠીક ખ્યાલ આપે છે.

કથામાં અંતર્ભૂત રસનું સમાયોજન પણ યોગ્ય જ છે ભક્તામરની દેલાંવડાની કથાતો અદ્ભુત જ છે. આખી કથા સાદ્યાન્ત વાંચી જતાં ક્યાંય રસક્ષતિ થતી નથી.

ગજરાબેન નાયક

**રાષ્ટ્ર વલ્લભ સરદાર વલ્લભભાઈ** લે. શ્રી જનાભાઈ નારણજી જોશી. કિં રૂ. ૩-૦-૦ પ્ર. પવૃદ્ધ ગુજરાત પ્રકાશન મંદિર, ૪૧ જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબાઈ

ઐતિહાસિક કથા મંજરી લખી લોકપ્રિય બનેલા લેખક શ્રી જોશીએ જીવનચરિત્રો લખવામાં સફળતા પૂર્વક હાથ અજમાવ્યો છે. સરદારના જીવનની નાની મોટી નહિ જાણેલામાં આવેલી અનેક બાબતો લેખક શ્રમપૂર્વક એકઠી કરી અહીં રજુ કરે છે. આ મહાપુરુષની વિગતોએ ખૂબ મોટી કદર કરી છે અને હજી યોગ્ય કદર થઇ નથી સુભગ શૈલીમા સરદારના જીવનની અનેક ક્ષેત્રની પ્રવૃત્તિઓ આલેખતું આ પુસ્તક વાચકોને પ્રેરણાત્મક નીવડશે. શ્રી જોશીનો આ પ્રયત્ન સમગ્ર ગુજરાત નિઃસંશય વધાવી લેશે.

**ગુલાબ અને કંટક** લે. શ્રી રમણલાલ વ. દેસાઈ. પ્ર. મે. આર. આર. શેઠની કું. મુંબઈ, ૨ કિં. રૂ ૫-૦-૦

દિલ્હી એક્ષપ્રેસમાં પાંચેક વરસ ઉપર મુસાફરી કરતાં ઈંગ્લેન્ડ જઈ આવેલા એક ડાક્ટર જોડે સાહિત્ય વિષયક ચર્ચા થઈ તેણે શ્રી દેસાઈના ' આત્મનિરીક્ષણ ' પુસ્તકની

મુક્તપણે એટલી પ્રશંસા કરી કે ત્યાં સુધી તેની લોકપ્રિયતાનો અમને પૂરતો ખ્યાલ નહતો. પાછી તો બીજી રીતે પણ જાણવા મળ્યું કે 'આત્મનિરીક્ષણ' ગુજરાતમાં અતિ લોકપ્રિય નીવડ્યું છે 'આત્મનિરીક્ષણ' જેવા બીજા ચાર પુસ્તકો એટલે કુલ્લે પાંચ આ ગ્રંથમાં ભેગાં સંઘરી પ્રકાશકે પ્રસિદ્ધ કર્યાં છે એમાં માનવી પશુની દૃષ્ટિએ એ સર્વોત્તમ વિશ્રામ છે ગુજરાતના એક ઉત્તમ નવલકથાકાર એક ઉત્તમ નિબંધકાર તરીકે અહીં રજુ થાય છે. ગાર્ડિનર અને રોબર્ટલિન્ડના વિશ્વવિખ્યાત નિબંધો જોડે શ્રી દેસાઈના આ લેખો સરખાવી જોવા જેવા છે આ પુસ્તકના વાંચનથી લોકોને શ્રી રમણલાલના મન્તવ્યો અને વિચારો જાણવા મળે છે. પ્રાસંગિક પ્રશ્નો અને વર્તમાન બનાવોનું લેખકે નિષ્પક્ષપણે અવલોકન કર્યું છે અને જરૂર પડ્યે રાષ્ટ્રીય કે ઇતર પક્ષો પર ટીકા કરતાં તે અચકાયા નથી. ગંભીર વિચારો પણ શ્રી દેસાઈએ તેમની અનોખી વિનોદી શૈલીમાં રજુ કર્યાં છે તેથી આ નિબંધો રસભેર વાંચી શકાય છે શ્રી દેસાઈના નિબંધો ભેગા કરી એક ગ્રંથમાં આપવા માટે પ્રકાશકોને અભિનંદન ઘટે છે

મેના પોપટ પ્રયોજક, શ્રી અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી કિ. ૩-૮-૦ પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ, ૨

કવિતામાં લખાયેલી કવિ શામળની લોકપ્રિય વાર્તાઓ સારરૂપે અહીં સાદા ગદ્યમાં રજુ કરવામાં આવી છે શામળની વાર્તાઓ [illegible] સાનવિશોમાં પણ હવે પ્રસિદ્ધ થઇ છે તે ઉપરથી તેની મહત્તા સમજી શકાશે. શેક્સપિયરના નાટકો લેમ્બે વાર્તાઓમાં રજુ કર્યાં તેવો આ શામળ કાવ્યો વિશેનો પ્રયત્ન આવકારદાયક છે

સ્વીકાર: ચિત્રાદેવી અને બીજાં નાટકો.—લે. શ્રી ઇન્દુલાલ ગાંધી. કિ. ૩-૦-૦ પ્ર. અતિથિ કાર્યાલય, નેશનલ મેડિકલ સ્ટોર, મોરબી (કાઠિયાવાડ) સર શાપુરજી બમનજી બીલીમોરીઆ કિંમત રૂા ૫-૦-૦ લે. શ્રી અંબાલાલ નાગરજી જોશી પ્ર. પ્રબદ્ધ ગુજરાત પ્રકાશન મંદિર, ૪૩, જરીવાલા બિલ્ડીંગ, ચોપાટી, મુંબઈ ૭.

કુસુમગંગા—સુધારા વધારા સાથે ત્રીજી આવૃત્તિ લે. શ્રી. અવિનાશ વ્યાસ કિંમત રૂા ૩-૦-૦ પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ, ૨, પ્રેમરે કું. નું બાર રંગીન ચિત્રવાળું કેલેન્ડર. મે. અબિન ઇન્ડસ્ટ્રીઝ લિ. ની ડાયરી

---

સંચાલક :—રણછોડજી પરાગજી મહેતા

પૂર્ણા કાર્યાલય
આનંદપુરા, વડોદરા

વાર્ષિક લવાજમ રૂ. ૬—૦—૦ પરદેશ માટે ૧૨ શિલિંગ છુટક પ્રતના ૦—૮—

લવાજમ ભરવાના સ્થળો

મુંબઈ — ગાંડીવ સાહિત્ય મંદિર ૯૨, અનંત વાડીના નાકે, ભુલેશ્વર
સુરત :— ગાંડીવ સાહિત્ય મંદિર, કણપીઠ શાખા,
નવસારી —શ્રી જનાર્દન ન્હાનાભાઈ ભટ, ભાણાસાહેબની હવેલી.

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩ ] ફેબ્રુઆરી ૧૯૪૯ [ અંક, ૭

## યુદ્ધ અને નાના દેશો

ખલિલ જિબ્રાન — ગજરાબેન નાયક

એક વાર લીલાં મેદાનમાં એક ઘેટું અને ભેડું ચરતા હતાં. ભેડું પર તરાપ મારવાને તત્પર થતું એક ગરુડ વર્તુલો લેતું ઉપર ઊંચે ઊડતું હતું. પોતાના ભક્ષ્યને પકડવાને ગરુડ નીચે ઉતરતું હતું, તેજ ક્ષણે ઘેટાને અને તેનાં હલવાનને પકડવાના આશયથી બીજું ગરુડ ત્યાં આવી પહોંચ્યું. બને ગરુડો વચ્ચે યુદ્ધ જામ્યું અને તેમની ભયંકર ચીસોથી ગગન ગર્જી ઊઠ્યું.

ઘેટાંએ ઊંચું જોયું અને તેને આશ્ચર્ય ઉપજ્યું તે બેટાં તરફ ફર્યું અને તેને કહ્યું.

"તાત, કેવું વિચિત્ર કે આ બે ઉમદા પ્રાણીઓ એક બીજા પર હુમલો કરે છે! શું વિશાળ આકાશમાં તેમને માટે પુરતી જગ્યા નથી? મારા બચ્ચા પ્રાર્થના કર, પ્રભુની પ્રાર્થના કર કે તારા આ પાંખધારી ભાઈઓ વચ્ચે શાંતિ પ્રવર્તે!

અને બેટું એ માટે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યું.

### બીજા સમુદ્રો

એક માછલીએ બીજી માછલીને કહ્યુ, "આપણા આ દરિયાની ઉપર બીજો દરિયો છે, તેમાં બીજાં પ્રાણીઓ તરે છે અને આપણે અહીં રહીયે છીએ તેમ તેઓ ત્યાં રહયાં છે"

બીજી માછલીએ ઉત્તર આપ્યો, "નરી કલ્પના, એ તો તારી કલ્પના માત્ર જ છે તમને ખબર છેજ કે કોઈ પણ પ્રાણી આપણો દરિયો છોડે, અરે તેનાથી એક તસુ માત્ર વેગળું થઈ બહાર રહે તો, તે મરી જાય છે. બીજા સમુદ્રોમાં બીજા જીવો રહેલા છે તેની તારી પાસે કઈ સાબિતિ છે?"

# શ્યામ ભાયા રે

શ્યામ ભાયા રે !
અહો, ઘનશ્યામ ભાયા રે !
શ્યામ.

ગગનમહિં નિર્મલ નિર્મલ ઘનશ્યામ છાયા છતરાયા,
પૃથ્વી પટ પર સંતાકુકડી રમે શ્યામ છુપાયા.
—શ્યામ.

મ્હાવરું કરનારા શિશુઆએ મ્હાવરું મ્હાવરું ભાળે.
મોરલડી ગાંડી ગરદનમાં શ્યામ છટાથી ચાલે !
—શ્યામ.

જલાશયે ઘનશ્યામ છુપાયા. શ્યામલ તૃણમાં સૂતા.
નીલમણિમા કંઠમણિહૃદય ઘનશ્યામ હસે અદ્ભુતા !
—શ્યામ.

ગોર ગોરા ચમકો નહિં ભાવત, ભાવે સાંવરી કાયા.
સાંવરી સાંવરી કાયા કેરી લાગી ગઇ છે માયા !
—શ્યામ.

મજારામ

# યુગ પુરૂષ બાપુ

યુગપુરુષ એ બાપુ અચળ હિમગિરિ સમા
પતિતપાવની જેવી વરી જીવન જાન્હવી
તપતી દલિતો ત્રાસે જીસસ જેમ દાઝી,
જીવ થી જીવને બાંધ્યા કરુણા પ્રેમથી સગી.
ગીતા બાઇ અનાસક્તિ કર્મપથ ઉજાળતી,
જુગમો અસત્ય અન્યાય વિદારવા ઝઝૂમતી.
સુણી સાદ નવા પ્રાણે મુડદાં મરદો થતાં
સ્પર્શે બાપુ તણા, મર્ણું આવ્યું અમર શું થવા !
ત્રાસ્યા પાપે કુડ કપટ ને વેરથી જૂઠ ઝેર
વિમાસે, પ્રાયશ્ચિત અગ્નિકુંડે ઉઠ્ઠ શોણિતસ્નાને !
બાપુ દેખે જ્વલન, લોધ તે દાઝ બડક ગોળી
લાધી શાંતિ નહિ, જગ બધું, ધૂમી, ધ્યાવી બધા, ને
આવ્યા આત્મા સમીપ ખટલ ગાળી ગાળી કરતાં,
દીધા શ્રી રામ મંત્ર વળી બોલી સહુ પાપ પીવા
આખ્યાયિકા નીલકંઠ તણી અપવાદે રહી ના,
મૃત્યુ વેદી પર બલિ ભૂમિ ખંડિતા સાંધવા ના ?

શારદાપ્રસાદ વર્મા

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## ૯

વર્ષમાં એક બે પ્રસંગો તો અમે એવા મેળવીએ કે જેમાં અમારો અભિનયશોખ સંતોષાય. Realism—વાસ્તવવાદની ઝુંબેશમાં ત્યારે અમે ફસાયેલા નહીં અને વાસ્તવવાદની બહુ પ્રશંસા કરીએ કે તેને માટે માથું પટકવા જેટલો આગ્રહ રાખીએ તોય કલામાં અનુકરણનો જ પાયો હોવાથી નાટકની વાસ્તવતા પણ મર્યાદા કરે છે. વાસ્તવતાનો અતિ આગ્રહ રાખીએ તો શિવાજીનું નાટક શિવાજીને સ્વર્ગમાંથી બોલાવ્યા સિવાય થઈ જ શકે નહીં, પ્રતાપનું નાટક વડોદરા, અમદાવાદ કે મુંબાઈમાં રચી શકાય જ નહીં, એને માટે મેવાડની આખી ભૂમિને રંગભૂમિ બનાવવી પડે, અકબર, સલીમ અને માન-સિંહને પાછા જીવતા કરવા પડે અને ભામાશાનો ધન સંચય ફરી સર્જવો પડે. શુદ્ધ કે મરાઠી નાટક ગુજરાતી ભાષામાં રચાય જ નહીં; કારણ વાસ્તવવાદે જાણવું જોઈએ કે શુદ્ધ અને મરાઠી ગુજરાતીભાષા બોલતા ન હતા; ગુજરાતીની ત્રીજી પેઢીએ પહોંચીએ ત્યારે શુદ્ધ મરાઠીની વાસ્તવભાષાને વળગી શકાય. વાસ્તવવાદની મિજાજને મર્યાદા હોવી જોઈએ.

અમારાં દૃશ્યોમાં અમને વાસ્તવવાદ નડ્યો નહીં. ટોપીમાં પીંછું ખોસતાં બરોબર ટોપી મુગટ બની જતી. કમરનો પટો કોટ ઉપર દેખાય એમ લાવતાં બરોબર અમને સિપાઈ ઉપસી આવેલો દેખાતો. પાઘડી અને ખેસ નાખતાં બરોબર અમારો નટ શેઠ બની જતો, એના એ જ નટને સાફો સુરવાળ પહેરાવી અમે રાજકુમારમાં ફેરવી નાખતા, અને ચઢી જાય એવી દોરી એને જ હાથે બાંધીએ તો એનામાં સહુએ પરીની કલ્પના કરી લેવાની હતી. વસ્ત્રાનો દેખાવ કરતાં શિયાળાની ઋતુ સજીવન થતી. રૂમાલ કે પહેરણ વડે શરીરને પંખો કરતાં અમે ગ્રીષ્મનો તાપ અનુભવતા. ડામચીયો સિંહાસન બનતો અને ઊંચું સ્ટુલ કેદખાનાનું દૃશ્ય બની જતું.

શા માટે નહીં ! આખું જીવન પણ કલ્પના જ છે ને ? કલ્પના પણ માનવ જીવનની એક મહાન વાસ્તવતા શું નથી ?

અમારા અભિનય પ્રયોગો વધતા ચાલ્યા, જે મારા આખા અભ્યાસ જીવન સુધી પહોંચ્યા. મેટ્રીક સ્કુલ—ત્રીજા ઉમેદ વર્ષ સુધી તો અમારા પ્રેસનું મકાન અમારી રંગભૂમિ બની રહ્યું હતું.

અભિનયને કેળવણીના એક વિભાગ તરીકે ગણવાની પણ એક સંભાવના શિક્ષણ શાસ્ત્રીઓએ વિકસાવી છે. અમારા ખેલ શિક્ષણના પ્રયોગ તરીકે નહીં, પરંતુ નાટ્યના અનુકરણ અંગે થતા હતા એમ લાગે છે. બાળ નાટ્યો ત્યારે હતાં નહીં. એટલે અમે અમારી મેળે વસ્તુવિધાન કરી લેતા અને રંગભૂમિ ઉપર કશું ભૂલી જવાય, અગર ભૂલ ભાસ ઊભો થાય તો વળી તેમાં નવી વાસ્તવતા ઉમેરાતી !

પ્રેસની પાસેજ, એક મકાન મૂકીને, બોલાઈ માતાનું મંદિર આવતું હતું. વડોદરા રાજ્યના એક વંશપરંપરાગત સરદારનું એ મંદિર. એને ઓટલે ભાંગ વેચાતી. ભાંગનું પીણું હવે પણ ઓછું થઈ ગયું છે એ પીણું fashionable—શિષ્ટ રૂઢિ તરીકે હવે ગણાતું નથી. કારણ, પશ્ચિમી ઢબનો શરાબ શિષ્ટ પીણું બની ગયું છે સીધી ખાપ વાળી આજની સરકાર તો માર મારીને પ્રજાને

નિર્બંધની કરવા માગે છે, અને તેમાં ભાંગ તેમજ શરાબ બન્ને સામે તેણે જેહાદ જગાડી છે એનું પરિણામ જે આવે તે ખરૂ !

ભોલાઇ માતાને ઓટલે ઠીક ઠીક પ્રમાણમાં ભાંગ પીનારા બેઠા થતા. મંદિરમાં જતાં કે આવતાં કેટલાક માણસો અવશ્ય ભાંગ પીતા. દર્શન જેટલું જ એ મહત્વનું કાર્ય હોય એમ માની ભાવિક પૈસા આપી તૈયાર ભાંગનું પીણું ખરીદતા, અત્યંત પૂજ્યભાવ પૂર્વક પ્યાલા કે લોટા સામે જોઇ 'બં બં ભોલાનાથ' અમર 'જય મા વિજયા !' નો સર્વ નાદ કરી એકાદ ટીપું માનપૂર્વક ભોંયે લગાડી પ્યાલો કે લોટો ગટગટાવી જતા. ઘરનાં માતાપિતાનું વલણ એવું ખરૂં કે વ્યસન સમાવતી વસ્તુઓનું નામ પણ ન લેવાય ! છતાં જીવનમાં ન જોવા જેવું, ન સાંભળવા જેવું કેટકેટલું સંભળાય છે ! અને જોવાય છે !

એ મંદિરમાં છાનોછપનો ઘેટાં બકરાંનો વધ પણ થતો હતો એમ સાંભળેલું. સદ્ભાગ્યે એ દૃશ્ય નજરે કદી પડેલું નહીં. પ્રાણીનાં બલિદાન આપી દેવ દેવી પ્રસન્ન કરવાની માન્યતા આટલી જડ ઘાલી કેમ બેઠી હશે એની સમજ સમાજશાસ્ત્રીઓ જ આપી શકે. વર્ષો પછી કલકત્તા જવાનું મારે થયું અને સુપ્રસિદ્ધ કાલિનાં દર્શન એ તો કલકત્તાની મુસાફરીનું અવશ્ય અંગ ગણાય. કાલિની મૂર્તિ વિકરાળ હોય એ સમજી શકાય. તેનાં દર્શન હું કરી શક્યો. પરંતુ મંદિરના આંગણામાં ગોઠવેલાં વધ સ્થાન, રુધિરના ડાઘા અને વેચાતો પ્રસાદ નિહાળી બીજીવાર દેવીનાં દર્શનની ઇચ્છા હું કરી જ શક્યો નહીં ! વધ થતા ન હોય તેવો જ સમય પસંદ કરી હું દેવીના દર્શને ગયો હતો. સને ૧૯૧૮–૧૯ નો એ પ્રસંગ. ધર્મ અને, ધર્મને નામે, કેટકેટલાં અનિષ્ટો જીવનમાં પ્રવેશ પામી ગયાં છે એનો વિચાર માનવીને ધ્રુજાવી મૂકે એમ છે.

પરંતુ મંદિરોની અનિષ્ટ બાજુ સાથે તેમની કેટલીક સારી બાજુ પણ વિસરવા સરખી હોતી નથી. માનવ જાતે કેટકેટલી સંસ્કૃતિઓ મંદિરની આસપાસ રચી છે ! આર્ય સંસ્કૃતિનું એક મહત્વનું બાહ્ય દર્શન તેનાં મંદિરોમાં સમાયલું છે. મંદિરની આસપાસ શહેરો રચાયાં છે એ તો આપણે દક્ષિણ હિંદમાં આજ પણ જોઈ શકીએ છીએ. મંદિરોના મહત્વ પ્રમાણે હિંદભરમાંથી યાત્રાળુઓ દેવદર્શને આવે છે. મંદિરની આસપાસ બજારો જામે છે, મકાનો બંધાય છે, ધર્મશાળાઓ રચાય છે એ દૃશ્ય કોઈ પણ સહજ જાણીતા મંદિરને નિહાળતાં સ્પષ્ટ થશે. ઉત્તર ગુજરાતનું બહુચરાનું ધામ, ડાકોરના રણછોડજીનું મંદિર, ખેડબ્રહ્માનાં અંબાજી, માલસરનું લક્ષ્મીનારાયણ મંદિર: આવાં સ્થળો નિહાળતાં બરાબર મંદિરની આસપાસ ગામ કે શહેર કેમ ઊભાં થઈ જાય છે તેનો ખ્યાલ સહજ આવી શકે એમ છે.

એ મંદિરો પાછાં સાર્વજનિક કલાધામો પણ ખરાં !

કલાધામ તરીકેનો મંદિરનો ઉપયોગ તેનાં ચિત્રો, મૂર્તિઓ, શણગાર, પ્રકાશ વ્યવસ્થા, સ્વચ્છતા અને વિધિમાં જ સમાઈ જાય છે એમ નહીં. એની એક બહુ જ સુંદર સામાજિક, સામુદાયિક અસર મારી બાલ્યાવસ્થામાંજ મેં અનુભવી.

છાપખાનાના મકાનમાં રહેવા આવ્યા પછી એક વહેલા પ્રભાતે જાગતાં બરાબર કોઈ સુંદર સંગીત સુરાવલિમાં હું ગુંથાઈ ગયો હોઉં એવો મને ભાસ થયો. જરાવાર તો મને ભ્રમ થયો કે એ સંગીતમાં ક્રમ શો કંઈ હતો ! પરંતુ ધ્યાનથી સાંભળતાં તો એ એક વાદ્ય સમૂહજ વાગતો હતો એમ સમ-

જાયું. આવુ સુંદર વાદ્ય સંગીત આટલામાં ક્યાં વાગતું હશે? મેં કોઈને પૂછ્યું નહીં. ઘણી વસ્તુઓ ન સમજવા છતાં આપણે કોઈને પૂછતા નથી એ સામાન્ય બાળ સ્વભાવ છે—જો કે પૂછવા માંડે તો તે જાણ પણ ન રહે એવી સ્થિતિ પણ ઉપજતી હોય છે!

કેટલેક દિવસે હું મધરાતે જાગી ગયો. પાછી એની એ જ મોહક સૂરાવલિ! જાણે જાગતાં કે ઊંઘતાં એ સાંભળ્યા જ કરીએ! સંગીતનો જ્ઞાતા હું આજ પણ નથી. ત્યારે તો મને સંગીતની ઉત્પાદક અસરનો ખ્યાલ ન જ હોય. છતાં રાગ તાલ સૂર સમજ્યા વગર એ વાદ્ય સંગીતે મને જગાડ્યો અને ઊંઘમાં પણ એના ભણકાર વાગતા જ રહ્યા.

દિવસના કોલાહલમાં, શાળાના અભ્યાસમાં એ સંગીત સંભળાતું નહીં અને સુંદર સ્વપ્નની માફક તે દિવસ થતાં વિસરાઈ જતું. કેટકેટલાં સરસ સ્વપ્ન આપણે જાગતા ભેગાભેર ભૂલી જઈએ છીએ! છતાં એક સાંજે રસ્તા ઉપરના ભારે મીનાર વચ્ચે ફરીથી એ સૂર પ્રવાહ સાંભળ્યો. નજીકમાં જ એ વાદ્યો વાગતાં હતાં! બોલાઈ માતાના મંદિર સામે એક ઊંચો માળ બાંધ્યો હતો—જેની નીચેના ભાગમાં ત્યારે મુસલમાન પઠાણની દુકાન હતી. એ ભાગમાં ચોઘડીઆં આ સંગીત રેલાવતા હતા! બોલાઈ મંદિરનો જ એ વ્યવસ્થા વિભાગ. મંદિરને સરકાર તરફથી નીમણુંક મળતી હોય, કે સરકાર તરફથી જ એ મંદિરના ચોઘડીયાંની વ્યવસ્થા થતી હોય: એટલું ચોક્કસ કે મંદિરને અંગે એ સંગીત કાર્યક્રમ નિત્ય, પહોરે પહોરે, વ્યવસ્થિત રીતે ચાલ્યા જ કરતો હતો.

શરણાઈઓ એનું મુખ્ય વાદ્ય. તબલાં ઢોલ કરતાં જુદી જ ઢબનાં સમવાદ્ય—નાની લાકડીથી વગાડવાનાં આંગળીથી નહિ. એક સતત સૂર આપતું વાદ્ય. Drone પણ ખરું. શરણાઈ કદાચ બે પણ હોય. આ ચોઘડીયાં ટકોરખાનાં તરીકે ઓળખાતાં. મુખ્ય મંદિરોને અંગે આવાં ટકોરખાનાં અવશ્ય હોવાં જ જોઈએ. રાત હોય કે દિવસ. પહોર પહોરની શરૂઆત આ વાદ્ય સમૂહથી જ થતી જોઈએ. સમય સમયની રાગદારી એ વાદ્યોમાં સંભળાય. આસપાસ રાત્રીની શાન્તિમાં તો સમગ્ર અડધા માઈલ સુધી કદાચ આ સંગીત સંભળાય. એ સાંભળવા માટે નહીં ફી, નહીં પાસ, નહીં ટીકીટ! સમગ્ર જનતા માટેનું એ સંગીત. જેમ મંદિર સાર્વજનિક—સહુને દર્શન માટે ખુલ્લું—તેમ આ સંગીતનો ઉપયોગ જેને કરવો હોય તે કરે! મંદિરની ઘણી અણગમતી બાબતો સાથે કેટલીયે પસંદ પડે એવી બાબતો ભૂલવી ન જોઈએ.

મને ત્યારથી એમ તો આછું આછું લાગવા જ માંડ્યું કે જનતા સંગીત સાથે સૂવે અને સંગીત સાથે જ ઊઠે એવી આ આખી મંદિરોની વ્યવસ્થા કાયમી અને વ્યાપક હોય તો કેવું! મંદિરોની કેટલીક જનસેવામાં આ સંગીત કેન્દ્રો—ચોઘડીયાં—ટકોરખાનાં જરૂર અગ્રસ્થાન લે. જૂની જૂની શેરીઓ, મહોલ્લા અને હાટોની વચ્ચમાં આવતાં મંદિરો જનતાને સંગીત પરિચય કરાવતાં જાય, સાંભળનારની ચિતા હળવી કરતાં જાય, અને જડ કર્મો ઉપરાંત જીવનમાં બીજો પ્રવાહ છે એમ ભાન કરાવતાં જાય એના કરતાં વધારે સારું બીજું શું હોઈ શકે?

સિનોરના ગણપતિ મંદિરમાં ચોઘડીયાં વાગતાં અને તે હું સાંભળતો તે વખતે લાગે કે વાદ્ય સમૂહ સમય જોવાનું સાધન હોય એટલી જ મને ખબર. નડિયાદના બોલાઈ માતાના ટકોરખાનાએ મને સંગીતની અસર સમજાવી.

આજ પણ વડોદરાના વિઠ્ઠલ મંદિરમાં કે રાજમહેલના દરવાજે ટકોરખાનાં વાગે છે. ત્યાંથી જતાં આવતાં વાદ્ય સમૂહ વાગતો સંભળાય તો હું હજી ત્યાં ઊભો રહી—કોઈ ન દેખે એમ ઊભો રહી—શરણાઈ સાંભળું છું

નવો યુગ જૂનવાણી વિસરવા માગે છે અને તે વિસરાય એ પણ ઠીક છે છતાં ન વીસરવા સરખી કંઈ જૂનવાણી પ્રથા છે એમ મને પૂછવામાં આવે તો હું જરૂર કહું કે મંદિરો ભલે બંધ કરો, પણ મંદિરોનાં ટકોરખાનાં પ્રભુને ખાતર બંધ ન કરશો!

સંગીત શોખીનોમાં બીસ્મીલ્લાખાનની શરણાઈ વખણાય છે. રેડિયોમાં અને જલસાઓમાં તેને સ્થાન મળે છે એ શુભ ચિન્હ છે. વડોદરાના શરણાઈ નિષ્ણાતો પણ ઉચ્ચ કોટિના એક વખત હતા. આજ એમાંથી પૂરૂં પોષણ ન મળતું હોવાથી તેમની આવડતને જરા કાટ ચઢી જાય એ સંભવીત છે. છતાં હજી પણ બપોરે રાજમહેલને દરવાજે શરણાઈમાંથી આવતા સારંગના સૂર કે સંધ્યાકાળે વાગતો બિહાગ જેણે સાંભળ્યો નહી હોય એણે સાંભળવા યોગ્ય ઘણું નથી સાંભળ્યું એમ કહેવાનું મને જરૂર મન થાય

શ્રીમંત સયાજીરાવ મહારાજે તો સંગીત ઉપર અનેક પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કર્યાં છે. એમાં શરણાઈ વાદનનું પણ એક પુસ્તક છે એમ જ્યારે મને ખબર પડી ત્યારે એ રાજવીની સરસ્વતી સેવાનો વિચાર કરી તેમને નમન કરવાનું મને મન થયું.

આજના વિજ્ઞાને રેડિયો અને બ્રોડકાસ્ટિંગ દ્વારા સંગીત પ્રચારની ઘણી ભારે શક્યતાઓ ઊભી કરી છે. સરકાર એ બ્રોડકાસ્ટીંગને સરકારવૃદ્ધિ માટે વાપરવા મોટા મોટા પ્રયત્ન કરે છે એ સાચું. પરંતુ સરકારનો જ આશરો પકડી ચાલતું સંગીત કેટલી સ્વતંત્ર ખિલાવટ પામશે એ કહેવું આજ વધારે પડતું ધારી "આપની સરકાર" પણ રેડિયો વ્યવસ્થાને સંસ્કાર વર્ધન કરતાં પ્રચાર વર્ધનનું સાધન વધારે ગણતી હોય એમ લાગે છે. પરદેશી સરકારને વગોવવામાં નિષ્ણાત બનેલા સ્વદેશી સત્તાધારીઓ પોતાના વિરૂદ્ધ થતી ટીકા કે ટીકાના આછા શ્વાસને પણ ગુંગળાવવા મથે છે એના ઉદાહરણો ઘણાં જડી આવે એમ છે. રેડિયો સ્ટેશનના ઉપરીઓ દીલ્હી કે મુંબઈની સત્તા ખુરશી વિરોધના નિર્દોષ ઉલ્લેખનું પણ જોખમ વહોરવા તૈયાર નથી! આપણે ઈંગ્લાંડ સરખા ઉદાર અને સહિષ્ણુ હજી નથી થયા એ તો આપણે જેમ જલદી સ્વીકારી લઈએ એમ વધારે સારૂં.

એટલું તો ચોક્કસ કે બ્રોડકાસ્ટીંગદ્વારા સંગીતનાં જૂનાં સ્વરૂપો, સહુને ગમે એવાં સ્વરૂપો જળવાઈ રહે અને તેમને સર્વોપયોગી બનાવી શકાય એવો સંભવ જરૂર ઊભો થયો છે.

કાર્યવાહકોને બ્રોડકાસ્ટીંગમાં પણ પહોર પહોર વાગતાં ચોઘડીયાંનો કાર્યક્રમ અજમાવવા વિનંતી કરૂં? અજમાયશ કરવા જેવી છે—જો કે ગુજરાતી લેખ કદીજ નિષ્ણાત સ્ટેશન ડાયરેક્ટરોના ધ્યાન ઉપર ચઢી ન આવે એ પણ હું જાણું છું!

છતાં કહેવું જોઈએ કે એ જૂની મંદિર પ્રથા નવી ઢબે સજીવન કરવા સરખી છે. સંગીત સાંભળતાં સૂવું અને સંગીત સાંભળતાં ઉઠવું એ વ્યક્તિગત જીવનનો જ નહીં, પણ સામાજીક જીવનનો પણ આદર્શ હોઈ શકે. વર્તમાન યુગનાં અનેક શારીરીક માનસિક સંઘર્ષોની અસર ઘટાડવા પણ સમૂહ સંગીત—વાદ્ય સંગીત ઉપયોગી બની શકે એમ છે

પ્રાચીન નાટકોમાં કે કથાઓમાં બંદીજનો અને વૈતાલિકો સમય સમય અને ઋતુ ઋતુએ

અનુકૂળ ગીત ગાઈ વાદ્ય વગાડી રાજવંશી સ્ત્રી પુરુષોને સુવાડતા અને જગાડતા. હવે પ્રજા સત્તા ઉપર આવે છે. પ્રજાવંશી સ્ત્રી-પુરુષોને પણ આ સંગીત પહોંચાડવાનું સાધન વર્તમાન વિજ્ઞાને ઊભું કરી આપ્યું છે. સાધન છે એટલે તેનો સદુપયોગ થશે એવી આશા જરૂર રાખી શકાય.

હવે ખોડાઈ માતાનું મંદિર એના જૂના સ્થાન ઉપર રહ્યું નથી. સાર્વજનિક સુખાકારી અર્થે અને મોકળા રસ્તાની જરૂરિયાત અંગે એ મંદિર બીજે સ્થળે ફેરવાયું છે. બિચારા હિંદુઓનાં દેવ દેવળ પણ હટી શકે છે, ફરી શકે છે, ફેરવાઈ શકે છે! મુસ્લીમોની કબર મસ્જીદનો એક કાંકરો પણ ફેરવતાં હિંદુ રાજ્યોની સુદ્ધાં હિમ્મત ચાલતી નથી! હિંદુઓની ખોડાઈ માતા સરખી એ જ સ્થળમાં એક મસ્જીદ આવી છે. એ મસ્જીદ ખસેડવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો છે એમાં હિંદી માનસનો પક્ષાપક્ષી ઈતિહાસ સમાઈ ગયો છે.

આજનું હિંદી રાજ્ય તો પોતાને ધર્મ-ભેદ વગરનું મનાવવાનો પ્રયત્ન કરે છે. હિંદુઓનાં મંદિરોમાં હરીજનોનો પ્રવેશ કરાવવા જોર કરતા સત્તાધારીઓ મુસ્લીમ ધર્મસ્થાનોનાં દૂષણો દૂર કરવા કાયદો કરી શકે છે કે કેમ એ વિચારવા સરખું છે. હરીજનોના મંદિર પ્રવેશનો હું વિરોધી નથી જ. હું તો માત્ર આપણી રાજસત્તાના માનસનો જ ઉલ્લેખ કરું છું. હિંદુઓમાં જેમ બહુ પત્નીત્વ સ્વીકાર્ય હતું તેમ મુસ્લીમોમાં પણ છે. [illegible] અંગે આપણા શાસનધારીઓ હિંદુ કાયદાને સુધારવાની બહાદુરી કરી એક પત્નીત્વ હિંદુ સમાજને માથે ઠોકી બેસાડે છે. જે વ્યવસ્થા હિંદુઓ માટે સારી ગણાય તે જ વ્યવસ્થા મુસલમાનો માટે પણ સારી કહેવાય. મુસલમાનોમાં એક પત્નીત્વ દાખલ કરાવવા ધર્મભેદ રહિત સરકાર હિમ્મત કરશે તે દિવસે હું આપણા નેતાઓની હિમ્મતને ધન્યવાદ આપી શકીશ. ત્યાં સુધી નહીં જ.

રખે કોઈ એમ માને કે હું બહુ પત્નીત્વનો હિમાયતી છું. ઘણાના જીવનમાં એક પત્નિ પણ ભારે પડી જાય છે!

પરંતુ આમ મારાં વિદ્યાર્થી અવસ્થાનાં સ્મરણોમાંથી આગળ આવી હું શા માટે આજના રાજકારણમાં રખડું છું? ચોપડીઓની આખી અસર ભૂંસાઈ ગઈ રાજકીય ચર્ચાઓ કેવી કેવી નિરર્થક બની આપણા જીવનમાં દાખલ કરે છે તેનો ઉપરનું કથન એક નમૂનો છે—અને એ નમૂના તરીકે જ તેને અહીં રહેવા દઉં છું. બાકી જોતાં એ ફકરા ભુસાવાને—ભૂંસવાને પાત્ર છે.

એન્ટ્રન્સનાં ત્રણ ધોરણો મેં પૂરાં કર્યાં. મને યાદ છે કે હું ત્રીજા ધોરણમાં પહેલે નંબરે પાસ થયો. એનાં ઈનામો પણ મળ્યાં—પુસ્તકાકારે. પણ એ ઘણાં વર્ષોની વાત! એમ પણ બને કે પહેલા નંબરની અને ઈનામની કલ્પનામાં એ બન્ને બાબતો ન બન્યાં છતાં બની ગઈ હોય એવો ભ્રમ પણ સ્થૂળ આકાર ધારણ કરી બેસે! પહેલા બીજા ધોરણ માટે નહીં, અને ત્રીજા ધોરણ માટે તો જ ભ્રમ કેમ મનમાં રહી ગયો હશે? હું ધારું છું કે એ સત્ય હકીકત છે. નહીં હોય તો પણ એક આશ્વાસન તો છે જ. કે મારું જીવન એવું મહત્વનું નથી કે કોઈ અભ્યાસી પાછલાં દફતરોની તપાસ કરી મને ખોટો પાડવાનો શ્રમ લે!

એ પ્રાથમિક ઈન્ગ્લીશ શિક્ષણમાં ઈન્ગ્લીશનો અભ્યાસ મેં શરૂ કર્યો, અને એની વિચિત્રતાઓ અનુભવી.

મારું વાંચન ચાલુ રહ્યું; એટલે અભ્યાસ ઉપરાંતનો વાંચનનો શોખ.

ક્રિકેટની રમતમાં પગલાં માંડ્યાં—ખીલી દેશી રમતો ચાલુ રાખીને.

[illegible] વર્ગનો પ્રાથમિક પરિચય થયો—જેના સાહિત્ય વાંચનમાંથી મારે સ્વીકાર કરવો જોઈએ એવાં મારે માટેનાં શુભ પરિણામ આવ્યાં.

અભિનય તરફ ઠીક ઠીક અભિરૂચી ઉત્પન્ન થઈ.

સંગીતની અસર અણજાણપણે મારાથી ઝીલાઈ.

આચાર શિથિલતાના — ખાવાપીવાની છોછ દૂર કરવાના પ્રસંગ કદી કદી આવી ગયા.

કોન્ગ્રેસની એક બેઠકમાં મેં હાજરી આપી સુરેન્દ્રબાબુને નિહાળ્યા.

સાક્ષર ગોવર્ધનરામનાં પણ દર્શન કર્યાં—તેમનું મહત્વ સમજ્યા વગર.

લાતો ખાઈ ખાઈ તે આજે એવા તો ટૂંળા બની ગયા હતા કે શેરીમાંના ભસતા કૂતરાઓના ઘુરકાટે પણ તેઓ ધ્રૂજતા લાગતા

આથી ધાડ પડી જાણી આખું ગામ 'વોય બાપરે' કહી રહી ઊઠયું અને પછી, બિલાડી આવે છે એ ખાતે ઉંદરો લપાઈ જાય છે તેમ લપાઈ ગયું. જો કે એમને ગભરાવાની જરૂર ન હતી, કારણ એ બધાના ઘરમાં તો હાલમાં કુસ્તી કરતાં હતાં. ધાડપાડુઓ એમના ઘરમાં આવી શું લૂંટી જવાના હતા ? ભગિની કુસ્તી કે બાકુ દાતરડું ?

ભલેને બીજાને બારણે હોય, તો પણ બંદૂકના ધડાકા ફૂટતા હોય છે ત્યારે સામાન્ય માણસ સ્વસ્થ રહી શકતો નથી. એ ધડાકે ધડાકે દરેકની છાતી ધડ ધડ ધડકે છે. આ ગરીબ પ્રજાને ધાડની નવાઈ ન હતી. અર- ગામ પરગામના શાહુકારો તેમને ઘેર રોજ ધોળે દહાડે ધાડ પાડતા હતા; કાળીરાતના ધંધાધારી ધાડપાડુઓ તો કદાચિતના લઈ જાય છે પણ આ શાહુકારો તો ભગિનું દાતરડું પણ તો જપ્તીમાં ઘસડી જાય છે. એ ધાડ ફૂંક મારી કરડતા ઉંદર ગામના ડંખ જેવી હોઈ તે સાલતી નથી જ્યારે આ બંદૂકના ધડાકા તો ખુલ્લંખુલ્લા હતા, તેથી બધાનો જીવ તાળવે ચોંટી ગયો હતો

એ ધાડ પડી હતી ઝવેરમલ શેઠને ઘેર.

"કાળી રાતે કોણ આવ્યો ?"

સાંજે ફળિયામાં છોકરાં કોઈ રમત રમતાં હતા, ત્યારે આવો પ્રશ્ન વારવાર પુછાતો હતો તે યાદ રહી ગયું હતું તેથી શેઠથી પુછાઈ જવાયું તેનું અનુકરણ કરી આગળ ઠોકનાર પણ કહેત કે 'કાળા કાળા ચોર" તો એ ઊપડત જ નહિ, પણ એણે તો આસ્તેથી જવાબ આપ્યો હતો. "એ હું... .. ...કાયમ-અલી."

શેઠ સમજ્યા કોઈક ફિકર આવ્યો છે. એમને ઘેર પણ ભરણું આસામીઓ કાળી રાતે રૂપિયા લેવા આવતા. એવી અંધારી રાતે પણ શેઠ મૂળાની કાતરી જેવા ધોળા ધોળા કલદાર ગણી આપતા. અલબત્ત આપતા પચીસ અંગૂઠા પડાવતા પચાસ ઉપર અને ગીરોમાં અવેજ લેતા પોણોસોનો.

આવોજ કોઈ તકાજો પડ્યો માની શેઠે જલદી જલદી બારણું ઉઘાડ્યું બહાર ઘોર અંધારું હતું. ધાડપાડુઓના કાળા આકારો પણ એમાં ભળી ગયા હતા. એટલે એ આવનારાઓને તે ઓળખી શક્યા નહિ છતાં તેના હંમેશના મીઠાબોલા ગળામાંથી "આવો" નો આવકાર આપોઆપ નીકળી પડ્યો.

હજુ તો શેઠનું આવકારવાક્ય પૂરું બોલાયું પણ ન હતું ત્યાં તેમની છાતી ઉપર ચાર પાંચ બંદૂકની- નળીઓ મંડાઈ. શેઠ એ બંદૂકધારીઓને ન ઓળખી શક્યા, પણ તેની છાતીએ તો આ નળીઓને તરતજ ઓળખી લીધી તરતજ તે ધડક ધડક થવા લાગી.

"ઓ બાપ રે ! ધાજો રે ધાજો ! ધાડ પડી છે." શેઠે રાડ પાડી.

"ચૂપ ! ફરી બોલીશ તો એકજ ધડાકે પૂરો કરી દઈશું"

શેઠ ધ્રૂજતા શરીરે ને પાછે પાછા હટવા લાગ્યા. તેના કાળજા પર ગોઠવેલી બંદૂકો સાથે ધાડપાડુઓ અંદર પેસવા લાગ્યા. શેઠ ઓસરીની દીવાલ આવતાં અટકી ઊભા અને પછી હબકો ખાઈને પેઢીની ગાદી પર ગબડી પડયા ગતું પકડેલું જીવતું હાથ પગ હલાવી તરફડે છે તેમ તે ગભરાતા પડી ફરફડવા લાગ્યા.

ઘરમાં બીજું કોઈ હતું નહિ. નોકર ચાકરો આજે તેમના કોઈ સગાને ત્યાં લગ્ન હોવાથી રજા ઉપર હતાં. શેઠાણી અંદરના ઓરડામાં સૂતી હતી. તે કોઈ ખબર આપવ

ની આબાદી પામી હાવરી બહાવરી ઓસરી તરફ દોડી આવી. તેને જોઈ એક ધાડપાડુ ત્રાડી ઊઠ્યો.

"ખબરદાર જો કે ચાં કર્યું છે તો ! અલંકાર ઉતારી દો."

આ એકજ ધમકીએ તે ઘરેણાં ઉતારવા મંડી. તે તરતજ વસ્તુસ્થિતિ ઓળખી ગઈ હતી. બે ચાર વર્ષથી તેને દહેશત રહેતીજ હતી કે જરૂર એકાદ વખત તો ધોળે દહાડે લૂંટાતા આસામીઓમાંથી કોઈ કાળી રાતે વેર લેવા આવશેજ.

શેઠાણી દૂરના મુલકમાંથી આવી હતી. તેનામાં ઝવેરમલ્લ શેઠના કુળનું મારવાડીપણું દેખાતું ન હતું તે ભણેલી હતી, સસ્કારી હતી પણ તેના માબાપો ગરીબ હોવાથી આ રતન, કામઠાની કોટે બંધાયું હતું. તે મખ્ખીચૂસ ને બામણિયા મારવાડી જોડે પણ માંડ્યું પાનું નભાવી રહી હતી. ગરીબ આસામીનું દયામણું મોં જોઈ તે બળબળી થઈ જતી અને શેઠને સમજાવતી, "તમે ક્યાં ભિખારીને આટઆટલાં સતાવો છો ? કુદરત રૂઠે ને દુકાળ પડે કે હિમ પડે તેમાં એમનો શો વાંક ?"

"હા ! બાબાપ, ભગવાન પોતે જ ઊઠી કાળો કેર વર્તાવે તેમાં અમારું શું ચાલે ?" શેઠની કરડાકી સામે ડોક સીધી નીચી મૂકી ને બેસી રહેલા ખેડૂતોને, શેઠાણીને પોતાનું ઉપરાણું લેતાં જોઈ, વાચા ફૂટતી.

આમ કોઈ કોઈ વાર શેઠાણીની દરમ્યાનગિરીથી શેઠને રાહત આપવી પડતી. પણ તે સાંજે એ બંને વચ્ચે ચાભડાટ થતો.

"આજે તો તારો વહેર ગમ્યો છે પણ હવે પછી તારે વચમાં નહિ પડવું." શેઠ આંખ કાઢી કહેતા.

"કેમ ?" શેઠાણી પતિરાજને હાસ્યથી જીતી લેવા મંદમંદ સ્મિત કરી બોલતી.

"કેમ શું ? વહેવારની વાતમાં તારે માથું ન મારવું. રોજરોજ આવી છૂટછાટ મૂકવા માંડું તો મારો ધંધો જ ભાંગી પડે."

"ભલે ને ભાંગી પડે. પાપનું પોટલું એટલું નાનું રહેશે. વળી આપણે ક્યાં કોઈ પાછળ ખાવા વાળું છે કે નાહકની ગરીબોની આંતરડી કકળાવવી ?" એ બોલતાં શેઠાણીની આંખ ભીની થતી. તે જોઈ શેઠ નરમ થઈ જતા. "ચાંદી ! મનમાં ઓછું ન આણ. ઓળખાણ પહેચાણમાં ખૂબ ધરમ નીમ કર્યાં છે એટલે ભગવાન મહાવીર જરૂર આપણી સામે જોશે." શેઠ શેઠાણીનાં આંસુ લૂછી તેને પંપાળતા. શેઠને નરમ થયેલા જોઈ શેઠાણીને આગળ દલીલ કરવા હિંમત આવતી "ભગવાન મહાવીર પણ શું કરે ! સાંજ પડતાં તો કેટકેટલાં દુઃખીયાં લોકોના શાપ આપણા માથે ઉતરે છે ? એ શાપમાં આપણાં બધાં પુનદાન ખાખ થઈ જાય છે."

શેઠ તે રાત પૂરતી આડીઅવળી વાતો કરી શેઠાણીને સમજાવી લેતા. પણ સવાર પડતાંજ શેઠની પેઢીનું કાળમરી કતલખાનું રોજના જેટલા વેગથી જ ચાલુ રહેતું. શેઠાણી મનમાં મનમાં સંતાપ પામતી અને બળબળતી. "આ મૂડી હાયવરાળ એક દિવસ આ ઘરમાં દાવાનળ સળગાવશે."

અને તેથીજ ધાડ પાડુ ફૂટતી નજરો જોઈને તે ડરી ગઈ ખરી પણ નવાઈ ન પામી. તે એક પછી એક બધા અલંકાર ઉતારવા લાગી.

શેઠ પોટલું બની ચુપચાપ આંખ મીંચી પડી રહ્યા હતા. એક જણે ભફ તેના તરફ તાકી કહ્યું "ભાવુને !"

શેઠે હાથ જોડ્યા. આખું શરીર એટલું બધું ધ્રુજતું હતું કે એ હાથ પણ બેઉ ભેળા જોડાયા, "હું તમારી ગાય છું" એ વાક્ય શેઠ મહાકષ્ટે બોલ્યા.

"ના ના, તારાથી નહિ. એ નરાધમ તો હટરનેજ લાયક છે એણે કસાઈની પેઠે એનાં દેણદારોની ચામડી ઉતરડી છે, માટે આપણે પણ આ છરાથી એની ચામડીમાં ચીરા પાડીશું" એમ કહી બીજો ધાડપાડુ મંડ્યો

વાળાને આઘો ખસેડી હંટર લઈ આગળ આવ્યો.

શેઠ તો ચૂપ થઈ આંખ મીંચી એ હંટરની વાટ જોવા લાગ્યા, પણ શેઠાણી એ દૃશ્યની કલ્પના માત્રથી કમકમી ઊઠી. તે દૂર બરીબડી ગાય જેવી ઊભી હતી તે, વાછડાને બચાવવા દોડી આવતી વાઘણ જેવી આગળ આવી. ઉપમામાં વાઘણ જેવી કહેવાવા છતાં તે વાઘણ પેઠે દુશ્મન પર હલ્લો ન કરી શકી તે તો પોતાના સ્ત્રી સહજ સ્વભાવ મુજબ કરગરવા લાગી આ ધાડુપાડુઓની ભાષા શિષ્ટ અને સરકારી હતી તેથી તેનામાં જરાક હિંમત પણ આવી હતી. તે બોલી. "ના ભાઈ તમારે પગે પડું છું. એમના વતી તમો બધાની માફી માગું છું એમના પર નહિ તો પછી મારા પર દયા કરો અને .... "

તેને આગળ બોલતી બંધ કરી શેઠ બોલી ઊઠ્યું "ના ના એ નરરાક્ષસને સજા કરવા તો અમે ધાડ પાડી છે."

"તમને મારા ભાઈ કરું. આટલી વાર અમને જવા દો. હવે એ જુલમ નહિ કરે" શેઠાણીએ કાકલુદી કરી,

"બહેન! તમે વચ્ચે ના પડો. આ બુધા વગર એવા શેઠાની સાન ઠેકાણે નહિ આવે." એમ કહી એક ધાડપાડુએ બંદૂકનો કુંદો બતાવ્યો.

"ના. ના. હું જામીન રહું છું હવે તો એ જરૂર સુધરશે."

"સુધરવું જ હોત તો તમારા જેવી દેવીની સોબતમાં આટલા વર્ષ સુધર્યા ન હોત, એવા નબરાક આગળ પ્રેમ ને ફ્લાવાથી નકામા છે એ તો હંટરથી જ સીધા થાય છે" એ બોલનાર પોતાનો હંટર ઊંચો નીચો કરવા મંડ્યો

પોતાની વિનંતિ નિષ્ફળ ગયેલી દેખી શેઠાણી શેઠને વીંટળાઈ વળી. જાણે કે એકાદ બાળના ઘડને એક વેલીએ પોતાની નાજુક દેહલતા અને પાંદડાંએ ઢાંકી દીધું. પછી શેઠાણી બોલી "લો પહેલાં મને માર મારી ખસેડો જીવતે જીવતા મને મારા ધણીથી અળગી કરી શકશો નહિ "

આ લોકો ખંધાદારી ધાડપાડુઓ હોત તો શેઠાણીનો હાથ પકડી તેને એક જ આંચકે દૂર ફેંકી દેત. પણ આ લોકો તેવા ઢોંગ ન હતા તેઓ આજ પરગણાના શેઠને હાથે તારાજ થયેલા જુવાનો હતા. શેઠનો અત્યાચાર જોયો જતો ન હોવાથી તેઓ ગુપ્તવેરી ગુનાનો ધંધો કરવા આવ્યા હતા છતાં તેમનો આત્મા સંસ્કારી હતો, તેથી તેઓ ન તો શેઠાણીનો હાથ પકડી તેને ખસેડી શક્યા કે ન તો શેઠ ઉપર હંટર ચલાવી શક્યા.

તેઓ તે બંનેને તેમના તેમ પડવા રહેવા દઈ તિજોરીની શોધમાં ફરવા લાગ્યા શેઠને હંટરથી મારી ન શક્યાથી તેઓએ મન જોડે બાંધછોડ કરી હતી "આ વાણિયાને તો હંટરના માર કરતાં ય ધન દોલતની ચોરીનો મૂઢ માર વધારે સાલશે."

પણ શરૂમાં ધાડપાડુઓને જોતા જ શેઠ પાછા પગે હઠી અબરી પડ્યા હતા, ત્યારે યુક્તિપૂર્વક બારી ઉપર જ પડ્યા હતા. એ બારીની તળેજ ભોંયમાં દાટેલી તિજોરી હતી. તેથી ચોરો આખું ઘર તળે ઉપર કરી વળ્યા તો પણ તેમને તિજોરી ન જડી. આખરે થાકીને તેઓ પાછા આ બારી પાસે આવ્યા

દરમિયાન શેઠાણી શેઠને કહી ગઈ હતી. "તમને નહતું કહ્યું કે તમારું પાપ એક દિવસ તમારો હિસાબ લેવા આવશે. હવે ડાહ્યા થઈને મને તિજોરી બતાવી દેવા દો" શેઠ મલગાએલા મલગાએલા કહેતા હતા. "ચૂપ ચૂપ સાંભળી જશે."

પણ શેઠની સાવધાની નકામી હતી તેમના ઉપર ચોકી કરવા ઊભેલો ધાડપાડુ તે સાંભળી ગયો હતો. તે ઘુરક્યો "શેઠ બતાવો છો કે

"મારા સસરાના સસરા આ ગામમાં આવ્યા હતા ત્યારે આ દોરી લોટો લઈને જ આવ્યા હતા તેથી એને હું પવિત્ર માનું છું. હું એને રોજ ઘસી ઘસી ઉજળો કરું છું ને પછી તેને ફૂલ ચઢાવી પગે લાગુ છું"

"એમ છે તો ભલે એ લોટો રહ્યો. લો બ્હેન અમે જઈએ છીએ. તમો વચ્ચે પડવાથી અમે શેઠને જવા દઈએ છીએ પણ હવે તમે તમારા ધણીને સુધારજો."

ધાડપાડુઓ ચાલ્યા ગયા, અને શેઠે ડુસકો મૂક્યો.

"હાય રે હાય મારું બધું લુંટાઈ ગયુ !"

શેઠાણી તેને ધીરજ આપવા લાગી. "એમાં તમારૂ શુ હતું કે તમને તેનો શોક થાય છે ?"

"કેમ આ બધુ મારું ન હતું ?"

"ના. એ બધુ આ ગામના ગરીબોનું હતુ. તમારૂં તો હતું આ દોરી લોટો અને તે તો બચી ગયો છે."

"એ દોરી લોટો શુ ખપમાં આવશે !"

"તમે ગુસ્સે ન થાવ. એજ દોરી લોટામાંથી આપણા બાપદાદાએ આવડી મોટી હવેલી બાંધી હતી, બીજી માલ મિલ્કત મેળવી હતી તો તમે કેમ કંઈ ન કરી શકો ? એ તો આપણી કામધેનુ ને અક્ષયપાત્ર છે. આજથી આપણે ફરી જીવનનો એકડે 'એક' માંડીયુ આજ સુધી આપણુ જીવન વિપરિત હતું હવે તેને સીધે માર્ગે દોરશુ

"એટલે ?"

"આજ સુધી તમે તમારી બુદ્ધિ લોકોને છેતરવામાં વાપરી હતી. તમે લોકોને ગરીબ બનાવી જાતે ધનવાન થયા હતા. લોકોને દુર્બળ બનાવી જાતે સબળ થયા હતા. બીજાને વ્યસની બનાવી પોતે વેપાર કર્યો હતો. હવે તમે એથી ઉલટું કરજો. પારકાને સંપત્તિવાન કરવામાં તમે તમારી જાતને ધનવાન માનજો, બીજાને શક્તિશાળી કરવામાં તમે તમારી જાતને શક્તિશાળી સમજજો"

"મને એવા અવળા વહેણે હોડી હંકારતાં નહિ આવડે."

"નહિ આવડે તો હું શિખવીશ. વળી એ વહેણ અવળાં નથી પણ એજ સાચેસાચ સવળાં છે"

"પણ તારું કહ્યું હું માનીશ ત્યારે ને !"

"નહિ કેમ માનો ! માનવુ જ પડશે. આજે મેં લુટારૂઓને પગે પડી તમને બચાવ્યા છે. એટલે હવે તમે મારા વેચાએલા છો. હું કહું તેમ કરવા બંધાએલા છો"

"એમ" શેઠે નવાઈ પામી ઉદ્ગાર કર્યો

ત્યાં તો અત્યાર સુધી ઘર ખુણામાં લપાઈ રહેલુ ગામ લો લો કરતુ વહારે ચડી આવ્યું. પાણી વહી ગયા પછી સૌને શૂરાતન ફુટ્યું હતુ.

■

---

મહમદના રે ચેલાએ એક દિવસ તેને કહ્યું, "ગુરુજી, મારા બીજા ભાઈઓ ઊંઘી ગયા છે પ્રાર્થના કરવા માટે હુ જ માત્ર જાગત રહ્યો છું" મહમદે જવાબ આપ્યો, "બીજાઓની બદબોઈ કરવાના બદલે તું પણ ઊંઘી ગયો હોત તો ઠીક થાત."

× × × × ×

ઈંગ્લેંડની ગાદી પર બેસનાર વિલિયમ પ્રિન્સ ઓફ ઓરેન્જે તેના રાજ્ય ચિન્હ પર કોતરાવ્યુ, "મેં ચોરી નથી પણ મને તે મળી છે." પ્રખ્યાત લેખક ડીન સ્વીફ્ટને રાણીએ આ વાત કરી, ત્યારે તેણે તરતજ ટીકા કરી, "ચોરીનો માલ લેનાર ચોરના જેટલો જ ગુન્હેગાર છે"

# પ્રભુની શોધમાં

"દીપુસ"

"તંત્રીજી" મુંબઈના એક અગ્રગણ્ય દૈનિકની ઑફિસમાં જઈ એક ગામડિયાએ પૂછ્યું, "તંત્રીજી, પ્રભુ ક્યાં છે?"

રોજ એવા અટપટા પ્રશ્નોથી જવાબ ન ગૂંચવાતો તંત્રી આ પ્રશ્નથી સહેજ ગભરાયો. ગામડિયાએ વધારામાં કહ્યું "દુનિયાના અનેક કોયડાઓનો તમે નિયમિતપણે રોજ ઉકેલ દર્શાવો છો તો મને પણ તમે માર્ગદર્શક નીવડશો. એ આશાએ હું તમારી પાસે આવ્યો છું."

હવે તંત્રી સ્વસ્થ થયો. તેણે કહ્યું "હું જ ઈશ્વર છું. તમે પણ જાણો જ છો કે દુનિયાના ઉત્તમ મુત્સદ્દી, વૈજ્ઞાનિક કે તત્ત્વવેત્તાને પણ હું સલાહ આપું છું. દુનિયામાં મારા કરતાં કોઈ મોટું નથી. દુનિયાના રાજકીય અને ઇતર બનાવો મારી ઇચ્છાનુસાર બને છે. ખરું કહું તો જગતની ગતિનું હું નિયમન કરું છું. માટે હું જ ઈશ્વર છું." ગામડિયાએ કહ્યું "તમે ઈશ્વર? આજ કેટલાંક વર્ષોથી તમારા અગ્રલેખો હું વાંચું છું. રોજ નિયમિતપણે લખાતા લેખોના તમારા વિચારો અસ્થિર છે. રાજકીય ઉથલપાથલ થતાં તમારા પત્રની નીતિ બદલાય જાય છે, ક્રાંતિ પામતા લોકમતને અનુસરી તમારા વિચારો પલટાતા જોઉં છું. એટલું જ નહિ પણ તમારા પત્રના માલીક બદલાય તેની સાથે તમારા વિચારો બદલાતા મેં જાણ્યા છે. રાજકર્તાઓ કે કોઈક લોકોને ખોટું ન લાગે તે માટે તમે કાળજી રાખી કહવું પણ સત્ય કહેતા નથી એ હું જાણું છું. તમે ઈશ્વર? તમે તો ગુલામોના ગુલામ છો. માત્ર સરકારી જાહેરખબરો મળે તેટલા ખાતર જ સરકારની ભૂલોને મહાન કાર્યસિદ્ધિ તરીકે વધાવો છો અને સત્યના અવાજ ને રૂંધો છો."

તંત્રીને આ ગામડિયો અસભ્ય લાગ્યો, પણ તેનું કહેવું સત્ય છે એમ તેને સ્વીકારવું પડ્યું. તેણે કલમ ટેબલ પર મૂકી દીધી. કોટ, ટોપી પહેરી તે ઊભો થયો અને ગામડિયાનો હાથ પકડી તેને કહ્યું, "ચાલો, હું તમારી સાથે પ્રભુની શોધમાં આવું, પણ એક શરતે—તમારે સભ્યતા જાળવવી. તમારે તડફડ ગમે તે વાતો ન કરવી."

[૧]

બેએક મહોલ્લા વટાવી તેઓ એક ભવ્ય મકાન આગળ આવ્યા. ત્યાં એક ખાદી-ધારી ગૃહસ્થ બીજા ખાદીધારીને હસ્તધૂનન કરી મોટરમાં બેસાડીને વળાવ્યા. મોટર ઉપડે તે પહેલાં બારણા પર હાથ મૂકી તંત્રીએ પૂછ્યું, "સાહેબ, કહેશો પ્રભુ ક્યાં છે?" આદિકાળથી સતત પૂછાતા આ સામાન્ય પ્રશ્નથી ખાદીધારી નવાઈ પામ્યો. તેણે કહ્યું, "આવો, મોટરમાં બેસી જાઓ" બંનેને મોટરમાં લઈ ચોપાટીની હવા ખાતા તેઓ દરિયા કિનારે થોભ્યા. ખાદીધારીએ કહ્યું, "ઈશ્વર ક્યાં છે? ઈશ્વર હું જ છું. હું પ્રાંતિક મહાસભા સમિતિનો સભ્ય છું, પ્રધાનોની નીમણૂકમાં મારો હાથ છે. આથી સરકારમાં મારું વર્ચસ્વ છે. હું પદાને આપી કે ઉથાપી શકું છું. હું જ ઈશ્વર છું"

ગામડિયાએ પૂછ્યું, "પણ તમે સત્ય બોલો છો? અહિંસા પાળો છો? એ બધાં વ્રતો પાળવા તમને અઘરાં નથી લાગતાં?"

"વ્રતો કેવાં? એ કડાકૂટની જરૂર નથી. ટીલાં ટપકાં કર્યાં એટલે સાધુ, તેમ ખાદી પહેરી કે મહાસભાવાદી. વધારામાં તમને દયા, સત્ય અને ચરખાની વાતો કરતાં આવડવી જોઈએ. ગાંધીજીનાં કેટલાંક વાક્યો મોઢે રાખવા અને સર્વોદયની ઉચ્ચ ભાવના

સમજાવતા આવડે તો બસ. એટલામાં અગ્નિ-અસ્ત્ર, વરુણાસ્ત્ર, ગુરુડાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર આવી ગયાં. આપણા ત્યાગોથી પૃથ્વી ભવ્ય બની છે અને બીજાઓ ભૂમિને ભારે પડતા છે એવી મગરૂરીથી બોલો તો તમે સમિતિના સભ્ય બની શકો" "પણ તમારે લોકોની સેવા કરવી પડતી હશે ને!" ગામડિયાએ પૂછ્યું.

ખાદીધારી મહારાજે કહ્યું "લોકોની સેવા! લોકો તો સેવા કરવા સરજાયેલા છે તે મારી સેવા ન કરે તો બીજાની કરશે, તો મારી સેવા કેમ ન કરે? લોકો તો શું પણ પ્રધાનો પણ મારું મન રાખી ચાલે છે તમે જ જોયું ને ઓફિસનું કામ છોડી પ્રધાન નીચે આવી મને તેની મોટરમાં વિદાય કરવા આવ્યા હતા ને! આ મોટર તેની જ છે તમે તમારા માણસોને મોટા હોદ્દા અપાવી શકો છો, વેપાર કરી કરાવી શકો છો, તમારો ધાર્યો લાભ મેળવી કે અપાવી શકો છો. પણ આ બધા માટે ત્યાગોની ખાદીની અને સર્વોદયની વાતો કરતા આવડવી જરૂરી છે."

આ ઢોંગીના વચનોથી ગામડિયો ઉશ્કેરાયો અને તેને તમાચો ચોડી કાઢતો હતો પણ તંત્રીએ તેને રોક્યો. છતાં તેણે ખાદીધારીને બે ચાર સંભળાવી તો દીધી અને બંને ત્યાંથી રસ્તે પડ્યા

[૩]

તંત્રીએ હવે ગામડિયા સાથે આગળ જવાને ના પાડી "તમે તો તદ્દન અસભ્ય છો આમ બધાને અપમાન કરતા તમે ચાલો તો હું તમારી સાથે આવી ન શકું." ગામડિયાએ આજીજી કરી કહ્યું, "હવેથી હું એમ ન કરું." તેઓ આગળ ચાલ્યા અને એક મંદિરમાં ગયા અને પૂજા કરતા મહારાજને પૂછ્યું, "ઈશ્વર ક્યાં છે?" પૂજારીએ કહ્યું, "ઈશ્વર અહીં જ છે અહીં ધન દોલત છે, લોકો પુષ્કળ દાન કરે છે, ધનાઢ્યો મોટી રકમો અને હીરા માણેક ભેટ આપે છે, અહીં અનાજની ગુણો પણ આવે છે ઉપરાંત દર્શને આવતાં સ્ત્રી-પુરુષો મારા દાસ દાસીઓ છે મારું એંઠું જમે છે, ચરણામૃત લે છે, મારું કહ્યું કરે છે. સંસારના સર્વે સુખો મને અહીં મળે છે પેલી પત્થરની મૂર્તિ એ ઈશ્વર નથી. હું જ ઈશ્વર છું. સમાજ પર મારી સત્તા ચાલે છે."

ગામડિયાએ વચન આપેલું છતાં તેનાથી બોલાઈ ગયું કે "આ ઢોંગને અડકી આપણે અભડાઈ ગયા. ચાલો સ્નાન કરી લઈએ." એમ કહી તે તંત્રીનો હાથ પકડી તેને મંદિર બહાર ખેંચી ગયો.

[૪]

પછી દરિયા કિનારે એક ખડક પર બેસી આનંદ માણતા એક સુંદર જુવાન આગળ ઊભા રહી ગામડિયાએ પૂછ્યું, "ઈશ્વર ક્યાં છે?" તે યુવકે હસતે કહ્યું, "ઈશ્વર! ઈશ્વર હું જ છું હું કામદેવ, પ્રેમનો દેવ છું શાસ્ત્રોમાં કહ્યું છે ને ઈશ્વર એ પ્રેમ છે અને પ્રેમ એ ઈશ્વર છે આ સંસાર મારા લીધે નભે છે હું જગતનું મહાન પ્રેરક બળ છું."

"પ્રેમ!" ગામડિયાએ અણગમો દર્શાવી કહ્યું, "એ સર્વ જૂઠું! તમારો પ્રેમ એ પ્રેમ નથી માત્ર કામવાસનાને તમે પ્રેમનું ખોટું નામ આપ્યું છે આજે આની સાથે પ્રેમ કરો છો, કાલે બીજા સાથે. નાટક, સીનેમાની રીતો માફક પ્રેમ મળે છે અને એ પ્રેમથી સંસાર નભે છે એ ગુલામગીરી છે. કોઈ ભૂખે મરતું હોય તેના પર તમને પ્રેમ થાય છે? કોઈ રોગીની સેવા કરવા જેટલો તમને પ્રેમ થાય છે? પરસેવો ઉતારી શ્રમ કરનારાઓનો શ્રમ ઓછો કરવા જેટલો તમને પ્રેમ થાય છે? સમાજમાં સુંદર ગણી ફરતી લલનાઓ, સીનેમા નટીઓ અને બજારમાં બેસતી સ્ત્રીઓમાં જ તમારો પ્રેમ મર્યાદિત છે. અને એ પ્રેમમાં તમે તમારાં અનેક કર્તવ્ય ચૂકો છો. આવા બદમાશ તમે ઈશ્વર!"

વળી સામડિયો તેના પર પ્રહાર કરતો હતો તેનો હાથ પકડી તન્વીએ કહ્યું, "ભાઈ એ પ્રેમ ને તું આમ અપમાન ન કર એ વિના તો હું પણ સમાજમાં મારું પદ ટકાવી ન શકું"

[૫]

અને તેઓ ચાલતા આગળ ને આગળ ચાલી તેઓ ઉદ્યાનમાં આવ્યા ત્યાં કોટ પાટલૂનથી સજ્જ થયેલો અટાર મારતો એક ગૃહસ્થ દેખાતો પુરુષ આવ્યો. તેને સામડિયાએ પૂછ્યું "ઈશ્વર ક્યાં છે?" પેલા ગૃહસ્થે કહ્યું "ઈશ્વર હું જ છું." એમ કહી તેણે ખિસ્સામાંથી વ્હીસ્કીની બાટલી કાઢી સામડિયા આગળ ધરી, "આ પીઓ અને તમે પણ ઈશ્વર થશો. દારૂ બધાં દુઃખો હરે છે અને તેની લહેરમાં તમે સાતમા સ્વર્ગે પહોંચો છો"

સામડિયાએ નમસ્કાર કર્યા, "સાતમા પાતાળથી તરત જ નિચા ઉતરતાં તમે સાતમા નર્કે પહોંચો છો. તમે ચારિત્ર્ય ભ્રષ્ટ થાઓ છો. તમારા કુટુંબના સુખમાં આગ મૂકો છો ધન, આરોગ્ય અને શાંતિનો નાશ કરો છો. એ ઈશ્વર નહિ પણ માનવજાતનો સેતાન છે તમે એક વાર મળ્યા પણ હવે ફરી ન મળશો." તન્વી અને સામડિયો આગળ ચાલ્યા.

[૬]

એક સુંદર બની ઠનીને ફરતી યુવતીને ઊભી રાખી સામડિયાએ પૂછ્યું "તમે જાણો છો ઈશ્વર ક્યાં છે?" તે યુવતી ખડખડાટ હસી પડી, "અલબત, હું એ નહીં જાણું તો કોણ જાણે! ઈશ્વર હું જ છું. મારે ચરણે જગત ઝૂકે છે. વેપારીઓ મારા પગની ધૂળ ચાટે છે મુત્સદ્દીઓ મારું હાસ્ય મેળવવા મરી ફીટે છે. ધનાઢ્યો તેમની આવકમાંથી મને ખંડણી ભરે છે. ધર્માચાર્યો મારી એક મીઠી નજર માટે સતત તલસે છે બોલો હું નહિ તો બીજું કોણ ઈશ્વર હોઈ શકે?"

સામડિયો તેના પર થુંકવા વિચાર કરતો હતો પણ તન્વીની કરડી નજરથી તેની એ ઇચ્છા તેણે અંકુશમાં રાખી અને હાથ જોડી તેણે લલનાને કહ્યું. "ઓ રૂપની રાણી, તારી વાતો છે તો ખરી પણ તારું રૂપ તેં કેમિસ્ટની દુકાનેથી લીધું છે. લીપસ્ટીકથી રંગેલા તારા હોઠ, પફ પાઉડર અને ક્રીમથી ભરેલા તારા ગાલો, આંજેલી આંખો અને રંગેલા નખો, આવું છીછરું લીંપેલું તારું રૂપ હવે વધારે ટકે એમ નથી. અને એ ફૂટી બદામ માટે અધમમાં અધમ નર પિશાચોને વેચાતી તું જગતનું અધમ અને તુચ્છ પ્રાણી છે."

લલનાએ રોષમાં કહ્યું, "જંગલી ગમાર, તું પ્રેમમાં શું સમજે? આવ તને હું નાચ શીખવું, કમળી નૃત્યો બતાવું, તને હું સંસ્કારી બનાવું."

"જોગમાયા, તું મારો પીછો છોડ. મારે તારા સંસ્કાર નથી જોઈતા. સંસ્કારના બહાના હેઠળ ચાલતાં અનાચારો મેં જાણ્યા છે અને આ તન્વીએ જોયા છે અને તારી પ્રેમની વાતોથી જગતના મૂરખાઓ આંધળા બને છે અને શુદ્ધિ અને બુદ્ધિ ગુમાવી બેસે છે અને આરોગ્યે ખુવાર બને છે, મદીવાળીઓ કરતાં તારા અનાચારો ક્રૂરતર અને વધારે છે. મહામાયા, પધારો તું ઈશ્વર નથી, પણ ઈશ્વરનો હરીફ—સેતાન છે."

આ અપમાનયુક્ત શબ્દો સાંભળી યુવતીએ સામડિયાને બે તમાચા ચોડી કાઢ્યા. હર્ષને પોતાની વિશાળ અને [illegible] ફરાવતો સામડિયો પોતાના ગાલ પંપાળતો ત્યાંથી નીકળ્યો. તન્વીએ પૂછ્યું, "કેમ, મધુર સ્મરણમાં મોં પર હાથ ફેરવો છો?" સામડિયાએ કહ્યું, "તન્વીજી, તમે સભ્યતા, સંસ્કાર એવા શબ્દોથી મને ડરાવ્યો ન હોત તો હું એ પિશાચણીને ઉંચકીને દરિયામાં

ફેંકત. આમ થાત તો ઠીક જ થાત. કેટક મૂર્ખાઓ એની પ્રપંચી જાળમાંથી ઉગરત."

રસ્તે જતા દાક્તરને આજ પ્રશ્ન પૂછ્યો, તેણે પણ બીજા માફક ઈશ્વર હોવાનો દાવો કર્યો, ત્યારે બામડિયાએ તેને યમદૂત કહ્યો, વકીલને એ પ્રમાણે સેતાનનો બચ્ચો કહ્યો, વેપારીને દેશદ્રોહી કહ્યો, સમાજસેવકને દંભી કહ્યો અને સમારંભ રચવામાં અને સભામાં હાજરી આપવામાં પોતાનું કર્તવ્ય પૂર્ણ થયેલું સમજનાર સમાજસેવિકાને શું કહ્યું તે શિષ્ટાચાર ભંગની દહેશતે અહીં ઉલ્લેખ કરી શકાય એમ નથી.

[૭]

રખડાટથી તંત્રી તદ્દન થાકી ગયો હતો અને બામડિયાને હવે એ શોધ પડતી મૂકવા માટે તે આજીજી કરતો હતો પણ બામડિયાનો ઉત્સાહ તો વધારે જાગૃત થયો હતો. તેની શોધમાં તે સ્હેજે શિથિલ બન્યો નહતો. ત્યાંથી ખાદીની અને ધોળી ટોપી પહેરેલો એક આધેડ પુરુષ હાથમાં એક નાનો રેંટિયો લઈને ઉતાવળે પસાર થતો હતો. તેને બામડિયાએ પૂછ્યું, "ઈશ્વર ક્યાં છે?" પેલો પુરુષ બોલ્યો નહિ. એટલે આ શોધકો તેની સાથે ચાલ્યા. પેલા પુરુષે કહ્યું, "ઈશ્વર ક્યાં છે તેની મને ખબર નથી. તે જાણવાની મને ઉત્કંઠા નથી. મારા ગુરૂ બાપુએ બોધ આપ્યો હતો કે 'સત્ય ઈશ્વર છે અને ઈશ્વર સત્ય છે' એટલું જ્ઞાન મારા માટે પૂરતું છે. ખોટી કડાકૂટમાં હું પડતો નથી. ખરું પૂછો તો મને એ વિચારવા અવકાશ જ રહેતો નથી."

બામડિયાએ કહ્યું, "પણ તમે જરા ઊભા રહીને તો વાત કરો" પેલા ગૃહસ્થે કહ્યું, "મને ઊભા રહેવાને વખત નથી, એક માણસને ભણુ વગરની કેદની શિક્ષા થઈ છે. તેની ગેરહાજરીમાં તેની પત્ની અને નાની બાળકો તેમનો જીવનનિર્વાહ કેવી રીતે કરે એ પ્રશ્ન ઊભો થયો છે તેમને રેંટિયો આપવા હું જાઉં છું જરૂર પડશે તો તેમને કાંતતાં શીખવીશ."

બામડિયો અને તંત્રી પેલા સાથે રહેવા કૂદતા ચાલતા હતા. બામડિયાએ કહ્યું, "પણ તમે આખો વખત શું કરો છો?"

પેલાએ હસીને કહ્યું, "જગતમાં ઘણું કામ પડ્યું છે કોઈ માંદા હોય તેની સારવાર કરું છું, બેકાર હોય તેને કાંતતાં પીંજતાં શીખવું છું, વ્યસની હોય તેનાં વ્યસનો ઘટાડવવા કોશિશ કરું છું, અભણ હોય તેની પાસે એકડા ઘૂંટાવું છું, કોઈને કાયદો કરાવતો હોય તેની પડખે જઈ ઊભો રહું છું. ખરું પૂછો તો મને વખત જ રહેતો નથી સવારે ઊઠી એક ભજન ગાઈ હું કામે લાગું છું ને રાત્રે બીજું ભજન ગાઈ જ્યાં સુવાનું મળે ત્યાં પડી રહું છું. મને માત્ર એકજ અફસોસ થાય છે જગતમાં ઘણું કરવાનું પડ્યું છે તેમાં મારો પ્રયત્ન માત્ર નહિવત છે પણ મારા કામથી મને સંતોષ થાય છે હું જ્યાં જાઉં ત્યાં લોકો મને તેમનો ગણી આવકારે છે. જેને કામ કરવું છે તેના માટે ઢેર ઢેર કામ પડ્યું છે".

બામડિયાએ પૂછ્યું, "પણ તમે લોકોને ચરખો ચલાવવા સલાહ આપો છો, તે ખોટું છે. એમાં માનવશક્તિનો દુર્વ્યય થાય છે એવું અર્થશાસ્ત્રીઓ કહે છે ને એટલો શ્રમ કંઈ બીજા પાછળ કરવામાં આવે."

પેલા ભાઈએ હસીને કહ્યું, "હું અર્થશાસ્ત્ર સમજતો નથી પણ આ દેશના અનેક બેકારોને તમે શું કામ આપી શકો એમ છો? પરદેશથી વસ્ત્રો લાવવા તમારી પાસે પૈસા નથી નકામો જતો વખત કાંતવામાં ગાળવામાં આવે તેમાં શક્તિનો દુર્વ્યય કેવી રીતે થયો? અર્થશાસ્ત્રીઓને કહેજો કે

તમે લોકોને બીજું કંઈ કામ આપી શકો એમ છો ? જો તેમ કરી શકાતું હોય તો તેઓ ભલે રેંટિયો ન કાંતે પણ એવી વ્યવસ્થા થઈ શકે એમ નથી. અગાઉ કદી ન મળી એટલી રેંટિયો કાંતવાની આજે જરૂર ઊભી થઈ છે. ચીન કાંતવા અને વણવાના ગૃહઉદ્યોગોથી ટકી રહ્યું છે. તેને વસ્ત્રો માટે પરદેશ પર અવલંબન રાખવું પડતું નથી. ભારતના લોકોએ બે વાર રોટલો ખાવો હોય તો કાંતવું એ જરૂરનું છે." આટલું કહી તે "જય, જય" કરી શીઘ્ર ગતિએ તંત્રી ને ગામડિયાને વિચારવિમાસણમાં મૂકી ચાલતો થયો.

[૮]

"મારી શોધનો અંત આવ્યો છે." ગામડિયાએ કહ્યું, "ઈશ્વરની શોધ કરવાનો પણ સમય ન રહે એવાં લોકોપયોગી કામમાં પ્રવૃત્ત રહેવાનો હવે હું નિર્ણય કરું છું."

"ચાલો, હું પણ મારી નોકરીનું રાજીનામું આપી તમારી સાથે આવીશ" તંત્રીએ કહ્યું, "આપણે ભક્તિસંઘના સભ્ય થઈ બાકીનું જીવન વ્યતીત કરીશું."

## નરસોપંત

લેઇવીબાઇના કેસમાં જાણીતા થયેલા શામળ બેચરના મુનીમ બાબાજી નાફડેનો વડોદરા રેસિડન્સીનો દેશી રેસિડંટ નરસોપંત મોટો મિત્ર હતો. પૂર્તીમાં નાફડે વિષેનો લેખ પ્રગટ થયો હતો તે વાંચનારાઓને તો આની ખબર છે જ. એ નાફડેએ શામળ બેચરની પેઢીએ વડોદરાના સાવકારોને ખાતે ઘણા વર્ષો પર ૯૦૦૦ રૂપિયા ધીર્યા હતા એવી રકમ કાઢી. ખરી રીતે રકમ ચૂકતે જવાબ ચૂકી હતી પણ નાફડેએ બે રકમો વચ્ચે પાછળથી એ ખોટી રકમ ઉમેરી દીધી. અને વ્યાજ સાથે તે રકમ હવે ઘણુ લાખની થઇ છે એવી નાફડેએ માગણી કરી. જેમ્સ આઉટરામે આ તુચ્ચાઈ પકડી. પણ તે દરમ્યાન તેની તબીયત બગડી અને હવા ફેર માટે ઇજીપ્ત જવા નીકળ્યો પણ તેને મુંબઇ ૭ અઠવાડિયાં રહેવાનુ થયુ તે સમય દરમ્યાન તેણે નાફડે પર કામ શરૂ કરવાને સરકારને વારવાર આગ્રહ કર્યો પણ તેનુ કોઇ સાંભળે નહિ તેને ઉડાઉ જવાબ મળે "કાગળિયાં લંડન ઓફિસના દફતર છે તેના અભિપ્રાય સહ વધારો મળે પછી વાત." ઠીક કાગળિયાં કાઢ્યાં નહિ; પણ આઉટરામ સ્ટીમરમાં બેઠો કે તે તરત નીકળ્યાં. નાફડેએ કશો ખાસ ગુન્હો કર્યો નહતો. શામળ બેચરના ભંડારી તરીકેના હોદ્દો લઇ લેવાનો કશો અર્થ નથી. અને નવ હજારની રકમ તેને વ્યાજની રકમ ગણવામાં આવી. અને વ્યાજ ગણતાં મૂલ થાય પણ! નાફડે નિર્દોષ છૂટ્યો!

ઓરંગજીપોળની મઈ જાગીરીની ગેરવ્યવસ્થા કરી હજારોની રકમ ખાઇ જવાના કાર્યમાં આઉટરામે નરસોપંતને પકડ્યો. પુરાવા એવા મજબૂત હતા કે નરસોપંતે રાજીનામુ મૂક્યું. પણ આઉટરામ દરિયાના પ્રવાસે નીકળ્યો કે નરસોપંત સામેનો કેસ બધો મરી ગયો. નરસોપંત કંપનિનો પ્રમાણિક વિશ્વાસુ અને વફાદાર નોકર નીવડ્યો. એટલું જ નહિ પણ આઉટરામની જગાએ કામ કરતા ફ્રેંચે લખ્યુ કે "નરસોપંતને ગુમાવવો એ તેને ઠીક લાગતુ નથી" મુંબઇ સરકારે લખ્યું, "જેમ આઉટરામ સામે નરસોપંતને અણબનાવ હતો તેથી તેણે રાજીનામુ આપ્યુ હતું. પણ આઉટરામ હવે રેસિડંટ પદે નથી એટલે નરસોપંત પોતાનું રાજીનામું પાછુ ખેંચી શકે છે અને પોતાના અગાઉના હોદ્દા પર હાજર થઇ શકે છે". આઉટરામ પાછો વડોદરા રેસિડંટ તરીકે આવ્યો ત્યારે નરસોપંતને દેશી રેસિડંટ તરીકે જોઇ તેને શુ થયું હશે તેની કલ્પનાજ કરી જુઓ!

વડોદરે અને મુંબઇમાં આવી ખટપટો ચાલતી. આ ખટપટમાં ન્યાય કોને અને કેવો મળ્યો હશે!

(૨)

જેમ્સ આઉટરામ ઇજીપ્તમાં હવા ખાવા ગયા હતા, ત્યારે તેના સબંધી વડોદરામાં કંઇ કંઇ વાતો ચાલતી હતી. તેનો તાવ વધી ગયો છે, શરીર ફીક્કુ થઇ ગયું છે, તેને કાળો તાવ લાગુ પડ્યો છે, પક્ષાઘાત થયો છે અને આઉટરામ મરી ગયો છે. ખટપટીઆઓએ જોશી પાસે જોશ જોવડાવ્યા અને આ ભવિષ્યવેત્તાઓએ આ સામાન્ય પ્રચલિત વાતને સમર્થન મળે તેવી વાતો કરી.

રેસિડંટ આઉટરામ ૧૮૫૦ ના જુનમાં વડોદરા પાછો આવ્યો. પણ નાફડે અને નરસોપંતને તેની હવે પરવા ન હતી.

રેસિડંટના હાથ હેઠા પડયા હતા અને આ બદમાસો શહેરમાં વિજયવંત થઈ ઘૂમતા હતા. આઉટરામ તેમને શિક્ષા કરવામાં નિષ્ફળ નીવડયો હતો પણ આ બહાદૂર નર નિરાશ થયો ન હતો. જે દેશી રેસિડંટને જોતાં જ આઉટરામનું મોઢું દિવેલ પીધા જેવું થઈ જતું તેની સામે કામ કરતાં તેને કંટાળો છૂટતો, પણ આઉટરામે ધીરજ રાખી.

પૂણુંના જ્યા એજંટના તાબામાં આપણે જોઈ ગયા, તેમ નાકડેની સાથે કામ કરતા ગુમાસ્તાઓએ નાફડેનું જોઈતીબાઈ સામેનું આખું કાવતરું બહાર પાડ્યું. બધા પૂરાવા સામે નાફડે નિર્દોષ છૂટી ન શક્યો. નાફડેના ભયંકર ગુન્હાઓ છતાં તેને માત્ર ૫૦૦ હજાર જ દંડ અને સાત વરસની જ કેદ થઈ એ ખોટું થયું છે એમ આઉટરામે લખાણ પણ કર્યું.

અને નાફડેનો ખાસ મિત્ર નરસોપંત પણ જોઈતીબાઈના કેસમાં સંડોવાયો હતો. નાફડેને કેટલાંક અપકૃત્યોમાં તેણે મદદ કરી હતી એટલું જ નહિ પણ વીસ હજાર રૂપીઆની લાંચ પણ સ્વીકારી હતી. પોતાના માનીતા નરસોપંતને મુંબઈ સરકાર બચાવી શકે એમ ન હતું વળી આઉટરામે નરસોપંતના ગુન્હાઓની મોટી યાદી મૂકી એની સામે ટીકા કરી હતી અને તેમાં મુંબઈ સરકારના સભ્યોને પણ છાંટા ઉડતા હતા. સરકારે આઉટરામને કહ્યું, "આ તમારી કડવી ટીકા કાઢી નાખો" આઉટરામે કહ્યું. "નરસોપંતનો કેસ તમે ઢીલો ન કરો અને તેને યોગ્ય શિક્ષા કરો તો હું એ ટીકા રદ કરું" આઉટરામને આ માટે વચન આપવામાં આવ્યું પરંતુ જહોન આઉટરામનો સખત અભિપ્રાય કાગળ પરથી દૂર થયો કે મુંબઈ સરકાર તેનું વચન નિરાંતે ભૂલી ગઈ નરસોપંત પર કમીશન કામ ચલાવશે એવો સરકારે હુકમ કર્યો. સરકારે તેને ઠેતર્યો છે એમ આઉટરામ સમજ્યો પણ શું થાય? કમીશને ચોખ્ખા શબ્દો લખી ચુકાદો આપ્યો. પણ મુખ્ય આરોપમાંથી એને મુક્ત કરવામાં આવ્યો, લાંચના ગુન્હાઓ માટે મજબૂત શક દેખાતી હતી પણ શકનો લાભ આરોપીને આપવામાં આવ્યો. પણ સરકારી કારભારીઓ પરત્વે કરેલી ગુલમાલ અને જાસૂસવાટ પાસે પણ લાખ રૂપિયા ખોટી રીતે કઢાવવાના પ્રયત્નનો ગુન્હો સાબિત થતો હતો. મુંબઈ સરકારે તે માટે તેને શિક્ષા કરવાનું ઉચિત ધાર્યું નહિ, તેનાં નામ, ખોરાક, ઈનામદારી જપ્ત ન કરી, માત્ર નરસોપંતે ચુપ ચુપ નોકરીમાંથી છૂટા થવું એટલું જ ફરમાન કાઢ્યું!

નાફડેને માત્ર સાત વરસની કેદ અને નરસોપંતને નોકરીમાંથી છૂટું થવું પડ્યું. બદમાશોને આવી હળવી સજા થઈ તેથી જોઈએ આઉટરામને સંતોષ ન થયો. પણ મુંબઈ સરકારેજ અજાણપણે આઉટરામને તેણે ઉપાડેલી આ જેહાદમાં મદદ કરી. ખટપટી ઓનું નિકંદન કરવા માટે આઉટરામે કમર કસી હતી. જાહેર જીવનમાં પ્રમાણિક પણ પ્રવર્તે એવી આઉટરામની મહેચ્છા હતી ખટપટની વાતોથી મુંબઈ સરકારને લાગ્યું કે તેનું નામ પણ વગોવાયું છે એ નિંદા દૂર કરવાના આશયથી સરકારે મુંબઈ ઇલાકાના સ્થાનિક અધિકારીઓ પર એક પરિપત્ર મોકલ્યો "મુંબઈમાં ' કહેવાતી ખટપટો ચાલે છે એવી હાસ્યજનક માન્યતા છે તે સંબંધી સ્થાનિક તપાસ કરી લખશો." દરેક અધિકારીઓએ "મુંબઈ સરકાર પ્રમાણિક છે, અમે તેમના આજ્ઞાવર્તી નોકરો છીએ" એવા તરત જવાબો મોકલ્યા. આઉટરામનો જવાબ ઉલટો આવ્યો. તે એક પત્ર ન હતો. પણ મોટું પાર્સલ હતું. મોટા કદના પાર્લામેન્ટરી રિપોર્ટના છાપેલા ૨૦૦ પાના થાય તેટલું તે લખાણ હતું. લોકોની ખટપટ વિષેની માન્યતા ખરી છે એવી વિગતો અને

# છેલ્લા દોઢ દાયકાની કવિતા

કુંજવિહારી મહેતા

## ૨

આમ છેલ્લા દોઢ દાયકાના કવિઓની વ્યક્તિગત કાવ્યપ્રવૃત્તિ ઉપર બહુ ઝડપથી નજર ફેરવી લઈને એ સમયની કવિતાના ગુણદોષની ચર્ચા કરીએ એ પહેલાં ૧૯૪૦–૪૧ ની આસપાસ શરૂ થએલી એક બીજા પ્રકારની કાવ્યપ્રવૃત્તિનો ઉલ્લેખ કરવો અતિ આવશ્યક છે આ પ્રવૃત્તિને મુશાયરા તરીકે ઓળખવામાં આવે છે અને નર્મદ દલપતના સમયની સભારંજની કવિતાના જેવી મહફિલો એમાં ભરાય છે એ મહફિલોમાં વિષયનું સાતત્ય, કલ્પનાની ઉન્નતતા કે વિશુદ્ધ ભાવનું નિરૂપણ નથી. એમાં તો છે શબ્દોની રમત, લોકોની સહજવૃત્તિને ઉશ્કેરી તેમનાં મન રંજન કરવાનો આશય આડંબરી ભાષા, ભાવુક ભાવાવેશ અને શબ્દોની ખાલી રમત. આ સિવાય એમાં બીજું કશું જ નહી હોવાથી એમના બમે એટલા જોર-દાર દાવા છતાં એને કવિતાનું નામ આપી શકાય એમ નથી. છતાં આ પ્રવૃત્તિની અસર અને પ્રચાર એટલો જોરદાર છે, માન મેળ-વવાની તકનું પ્રલોભન એટલું પ્રબળ છે કે ઉમાશંકર, મનસુખલાલ આદિ પણ એનાથી બચી શક્યા નથી. આવી કવિતાથી લોકોની રૂચિ ઘણી ઉતરતી થઇ જવાનો પૂરતો સંભવ છે, અને એની વધારે માઠી અસર તો એ છે કે સાહિત્યનાં મૂલ્યનાં યોગ્ય નક્કી કરવાનું કામ એથી કપરૂં બને છે.

આમ બળવતરાય ઠાકોરથી શરૂ થએલી આધુનિક ગુજરાતી કવિતા શ્રી ઉમાશંકર અને સુન્દરમમાં સંપૂર્ણ પણે વિકસી અનેક વિધ રીતે જુદા જુદા કવિઓમાં ઉતરી આવી છે. પરન્તુ એ કવિતાને ઘડનારાં બળો ઘણાં છે. એ સૌમાં છેલ્લાં વીસ વીસ વર્ષમાં આવેલો રાષ્ટ્રજાગૃતિનો જુવાળ અગત્યનો છે. એ વર્ષો દરમ્યાન ઇતિહાસમાં અનેક એવી લડતો લડ્યા છીએ, રાષ્ટ્રોત્થાન અને પ્રજા-જાગૃતિના વિરાટ પ્રસંગો અનુભવ્યા છે, જ્વલંત પ્રેરણા પીને આપણી અસ્મિતાનું ભાન કેળવ્યું છે અને એ સૌનું પ્રતિબિંબ સાહિ-ત્યના બીજા પ્રકારોની જેમ કવિતામાં પણ પડ્યું છે. આપણામાં આવેલા આ નવા ચેત-નથી કંઇક નવું કરી નાખવાની તમન્ના જાગી છે. જૂની રૂઢિ અને પ્રણાલિકાઓનાં બંધનો તોડવા અપૂર્વ સામર્થ્યથી આપણે મથ્યા છીએ દૃષ્ટિમાં થએલા પરિ-વર્તનથી કવિતામાં આપણને નવા વિષયો મળ્યા છે. સૌથી પ્રથમ તો આપણી અસ્મિતાથી સભાન થઇ એનાં ગુણગાન ગાયાં છે. પ્રકૃતિદર્શનની વાસ્તવિકતાથી મનુષ્યજાતિનાં દુ:ખદર્દો, તેની પીડા, તેના પર થતા અન્યાયો, દલિતો અને પીડિતોનું થતું શોષણ વગેરે પિછાન્યાં છે, પહેલાના કવિને જ્યાં બધું સુભગ, સુખદ અને સુંદર લાગતું ત્યાં આપણા નવીન કવિને બધું અન્યાયી, દુઃખદ અને જુલ્મી લાગે છે પહેલાનો કવિ જ્યારે ભાવનાના સામ્રાજ્યમાં મસ્ત રહેતો ત્યાં આજના કવિને જીવનની વાસ્તવિકતા અને કઠણાઇની ઉપેક્ષા કરી ભાવનાની ભૂલભૂલામણીમાં ભમવું ગમતું નથી એ તો મેઘાણી કહે છે તેમ કહે છે

"ધરતીને પટે પગલે પગલે મુઠી ધાન વિના નાના બાળ મરે, ત્યારે દાવ રે દાવ કવિ! તને પૃથ્વી ને પાણી તણાં રંગ ગીત ગમે!" આનું એક બીજું પણ કારણ છે અને તે એ કે ગઇ પેઢીના કવિઓ મોટા ભાગે સમાજના ઉપલા થરના અને પૈસે ટકે સુખી હતા, જ્યારે આજનો કવિ સમાજના અમે તે વર્ગના અને જીવનની [illegible] કઠણા-

દુઃખો વેઠતા હોય છે એથી પણ જીવનની વાસ્તવિકતાનો એમને ઘણો અનુભવ હોય છે. જીવનના સંગ્રામમાં એમને ઝઝૂમવાનું હોય છે એથી એમની કવિતામાં પણ એનું પ્રતિબિમ્બ પડે છે

આ સમય દરમ્યાન લખાયેલાં પ્રણય-કાવ્યોમાં પણ ઊર્મિ અને ભાવની ઉષ્મા, સંવેદનની તીવ્રતા અને નવી શૈલી દેખાય છે વિરહ અને મિલનનાં કાવ્યોમાં નવીન કલ્પના અને નવા ભાવ આણવામાં અંગ્રેજી અને બંગાળી કાવ્યોના અભ્યાસે ઘણો ભાગ ભજવ્યો છે

"સાંજે-સન્ધ્યા ટાણે,
પ્રતીચીને ભાલે ટિલડી ટમકે શુક્રબિન્દુ
પથક ઝગે જ્યોત ઝલિકા

.. ... ..

સખા દ્વિતીયારે પળ ઉમંગથી ઝૂલી રહી
ઉભય મળશું આપણ તહીં
(ઉમાશંકર 'ગંગોત્રિ')

શ્રી ઉમાશંકર આ સરસ ઊર્મિ-કાવ્યમાં ટાગોરના 'રાજારાણી' નામના નાટકની કલ્પના પ્રતિબિમ્બિત થાય છે. એમાં નાયક નાયિકાને છૂટા પડતી વખતે શુક્રનો તારો પ્રત્યેક સાંજે જોવાનું કહે છે અને પોતે પણ એ જોશે એટલે એ રીતે મિલન સધાશે એમ જણાવે છે

"રડે છે પ્રકૃતિમાતા,
ઝૂરે છે દિલ દુઃખડાં,
અમી પી ન ધરાતાં,
ને કપૂતો રક્ત રેલતાં
"પ્રકૃતિમાં રમતા એ,
ડુંગરે સેલ ને હિમે,
શાન્તિની સ્વપ્ન ભરા પે,
કદી માનવીને મળે!"
(ઉમાશંકર)

× × ×

"એક આંખે તારી અમૃત વરસે ને
બીજી ઝરે છે અંગારા,
ત્રીજી આંખે હસી શું એ અર્પીશ
જીવન કે મોત કાળાં!"
"શાને ઝંઝાનિલ હે અગમ્ય વતન આ,
અર્થ આ યુદ્ધ લિપ્સા"
"આભ રુવે એની નવલખ ધારે,
રેણુ બજે નોધાર,
માઝમ રાતનો મેવલો બાજે,
વીજ કરે ચમકાર."
(સુન્દરમ્)

"હે રુદ્ર! હે ભીષણ! હે કરાલ!
ફુંફાડીને આજ સમસ્ત શૃંગો
રે છોડ તારા હિમધોધ ભવ્ય
ભભૂત કોટિ ધનઘોર કંદરા"
(નાથાલાલ દવે)

જેવાં પ્રકૃતિ કાવ્યોમાં પણ એવી જ નવીનતા છે પ્રકૃતિનું દર્શન કેવળ રમ્ય અને સૌમ્ય નથી. આપણા નવીન કવિઓએ પ્રકૃતિને પણ એના રૌદ્ર અને ભીષણ સ્વરૂપમાં નિરૂપી છે. આમ છતાં પ્રકૃતિના ઝંઝાવાતમાં કવિ પ્રેરણા શોધે છે. પ્રબળ ઝંઝાવાતથી જીવનની જડતા દૂર કરવા એ પ્રકૃતિને વીનવે છે પ્રકૃતિના ખાસ દર્શનમાં પણ કેટલીકવાર એને રમ્યતા દેખાય છે. ઉમાશંકર કહે છે તેમ

"નિશીથ હે રુદ્રરમ્ય નર્તક
પડે પાય તો લયોચિત
વસુન્ધરાની મૃદુરજ ભોમે."

આ બધી નવીનતા અને વિશિષ્ટતાઓની સાથે નવીન કવિતાના દોષો પણ કંઈ ઓછા નથી વિચારપ્રધાન કવિતાનો સિદ્ધાન્ત પ્રચલિત થવાને સારો જેવો સમય પસાર થઈ ગયો છે છતાં જેને સાચા અર્થમાં વિચારપ્રધાન કહીએ એવાં તો ઠાકોરનું 'આરોહણ,' ઉમાશંકરનું 'વિરાટ પ્રણય,' સુન્દરમનું 'બુદ્ધનાં ચક્ષુ' અને શ્રી. સ્નેહરશ્મિનું 'પ્રકોષ્ઠતમ બાહુસ્પામ' જેવાં ખરાં વિચાર પ્રધાન કાવ્યો તો મળવાં અઘરાં

જ મળ્યાં છે. સાહિત્યના બીજા પ્રકારોની જેમ આપણે કવિતામાં કોઇ નવો વિચાર આપ્યો નથી. ઊલટું કેટલીકવાર વિચારનું દારિદ્રય વર્તાય છે. એકની એક વાત જાણે વાગોળાયા કરાતી હોય એવું પણ દેખાય છે. આ દાયકામાં શ્રી ઉમાશંકર અને શ્રી સુન્દરમ્ મુખ્ય ધ્વનિ રહ્યા છે અને એ ધ્વનિના બીજાઓએ પડઘા જ પાડયા છે.

ઉપરાંત વર્તમાન સમયના કવિને જીવનનાં મૂલ્યોમાંથી શ્રદ્ધા ઓછી થતી જાય છે અને એથી એમના કાવ્યોમાં પણ એવી શ્રદ્ધાનાસ્તિ (cynicism) નાં દર્શન થાય છે. ૧૯૪૨ ની મહાન લડત આવી ને ગઇ, ત્યાર પછી અનોખો એવો સૌથી મોટો પ્રસંગ આવ્યો સ્વાતંત્ર્ય પ્રાપ્તિનો, અને છેવટે ગાંધીજી જેવી મહાન વિભૂતિનો દેહવિલય થયો. એવા હૃદયને હલાવી મૂકે એવા પ્રસંગોની પરંપરા બની જઇ હોવા છતાં આપણી ગુજરાતી કવિતા નમાલી જ રહી. ગાંધીજીના મૃત્યુ પછી એમના ઉપર લખાયેલાં અસંખ્ય કાવ્યોમાં એકાદ બે કાવ્યો ઠીક કહી શકાય એવાં છે. આ સ્થિતિ છે કે આપણા કવિઓની સર્જન શક્તિમાં જબરી ઓટ આવતી જાય છે.

કલાનો પ્રધાન હેતુ રસ છે નહી કે પ્રચાર, આપણા નવીન કવિઓ કોઇ ને કોઇ સિદ્ધાન્ત કે વાદનો પ્રચાર કરતા પણ માલૂમ પડે છે ઉમાશંકરનું 'હળોતાનુ ગીત' આનુ ઉદાહરણ છે આવા પ્રચાર ખાતર કરતા પ્રચારથી કવિતાનો રસ ઓછો થાય છે. જ્યારે ...કવિઓ ભાવનાવાદી હતા પરંતુ અને સુન્દરમમાં સ... માર્ક્સવાદની અસર હતી વિધ રીતે જુદા જુદા હોવા... તો બન્યા પણ છે. પરન્તુ એ કવિતાને ઘડનારાં બળો એટલે છે. એ સૌમાં છેલ્લાં વીસ વરસથી ... કરતી આવેલો રાષ્ટ્રજાગૃતિનો જુવાળ.

વિષય પસંદગીની પણ કોઇ મર્યાદા નહીં રહેવાથી અને તે વિષય ઉપર કાવ્યો લખાતાં થયાં એટલે કાવ્યનું ગૌરવ, ચમત્કાર અને ઔચિત્ય પણ ઓછાં થયાં. વિષય ભલે તે પસંદ થાય છતાં એનું નિરૂપણ ચમત્કારયુક્ત અને ચારુતાવાળું હોવું જોઇએ. એવી ચારુતા કે ચમત્કાર ઘણાંખરાં કાવ્યોમાં મળતાં નથી. પરિણામે લખવા ખાતર કાવ્યો લખાતાં હોય એવું લાગે છે. શ્રી. સુન્દરમનું 'પચાસનાં પત્તાં', નાથાલાલ દવેનું 'કમનશીબ' કાવ્ય આનાં ઉદાહરણો છે.

જેમ વિષય વિષે તેમ કવિની ભાષા વિષે પણ અનેક નવા પ્રયોગો થયા. તેમાં સૌથી પ્રથમ તો છંદો ઉપર પ્રભુત્વ આવતાં જ છંદના ખંડો પાડવાનું અને વાતચીતની ભાષા વાપરવાની વૃત્તિ વધી. વાતચીતની ભાષા કાવ્યમાં લાવવાનો પ્રયાસ પ્રશંસનીય છે છતાં એનું ઔચિત્ય સંભાળ પૂર્વક જળવાવવું જોઇએ. જ્યાં કાવ્યનું સ્વરૂપ 'પ્રાચીના' માં છે તેમ કવિતાદેહી નાટ્ય નાટક જેવું હોય ત્યાં એ વધારેમાં વધારે ખીલી શકે. પરંતુ ઊર્મિકાવ્ય અને કથા કાવ્યમાં એનો પ્રયોગ સંભાળ પૂર્વક કરવામાં નહીં આવે તો અસભ્યત્વવાળી કેવળ ગદ્ય જેવી જ પંક્તિ નીપજે

"તમે આહિ જ બેઠા છો ? આવો અહીં સમીપમાં"

"તરત જ મને ઉત્તર મળ્યો" (ઇન્દુલાલ ગાંધી) આવી પંક્તિઓમાં જરાય કાવ્યનું તત્વ રહ્યું છે ખરૂં ?

નવીન કવિઓના કાવ્યોમાંથી સુઘડતા પણ ઓછી થતી જાય છે એ સૌને પ્રસ્તારનો શોખ વધ્યો છે. કાવ્યમાં થતા પ્રસ્તાર અને પુનરુક્તિને લીધે કાવ્યનુ કલેવર શિથિલ બને છે, ભાવની તીવ્રતા પણ ઓછી થાય છે. આ બધા દોષો મનસુખલાલના

'અભિસાર' માં, બાલાશંકરની 'કેડી' માં ઇન્દુલાલમાં અને મેઘકમાં પુષ્કળ પ્રમાણમાં જણાય છે

વળી કેટલીકવાર માસિકોમાં ને સંગ્રહોમાં કુકાવ્યો પણ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. 'કવિતા" માં પ્રસિદ્ધ થએલું 'પ્રિયાની પ્રેસિયરને' આવું જ એક કુકાવ્ય છે પ્રણય કાવ્યોમાં ઊર્મિભાવ, નફ્ફટાઇ અને રોતલપણું કાયદું જાય છે.

"જોતી ઇચ્છા કરી લેવા ચુંબનો નસમાં છતાં ઊર્મિઓ અન્તરેથી ત્યાં આવી આપે રમી રહી." અહમાં પોતાની પ્રેયસીને જોઇને ચુંબન કરવાની (ગ્રાહક) થતી ઊર્મિના નિરૂપણને નફ્ફટાઇ નહી તો બીજું શું કહેવું !

"તને ચાહીને મે મજમ કરી છે ભૂલ દયિતે<br>
કરે ના ત્યારે તું મુજ હૃદયની લેશ પરવા<br>
વહી ચાલ્યો પ્રણય સહુ આજે વિફલ ને<br>
વહી જાશે એવી જીવનતણી સ્નેહાર્દ્ર સરિતા"

(નાથાલાલ દવે)

આવી પંક્તિઓમાં પ્રણયની ઉષા કરતાં રુરુણિયા જ જણાય છે. અને એવી રુરુણિયા પુષ્કળ પ્રમાણમાં નજરે પડે છે.

આ સામે બીજો એક બહુ ધીરેથી છતાં દઢતાથી થતો ફેરફાર નોંધવા જેવો છે વર્તમાન કવિ-પાછો ગીતો લખતો થયો છે અને બહાર પડતા પ્રત્યેક સંગ્રહમાં ગીતોનું પ્રમાણ વધારે હોય છે આનું મુખ્ય કારણ તો કદાચ એ હશે કે 'રેડિયો' ઉપર કવિતાવાચન કરવામાં ગીતો વધારે ફાવતાં હશે અથવા એથી આર્થિક લાભ પણ થતો હશે પરન્તુ જો આપણી કવિતા પાછી ગીતોમાં જ અટવાશે તો એનું આખું અતઃતત્ત્વ નબળું પડશે. માત્ર કર્ણરંજકતા અને ગેયતાથી જ એ સંતોષાશે, હૃદય અને બુદ્ધિને સંતોષવાને બદલે માત્ર કાનને સંતોષી પોતે કૃતકૃત્ય માનશે. એ પણ એક ભયસ્થાન છે.

વર્તમાન કવિતાનું આખું અવલોકન નિરાશાસ્પદ જણાય છે કવિઓની સર્જનશક્તિમાં ઓટ સ્પષ્ટ વર્તાય છે છતાં એમ પણ બને કે એ સમય થોડીવાર પછી ચાલ્યો પણ જાય અને ફરી પાછો સંજીવની અને ચેતન લાવતો દક્ષિણાનિલ કવિપ્રતિભાને જગાવી દે.

---

એક અમલદાર તેના ઉપરી જનરલ શેરમેન વિષે ફરિયાદ કરતો અબ્રાહમ લિંકન પાસે ગયો, "પ્રેસિડેંટ સાહેબ, મારી ફરિયાદ સાંભળશો ? જનરલ શેરમેન પાસે આજે સવારે હું ગયો, ત્યારે તેણે મને ગોળી મારી ઠાર કરવા માટે ધમકી આપી !" લિંકને પૂછ્યું "તમને ગોળી મારી ઠાર કરીશ' એવું કહ્યું ! " ઓફિસરે વ્યથા પ્રદર્શિત કરતાં કહ્યું. "હા" લિંકને કહ્યું. "તો તમે દૂર જ રહેજો મારી ખાત્રી છે કે એ જનરલ કહે તેટલું જરૂર કરે છે !"

× × × × ×

ચાર્લ્સ લેમ્બ એક વખતે ભાષણ કરતો હતો, ત્યારે સભાના એક ખૂણામાંથી કોઇએ સી-ઇસ સી-ઇ-સ અવાજ કર્યો. જરા પણ અસ્વસ્થ થયા વિના લેમ્બે કહ્યું, "આ અવાજ કરનાર ત્રણ જણ હોઇ શકે નોળિયો, સાપ કે મૂરખ. અવાજ કરનારે જાહેર થવું કે અમે ઓળખી શકીએ તું કોણ છે"

# “અનુભાવના”—એક રસદર્શન

કુંજવિહારી મહેતા

જુનાગઢમાં ભરાયેલા સાહિત્ય પરિષદના ઓગણીસમા સંમેલનમાં સાહિત્ય વિભાગના અધ્યક્ષપદેથી પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આપેલું વ્યાખ્યાન આપણા વિવેચન સાહિત્યમાં એક વિશિષ્ટ પ્રકારનો ઉમેરો કરે છે. એમાં એમણે સાહિત્યના પ્રવાહો, વિવેચન અને સાહિત્ય, સાહિત્યના આસ્વાદમાંથી થતી નિષ્પત્તિ, કાવ્યની નિર્મિતિમાં ભાગ ભજવતા અંશો, ન્હાનાલાલની કાવ્યશૈલી, અને છેવટે મહાકવિ માટેની ગુજરાતની ઝંખનાની તાત્ત્વિક ચર્ચા અતિ વિશદ રીતે એમણે કરી છે. આખુંય વ્યાખ્યાન એમના ચિન્તનના પરિપાકરૂપ સુન્દર સઘન ગદ્યમાં મળે છે. એક રીતે એમાં એમનું સાહિત્યદર્શન વ્યક્ત થાય છે. એના મુખ્ય મુદ્દાઓ અહીં આપણે ચર્ચીશું.

શરૂઆતમાં પ્રો. ત્રિવેદી સાહિત્યના પ્રવાહો વિશે ચર્ચા કરતાં કહે છે કે કલા સામાન્ય રીતે જીવન અને સાહિત્યને આવરી લેતા આર્થિક અને રાજકીય પ્રવાહોને અનુસરે છે. સાહિત્ય અને વિવેચન બંને જે વસ્તુસ્થિતિ છે તેનું સમર્થન ઘણીવાર કરે છે અને જ્યારે કોઈવાર એ સ્થિતિનો વિરોધ કરે ત્યારે પણ તે સૂક્ષ્મ રીતે એ સ્થિતિને મહત્ત્વ આપતા વર્તુલમાં જ કરે છે. આપણા કલાવિવેચનનો ઇતિહાસ આ વસ્તુની સાક્ષી પૂરે છે અને આપણી [illegible] ઉપર આપણાં ધર્મ અને શાસ્ત્ર, આપણી રાજ્યવ્યવસ્થા અને અર્થવ્યવસ્થાની અસર જણાય છે.

કવિ અને વિવેચક વિશે વાત કરતાં પ્રો. ત્રિવેદી જણાવે છે કે આપણા ગુજરાતી સાહિત્યમાં વિવેચક અને કવિ સાથે સાથે જોવામાં આવે છે. એમને મતે વિવેચક મહાન સર્જક ઉપર કશી અસર ઉપજાવી શકતો નથી. વિવેચક તો કવિની કવિતાને સમજવા એક દૃષ્ટિબિન્દુ રજૂ કરી આપે છે. વિવેચકની જે કંઈ અસર થાય છે તે તો મહાન સર્જકના અનુકરણ કરનારાઓ ઉપર. એ રીતે પણ વિવેચકનું મૂલ્ય ઉવેખી શકાય એવું નથી.

કલા અને વિવેચન વિશેનું પ્રો. ત્રિવેદીનું આ મન્તવ્ય સાચું અને વાસ્તવદર્શી છે. આપણી કલા અને આપણું સાહિત્ય જુદાં જુદાં રાજકીય અને આર્થિક બળોથી મુખ્યત્વે ઘડાતું આવ્યું છે. આપણા સાહિત્યના ઇતિહાસના કોઈપણ અભ્યાસીને આ વસ્તુ સહેજે જણાઈ આવશે. સર્જક અને વિવેચકના સંબંધ વિશેનું એમનું મન્તવ્ય પણ એટલું જ સાચું છે. વિવેચક મહાન સર્જકને મોટે ભાગે માર્ગદર્શન કરાવી શકતો નથી. એવા સર્જકની પ્રતિભાનાં ઝરણાં નૈસર્ગિક અને સ્વયંભૂ રીતે જ વહેતાં હોય છે. આવા સર્જકના ઉપગ્રહો જેવા જે અનુકરણ કરનારા હોય તેના ઉપર વિવેચકની અસર જરૂર થાય. કારણ તેમની પ્રતિભાનું બળ આધાર શોધતું હોય છે.

બીજો મુદ્દો જે એમણે ચર્ચ્યો છે તે એ છે કે કલાનુભવના પર્યવસાનમાંથી જે આસ્વાદ મળે છે તેને માટે આનંદ શબ્દ યોજવો ઉચિત છે ખરો? એમને મતે એ ઉચિત નથી. કારણ જો આનંદ શબ્દ સ્વીકારીએ તો દુઃખના સમાનભાવને આનંદમાં ઘટાવવો પડે. પરંતુ પરદુઃખના અનુભવથી કોઈ આનંદ (એના સામાન્ય અર્થમાં) થતો નથી. આથી જ કલાનુભવમાં સુખ દુઃખથી પર રહેલું કોઈ તત્ત્વ છે અને તેને પરનિર્વૃતિ કે વૃત્તિઓની તલ્લીનતાનું નામ એઓ આપે છે. વળી આ જાતની તલ્લીનતા જડ નથી પણ જાગ્રત અને સચેત છે. એમાં ચિત્ત

રજૂ થયેલી પરિસ્થિતિને અનુકૂળ બને છે આને આનંદ કહી શકાય નહીં કારણ આનંદમાં હર્ષની વિવક્ષા છે આમાં કેવળ લાગણી જ નહીં પણ ધ્યાનશક્તિનું પણ સૂક્ષ્મ સંચાલન હોય છે એને બૌદ્ધ વિચારકો મુદિતાનું નામ આપે છે પ્રો. ત્રિવેદી એને ભાવનાશક્તિ કે અનુભાવનાની શક્તિ કહે છે. અને એ જાતની શક્તિ પ્રગટ થવા માટે ત્રણ વસ્તુની અપેક્ષા એઓ જણાવે છે વિદ્વત્તા, સહૃદયતા ને અનુભવ.

કલાકૃતિના આસ્વાદ વિશે એમણે બતાવેલી આ અધિકારમર્યાદા વિચારવા જેવી છે. જ્યાં સુધી ભાવક સહૃદયી નથી બનતો ત્યાંસુધી કલાકૃતિનો નૈસર્ગિક આસ્વાદ એ નથી લઈ શકતો. સાહિત્યકૃતિના આસ્વાદ સમયે સર્જક જોડેના મતભેદો વિસરાઈ જવા જોઈએ અને એક સાહિત્યકૃતિ તરીકે નિરપેક્ષ રીતે એનાં મુલ્ય આંકવાં જોઈએ. એ જ રીતે અનુભવ એ પણ કલાસ્વાદમાં મહત્ત્વનું અંગ છે.

ત્યાર પછી આવે છે કાવ્યની ભાષાની વાત. કાવ્યનિર્મિતિનું એ મહત્ત્વનું અંગ છે કવિનું એ મોટામાં મોટું સાધન છે ભાષાને એ સંસ્કારે છે, વિશિષ્ટ અને ચમત્કૃતિવાળી બનાવે છે. આ જાતની સુકુમાર, પરિપુષ્ટ ભાષાની વધારે આવશ્યકતા તો ભાવસત્યના પ્રગટીકરણ માટે છે અનુભૂતિના સત્ય પ્રગટ કરવા વાણીના વિવિધરૂપ કવિ યોજે છે અને એ માટે ભાષા ઉપર પ્રભુત્વ કેળવે છે જે એને વિના આયાસે મળે છે. પોતાની અનુભૂતિને ભાષામાં મૂર્ત કરવા ભાષાને એ દૃઢ, સુભગ રૂપ આપે છે આ સુભગતા, લઘુદીર્ઘ જેવી વર્ણવ્યવસ્થાથી સધાય છે અને એમાંથી પરિણમતી પદરચના કવિના ભાવને ઝીલવા અનુરૂપ બને છે પદરચનાનાં અસંખ્ય રૂપોની વાત કરી પ્રો ત્રિવેદી કાવ્યનિર્મિતિમાં અવ્યવસ્થાનો વિરોધ કરે છે ભાવપ્રાકટ્યવાદ અને છાયાવાદનાં હિમાયતીઓનો પ્રતિકાર કરતાં કહે છે કે એવાઓની નિર્મિતિઓ "ઝાંખી, વ્યવસ્થાહીન, અસંવાદી, કર્કશ, અમધુર હોય છે" કારણ તેમનું જીવનદર્શન એવું હોય છે. એવી નિર્મિતિઓનો અનાદર કરતાં પ્રો. ત્રિવેદી જણાવે છે, "છાયાવાદ કે વાસ્તવિકતાને નામે અસુંદર અને આઘાતકની પ્રતિષ્ઠા કરવા જેવો ભાવના અત્યાર આધુનિક સંસ્કૃતિએ બીજે ભાગ્યે બતાવ્યો હોય."

ત્યાર પછી એક અગત્યની ચર્ચા આવે છે. કવિ ન્હાનાલાલના 'અપદ્યાગદ્ય' વિષે પોતાની વિચારણા રજુ કરતાં એઓ કહે છે કે કવિનું આ જાતનું સર્જન આપણી કવિતોચિત રચનામાં એક અગત્યનું સીમાચિહ્ન છે. એમને મતે એ નાટ્યકાવ્ય માટે અનુકૂલ વાહન છે. એને જોકે એ પદ્ય તરીકે સ્વીકારતા નથી પણ એ માટે નવો શબ્દ યોજી એને પદ્યકલ્પ કહે છે સામાન્ય વાતચીત અને પરાક્રમી ઉદ્‌બોધ માટે એને એઓ સમર્થ ગણે છે. એમાં અનેક વર્ણની ક્ષમતા છે એવું મન્તવ્ય રજુ કરી કવિશ્રીના સાન્દોલ પદ્યમાં રહેલી ભારવ્યવસ્થા ઉદાહરણો દ્વારા દર્શાવે છે.

આપણા સાહિત્યનો આ અતિ ચર્ચાસ્પદ પ્રશ્ન છે. અને સ્વતંત્ર વિવેચન માંગી લે એવો છે એમાંથી ત્રણ ચાર પ્રશ્નો ઉદ્‌ભવે છે સામાન્ય વાતચીતને માટે આ જાતની વાણી સુભગ ગણાય ખરી? ઊર્મિને અનુસરી એની યોજના થઈ શકે કે કેમ? એ ભાષાને નાટકમાં પાત્રાનુસારી બનાવી શકાય કે નહીં? અને એમાંની ભારવ્યવસ્થા ખરેખર સળંગ સાતત્યવાળી છે કે કેમ? આ બધા પ્રશ્નો સહેજે સ્ફુરે. પ્રો. ત્રિવેદીની આ વિચારણા મૌલિક અને વિશિષ્ટ છે એ વિષે જો વધુ છણાવટ થાય તો વધારે સારું અને એથી નવો પ્રકાશ પણ પડે.

કાવ્યનિર્મિતિના બીજા અંગ વિષે ચર્ચા કરતાં પ્રો. ત્રિવેદી કવિતા અને સંગીતનો સંબંધ સમજાવે છે. કાવ્યમાં અર્થનું વહન છે સંગીતની સુમધુર સુરાવલિ કાવ્યત્વને બાધક છે શ્રોતા માત્ર કર્ણરંજકતાથી તૃપ્ત થઈ કાવ્યત્વની ઉપેક્ષા કરતો થઈ જશે. એ માટે એઓ પ્રો. ઠાકોરની વિચારણા સ્વીકારવાનું કહે છે. છતાં શુષ્ક તર્કશ્રેણીને સિદ્ધાન્ત પ્રતિપાદન કરતાં કાવ્યોને પ્રો. ત્રિવેદી સાચાં કાવ્યો ગણતા નથી. કાવ્યની સમજ એ આમ આપે છે, "દૃષ્ટ અને સમગ્ર રીતે ઉપલબ્ધ અને પ્રેરણા બનેલા અર્થનું સંપૂર્ણ સંવહન અથવા પ્રતિપાદન કરતી લયાન્વિત વાણી તે કવિતા"

આમ કાવ્યનિર્મિતિને માટે આવશ્યક એવાં જુદાં જુદાં અંગોની ચર્ચા કરી પ્રો. ત્રિવેદી ગુજરાતી કાવ્યસૃષ્ટિનું અવલોકન વેધક અને વિશદ રીતે કવિતાની કોટિએ પહોંચતા ગદ્યમાં કરે છે. એમાં નવીન કવિતાએ સાધેલી પ્રગતિ, એમાં આવેલા જોમ, ગાંધીજીના આદર્શોને પ્રકૃતિએ આપેલાં નવાં બળ, સૌન્દર્ય નિરખવાની નવી દૃષ્ટિ વગેરેનો સ્વીકાર કરી પ્રો. ત્રિવેદી પૂછે છે, "અપૂર્વ નિર્મિતિ માટે સર્જકશક્તિ તો કાન્ત, ખબરદાર, ઠાકોર સુન્દરમ્ આદિમાં જણાય છે પણ અભિનવ દર્શનની સ્વકીય શક્તિ કેમ નથી જણાતી? મને તો કોના બોલને ક્યાંના ને પડઘો ક્યાં પડઘો ગલબાલ જેવું થાય છે" એમનું આ નિદાન કેટલું સાચું ને પ્રતીતિકર છે. આપણે ટાગોર ટેનિસન જોડે આપણા ન્હાનાલાલનો વિચાર કરીએ, કેન્ટ, રાધાકૃષ્ણન જોડે આપણા આનંદશંકરનો વિચાર કરીએ તો આપણને આપણી સેરીઓ કેટલી સાંકડી લાગે છે, આપણી મર્યાદાઓ કેટલી બાધક લાગે છે

ગુજરાતનો હજી મહાકવિ નથી જન્મ્યો એ ઊણપ ગુજરાતને સાલે છે. ગુજરાતની એ આંતર ઝંખના છે એ ઝંખના તો આપણે પ્રો. ત્રિવેદીના શબ્દોમાં જ દર્શાવીએ.

"હું કવિને સ્મરણ કરાવું છું કે આ સો વર્ષનો ભારતનો ઇતિહાસ તો દસ મહાભારત લખાવે એવડો છે. આ ગાંધીજીનું જન્મ મૃત્યુ નગાધિરાજ ડોલાવે ને સાત સમુદ્ર બાવ એવું કવિતાભર્યું છે.. એક ક્રૌંચયુગલના વધ નિમિત્તે રામાયણ પ્રગટ્યું, લાખ લાખ કુટુંબ દાઝી રહ્યાં છે ને કોઈ મહાકવિનો કંઠ નહીં ખૂલે?.... ઉમાશંકર અને સુન્દરમ્ ઉપર હું મીટ માંડું છું. તેમનાં સત્ત્વ જો નહારશે તો મારે કદાચ એક આખી પેઢી વાટ જોવી પડશે. પ્રાચીન સંદર્ભ ફેરવી હું કવિને કહું, "तव हृदये हृदयं मे मस्तु।
प्रदस्यतिस्पृहा निपुनफ्तु मदाम्।
निपुनफ्तु मदाम ।

ડાક્તર—અને તમે મારી પાસે આવ્યા તે પહેલાં તમે કોની સલાહ લીધી હતી?

દર્દી—કેમિસ્ટની

ડાક્તર— અને તેણે શું મૂરખા સલાહ આપી?

દર્દી—તેણે મને તમારી પાસે જવાને કહ્યું.

× × × × ×

રવિવારે દેવળમાં પ્રવચન કરતાં પાદરીએ શ્રોતાઓને કહ્યું, "આવતા રવિવારે હું જુઠાણાં પર ભાષણ કરીશ. પૂર્વ તૈયારી માટે તમે બાઇબલમાંથી માર્કનું સત્તરમું પ્રકરણ વાંચી આવશો." બીજા રવિવારે ભાષણ શરૂ કર્યા અગાઉ પાદરીએ કહ્યું, "જેઓ માર્કનું સત્તરમું પ્રકરણ વાંચી આવ્યા હોય તે હાથ ઉંચા કરો." લગભગ બધાએ હાથ ઉંચા કર્યા ત્યારે પાદરીએ કહ્યું, "હું તમારા વિષે જ બોલવા માગું છું. માર્કનું સત્તરમું પ્રકરણ છે જ નથી."

# "ચુનીઆ" નો ઓવારો.

મણિભાઇ દ્વિવેદી

"પૂર્ણિમા" માસિકના ડિસેમ્બર-૪૮ના અંકમાં "એ કોણ હતો" એ નામનો મારો લેખ પ્રસિદ્ધ થએલો. આ લેખનો ઉતારો સુરતના "ગુજરાત મિત્ર" પત્રમાં આપ્યા હતો. એ વાંચી તવંગપોરના શ્રી ભીમભાઇ લાલભાઇએ મને પત્ર લખ્યો. એ પત્રમાં તેઓ જણાવે છે કે :—

"ઉભેર ગામને સામે કિનારે ચુનીઆનો ઓવારો નામનો એક ઓવારો છે અને આપના લેખમાં જે કોળીનો ઉલ્લેખ છે તે એ ચુનીઓ કોળી હોવો જોઇએ એમ દંતકથા ઉપરથી મારૂં અનુમાન છે."

દંતકથાને નક્કર ઐતિહાસિક ઘટના તરીકે સ્વીકારતા પહેલાં ઘણી ચકાસણી કરી લેવી જોઇએ. તવંગપોર ગામ ભાગી નવસારી તાલુકાના કાંઠા વિસ્તારના ગામ પર ચઢાઇ લઇ જવાની તૈયારી કરતા અને એક સ્થાનિક નવજવાનની સાહસિકતાએ કરેલા ફેજની જે રજુ કરેલી હકીકત પણ દંતકથાને આધારેજ તૈયાર કરેલી છે તેમ છતાં એવી દંતકથામાં પણ લોકવાતોમાં ઉતરી આવેલી હકીકતો ઉમેરાય એ આદરણીય છે અને એ રીતે શ્રી ભીમભાઇએ "ચુનીઆ ઓવારા" વિષે જે માહિતિ પૂરી પાડી તે મહત્વની છે.

હવે એ હકીકતને જરા વિસ્તારથી તપાસીએ. નવસારી તાલુકાના કરાંખટ ગામ આગળથી મીંઢોળાનો પ્રવાહ ઉત્તરમાં ફંટાઇ સુરત જીલ્લાના ચોર્યાસી તાલુકાના ઉંભેર ગામના સીમાડે થઇ પલસાણા તાલુકાના અંભેટીના સીમાડેથી વળાંક ખાઇ ઘુંટોલી આગળ પશ્ચિમ તરફ વળી નવસારી તાલુકાના દાંતી ગામ આગળ ખંભાતના અખાતમાં મળે છે

તવંગપોર ગામ અને ઉંભેર વચ્ચે લાંબુ અંતર નથી અને નવસારી તાલુકામાં સીધા આવવા માટે મીંઢોળા ઓળંગવા ઉંભેર ગામને નદી ઓળંગી આવવુ પડે. નદીઓ જે ભાગમાંથી પાર કરી શકાય છે તેવા ભાગને ઓવારો કહેવામાં આવે છે. એનો અર્થ તે સ્થળ પર ઘાટ બાંધેલો હોય એવો થતો નથી તેમજ જે નદીઓમાં ભરતી ઓટનાં પાણીની અવરજવર થતી હોય ત્યાં ઘાટની વિશેષ સાર્થકતા પણ નથી. ઉંભેરની દક્ષિણે આવેલા ખારીઆ તળાવથી પશ્ચિમ બાજુએ નદી કાંઠામાંથી દક્ષિણ તરફ ઉતરી નવસારી તાલુકાની હદમાં આવી શકાય છે. આ ઉતરાણના કાંઠા બે રસ્તા નીકળે છે એક રસ્તો કરાંખટ અને મરોલી તરફ અને બીજો મગોબ-ભાઠા થઇ ઉભરાટ. એટલે ચુનીઆનો ઓવારો તે મીંઢોળાને દક્ષિણ કાંઠે જ્યાં બે રસ્તા ફુટે છે ત્યાં આવેલાનું જણાય છે

પીંઢારાઓની જેમ મરોલી વિભાગમાં દખલ કરવાની હતી અને એથી એમની ધૂર્તતાને ઠેકાણે પાડવા જે નવજવાને જાન-નિસ્સારી કરી તેની યાદમાં એ ઓવારા સાથે એનું નામ જોડયુ હોય એ નામ તે ચુનીલાલ હોય તો એ અનુમાન સાવ કપોળ-કલ્પિત નથી લાગતુ. આ માટ ખલિલા હોય ત્યાં તો તેવું દાન કરનારનું નામ જોડાય છે પણ જ્યાં માત્ર નદી ઉતરવાની જગા સાથે નામ જોડાય ત્યારે તેવા નામ પાછળ કંઇક ઇતિહાસ રહેલો હોય અને કાંઠાના મેદાન વિસ્તારમાં આવાં સાહસ સિવાય બીજા કોઇ બનાવની સંભાવના રહેલી નથી. એવાં પીંઢારાઓનાં ધાડનેિ નદીના કાંઠામાં ઉથાડી પડનાર એ સાહસ વીરની યાદ જે સ્થળની પાસે એ બનાવ બન્યો તે સ્થળને તેનું નામ જોડીને કાંઠાની પ્રજાએ યાદગાર બનાવી હોય એ બનવા જોગ છે અને કાળક્રમે તેની સાથે સંકળાયલો ઇતિહાસ ભૂલાતો ગયો અને ઓવારાનું નામ માત્ર રહ્યું. આપણે ઇચ્છીએ કે આ બાબતને લગતી વિશેષ હકીકતો હજી પ્રકાશમાં આવે અને એ વીરના ઇતિહાસ પર વધુ પ્રકાશ પડે.

# સિંહની પુત્રી

ગજરાબેન નાયક

ખલિલ જિબ્રાન

સિંહાસનપર બેસી નિદ્રા લેતી વૃદ્ધ રાણીને પવન નાખતા ચાર ગુલામો ઉભા હતા રાણી ઘોરતી હતી તીણો અવાજ કાઢતી ગુલામોને શિથિલ નજરે જોતી એક બિલાડી રાણીના ખોળામાં બેઠી હતી

પહેલા ગુલામે કહ્યું, “રાણી તેની નિદ્રામાં કેવી કદરૂપી લાગે છે! તેનુ મ્હોં જુઓને વીકસી ગયું છે અને જાણે સેતાન તેનું ગળું રૂંધી ગયો હોય તેમ તેનો દમ ચાલે છે!”

બિલાડીએ ઘુરર અવાજ કરી કહ્યું, “તમારી જાગૃત ગુલામીમાં તમે જેવા કદરૂપા લાગો છો તેનાથી અર્ધાયે કદરૂપી તે તેની ઊંઘમાં દેખાતી નથી.”

બીજા ગુલામે કહ્યુ, “તેની ત્વચાની કરચલી ઊંઘમાં ઓછી દેખાવાને બદલે વધારે સ્પષ્ટ દેખાય છે કોઈ માઠા સ્વપ્નામાં તે પડી હશે.”

અને બિલાડી ઘુરકી, “બ્હેતર છે કે તમે પણ ઊંઘી જાઓ અને મુક્તના સ્વપ્નાં જુઓ.”

અને ત્રીજા ગુલામે કહ્યુ, “તેણે હણેલાં સર્વે મનુષ્યોનુ સરઘસ કદાચ તેની નજર આગળથી પસાર થતુ હશે!”

અને બિલાડી ઘુરકી, “તમારા પૂર્વજો અને અનુજોનુ સરઘસ તેની નજર આગળથી પસાર થાય છે.”

અને ચોથા ગુલામે કહ્યુ, “તેને વિષે વાતો કરવાનો કશો અર્થ નથી મને તો ઉભા રહીને પંખો વીંઝતાં શ્રમ ચડયો છે.”

અને બિલાડી ઘુરકી, “તમારે હંમેશ તો સદાય પંખો વીંઝવાનુ નિર્માયુ છે જેમ અહીં પંખો વીંઝો છો, તેમ સ્વર્ગમાં પણ તે વીંઝવો પડશે.”

આ ક્ષણે રાણીનુ મસ્તક ઊંઘમાં સ્હેજ નમ્યુ અને તેનો રાજમુકટ સરકી જમીન પર પડયો.

ગુલામોમાંના એકે કહ્યું, “અપશુકન થયાં.”

અને બિલાડી ઘુરકી, “કોઇને અપશુકન થાય તે બીજાને શુભ શુકન નીવડે.”

અને બીજા ગુલામે કહ્યું, “જો તે જાગી પડે અને રાજમુકટ નીચે પડી ગયેલો જુએ તો મોટી આફત! આપણને ખચિત ફાંસીએ લટકાવે.”

અને બિલાડી ઘુરકી, “તમારા જન્મથી તમને તે રોજ હણતી આવી છે પણ તેની તમને ખબર નથી.”

અને ત્રીજા ગુલામે કહ્યુ, “હા, ખરી વાત છે તે આપણને કાપી નાખે છે અને કહે છે કે એ તો દેવોને બલિદાન આપ્યું!”

અને બિલાડી ઘુરકી, “માત્ર અશક્તોનુ દેવોને બલિદાન આપવામાં આવે છે.”

ચોથા ગુલામે બધાને શાંત રાખ્યા અને તેણે ધીમેથી રાજમુકટ જમીન ઉપરથી ઉચકયો અને વૃદ્ધ રાણી જાગી ન પડે તેમ તેના માથે પાછો પહેરાવ્યો

અને બિલાડી ઘુરકી, “પડી ગયેલો રાજમુગટ માત્ર ગુલામોજ ફરીથી સ્થાપે છે.”

થોડીવાર પછી વૃદ્ધ રાણી જાગૃત થઇ એણે બગાસું ખાધું અને આમતેમ જોયું,

પછી તેણે કહ્યું, "મને લાગે છે કે મને સ્વપ્નું આવતું હતું. તેમાં મેં એક વીછી એક મોટા ઝાડની ફરતે ચાર કીડીઓની પૂંઠે પડેલો જોયો. મને આ સ્વપ્નું ગમતું નથી."

ફરીથી આંખ બંધ કરી તે ઊંઘી ગઈ અને તે ઘોરવા લાગી. અને ચાર ગુલામો પંખો વીંઝવા લાગ્યા.

અને ભિખારી ધૂરકી, "પંખો વીંઝો, મૂર્ખાઓ પંખો વીંઝો, તમને જે અગ્નિ ભસ્મ કરી રહ્યો છે તેને જ તમે પવન નાખી સચેત રાખો છો."

## સંત

ડુંગરની પેલી બાજુ પર જંગલમાં રહેતા એક સાધુને મારી જુવાનીમાં એકવાર હું મળવા ગયો, અને અમે સદ્ગુણો વિષે વાર્તાલાપ કરતા હતા, ત્યારે ત્યાં ખાડાટેકરાવાળી જમીન પર ખોડંગતો ખોડંગતો ચાલતો શ્રમિત થયેલો એક લૂટારો આવ્યો. તે ગુફામાં આવ્યો અને સાધુને પગે પડી બોલ્યો, "મહારાજ, મને શાંતિ આપો. મારા પાપોના બોજથી હું દબાઈ ગયો છું."

અને સાધુએ જવાબ આપ્યો, "હું પણ મારા પાપના બોજથી દબાઈ ગયો છું."

અને લૂટારાએ કહ્યું, "પણ હું તો ચોર અને લૂટારો છું."

અને સાધુએ જવાબ આપ્યો, "હું પણ ચોર અને લૂટારો છું."

અને લૂંટારાએ કહ્યું, "પણ હું તો ખૂની છું અને ઘણા માણસોનું ખૂન મારા કાનમાં ચીસ પાડે છે."

અને સાધુએ કહ્યું, "હું પણ ખૂની છું અને ઘણા માણસોનું ખૂન મારા કાનમાં ચીસો પાડે છે".

અને લૂટારાએ કહ્યું, "મેં તો અગણિત ગુન્હાઓ કર્યા છે."

અને સાધુએ જવાબ આપ્યો, "મેં પણ અસંખ્ય ગુન્હાઓ કર્યા છે."

પછી લૂંટારો ટટાર ઊભો થયો અને સાધુને જોઈ રહ્યો. તેની દૃષ્ટિમાં નવીન ચમક હતી અને ત્યાંથી વિદાય થતાં તે કૂદતો નાચતો નીકળી ગયો.

સાધુ તરફ ફરી મેં તેને પૂછ્યું, "તમે નહિ કરેલા ગુન્હાઓના આરોપો તમારા પર તમે શા માટે મૂક્યા? તમારામાંથી શ્રદ્ધા ગુમાવી એ માણસ અહીંથી ચાલી ગયો તે તમે ન જોયું?"

અને સાધુએ જવાબ આપ્યો, "મારા પર હવે તેને શ્રદ્ધા નથી એ ખરૂં. પણ તેને કેટલું આશ્વાસન મળ્યું?"

તે પળે અમે લૂંટારાને દૂરથી ગાતો સાંભળ્યો અને તેના સ્વરના પડઘાથી ખીણ આનંદમાં ગર્જી ઉઠી.

## મૂડીવાદી

મારા પ્રવાસ દરમ્યાન એક ટાપુપર એક વેળાએ માણસના જેવું મસ્તકવાળા અને લોખંડી પંજાવાળા રાક્ષસને મેં જોયો. તે સતત જમીનપરનાંનું ભક્ષણ કરતો અને દરિયામાંનાનું પાન કરતો હું રાત્રિ સમય તેને નિહાળી રહ્યો. પછી તેની પાસે જઈને મેં કહ્યું, "હજી તમને સંતોષ થતો નથી? તમારી ભૂખ કદી ઘટતી નથી અને તમારી તૃષા કદી મટતી નથી?"

અને તેણે જવાબ આપ્યો, "હા, હું તૃપ્ત તો થયો છું, અરે એટલું જ નહિ, ખરૂં હવે હું ખાતાં અને પીતાં થાક્યો પણ છું. પણ મને ડર લાગે છે કે કદાચ આવતી કાલે મારે ખાવાને માટે પૃથ્વી અને પીવાને માટે પાણી ન રહે!"

# ગોલોશ

શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

ટ્રામમાં ગોલોશ* ગુમાવવું કંઈ મુશ્કેલ નથી. ખાસ કરીને બીજા ઉતારૂઓ તમને આમતેમ હડસેલે અને કોઈ જડ માણસ તમારા પગ ઉપર તેનો પગ મૂકે ત્યારે તો એ સરળ બને છે. આંખના પલકારા પડવા જેટલું તે સહેલું છે.

મારું ગોલોશ મેં બે સેકન્ડમાં ગુમાવ્યું જાણે, હું મ્હોં ઉઘાડી કંઈ બોલું તે પહેલાં તે ગુમ થઈ ગયું.

જ્યારે હું ટ્રામમાં ચડ્યો ત્યારે મારા બંને ગોલોશ હતાં. મને ચોક્કસ યાદ છે, બંને છે કે નહિ તે હાથ લગાડી તપાસી હું ટ્રામમાં ચઢ્યો.

અને જ્યારે હું ટ્રામમાંથી ઉતર્યો અને મારા પગો તરફ જોયું તો એક પગ પર જ ગોલોશ હતું બીજું ક્યાંય નીકળી પડ્યું હતું. મારું બૂટ તો હતું. મોજું પણ હતું. પણ ગોલોશ નહિ અને ટ્રામ નજર બહાર નીકળી ગઈ

ટ્રામ પાછળ દોડવાનો કંઈ અર્થ ન હતો તે પકડી શકાય તેમ ન હતી બીજા પગનું ગોલોશ મેં કાઢી લઈ કાગળમાં વીંટી તે હાથમાં લઈ હું ચાલ્યો મારું કામ પૂરું થઈ રહ્યું- તે હું શોધવા નીકળીશ એવો મેં વિચાર કર્યો "વસ્તુઓ ગુમાવવી મને પસંદ નથી હું ગોલોશ શોધી કાઢીશ."

કામ ઉપરથી ઉતર્યા પછી હું ગોલોશની શોધમાં નીકળ્યો પહેલાં તો મેં એક ટ્રામના ડ્રાઈવરની સલાહ લીધી. તે ઘણો આશાવાદી જણાયો.

"ઈશ્વરનો ઉપકાર કે તમે ગોલોશ ટ્રામમાં ગુમાવ્યું" તેણે કહ્યું. "બીજી કોઈ જાહેરસ્થળે તમે તે ગુમાવ્યું હોત તો હું ખાત્રી ન આપી શકત. પણ ટ્રામ એ તો સરકારી બેન્ક જેટલી સહીસલામત જગ્યા છે ખોવાયેલી વસ્તુઓ માટે એક ખાસ ઓફિસ છે ગુમ થયેલી વસ્તુઓની કચેરી. તમારી ખોવાયેલી વસ્તુ ત્યાં જતાંજ તમને મળી રહે છે. બેન્ક જેટલી સુરક્ષિત"

"તમારો મોટો ઉપકાર" મેં કહ્યું, "તમે મારા મગજ પરથી બોજ હલકો કર્યો મુદ્દો એમ છે કે મારું ગોલોશ લગભગ નવા જેવું છે, માત્ર ત્રણ વરસથી જ તે હું પહેરું છું."

હું બીજે દિવસે ખોવાયેલી વસ્તુઓની ઓફિસે ગયો "મારું ગોલોશ, બિરાદરો, મને પાછું આપશો?" મેં તેઓને પૂછ્યું.

"અલબત, જરૂર" તેઓએ જવાબ આપ્યો, "કેવું ગોલોશ છે?" "એક સામાન્ય દેખાવનું ગોલોશ બાર સાઈઝ" મેં જણાવ્યું. "અમારી પાસે બાર સાઈઝના બાર હજાર ગોલોશ હશે." તેઓએ કહ્યું "એના પર કશી ખાસ નિશાનીઓ છે?"

"અલબત, સામાન્ય નિશાનીઓ છે" મેં કહ્યું, "એડી ઘસાયેલી છે અને અંદરની બાજુ નહિવત અસ્તર રહી છે."

"અમારી પાસે એવાં ગોલોશ હજાર ઉપર છે ખાસ વધારાની કંઈ નિશાનીઓ છે?" તેમણે પૂછ્યું

"હા, મારે કહેવું જોઈએ કે ખાસ નિશાનીઓ પણ છે. આગળનો ભાગ લગભગ ફાટી ગયેલ છે અને એડી તદ્દન ઘસાઈ ગયેલી છે. હું એડી પર ભાર મૂકી ચાલું છું પણ બાજુઓ તો ઠીક છે બાજુઓ હજી ટકી રહી છે." •

* જોડાનાં રક્ષણ માટે તેના પર પહેરવામાં માટેના રબરનાં ઢાંકણાં.

"જરા બેસો" તેઓએ કહ્યું, "હમણાં જ અમે તપાસ કરીએ." થોડી મિનિટ બાદ તેઓ મારું ગોલોશ લઈ આવ્યા

મને અવર્ણનીય આનંદ થયો. લગભગ હર્ષના આંસુઓ પડ્યાં એક જાહેર સંસ્થાની કેવી સુંદર વ્યવસ્થા અને સભ્યતા! કેવા માયાળુ અધિકારીઓ! મારા ગોલોશ માટે તેમણે કેટલો શ્રમ લીધો!"

"હું જિંદગી પર્યંત તમારો આભારી રહીશ" મેં તેમને જણાવ્યું, "તમારો ઉપકાર, મિરાદરો, મને મારું ગોલોશ પાછું આપો. હું હમણાં જ તે પહેરીશ"

"માફ કરો, બિરાદર," તેઓએ કહ્યું, "તમારું ગોલોશ ખોવાયું હતું તેનું સોગનનામું લઈ આવો. તમારા માળાની સમિતિએ તે ઉપર સહી કરેલી હોવી જોઈએ. પછી બીજી કાંઈ પણ વિધિ વિના અમે તમને તમારું ગોલોશ પાછું આપીશું."

"આહઓ" મેં કહ્યું, "વહાલા બિરાદરો, પણ માળાની સમિતિ આ વિષે કશું જાણતી નથી કદાચ તેઓ સોગનામા પર સહીઓ ન કરે!"

"તેઓ અવશ્ય સહી કરશે." તેઓએ જણાવ્યું, "તેમનું કામ જ સહી કરવાનું છે"

મેં ગોલોશ પર ફરીથી એક દૃષ્ટિપાત કર્યો અને પછી ત્યાંથી ચાલી નીકળ્યો

બીજે દિવસે હું માળાની સમિતિના પ્રમુખ પાસે ગયો "એક પ્રતિજ્ઞા-પત્ર લખી મને આપો નહીંતર મારું ગોલોશ સદા માટે ખોવાઈ જશે." મેં તેને કહ્યું

"શું એ ખરું છે?" તેણે પૂછ્યું, તમે ખરેખર ગોલોશ ગુમાવ્યું છે કે વાત જોડી કાઢી છે?"

"હું સત્ય જ કહું છું, મારું ગોલોશ ખોવાયું છે."

"ત્યારે તમે પ્રતિજ્ઞાપત્ર લખો અને હું સહી કરીશ"

તેથી હું ત્યાં બેઠો અને સોગનનામું લખી કાઢ્યું બીજા દિવસે સહી કરી સમિતિએ મને કાગળ પાછું આપ્યું તે લઈને હું ખોવાયેલી વસ્તુઓની ઓફિસે ગયો, તમે માનશો? કંઈ પણ વધારે પૂછપરછ કે તકલીફ વિના મને મારું ગોલોશ આપ્યું."

મેં તે પહેર્યું ત્યારે મારામાં ફરીથી સ્ફુર્તિ આવી. કેવી સુંદર વ્યવસ્થા. આવા પ્રગતિકારક દેશમાં રહેવું તે કેવું સદ્ભાગ્ય! કોઈ પછાત દેશમાં મારા ગોલોશ માટે આટલી તકલીફ કોઈ લેત ખરું? તેમનો વખત આમ કોઈ વાપરત કે? નહીં જ તેઓએ તે ટ્રામમાંથી બહાર ફેંકી દીધું હોત અને વાતનો ત્યાં અંત આવત. પણ અહીં માત્ર એક અઠવાડિયાની તપાસ પછી મને મારું ગોલોશ પાછું મળ્યું. તમારા માટે રાજ્ય વ્યવસ્થાનો મને કેવો અભિમાન રહે છે!

એકજ દયાજનક વાત કે અઠવાડિયાની આટલી તકલીફમાં મેં મારું પહેલું ગોલોશ ગુમાવ્યું હું તે પેપરમાં વીંટી બાથમાં રાખતો. હવે તે ક્યાં રહી ગયું તે મને યાદ નથી. ટ્રામમાં તે રહી નહિ ગયેલું તેની મને ખાત્રી છે. એ વધુ ખોટું. હવે હું તેની ક્યાં શોધ કરું?

---

એક વખતે પ્રખ્યાત ચિત્રકાર વ્હિસ્ટલરને પૂછ્યું, "હું ધારું છું કે તમે શહેનશાહ એડવર્ડ સાતમાને ઓળખો છો" ચિત્રકારે કહ્યું, "નહિ, હું તેને ઓળખતો નથી." વખતે આશ્ચર્યમાં કહ્યું, "ગઈ કાલે જ તે મને મળ્યા હતા અને તેમણે મને કહ્યું હતું, 'હું વ્હીસ્ટલરને ઓળખું છું'" વ્હીસ્ટલરે હાથ ખંખેરી કહ્યું, એ જૂઠાબોલો છે."

# સર્જકની વિચારમાળા

['ઊર્મિ અને વિચાર' લેખક શ્રી રમણલાલ દેસાઈ
પ્ર. એ. આર. આર. શેઠની કં. મુંબઈ, ૨]

રા. રમણલાલ વસન્તલાલ દેસાઈની નવલકથાઓના ઘણા પ્રશંસકોને ખબર નહિ હોય કે પોતે એ કૃતિઓનો રસાસ્વાદ માણે છે તેના મૂળમાં કર્તાનો એવો જૂના કાળનો નિર્ણય છે કે પોતે નિબન્ધકાર થવાના હતા તેને બદલે કથા લેખક બન્યા છે. એ નિર્ણયને પરિણામે જ આપણા યુગને એની ઉત્તમ નવલોમાંની કેટલીક મળી છે. પરન્તુ પોતે વિચારશીલ નિબન્ધકાર પણ સાથે સાથે રહ્યા છે એ આપણું સદ્ભાગ્ય છે. આ પ્રકારનાં એમનાં કેટલાંક લખાણો અગાઉ 'જીવન અને સાહિત્ય' ના બે ભાગમાં આવી ગયાં છે. 'ઊર્મિ અને વિચાર' એ એવો ત્રીજો સંગ્રહ છે. પુસ્તકના નામથી સૂચવાતાં બન્ને તત્ત્વો આ ૨૪ લેખોમાં છે. એનું વર્ગીકરણ આ પાંચ વિભાગોમાં થયું છે: જીવન, સન્નારી, ભૂગોળ સાથે રમત, જગત, પ્રકીર્ણ.

પુસ્તકમાંની વિચારણા સમજવાની ધીરજવાળો કોઈપણ વાચનાર એનાં આવરણ પડતાં ગુણલક્ષણ તુરત ગ્રહણ કરી શકે તેમ છે. તે અનુભવે છે કે પોતે અહીં સમકાલીન જીવનના કેટલાક મુદ્દા તથા આજીવન જેવા મહા પ્રશ્નો—જે સૌથી નાજુક પ્રશ્નોમાંના પણ છે, તે સંબંધી જે ભાવો કે વિચારો વાંચે છે તે ઊર્મિથી અનુપ્રાણિત વિચારકના માનવતાભર્યા, ભાવનાશીલ, દેશદાઝભર્યા હૃદયમાં ઉત્પન્ન થયા છે અને સમતોલ, મર્મજ્ઞ બુદ્ધિનો સારાસારવિવેક પણ પામ્યા છે. 'નાબગિસ્તાન જેવા' કેટલાક લેખોમાં જે ન્યૂનાધિક પ્રમાણમાં કટાક્ષકથન છે તેમાં પણ કર્તા પોતાનું લાક્ષણિક સૌજન્ય ચૂકતા નથી. તેથી એ સુવાચ્ય રહીને અસરકારક બની શક્યા છે. વળી, લેખકનો બહુવિધ જીવન સૌજન્ય અનુભવ, જીવનનું અવલોકન, તેના પર મનન, સંવેદનશીલ છતાં સ્વતંત્ર મનોવૃત્તિથી એના પ્રશ્નો પર સૂચવાયેલા નિર્ણયો, આ સઘળું — ઘણાં પૃષ્ઠોને ઉદાહરણોથી, સંસ્મરણોથી, પ્રસંગોથી સચિત્ર આકર્ષક બનાવે છે તે એમની સર્જક તરીકેની શક્તિઓના ઉચિત વિનિયોગનું રૂડું પરિણામ છે એમ લાગે. પુસ્તકનું એક પણ પાનું અરસિક ભાગ્યે હશે એમ આપણે સન્તોષપૂર્વક કહી શકીએ છીએ.

વિજયરાય ક. વૈદ્ય

---

એક કુમારીએ એક અંગ્રેજ લોર્ડને ફરિયાદ કરતાં કહ્યું, "લોકો કેવા નિંદાખોર છે મને જોડકાં બાળકો જન્મ્યાં છે એવી વાતો કરે છે!" લોર્ડે આશ્વાસન આપતાં કહ્યું "આ ગપાટાની માત્ર અર્ધી જ વાત હું માનું છું!"

\+ \+ \+ \+ \+

વોટર્લુના દેવળના ફંડ માટે દર વર્ષે પ્રદર્શન ભરવામાં આવતું પણ એક નવા આવેલા પાદરીએ પ્રદર્શન ન ભર્યું પણ લોકો પર એક પરિપત્ર મોકલ્યો, "પ્રદર્શનમાં આવવા માટે તમે ટ્રામ ભાડું ખરચો છો, તમારાં બૂટ ઘસાય છે, મિજાજ બગડે છે, ચા પાણી નાસ્તામાં પૈસા ખર્ચો છો. તે બધા પૈસા દેવળના ફંડમાં મોકલી આપજો. આ સાલ પ્રદર્શન રાખવામાં આવ્યું નથી." પ્રદર્શનમાં નફો મળતો તેના કરતાં આ રીતથી ઘણી મોટી રકમ ભેગી થઈ.

# વર્તમાન રાજકારણ

કે. હિ. કામદાર

જાન્યુઆરી માસના રાજકારણમાં દિલ્હીની ઇન્ડોનેશિયા સંબંધી પરિષદ, વડોદરાનું હિન્દ સંઘમાં થએલું જોડાણ, રાષ્ટ્રીય સ્વયં-સેવક દળ સામેની સરકારી પ્રવૃત્તિઓ, અને જૂનાગઢ મુકામે મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદ એ ચાર બાબતો અગત્યની ગણાય.

પ્રથમ આપણે દિલ્હીની ઇન્ડોનેશિયાની પરિષદ લઇએ. આ પરિષદ સમક્ષ ઇન્ડોને-શિયાનો સમગ્ર પ્રશ્ન વિચારવામાં આવ્યો હતો અને તેમાં એશિયાનાં ઘણાં ખરાં રાષ્ટ્રો હાજર રહ્યાં હતાં. આપણા પ્રધાન જવાહરલાલ નેહરૂની તે વ્યક્તિગત ફતેહ હતી, અને હિન્દે તેથી ઊંચા પ્રકારની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. પાકીસ્તાન અને હિન્દ બંને પ્રથમ વાર આંતરરાષ્ટ્રીય વિવેચનોમાં એકમત થયાં હોય તો તે આ પરિષદમાં. પાકીસ્તાનના મુત્સદીઓ માટે તો તે પરિષદ અગત્યનો બોધપાઠ હતો. નાના નાના મુદ્દાઓ ઉપર હમેશાં જોરાવર અને સાધનવાળા પડોશી રાજ્ય હિંદ સામે વકરાશે કર્યે જવી તેના કરતાં દુનિયાના અગત્યના પ્રશ્નોમાં હિન્દ સાથે એકમત થઈ આંતરરાષ્ટ્રીય વિવેચનોમાં સ્વતંત્રપણે કામ કરવું વધારે ઇષ્ટ છે તે કરાંચીના મુત્સદીઓને હવે ચોક્કસ સમજાઈ ગયું હોવું જોઇએ. વસ્તુત પાકીસ્તાન અને હિન્દનો જો એકમત બને તો ઇન્ડોનેશિયાનો પ્રશ્ન ઘણો સરળ થઇ જાય તે નિર્વિવાદ છે, પાકીસ્તાને હજુ બીજા ઘણા પદાર્થ પાઠો આપણી પાસેથી શીખવાના છે. એક આંતર-રાષ્ટ્રીય સવાલમાં તો પાકીસ્તાન, હિન્દ સાથે નહી જતાં, મધ્ય એશિયાના રાજ્યો સાથે જઇ બેઠું છે તે તેની સંકુચિત મનોદશા સમવે છે કારણ કે મધ્યએશિયાનાં મુસ્લીમ રાજ્યો પ્રથમ પંક્તિનાં રાજ્યોની કોટિમાં મણાતાં નથી એટલું જ નહી, પણ, મુત્સદ્દિગીરીમાં, સાધન સંપત્તિમાં અને વિચારશક્તિમાં તેઓ હિંદથી અને પાકીસ્તાનથી ઘણાં ઉતરતા દરજ્જાનાં છે, અને પાકીસ્તાન તેમના તરફ ઢળે તેમાં પાકીસ્તાનને લાભ નહી પણ નુકસાન છે, કારણ કે પાકીસ્તાનને તેમની સાથે એ રાજ્યોના પરસ્પર વિરૂદ્ધ રાજકારણોમાં તણાવું પડશે.

ઇન્ડોનેશિયાની દિલ્હીની પરિષદના ઠરાવો સંયુક્ત રાષ્ટ્રસંઘની કાર્યવાહીથી આગળ જાય છે અને એટલે અંશે તેમની ઉપયોગિતા, એ પ્રશ્ન પરત્વે, ખાસ વધે છે વસ્તુત. હવેથી સિક્યુરિટી કાઉન્સીલે આ ઠરાવોની પાછળ પાછળ ચાલવું પડશે તેટલે અંશે, હિન્દે સમસ્ત જગતને એક નવો માર્ગ સુઝાડયો છે.

રાષ્ટ્રીય સ્વયંસેવક દળની રાષ્ટ્ર વિરોધી અથવા તો કોમિક વિરોધી પ્રવૃત્તિઓ હવેથી બંધ પડે છે તે આનંદની વાત છે. આ સંસ્થાએ ભૂતકાળમાં સમાજની ઘણી સારી સેવા કરી છે તે વિષે બે મત હોઇ શકે નહીં કોંગ્રેસના કેટલાક રાજકારણથી તે સંસ્થા વિરૂદ્ધ હતી તે જાણીતી બાબત છે હિન્દમાં હિંદુ રાજ્ય હોવું જોઇએ, એ રાજ્યનો ઝંડો ભગવો ઝંડો હોવો જોઇએ, એમાં મુસ્લીમોએ હમેશાં ઉતરતું સ્થાન ધરાવવું જોઇએ, તે આ સંસ્થાના અગ્રસ્થ મુદ્દાઓ હતા, તે વ્યાજબી નહોતા. વસ્તુત: હિંદમાં રાજ્ય, હવે, હિંદુઓ પાસે જ રહેશે તે માટે મોટી પ્રશસ્તિ કરવાની કશી જરૂર રહેતી નથી જ. ભગવો ઝંડો હિંદ. રાષ્ટ્રનો ઝંડો કદી નહોતો, તે ઝંડાને તાજેતરમાં વર્ષો બાદ મહારાષ્ટ્ર ધર્મના એક પ્રતીકરૂપે પસંદ કરવામાં આવ્યો હતો. રજપૂતોએ તેને રાષ્ટ્ર ઝંડા તરીકે કબૂલ્યો નહોતો શિખો તેને કદિ સમજતા નહોતા, કોંગ્રેસે એકમતે, ત્રિરંગી ઝંડાને રાષ્ટ્રધ્વજ તરીકે

જાહેર કર્યો છે એટલે ઝઘડાની તકરાર નિરર્થક થઈ ગઈ હતી. હિન્દુ હિંદ રાષ્ટ્રમાં મુસ્લીમો મુસ્લીમો તરીકે તો હવે, હંમેશાં ઓછું સ્થાન ધરાવતા રહેશે. હિંદુ ધર્મનું હિંદુમહાસભાનું, હિંદુત્વ, ગમે તે હવે મુસ્લીમો કે—મુસ્લીમ લીગ, કે પાકીસ્તાન સામે, કરવું હોય તો તે માટે હિંદ સરકારની પૂરેપૂરી તાકાત છે. હિંદ સરકાર દેશને અને સરકારને પૂરેપૂરૂં વફાદાર છે, જો કોઈપણ સંસ્થાની વફાદારી નિઃશંક, અને શુધ્ધ પૂરવાર થઈ હોય તો, તે આપણા લશ્કરની છે, ખુદ કોમિસવાદીઓની વફાદારી હમેશાં શુધ્ધ રહી નથી. આ કારણોથી રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની સંસ્થા નિરર્થક થઈ ગઈ હતી, ખાસ કરીને ગાંધીજીની હત્યા પછી તે સંસ્થાના આગેવાનો નાહિંમત થઈ ગયા હતા, અને મહારાષ્ટ્રના સંકુચિત અને ઝનુની પ્રાંતવાદથી તેમના રાજકરણમાં તોફાની તત્ત્વ દાખલ થઈ ગયું હતું, એટલે એ સંસ્થા હવે બંધ થઈ છે એ યોગ્ય જ થયું છે. સરકાર હિન્દમાં લીગના રાજકરણ સામે એવો જ તીખો હાથ બતાવે એમ આપણે ઇચ્છીએ.

વડોદરા હિન્દ સંઘ સાથે બે માસ સુધીમાં સમાઈ જશે, એ ત્રીજો બનાવ આ ગયા માસના રાજકરણમાં મુદ્દો છે. વડોદરા હિન્દ સંઘમાં દાખલ થવામાં પહેલું મોટું રાજ્ય હતું, તે પ્રમાણે, હિન્દસંઘમાં સમાઈ જવામાં પણ, તે પ્રથમ મોટું રાજ્ય છે. યાદ રહે કે હજુ ત્રાવણકોર, મૈસુર, હૈદરાબાદ, જયપુર, જોધપુર, ભોપાળ, વગેરે રાજ્યો હિંદસંઘમાં એકરૂપ થઈ સમાઈ ગયાં નથી. વડોદરાનો હિન્દસંઘમાં જાહેર થયેલો સમાવેશ ખાસ સૂચક છે, બીજા રાજ્યો, અને રાજ્યસંઘો, કદાચ, એ જ માર્ગ પકડે, અને તેઓ ટુંકતમાં પ્રાંત જેવાં થઈ રહે, એ બનવા જોગ છે. વડોદરા રાજ્યનો મુલક એવી રીતે આવી ભળેલો હતો કે તેનો સમાવેશ થયો, એ જ બધા માટે સરળ માર્ગ હતો. ત્રાવણકોર, કોચીન, મૈસુર, હૈદરાબાદ, વગેરે બીજાં રાજ્યો એ દષ્ટિએ કાંઈક જુદું, સ્થાન ધરાવે છે, જો તેમનો સમાવેશ, વહેલો મોડો, અનિવાર્ય તો છે જ.

વડોદરા તાત્કાલિક સમાવેશથી વડોદરાની પ્રજાને કેટલું નુકશાન તો થશે. વડોદરા શહેર તરફ કેટલું લક્ષ અપાતું હતું તે હવે નહીં અપાય, વડોદરા રાજ્યના કેટલાએક કાયદાઓ હિન્દસંઘના કાયદાઓથી આગળ વધેલા છે એનો લાભ, કદાચ, હવે વડોદરાની પ્રજાને, નહીં મળે, વડોદરા રાજ્યની અનેક સાંસ્કારિક સંસ્થાઓ આજસુધીના જેવું પ્રશસ્ત કાર્ય કરી શકશે નહિં, પ્રજાને તાત્કાલિક રાહત મળતી તે થોડા વખત માટે, તેટલી ત્વરાથી, નહીં મળી શકે, મોટા મોટા અમલદારોને વ્હેલાં નિવૃત્ત થવુ પડશે, અને તેઓ જે કુશળતાથી કામ કરતા હતા તે કુશળતાથી કદાચ, થોડા વખત માટે, કામ કરવા તત્પર ન પણ રહે, પ્રજામંડળનો અવાજ રાજ્યતંત્રમાં શિથિલ થઈ જાય પણ ખરો, પ્રજામંડળના નાના મોટા માણસો પ્રજા અને રાજ્યને બહુ ઉપયોગી થઈ શકે પણ નહીં, એ સમાવેશના તાત્કાલિક પરિણામો સમાવેશની સામે ધરી શકાય, તો, સમાવેશના પક્ષમાં એકરૂપતા, રેલ્વે, રસ્તાઓ વગેરેની સરળતા, કારભારની સરળતા, વગેરે લાભો મળવાથી થનાર નુકશાનિ સામે તે માટે એક રસ્તો છે. મહાગુજરાત પરિણમે ત્યારે તેની રાજધાની વડોદરામાં કરવામાં આવે તો વડોદરાની પ્રજાને આરામ મળે અને નુકશાનિનો બદલો અમુક અંશે મળે. અમદાવાદને તેથી કશું ગુમાવવાનું નથી; કારણ કે અમદાવાદ બ્રિટિશ યુગમાં કદિ રાજનગર કે પાટનગર નહોતું અને ઉદ્યોગપતિઓના નિવાસસ્થાન તરીકે તેનુ મહત્વ, મહાગુજરાતમાં તો તેટલુ જ રહેવાનું, ઊલટું તે મહત્વ વધવાનું મહાગુજ

આખરવારે જાહેર કરેલી વડોદરા યુનિવર્સિટી જો ગુજરાત યુનિવર્સિટીમાં પરિણમે તો વડોદરાનું મહત્વ ખાસ આકર્ષક થઈ શકે. બાકી, રાજધાનીના નગર માટે વડોદરા બધી રીતે લાયક છે મહાગુજરાતની સરકારને કરોડોનું ખર્ચ બચી જશે અને પ્રજાને રાહત મળશે.

ગુજરાતી સાહિત્ય પરિષદનું જૂનાગઢનું સંમેલન, એ આ માસનો ગુજરાત પરત્વે, અગત્યનો બનાવ છે આ સંમેલન કનૈયાલાલ મુનશીએ યોજેલું સંમેલન હતું એમ કહીએ તો કશી અતિશયોક્તિ નથી. મુનશી સિવાય બીજા કોઈ સાહિત્યકારનું ગજું નથી કે આવું સંમેલન મેળવી શકે મુનશીએ શામળદાસ ગાંધીનો સહકાર સાધ્યો, શામળદાસ ગાંધીએ સંમતિ આપી, જૂનાગઢની રીયાસતની તમામ સંપતિ સંમેલનને ચરણે ધરવામાં આવી, અને સંમેલન સૌરાષ્ટ્રમાં થઈ શક્યું જૂનાગઢમાં સંમેલન થવાની જરૂર પણ હતી, જૂનાગઢની પ્રજાએ સંમેલનને સફળ બનાવવામાં પૂરો સહકાર આપ્યો, તે નિર્વિવાદ છે —

બાકી, આ સંમેલન એક પ્રકારે રાજકરણનું સંમેલન થઈ ગયું એ પણ નિર્વિવાદ છે સાહિત્યકારોએ રાજકરણને જેટલું અપનાવ્યું તેટલું રાજકારણી લોકો સાહિત્યને અપનાવી શક્યા નહોતા, એ પણ ચોક્કસ છે. મહારાજા જામસાહેબનું ભાષણ રાજકરણી હતું, ગુજરાત સૌરાષ્ટ્રમય થઈ જાય સૌરાષ્ટ્ર ગુજરાતીમય નહી, એવા આશયવાળું એ હતું, જ્યારે ઢેબરભાઈ, પુષ્પાબેન મહેતા અને શામળદાસ ગાંધી, એટલા ત્રણ અપવાદો જતા કરીએ તો જૂનાગઢ મુકામે એકત્રિત થયેલા સૌરાષ્ટ્રના રાજકારણી ભાઈ બ્હેનોએ સાહિત્યના પ્રવાહોને સમજવા માટે કશો પ્રયાસ કર્યો હોય એવું મે નજરે જરા પણ જોયું નહી અને તેમાં ઢેબરભાઈ એક ઠરાવના અનુમોદનમાં બોલેલા, પુષ્પાબેને એક ભાષણ જૂનાગઢ મુકામે અને બીજું સત્કાર ભાષણ સોમનાથ મુકામે કર્યું, તે સિવાય તેમનો સાહિત્ય સંમેલન સાથેનો પરિચય ખાસ માલૂમ પડ્યો નહીં. કનૈયાલાલ મુનશી અનેક રસ ધરતા હતા. પ્રમુખ તરીકે તેઓ Aesthitics અને Literary criticism વિષે બોલેલા, રાજકરણી પુરૂષ તરીકે તેઓ મહાગુજરાત ઉપર બોલેલા, વાર્તાકાર તરીકે તેઓ પાશુપત સંપ્રદાય ઉપર બોલેલા, હિન્દીના પ્રચારક તરીકે એક લિપિ ઉપર અને એક ભાષા ઉપર બોલેલા, ઉર્મિઓના પ્રશંસક તરીકે તેઓ તે વિષય ઉપર બોલેલા, મહાગુજરાતના દૃષ્ટા તરીકે, અને ઇતિહાસ ભાષાશાસ્ત્ર, વગેરેના અન્વેષક તરીકે તેઓ મુંબઈ પાસે વસતી કોળી પ્રજા ઉપર બોલેલા, જે બોલેલું બધું ઘણું સારું, અસ્તવ્યસ્ત, બીજી સંસ્થાઓએ કરેલાં કામોને ઇરાદાપૂર્વક નિરર્થક બનાવી દે એવું, માત્ર પોતે જ બધા વ્યવસાયોના અને પુરુષાર્થોના આદિદ્રષ્ટા હોય એવું મંતવ્ય દર્શાવનારૂ હતું બીજા વક્તાઓને સમયની મર્યાદાનો નિયમ લાગુ પડતો હતો, પણ મુનશીને એ બાધ નડતો જ નથી. બધા લોકો સામે રજુ થતાં દશ્યો જોવામાં રોકાયા હોય ત્યારે સીઝર રાજકાજ જોતો તેમ, મુનશી બીજા વક્તાઓ શું બોલે છે તે તરફ હંમેશાં દુર્લક્ષ રહેતા, અને પોતાના વ્યવસાયમાં જ ગુંથાએલા રહેતા. કવિઓના સંમેલન વખતે અને મુશાયરા વખતે મુનશી ગેરહાજર હતા વખતનો નિયમ મુનશીને લાગુ થઈ શકતો નહતો, ત્રણ ચાર પરિષદની તારીખો બદલે, પ્રદર્શનની ઉદ્ઘાટન ક્રિયા ભલે ત્રણ કલાક મોડી થાય, ભોજન સમારંભમાં ભલે લોકોને બે કલાક વાટ જોવી પડે, ગમે તેમ મુનશીના વ્યવસાયને સંમેલનના લોકોએ અનુકૂળ રહેવું જ જોઇએ. મુનશી ચુંટણીના નિયમો ઉપર લક્ષ આપતા હોય એમ જણાયું નહી. સાહિત્યના વિષયની બહારના મુદ્દાઓ ઉપર વિવેચન કરવામાં મુનશી ખૂબ આનંદ માણતા હતા. મુનશીને નિબંધોની, નિબંધ સમીક્ષક સમિતિના સભાસદોની, કે નિબંધોના લેખકોની પાઈ જેટલી પરવા નહોતી, કેશવરામ શાસ્ત્રીનો વિદ્વત્તા ભરેલો નરસિંહ મેતા ઉપરનો નિબંધ મુનશી માટે બે મિનિટના સમર્થને યોગ્ય હતો, મંજુલાલ મજુમદારનો પ્રેમાનંદનો નકુરભાગ સહેજ સાથેનો નિબંધ એટલી સમય મર્યાદાને યોગ્ય પણ નહોતો; બીજા નિબંધો હવે વંચાશે, એમ એકવાર જાહેર

થાય, પછી તુરત એવી જાહેરાત થાય કે હવે તે નિબંધો વંચાયેલા છે એમ પરિષદ માને, વળી જાહેર થાય કે નિબંધ વંચાશે, પછી કોઈ નિબંધ વંચાય જ નહીં, એક વયોવૃદ્ધ સ્થાનિક નિબંધ લેખક રોજ સવાર સાંજ ધક્કા ખાય મોખરે બેસે, વારો ક્યારે આવશે તેની વાટ જુએ, અને પછી નિરાશ થઈ ઘેર સીધાવે, એવી નિબંધના વિષય તરફ મુનશીની બેદરકારી, અક્ષન્તવ્ય બેદરકારી મેં જોઈ—એ અનુભવ દરખાસ્ત રજૂ કરતો આવ્યો છું. મુનશી સાહિત્યકારોથી અલગ થઈ ગયા છે એ માન્યતા સાચી છે—અમને ભય રહે છે કે તેઓ કદાચ આપણા સાહિત્યના નવીન પ્રવાહોથી પણ અલગ થઈ જાય. મુનશી સોમનાથ ગયા, પણ સમુદ્રનાં પાણીનો સ્પર્શ, તેનું આચમન તેમણે કર્યું નહીં. વલ્લભભાઈએ કરેલું તે મુનશીએ કર્યું નહીં. મુંબઈની ઇતિહાસ પરિષદ થઈ ત્યારે મુનશીએ સોમનાથ ઉપર ભાષણ કરેલું તે ઇતિહાસના અભ્યાસીઓએ હસી કાઢેલું, એવો પરિહાસ સોમનાથ મુકામે થઈ શકે એમ ન હોતું, કારણ કે ત્યાં એવા અભ્યાસીઓ નહોતા. મુનશીની અને તેના મંડળની નવયુગના સાહિત્યકારોની અપરિચિતતા ભયંકર હતી, ઠરાવોના મુકનારાઓનાં અને તેમને અનુમોદન આપનારાઓનાં તેમના જનક પિતાઓનાં અને તેમના અવટંકોના નિર્દેશમાં એ મંડળ ભયંકર ભૂલ કરતું હતું—એમની પાસે બાપ દીકરો થઈ જતો હતો, દીકરો બાપ થઈ જતો હતો, અને અવટંકનો એમનો મેળ—સંભ્રમ ભયંકર હતો. મુનશીને એક વિનંતી છે, સાહિત્ય પરિષદના વિભાગીય પ્રમુખો તરફ મુનશી અને તેમનું મંડળ અક્ષન્તવ્ય બેદરકારી સેવે છે. સોમનાથના પ્રવાસ દરમિયાન વિભાગીય પ્રમુખો ત્રીજા વર્ગમાં મુસાફરી કરે અને મુનશીજી અને બીજું શિષ્ટમંડળ જુનાગઢથી વેરાવળ વિશિષ્ટ વર્ગમાં મુસાફરી કરે તે પરિષદના કાર્યવાહકોને શોભાસ્પદ નહોતું. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી વગેરે માનના ભૂખ્યા નહોતા. સાહિત્યકારો માનથી દૂર રહે છે. પણ સભ્યતા ખાતર વિભાગીય પ્રમુખોને સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરે તેવો પ્રબંધ ગોઠવો જોઈએ, જો બીજા મોટા એ પ્રમાણે મુસાફરી કરતા હોય. તો અહીં હું મારો એક અનુભવ રજૂ કરું. વડોદરામાં રેકર્ડ કોન્ફરન્સ થઈ હતી: સર જદુનાથ સરકાર એ વખતે વડોદરામાં હાજર હતા, અને સર ગિરજાશંકર બાજપાઈની જગાએ પ્રમુખપદે રહ્યા હતા. અમે બધા ડભોઈ જોવા જતા હતા. મેં વડોદરા કોલેજમાં ઇતિહાસના વિષયના બી. એ.ના વિદ્યાર્થીઓને સાથે રાખ્યા હતા. એમનો મેં સર જદુનાથ સાથે પરિચય કરાવ્યો. અમારે માટે સેકન્ડ ક્લાસની મુસાફરીનો પ્રબંધ થએલો, પણ સર જદુનાથે કહ્યું કે મારે વિદ્યાર્થીઓ સાથે થર્ડ ક્લાસમાં બેસવું છે. માટે અને પ્રો. કામદાર તે ડબામાં સહુ જશો, મુનશીજી અને તેમનું મંડળ સર જદુનાથને પગલે ચાલે એવું ઇચ્છીએ, બાકી, સર જદુનાથ સ્વભાવે મુનશી જેટલા નરમ છે, તેટલા કડક છે! સાહિત્ય પરિષદના સંમેલનમાં સાહિત્યકારો જુજ સંખ્યામાં આવે છે તેનું આ એક કારણ છે એમ મને ઘણા સાહિત્યકારો તરફથી કહેવામાં આવેલું. આટલું વિવેચન અહીં કર્યું છે, એ એવા આશયથી કે હવે પછી થનારા સંમેલનનો કાર્યવાહ સુધરે અને પરિષદનું સંમેલન સાહિત્યના વિચાર માટે મળે છે, એ યાદ રહે. એવો જ વિનય સંમેલનના રંજનક્રમ સમયે સાહિત્ય પરિષદના ધુરંધરો એ બતાવવો જોઈતો હતો. આ સમયે વયોવૃદ્ધ માણસોને ધુરંધર લોકો માટે ખુરસીની જગાઓ આપવાની ફરજ પાડવામાં આવી હતી, જે સાહિત્યના મુત્સદ્દીઓ માટે યોગ્ય કહેવાય નહીં.

પરિષદના સંમેલન વખતે મહા ગુજરાત ઉપર વારંવાર બોલવામાં આવતું હતું, અને મહાગુજરાતની રચનાની ભૂમિકા પરિષદના કાર્યવાહકોનું એક અંગ હોય એવો ભાસ થતો હતો. વસ્તુસ્થિતિ તો એવી છે કે જો દિલ્હીના મુત્સદ્દી સરદાર વલ્લભભાઈ પટેલ ધારે તો મહાગુજરાત તુરત થઈ જાય, અને ન ધારે તો, તે માત્ર કલ્પનાનો, ભાવનાનો, અભિલાષાનો, અને સાહિત્યનો વિષય રહે તેથી આગળ વધે નહીં.

# નોંધ

**હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા વધી**— દ.-આફ્રિકામાં હિંદીઓ પર અત્યાચાર થાય, સિંગાપોરમાં પણ એવા બનાવો બન્યાની હકીકત આવી છે, બર્મામાં હિંદીઓના હકો પર તરાપ મારવામાં આવી છે, સરકારી નોકરીમાંથી તેમને છૂટા કરવામાં આવ્યા છે, હિન્દુસ્તાનનું અંગ્યું, હિન્દી સંસ્કૃતિના પાને મરી મોટું થયેલું સિલોન પણ હિન્દીઓની અવગણના કરે છે. ઇરાનમાં પણ હિંદી નોકરો પીડા પામ્યાનું જાણ્યું છે, પાકિસ્તાનમાં તો હિંદીઓના દુઃખો કહ્યાં જાય એમ નથી, પૂર્વ-આફ્રિકાનું બારૂ પણ હિંદીઓ માટે હવે બંધ થયું છે. એશિયન કોન્ફરન્સો ભરી રખે હિંદ એશિયાનું આગેવાન થઇ બેસે એ હેતુથી અમેરિકા મધ્ય એશિયામાં હિન્દ વિરૂદ્ધ ઝેરી પ્રચાર કરે છે. આ વિગતો ધ્યાનમાં લેતાં હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા વધી કે ઘટી એ સમજી શકાશે.

**વડોદરાનું જોડાણ**:—

સામાજીક અને રાજકીય કાનુનો ઘડી પ્રગતિ કરોની હિન્દુસ્તાનના બીજા વિભાગોને અદ્યાપિ પર્યંત આદર્શો પૂરા પાડનાર, હિંદી સંઘમાં જોડાવાની પહેલ કરનાર વડોદરા રાજ્યે મુંબઇ પ્રાન્તમાં ભળી જવાનો નિર્ણય જાહેર કરી બીજા મોટાં દેશી રાજ્યો સમક્ષ ઉમદા અને મોટો આદર્શ રજુ કર્યો છે. આવા આદર્શ વિભાગનું વિલીનીકરણ થતાં સમજુ સહૃદયોને તો અવશ્ય થાય, પરંતુ દેશના સંગઠન અર્થે આ યોજના અખત્યાર કરવીજ રહે છે, એ ખ્યાલે સાંત્વન મળે છે. છતાં બીજા દેશી રાજ્યો દ્વાકામાં જોડાતા અનાજની વિષમતર સ્થિતિ અનુભવે છે તેવું અહીં ન થાય, તેમજ સરકારી નોકરોને કશી વિટંબના અનુભવવી ન પડે- એવી વ્યવસ્થા માટે આ નિર્ણય લેવાતાં પહેલાં કંઇ સમજુતી થઇ હોત તો ઠીક વાત. આ કંઇ દેવાળીયું રાજ નથી, પણ દ્વાકાને સાધન સંપન્ન ફળદ્રુપ અને વ્યવસ્થિત પ્રદેશ મળે છે. રાજા અને પ્રજાના ત્યાગની બધે કદરથી કદર કરવામાં ન આવે પણ રાજાની પ્રજા નાહક કષ્ટોમાં ન સપડાય તેની મુંબઇ સરકારે કાળજી રાખવી જોઇએ. વડોદરાની સંગીતશાળા ખાનગી સંચાલકોને સોંપી દેવાની વાતો બહાર આવી છે તે પ્રમાણે વડોદરાની બીજી સંસ્થા કેન્દ્રોની સ્થિતિ ન થાય તે સંબંધી યોગ્ય પ્રબંધ કરવો જોઇએ. દ્વાકાના બીજા ભાગો જોડે વડોદરા વિભાગને સમાન્તરે રાખવા માટે વડોદરાને નીચું ઉતારી ન શકાય, બલ્કે બીજા ભાગોને ઉંચે લાવવા જરૂરી છે.

સરદાર પટેલે કહ્યું છે કે વડોદરાના રાજાની ફરજ પૂર્ણ થઇ છે, હવે પ્રજાની ફરજ શરૂ થાય છે. તેણે રાજગાદીને (?) માનની દૃષ્ટિથી જોતાં રહેવું જોઇએ. સરળતાથી ત્યાગ કરનાર વડોદરા નરેશને બહુમાન કરવાનું કોઇને સુઝ્યું નથી એ આશ્ચર્ય ઉપજાવે છે. મહિનાઓ પરજ જ્યારે શ્રીમંતના હાથમાં સત્તા હતી અને તેમણે થોડા સુધારા જાહેર કર્યા, ત્યારે તેમને અને તેમના બીજા પત્નીને જાહેર રીતે અભિનંદનોથી નવાજનાર આગેવાનોને શ્રીમંત સર્વ સત્તા ત્યાગ કરે છે, ત્યારે તેમને મહારાજાની કદર કરવા માટે શબ્દો નથી એ યોગ્ય ન કહેવાય.

પાકિસ્તાન જોડેનાં સંબંધો સુધરી ગયા છે પાકિસ્તાને હિંદને આપવાના પૈસા હજી આપ્યા નથી, ભાગે પડતો આપવાનો માલ આપ્યો નથી, પાકિસ્તાનમાં વસેલા નિર્વાસિતોની હિંદી મિલકત માટે હક કરે છે પણ હિંદમાં આવેલા નિર્વાસિતોની મિલકતની કિંમત આપવા માટે ઉદાસીનતા સેવે છે. કાશ્મીર બાબતની યુદ્ધ વિરામની શરતોના અર્થના અનર્થ કરે છે. હિંદ પ્રમાણિકપણે શરતો પાળી પાકિસ્તાનને આપવાનું સર્વ આપે છે. જ્યાં પાકિસ્તાનના વર્તનમાં હજી સુધારો થયો નથી. મુસ્લિમો માટે પ્રાણ આપનાર બાપુજીની પ્રતિમાને હિન્દી હાઇકમીશનર ફુલમાળા આરોપણ કરે તે તો અદ્ભુત છે. જ્યાં આ બે સંસ્થાનોના સંબંધો સુધર્યો કહેવાય છે!

ર. પ્રે. મ.



ફેબ્રુ ...



# અનુક્રમ




સંચાલક :—રણછોડજી પરાગજી મહેતા

પૂર્ણી કાર્યાલય
આનંદપુરા, વડોદરા.

વાર્ષિક લવાજમ રૂા. ૬ ૦-૦ પરદેશ માટે ૧૨ શિલિંગ છૂટક નકલનાં ૦-૮-૦


## લવાજમ ભરવાનાં સ્થળો

મુંબઈ :— પ્રદીપ સાહિત્ય મંદિર ૯૨, અનંત વાડીના નાકે, ભુલેશ્વર

સુરત :— પ્રદીપ સાહિત્ય મંદિર, ભાગળ શાખા,

નવસારી.—શ્રી જનાર્દન નાનાભાઈ ભટ્ટ, બાવાસાહેબની હવેલી.

મુંબઈ :— શ્રી ગોકુળભાઈ છ. દેસાઈ, સરસ્વતી પ્રસાદ, લજપતરાય રોડ, વીલેપારલા (વેસ્ટ).

પૂર્ણી દર માસની પંદરમી તારીખે રવાના કરવામાં આવે છે. વીસમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટમાં તપાસ કરી પછી જ અમને લખવું.

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૩.]  એપ્રિલ ૧૯૪૯  [ અંક, ૯


## જોખમ તો ખેડવું જ પડે

એક વેપારી જીસસ ક્રાઇસ્ટનો મહાન પ્રશંસક હતો. બીજા કોઇ પણ કરતાં જીસસ વેપારીઓને વધારે સારી રીતે સમજતા અને વેપારની કુનેહથી વાકેફગાર હતા એમ તે કહેતો. જીસસે કહેલી એક રૂપકકથાને લઇને તેની આ માન્યતા દૃઢ થઇ હતી. જીસસના શબ્દોમાં જ તે વાત આમ છે :

“એક વેપારી પરદેશ ખેડવા ગયો. જતાં અગાઉ તેણે તેના બે નોકરોને પ્રત્યેકને સોનાના મહોરોથી ભરેલી એક એક થેલી આપી કહ્યું, “હું પરદેશ કમાણી કરવા જાઉં છું. તમે આ ધન લઇ અહીં કમાણી કરો. માલનો અદલો બદલો કરો તેમાં પ્રમાણિક રહેજો અને તમારા વેપારથી બીજાઓને પણ ફાયદો થવો જોઇએ.”

એક વરસ વીત્યું અને વેપારી પાછો દેશ ફર્યો. તેણે નોકરોને પૂછ્યું, “મેં આપેલા દ્રવ્યનું તમે શું કર્યું ?”

પહેલા નોકરે કહ્યું, “મેં માલ લીધો અને વેચ્યો અને તેમાં મને નફો મળ્યો છે.”

વેપારીએ કહ્યું, “એ નફો હું તને આપી દઉં છું કારણ કે તેં સારું કાર્ય કર્યું છે અને તારી જાત અને મારા પ્રત્યે તું વફાદાર રહ્યો છે.”

પછી બીજા નોકરે જવાબ આપ્યો, “સાહેબ, તમારા પૈસા ખોટમાં ચાલ્યા જશે એવી મને દહેશત રહેતી. તેથી મેં વસ્તુઓની લે વેચ ન કરી પરંતુ કોથળીનું મોં છોડ્યા સિવાય તેને મેં સાચવી રાખી છે, આ રહી તમારી સોનાની મહોરો.”

વેપારીએ તે મહોરો પાછી લીધી અને કહ્યું, “તમને શ્રદ્ધા જ નથી. લે વેચ કરવું અને કંઇ નહિ કર્યા કરતાં તેમાં ખોટ આવે તે પણ સારી. પવન બીજકણો વેરે છે અને ફળની રાહ જુએ છે. દરેક વેપારીએ તેને અનુસરવું. તું તો બીજાઓની નોકરી જ કર્યા કરે એજ ઠીક છે.”

ર. પ. મ.

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

[૧૧]

નૂતન વિલાસ પ્રેસના મકાનમાં ઉપલે માળે અમે ત્યારે રહેતા. એ રસ્તે અમર મકાનની પાછળ આવેલા ન્યાયમંદિરને રસ્તે વડોદરાની વિશિષ્ટતા સરખી વડોદરાના રાજવીની સવારી વખતે અને તેની આસપાસના પ્રદેશ માટે બહુ જોવાજોગ પ્રસંગ બનાય. જે જે રસ્તે સવારી જવાની હોય તે તે રસ્તા ઉપરનાં મકાનોનું મહત્વ સવારીને દિવસે બહુ વધી જતું. સગાંવહાલાં, મિત્ર-કુટુંબો; ઓળખીતા છતાં, એટલે, બારીએ બેસી સવારી જોવા ભેગાં થતાં. અષાઢી એકાદશી, અનંત ચતુર્દશી અને દશેરાની સવારીઓ મુખ્ય ગણાય ત્યારે શહેરના મોટા ભાગમાં થઈને સવારી જતી હતી અને તાબૂત ફેરવવાના દિવસો પણ સવારીના ખરા—જો કે તે સવારીઓ મોડેથી નીકળતી એટલે શહેરના ઓછા ભાગને દર્શન થતાં.

વડોદરા રાજ્યનો પાયદળ રસાલો, બેન્ડ, ઘોડેસવાર, હજૂર, ભાલદારો, ગજકુંભીઓ, સરદારો અને મહારાજા અગર તેમના પ્રતિનિધિ સરખા તેમના રાજકુમાર વ્યવસ્થાસર સવારીમાં નીકળતા. બેન્ડ વાગતાં જાય, દેશી ઢબના સેતાર વાજાં, બેગપાઇપ, ફ્લૂટ, હાથી ઉપરના ડંકાનિશાન, આકર્ષક મોટીમાંડ—મહારાજા સાહેબનું અંગરક્ષક સૈન્ય, સોના-ચાંદીની તોપો, રૂપાનો રથ, સોનાની બગી, શણગારેલા ધીમે ધીમે ચાલતા હાથી, અને છત્રીઓ માથે ધરાવતા ઘોડા ઉપર બેઠેલા ચિત્રવિચિત્ર પાઘડી સાફા પહેરેલા સરદારો દશ્યને આકર્ષક બનાવતા.

વડોદરા શહેર માટે આ ઉત્સવનો દિવસ. ગામડાના લોકો બહુ કુટુંબ સવારી જોવા માટે સંખ્યાબંધ વડોદરે ઉતરી આવે. મીઠાઈ વેચનારા રમકડાં વેચનારા, મદારીઓ, ચીસલા ફેરવનાર, જાદુગરો અને નાટક કંપનીઓને આ ખાસ કમાણીનો દિવસ. આખા શહેરમાં વસ્તી વધી ગયેલી લાગે. લોકોની ખરીદી પણ તે દિવસે સારી થાય. સવારી સહજે નીકળે. બે ત્રણ કલાકમાં તે ગાયકવાડી મહેલથી કોલેજ સુધી કે વાઘોડિયા તળાવ સુધી પહોંચી જાય. તે સિવાયના સમયમાં લોકો જોવા જેવાં વડોદરાનાં સ્થળો જોઈ વળે. ખાસ કરીને વડોદરાનો કમાટીબાગ સહુના આકર્ષણનું સ્થળ. વિશાળ બગીચામાં ફરવાની મોકળાશ. વાઘ સિંહ જેવાં ખુલ્લા જંગલમાં જોવાં ન ફાવે એવાં અથવા જુદા જુદા પ્રદેશનાં પશુ પક્ષી ત્યાં જીવંત જોવાની મઝા. બેન્ડ સ્ટેન્ડનો આકર્ષક ઠાઠ, ઝૂલતો પૂલ, ફુવારા અને 'સમર હાઉસ' તથા મેંદીની ભૂલભૂલામણી બાગમાં તેમજ શહેરી સહુને સરખાં ગમે એવાં છે. સંગ્રહસ્થાન અને ચિત્રસંગ્રહ—મ્યુઝીયમ અને પીક્ચર ગેલેરીમાં ત્યારે માણસો ઉભરાય. આજે કમાટીબાગ સામાન્યતઃ શહેરની વસતીને હરવા ફરવા તથા આનંદ તેમજ જ્ઞાન મેળવવાનું નિત્ય સ્થાન કહી શકાય. આખી સંગ્રહસ્થાનનો, મ્યુઝીયમનો તેમજ પીક્ચર ગેલેરીનો ઉદ્દેશ જ્ઞાન વધારવાનો, અભ્યાસ વધારવાનો હોય એ સાચું. પરંતુ જ્ઞાનીઓ અને અભ્યાસીઓ સિવાયની જનતાને પણ આવાં સંગ્રહસ્થાનો જોવામાં આનંદ તો જરૂર આવે. વાઘ, સિંહ અને ચિત્તાની જાતને બિલાડી સાથે કેટલો સંબંધ હશે, કાંગારૂ ઉંદરમાંથી ઉપજ્યું, કે સસલામાંથી, મગર, માછલી અને દેડકાં વચ્ચે કેટલી પેઢીની જૂદાઈ; ગીધાને બટાયચ, છતાંયે ઊંટની સગાઈ તથા સારંગને શુભમાળ મેળવતાં કેટલા યુગ વીત્યા હશે, માનવી અને બન્દર એમાંથી કોણ વહેલું જન્મ્યું—અરે શા માટે, આવા આવા વિદ્વદ્ભોગ્ય પ્રશ્નોના

પૂર્ણો

ઉત્સવ માટે સંગ્રહસ્થાનો જાણે પોતાનો ભાગ ભજવે. સામાન્ય માનવીને, મોટા ભાગના લોકોને તો માત્ર જોવાનો જ આનંદ મળી શકે છે અને વાઘોના પાંજરા પાસે તો મેં ઘણીવાર વિદ્વાનો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને ગંભીર સન્નારીઓને વિદ્યા, પ્રતિષ્ઠા અને ગંભીરતા છોડી એ માનવપૂર્વજ સામેની એકતા અનુભવતાં નીહાળ્યા છે. વાનરસમૂહ પણ વિદ્વાન અવિદ્વાનના ભેદ ભૂલી જાય છે, અને ઘણા ખવરાવતા પ્રોફેસરના મસ્તકમાં, તાળીઓના ગડગડાટ વચ્ચે આપણ કરી આવેલા નેતાની પીળી કાળી ટોપી કે સન્નારીની રેશમી સાડી ખેચતાં આપણે સહુએ નીહાળ્યાં હશે જ! બંધન, સ્વસ્થ સર્વસ્વ, સર્વ કેળવણી ઈચ્છતાં માતાપિતાની મોન્ટીસોરી પદ્ધતિમાં ઉછરતાં કૈંક બાળકોનાં હૃદયની યાદ એ વાનરખાના પાસે સચવાય છે :

'પ્રભુ! તેં બધું આપ્યું. પણ આ પૂછડી કેમ લઈ લીધી?'

વડોદરાની જનતાને વર્ષોથી – છ સાત દાયકાથી – આ સવારીઓ અને કમાટીબાગ આનંદ આપ્યા કરે છે. સવારીઓનો પ્રકાર સરઘસ એકનો એક. છતાં લોકો તે જોતા ધરાતા નથી. અમારા પ્રેસના મકાનમાં પણ ઘણાં કુટુંબો સવારી જોવા આવે. મને પણ બહુ આનંદ આવતો. જો કે વય વધતાં નિરસતા વધી જાય છે અને સવારીઓ જોવાની ઈંતેજારી ઘટતી જાય છે. તે એટલે સુધી કે મહારાજાના ખાનગી કારભારી તરીકે સવારીની વ્યવસ્થા કરવાના અને સવારીમાં ચડી બે કલાક બેચેની ભરી આવે ત્યારે પાછા જોવાના પ્રસંગો આવતાં મને વિચાર થતો કે આ સ્થાની અનુકૂળતા જોવા બદલ ડોલતા ચાલતા હાથી ઉપર ચડી કમકમ થતાં બે કલાક ગાળવાં એના કરતાં બાર રસ્તે ભૂરાટિયા ભાગી એ કામ વધારે રસભર્યું બને!

ફિલસૂફો અને જીવનથી પગવારતાઓને જે લાગે તે ખરું. સવારીઓએ વડોદરાને સરસ દૃશ્યો આપ્યાં છે, મેળા આપ્યા છે, આનંદ ઉત્સવ આપ્યો છે. સવારીને Remnant of Feudal times – મધ્યકાલિન જમીનદારી જીવનના અવશેષ તરીકે મોટાઈ પૂર્વક વર્ણવાતી મેં સાંભળી છે. મોટા ભાગની રાજ્યોનું વિલીનીકરણ–merger–અત્યારની હવામાં રાજ્યોની સરહદોને અને રાજ્યોના દબદબાને ભૂંસી નાખે છે વડોદરા પણ એ વિલીનીકરણને કિનારે આવી પહોંચ્યું છે. તા. ૧ મે ૧૯૪૯ થી વડોદરા સ્વતંત્ર વહિવટી એકમ મટી મુંબાઈ ઇલાકાનો એક ભાગ બની જાય છે. ઉચ્ચ સ્વાર્થ અર્થે–Higher interest ખાતર–નાના ટુંકા સ્વાર્થના ભોગ આપવા જ જોઈએ એવાં શિખામણ સૂત્રો સાંભળવાનાં મળે પણ છે. વડોદરાના ઉચ્ચ આસનેથી ઉઠી વડોદરા બહારના ઉચ્ચ આસને બેસવાની ખાતરી પામેલા શિખામણ આપનારાઓ ઉચ્ચ સ્વાર્થ કયો અને ટુંક સ્વાર્થ કયો એ જ્યારે સાબીત કરશે ત્યારે ખરું. મુંબાઈ ઇલાકાની રાજ વ્યવસ્થા કરતાં વડોદરાની રાજ્યવ્યવસ્થા જરાય ઉતરતી છે એમ માનવા મ્હારો ત્રીસ વર્ષનો રાજ અનુભવ મને ના પાડે છે. વડોદરાની વ્યવસ્થાના આછા પાતળા અનુભવી તરીકે અત્યારે તો એમ લાગે છે કે આખી વ્યવસ્થા ઘણી વિશાળતા અવ્યવસ્થિત ટુકડાને ભળી જાય છે!

એ ઉંચી સપાટીના રાજકારણને બાજુએ મૂકી હું એક જ દિલગીરી વ્યક્ત કરું. એ સવારીઓ હવે જોવામાં આવશે કે નહીં એ પ્રશ્ન છે! લોકશાહીમાં પણ દર્શન તત્ત્વ અદૃશ્ય ન થવું જોઈએ, ભલે સ્વરૂપ બદલાય. અને સૈનિકોની સલામી ઝીલતા પ્રમુખશાહીના લાકડી ઝાંખા તબેલા પસાર થતા, સભારંભોમાં પોતાની હાજરીને ઠીક ઠીક આવશ્યક બનાવતા,

અને છબી પડાવવાની એક પણ તક જતી ન કરતા આપણા નૂતન વહિવટદારો દર્શન તત્વને ઓળખે છે એમ તો કહી ન જ શકાય. નવીન જીવન કયાં સામુદાયિક દશ્યો વિકસાવશે ?

એજ રસ્તે—જાહેર રસ્તે—અમીરોઓનાં નિવાસસ્થાન હતાં! આજના લહેરીપુરાથી જ્યુબીલીબાગ સુધીનો રસ્તો ત્યારે મનોહર હતો, બન્ને બાજુ મકાનોથી ભરેલો, અને વચમાં વચમાં બગીચા મૂકીને નિવાસસ્થાનો પૂરાં પાડતો હતો. ત્યારે જ્યુબીલી બાગનું અસ્તિત્વ ન હતું, અને એ ભાગ લીમડા ચોક ને નામે ઓળખાતો. ચાર દરવાજા વચ્ચેની વસાહત ત્યારે પ્રતિષ્ઠિત ગણાતી—જો કે પ્રતિષ્ઠિત વસતી કોઠીથી પણ આગળ સુધી ફેલાયલી હતી. એ રસ્તે વિદ્યાર્થીઓની અવર જવર શહેરમાંથી હાઇસ્કૂલ સુધી પગે ચાલતા જનાર અસંખ્ય વિદ્યાર્થીઓને હજી ...ગે આછી રસ્તાની સંકડાશ યાદ હશેજ. ...ગની અર્ધામાં એક શિરસ્ત હતી. ...બાપની કડક આજ્ઞા કે

'સાંજ પહેલાં ઘરમાં આવી જવું.'

એટલે એ રાત્રીગલીઓનાં આકર્ષક દશ્યો વિદ્યાર્થી સૃષ્ટિથી પર રહેતાં, અને કલ્પના કરી જની વડોદરાની સૂરત આજ વડોદરાને કોઈ પણ સુંદર નગરની હરોળમાં મૂકી શકે એમ છે એના રસ્તા સ્વચ્છ, પહોળા, એસ્ફાલ્ટવાળા ક્યારનાયે બની ગયા છે સરસ મકાનોનો તો એ ભંડાર જ કહીએ તો ચાલે. વિશ્રામસ્થાનો, બગીચા, ફરવા હરવાનાં સ્થળ વડોદરાને ઘણું આકર્ષક બનાવે છે. હવે અંધીઆર ગલીઓ—blind lanes—વડોદરામાં રહી નથી. વસતી ચારે પાસ વધતી ચાલી છે, અને તેને વધવા માટે હજી મોકળાશ છે. જુનો કોટ તોડી પાડ્યો છે, જે શહેરને સીમા આપી રહ્યો હતો, માત્ર એના દરવાજા સંભારણા તરીકે રહ્યા છે. હું ભણતો ત્યારે કંઈક ગલીઓ વટતી હતી, કંઈક મકાનો ખોદાતાં હતાં અને કંઈક રસ્તાઓ પહોળા થતા હતા જેનું મકાન જતું હોય એને શહેર સુધારણા ન જ ગમે એટલે લોકો આછી પાતળી બૂમ પણ પાડતા હતા આજ પણ એ સ્વભાવતો આપણો રહ્યો જ છે. છતાં શ્રીમંત સયાજીરાવે વડોદરાની કરેલી નગરસુધારણા એ રાજવીની અનેક સિદ્ધિઓમાંની એક મહત્વની સિદ્ધિ જરૂર છે.

આવી ધાર્મિક સવારીઓ વડોદરાને ઉત્સાહપૂર્ણ બનાવતી. તાબૂતનાં દશ્યોમાં સવારી જેવી અવસ્થા નહીં. તાબૂતની રચના એ આપણી સામુદાયિક કારીગરીનો બહુ સુંદર નમૂનો છે. મસ્જીદના ઘુમ્મટની આકૃતિને આધારે કાગળની ઉભી થતી બનાવટ વિવિધ પ્રકારની, કદાવર અને આંખે ઉડીને વળગે એવી આકર્ષક હોય છે ધર્મે આપણને ઘણું આપ્યું, વાદ આપ્યા, વિખવાદો આપ્યા. સાથે સાથે ધર્મે કલા પણ આપી છે એ રખે ભૂલીએ. ધર્મભાવનાવાળી કલાની બરોબરી કરી શકે એવા નમૂના ધર્મથી પર પહોંચેલી કલાએ આપ્યા હોય એમ હજી દેખાતું નથી.

ઉપરાંત નરસિંહજીનો વરઘોડો અને તુળસીવિવાહ જનતાના ધાર્મિક ઉત્સવો તરીકે હજી પણ વડોદરામાં જીવંત છે. એ ઉત્સવોની બહુવેશધારી મંડળીઓ—જે જુદા જુદા પહેરવેશથી સજ્જ બને છે. ભજનમંડળીઓ, પરીઓનાં દશ્ય, ગદા ઘુમાવતા હનુમાન અને દેવપાલખી આજ પણ વડોદરાનાં આકર્ષણ છે. વડોદરે રહેવાનું, એટલે એ વરઘોડા જોવાના મળે. જોયેલાં દશ્ય ફરી ફરી જોતાં કંટાળો આવે એવી વયે હું ત્યારે પહોંચ્યો ન હતો

ચાર વર્ષ—ફોર્થથી મેટ્રિક સુધીનાં—હાઇસ્કૂલમાં ગાળવાનાં. ગુજરાતી ભાષાના વિદ્યાર્થીપ્રિય શિક્ષક છોટાલાલ જીવનલાલ, જેમણે

નારા એ કંપનીમાં ભાગદાર હતા એટલે કંપનીને ફડચામાં લેઈ જવાની સૂચના મંજૂર થઈ, છાપખાનાની હરાજી થઈ અને મારા પિતાએ બેકારીનો અનુભવ લીધો.

એજ છાપખાનું એકલા અગર બીજા કોઈની ભાગીદારીમાં પાછું મેળવવા પિતાએ અથાગ પ્રયત્ન કર્યો પરંતુ ભાગીદારીમાં મૂકવાના કોઈ પૈસા પણ પણ ક્યાંથી લાવવા ? વતનની જમીનો હતી. પરંતુ મારા પિતાના પિતા સુંદરલાલ અસ્તિત્વમાં હતા અને વતન તેમને નામે ચાલતું મારા પિતામહ સુંદરલાલ બહુ જ સાલસ સ્વભાવના, સુંવાળા અને મુશ્કેલીમાં બહુ જ ગભરાઈ જાય એવા હતા. ખાસ ધનિક મિત્રો કે ઘરમાં વહાલાં પણ ધનિક નહીં. એટલે થોડી રકમ ન મળવાને કારણે છાપખાનું પિતાના હાથમાંથી ચાલ્યું ગયું.

છાપખાનાનું મકાન અમે છોડી દીધું રસ્તા ઉપરના ઝરોખાવાળીના દેખાવવાળા એજ મકાનને છોડી વળી પાછા જૂના સુલતાનપુરાના મહાદેવ ખાંચાવાળા મકાનમાં રહેવા અમે પાછા આવ્યા ખર્ચ તો પ્રથમથી જ ભારે સગાં સંબંધીઓની અવર જવર પણ સારી. માંદા સાજા સગાં સંબંધીઓની સારવાર પણ કરવાના પ્રસંગો વારંવાર આવતા એટલે પિતા પાસે કાંઈ જ બચત રહે નહી. અતિથિસત્કાર અને સંબંધીઓનો સત્કાર એ ત્યારે 'આવશ્યક ધર્મ' ગણાતો. અને મારા પિતા એ ભાવનાના બહુજ ચુસ્ત ઉપાસક વળી કુટુંબીઓ માટેની તેમની લાગણી પણ બહુજ સાચી. કોઈનું પણ દુઃખ, દર્દ કે ઉદાસીનતા તેમનાથી સહેવાય જ નહી એ સ્વભાવને અંગે સ્વાભાવિક રીતેજ આર્થિક સ્થિતિ સબળ તો નજ રહે મને લાગે છે કે ઉપજ કરતાં વધારે ખર્ચ એ તેમની સતત સ્થિતિ હતી.

તિથિ, તહેવાર, શુભ અશુભ દિવસો એ યુગમાં આજના કરતાં ઘણું વધારે મહત્વ પામતા હતા. શુભ દિવસે, તહેવારને દિવસે—સ્થિતિ હોય કે ન હોય તો પણ—સારૂં ભોજન ન કરવું અગર ઘરનાં સ્નેહી સંબંધીઓને ન બોલાવવાં એમાં ઘણી જ હલકાઈ મનાતી શ્રાદ્ધ સંવત્સરીના દિવસો તો પિતૃઓને અર્પણ થએલા દિવસો એ દિવસોમાં બ્રહ્મભોજન ન થાય તો પિતૃઓ ઉપવાસી રહી નિસાસા નાખે એ માન્યતા સારી હતી. આજ આપણે એ બધી માન્યતાઓને હસી શકીએ. ત્યારે હસી શકાતું નહી પિતા એ બધામાં માનતા ન હતા, છતાં એ તિથિ ઉત્સવના નિમિત્તે કુટુંબીઓ ભેગાં થાય અને ઘરનાં માણસો પણ પ્રસન્ન રહે એ તેમને એક ગૃહસ્થ તરીકે બહુ જ ગમતું કોઈને પણ પ્રસન્નતા પૂર્વક જમાડવામાં તેમના જીવને બહુ જ આનંદ મળતો.

મારાં માતા પણ સ્વભાવે એવાંજ ઉદાર. મહેમાન આવે જ. મહેમાન ન આવે એ દિવસ પણ સારો નહીં એવી તેમની માન્યતા. માંદાની માવજતમાં તો એ પોતાની તબિયતનો પણ ખ્યાલ ન કરે રસોઈ તેમને જ માથે. મને યાદ નથી કે કદી બહાર માણસ વગર અમે કદી જમ્યા હોઈએ. આજ સુધી એ પ્રથા ચાલી આવે છે, અને અત્યારના મુશ્કેલ સમયમાં કોઈ મહેમાન કે સગું વહાલું ન આવે એવી ઇચ્છા પણ ઘરમાં કોઈ વ્યક્ત કરે તો મારાં માતા બહુ જ નાખુશ થઈ કહેશે કે આ જન્મે કોઈને જમાડશો તો આવતે જન્મે તમે પામશો ! એવી તેમની માન્યતા હજી બદલાઈ નથી—જોકે નવું ભણતર, જન્મમાં તો કોણ જાણે, પરંતુ પુનર્જન્મમાં ન માનતું હોય તો પણ. મહેમાનોથી કંટાળતા, ત્રાસતા, સંતાતા, નાસતા આજના માનસને મારાં માતાપિતાં ભિખારી માનસ તરીકે તિરસ્કારી કાઢે છે એટલે એવું માનસિક વલણ ખચીત જરૂર બની જાય.

ઘરમાં બ્હેન ભાણેજની અવર જવર સારા પ્રમાણમાં હોવી જોઈએ એવી જૂની માન્યતાના પણ મારાં માતાપિતા ચુસ્ત ઉપાસક. વડોદરા શિક્ષણ માટે સગવડવાળું સ્થળ. એટલે કુટુંબના ભાણેજો અને બીજા પણ વિદ્યાર્થીઓ ભણવા માટે અમારે ત્યાં રહે.

એની તકલીફ પણ કોઈ દિવસ આજ સુધી મારાં માતાપિતાએ કરી નથી. ઊલટું પૂરતું આતિથ્ય નહીં બન્યું હોય એવો અસંતોષ કદી કદી તેઓ વ્યક્ત કરે.

આવા સંજોગોમાં બચત કશી જ ન રહે એ સ્વાભાવિક ગણાય. છાપખાનું પિતાના હાથમાંથી ગયું ત્યારે તેમની પાસે કશી જ રકમ હતી નહીં કદાચ દેવું હશે

હું ફોર્થ ફોર્મમાં ભણતો વિદ્યાર્થી હતો. એ અવસ્થામાં દુઃખ સુખની ભાવના સ્થિર રહેતી નથી, અને મારાં માતાપિતાએ એ સંજોગો અંગે કોઈ પણ જાતનું ભાન અમે બાળકોને ન થાય એવી પૂર્ણ કાળજી પણ રાખી હતી. છતાં કોઈક વાર પરિસ્થિતિની આછી અસરો ન અનુભવે એટલી જડતા ઉદાસીનતા ત્યારે મારામાં ખીલી નીકળી ન હતી!

પિતાએ મુંબાઈ જવાનો વિચાર કર્યો. મુંબાઈ આજની માફક ત્યારે પણ બેકારોનું સ્વર્ગ ગણાતું હતું. છાપખાનાનો તેમજ પત્રકારિત્વનો પિતાને અનુભવ તો હતો જ. એટલે મુંબાઈમાં કદાચ તેમને સ્થાન મળી જાય. એવી માગણી પણ આવી પરંતુ મારાં માતાને મુંબાઈનાં હવાપાણીનો ભારે અવિશ્વાસ. મુંબાઈનાં પાણી લાગ્યા વગર રહે જ નહીં એવી તેમની માન્યતા હજી પણ દૂર થતી નથી. તે વખતે એવા પ્રસંગો પણ ઘણા બનતા હતા જેમાં મુંબાઈ વસવાટ માટે ગયેલા કોઈ પુરુષ તબિયત બગાડી પાછા જ્યાં ને ત્યાં આવી જતા. એટલે તેમણે પિતાને મુંબાઈ જવાની ચોખ્ખી મના કરી. જે બને તે વડોદરામાં જ રહીને કરવું એ તેમનો આગ્રહ.

અને એ આગ્રહની પાછળ પોતાનું આર્થિક સર્વસ્વ હોમવાની પણ તેમની તૈયારી. પિયરથી મળેલાં ઓછાં વધતાં ઘરેણાં અને પૈસાની રકમ કુટુંબને ખાતર સમર્પી દેવાની તેમની સતત ભાવનાને તેમણે કંઈક વાર અમલમાં પણ મૂકી હતી. ઘરેણાં ઘણી વાર ગીરો મૂકવાનાં સાધન બની રહેતાં, અને હું પણ એનો કદી કદી સાક્ષી બન્યો છું.

વળી મારા મોસાળમાં અને ઉછેરનાર મારાં માસી પણ સ્વર્ગવાસી થયાં. મોસાળમાં પિતરાઈઓને વતન તો મળ્યું પરંતુ મારા મોસાળના ઘર ઉપર પણ તેમનો જ હક હોય એવી માન્યતાથી તેઓ ઘર બદલ દાવો પણ કરવાના છે એ હકીકત સાંભળતાં મુંબાઈ જવાનું પિતાએ મુલતવી રાખ્યું.

નાના મોટા અકસ્માતો માનવીના ભાગ્યને ઘડે છે. અમે બધા મુંબાઈ ગયા હોત તો?

મુંબાઈ જવાનો વિચાર માંડી વાળ્યા પછી પિતાએ કયો માર્ગ લેવો એનો સહજ સ્થિરતાપૂર્વક વિચાર કરવાની પણ જરૂર હતી. થોડા દિવસ ભણવા માટે હું વડોદરામાં એકલો રહ્યો અને માતાપિતાને મારી બ્હેનો સાથે કઠોર જવું પડ્યું. એકલા રહીને ભણવાનો અનુભવ પણ રોમાંચક છે. આત્મગૌરવ પણ સહેજ વધે છે, આત્મવિશ્વાસ પણ આવે છે, વડીલોની સતત છત્રછાયા—જે કદી કદી બંધનરૂપ લાગતી હોય તે—આછી થતાં કંઈક મોકળાશ પણ લાગે છે, અને કિશોર અવસ્થામાં પ્રૌઢત્વ આવી જાય છે—જે પ્રૌઢત્વમાં આવવા જેટલું તેજ હાવતો!

વધારામાં હાથે રસોઈ કરવાનો નવો અનુભવ મળ્યો!

એ નવું જ શિક્ષણ હતું.

અને નાગરત્વના રક્ષક અમે પર-જ્ઞાતિની ગોઠ જમવાની હઠ મના કરી રહ્યા હતા. જ્ઞાતિ જોઈએ કે ન જોઈએ એ સંબંધી માન્યતા હજી અસ્પષ્ટ હતી. બહુ મુશ્કેલી પડે ત્યારે જ્ઞાતિ તોડી નાખવામાં જ હિંદનો ઉદ્ધાર દેખાય. મુશ્કેલી ન હોય ત્યારે જ્ઞાતિ અભિમાન જગ આગળ તરી આવી જ્ઞાતિ સાચવી રાખવામાં જ હિંદની સંસ્કૃતિનો અંશ જણાય. આછી મુશ્કેલી હોય ત્યારે એમ લાગે કે જ્ઞાતિને રાખવી ખરી, પણ એમાં સમયાનુસાર ફેરફાર કરવા - અને હાથે ગોઠ કરવાનો ઉપદ્રવ ઓછો થાય!

માનવની વૃત્તિ અનેક વલણો પકડે છે. એક જ દિવસમાં જ્ઞાતિ રાખવી પણ ખરી અને એમાં સમયાનુસાર ફેરફાર કરવા એ વૃત્તિમાં આપણને સારો આરામ રહે છે. એમાં જ્ઞાતિ તોડવાનું બંડ પણ નહિ અને બંડ અંગેની મુશ્કેલીઓ પણ નહીં. જડ, પ્રગતિશિથિલતાગ્રસિત હોવાનો આરોપ પણ નહી, એટલે પીછેહઠના દોષમાંથી પણ આપણે મુક્ત રહીએ.

હજી આ આગમ ભરેલી 'આ પણ ખરું, અને તે પણ ખરું' એની ઝુલાવાળી પરિસ્થિતિમાંથી હું ઊંચો આવ્યો નથી. અજમેરમાં ભરાતા સમસ્ત નાગર જ્ઞાતિના બીજા અધિવેશનમાં મને પ્રમુખ નીમ્યો છે!

અને એ સ્થાન મેં સ્વીકાર્યું પણ છે!

મારી સામાન્યતાનો એક વધારે પૂરાવો મ્હેં મને આપ્યો!

---

ભંડારી મિસિસ એસ્ટોર જિદ્દ વાયોલિન વગાડનાર પ્રખ્યાત ક્રીસલરને તેની એક પાર્ટીમાં મિજલસ જમાવવા માટે રોકવા માગતી હતી. ક્રીસલરે એક હજાર પૌંડ ફી માગી "હજાર પૌંડ!" ભંડારી બાઈએ કહ્યું, "એ તો મોટી ફી કહેવાય! વારુ, તે આપીશ પણ તમે ધ્યાન રાખશો કે તમે આકૂતી સંગીતકાર છો અને પાર્ટીમાં મારા મહેમાનો સાથે ભળી શકો નહિ." ત્યારે ક્રિસ્લરે કહ્યું, "જો એમ હશે, તો મારી ફી પાંચસો જ પૌંડ છે!"

× × × × × ×

મીસીસ ડ્વાઈટ મોરેએ જે પી. મોરગનને એક દિવસે જમવા બોલાવ્યા હતા. મોરગનનું નાક પહોળું મોટું હતું અને મીસીસ ડ્વાઈટને પણ્ણી બીક ઉપજી કે તેની એકાદ છોકરી 'કેવું મોટું નાક!' એમ બોલી ઉઠશે. તેથી તેણે અગાઉથી છોકરીઓને ચેતવી કે "કોઈના શરીર સંબંધી આપણે કશું બોલવું જોઈએ નહિ કોઈના હાથ, પગ કે કાન મોટા હોય તો તે વાતનો આપણે ઉલ્લેખ ન કરવો. "તેને બટક બોલી અને પાછળથી એન લીન્ડબર્ગ તરીકે પ્રખ્યાત બનેલી છોકરી વિષે ભરોસો રહ્યો નહિ. પછી મી. મોર્ગન આવ્યા. છોકરીઓની ઓળખાણ કરાવવામાં આવી, છોકરીઓ મોર્ગનને જોઈ રહી પછી નમન કરી રૂમમાંથી ચાલી ગઈ. પછી વિહ્વળ રહેલી મીસીસ ડ્વાઈટે ચ્હા કપમાં કાઢી પૂછ્યું, "મી. મોર્ગન તમે એક કે બે ખાંડના ટુકડા નાકમાં લેશો?"

× × × × × ×

અમેરીકન સરકારનો સેક્રેટરી કાર્ડેલ હલ પ્રશ્નની બન્ને બાજુ તપાસ્યા વિના કદી નિર્ણય કરતો નથી એક દિવસ ટ્રેનમાં જતાં એક ખામડાના ઘરોને ચુનો લગાડેલો જોઈ તેના એક મિત્રે હલને કહ્યું, "આ ઘરો પર ચુનો ધોળ્યો છે" હલે જવાબ આપ્યો "બ્હારની બાજુપર."

એ વરસે લેમિયો મદિ પામ્યો હતો. મંછી ત્યારે તાજી જ પરણી સાસરે આવી હતી. ઘણા દિવસ થયા, પણ લેમિયાનો તાવ ન ગયો. તે દહાડે દહાડે બળાતો જતો. તેને ગામે સલાહ આપી કે તું કાળભૂતની બાધા લેઈ તો તારો ધણી સારો થશે. તેણે બાધા લીધા ને લેમિયાનાં વાન વળ્યાં. એ બાધા અંગે તેને દશ પંદરનો ખર્ચ થવાનો હતો. તે ક્યાંથી કાઢવા તેની વિમાસણમાં મંછીને ખાવાનું પણ ન ભાવ્યું. આખરે ન છૂટકે તે દલીચંદ શેઠના ઘરે ગઈ. શેઠે તેને હસતાં હસતાં આવકાર આપ્યો, તે સમજ્યો આજે સારો શિકાર હાથમાં આવ્યો છે. મંછી સમજી, શેઠ તો બહુ ભલા લાગે છે. લોકો અમસ્તા એને વગોવે છે. શેઠે કહ્યું: "તું કંઈ દહાડો નહિ ને આજે આવી છે તો માનથી ના ધકાવાની છે! માટે લે આ કાગળ ઉપર અંગૂઠો પાડ ને સાંજે રૂપિયા લઈ જજે." શેઠે અંગૂઠો પડાવ્યો ને રૂપિયા માટે વાયદો કર્યો. વાયદા પ્રમાણે સાંજે મંછી રૂપિયા લેવા ગઈ. શેઠે તેને ઘરનો કચરો વાળવા કહ્યું. પછી વાસણ માંજવા કહ્યું. પછી પાણી ભરવા સોંપ્યું, એ બધાં કામ તે આવવાની છે એ જાણીને જ શેઠે બાકી રખાવ્યાં હતાં. ઘરમાંથી શેઠાણીને પણ તેણે કંઈક કારણ ઉભું કરી પરગામ મોકલી હતી અને વાણોતર વગેરેને પણ ઉપર થઈ રજા આપી હતી. આવો ન કામનો કામ મંછી નાછૂટકે કર્યે જતી હતી. તે લેમિયાથી ચોરી રાખી રૂપિયા લેવા આવી હતી. પંદર રૂપિયા રોકડા લેઈ જઈ તેના ખોળામાં નાખી તેને નવાઈ પમાડવાની તેને હોંશ હતી, તેથી તે છાનીમાની આવી હતી. જ્યારે અંધારું થયું પણ શેઠનું કામ પૂરું ન થયું ત્યારે તે ગભરાઈ "લેમિયો વાટ જોતો હશે તે મને કંઈકનું કંઈ કહેશે!" પણ મંછીનો લેમિયા તરફનો ભય અસ્થાને હતો. એને એ ભય શો હતો તે ન કહેવામાં જ સુરુચિ જળવાશે.

એ પંજામાંથી મંછી દૈવયોગે બચી ગઈ હતી. તે વાઘનો પંજો પડે તે પહેલાં જ આગી છૂટતી હરિણી જેવી ફફડતી નાઠી હતી ને લેમિયાની પડખામાં લપાઈ ગઈ હતી. એ પછી કાળા ભૂતની બાધા માટે અને પેલા શેઠને દેવા રોગ ખાતા પર અંગૂઠો આપેલા તે સાથે મંછીના પિયરથી આવેલાં ધમીણાની જોતરી ગાય વેચવી પડેલી. એ ખરીદનાર કસાઈ હતો છતાં "એ પાપનો ભાર શેઠને માથે" એમ બોલી તેમણે ગાયને છોડી આપેલી.

આજે ધણીના પડખામાં બેઠી બેઠી મંછી તેને એ દિવસની યાદ આવતી હતી.

"એના પાપ એને ખાશે. ખાડી ખોદશે ખાડો ખરમ નહીં ભૂલીએ એટલે થયું." અંદરથી તેના હૃદયમાં ઝાળ ઊઠતી હતી છતાં લેમિયો પોતાની સજ્જનતા સાચવીને બોલ્યો.

"પણ એને કેવો રેવ ઘરમાં ઘાલવાનો. તમેકી મૂક ભડાર, છોને વાઘવરૂ ફાડી ખાતાં, ચોર લૂંટારૂ લૂંટી જતાં." મંછીએ હકીકત હજુ સમજી ન હતી અને તે સાંભળી સાંભળી ઓગડીની અંદર બેઠા બેઠા શો શો દેવની બાધાઆખડી રાખતા હતા.

"બેઠ! બેઠ! એ તે વાઘ! કેટિયો જેવો કેટિયો મ્હોઉં વરણ ઘાલી માથ જેવો ખાસ્સો આવતો તેને વાઘના મ્હોઢામાં નહીં ધરાવાય." લેમિયો શાંત સ્વરે બોલ્યો.

એવામાં ફરી કોઈ દોડતા આવતા માણસના પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. કાળી પીંછી ઓઢી ઊભતી સમશાન રાત્રિમાં તે અવાજો કોઈ ભૂતના ડમરૂનો ભાસ આપતા હતા. ધીમે ધીમે એ પગલાં પાસે આવતાં સાંભળી લેમિયો બોલ્યો:

"પછી તું તારે આ ઓટલી પર ચુપચાપ બેસી રહેજે. હું જરા હાટક પરે જઈ જોઈ કોણ આવે છે?"

"તે એ તો પેલો શેઠની વાડે પડેલો ચોરટાકુ ઓરે. જોજે સાચવજે, નહીં તો તને વગાડી પાડશે."

મંછીએ પતિને ભગમચેતી આપી.

"ચોરટાકુ કે વાઘવરૂ જે કોઈ ઓડે તે આ કાટકવાળાને ઓળખીને ઢાંઢોઢમરો થઈ જશે માટે નિરાંત રાખ" મછીને એવુ આશ્વાસન આપી જોબિયો કાટક તરફ ચાલ્યો.

જોબિયો કાટક પર પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો પહાડ જેવી કાયાવાળો એક કદાવર આદમી શેઢા માગ્ગે પીઠે આવેલા તે બાજુથી ખેતરોના ઉબાણ ગરતે તેના તરફ આવતો જણાયો. એનો દેખતો આકાર જોઈ જોબિયાને ભાસ થયો કે સીસમના ઝાડનુ કાળ, પાંખડાં ને મૂળિયાં વગરનુ કાળુ થડિયુ છુટુ બની કાળા અંધારને ભેદી રહ્યુ છે. જોબિયાની આંખ દરેક જંગલવાસીની હોય છે તેવી અંધારામાં પણ તગતગતી બિલ્લીની આંખ જેવી હતી. તેણે આઘેથી જ એ આકારને ઓળખ્યો તે બોલી ઉઠયો:

"આવ! આવ! વાઘલા કાકા! ઝાઝે દહાડે દેખાયો"

"કોણ જોગી કાટકવાળો?" એ આકાર બોલ્યો.

"હા કાકા! ઝિકાર હાથ લાગ્યો કે કે?"

"હાથમાં તો આવેલો હતો પણ છટકી ગયો."

"ભલે કાળાભૂતની મરજી. નહિ તો કાલે. વાઘને પીટાબખરનિા ફુ તેણી?"

પણ આજે તો કાદમાંથી પાંચ મણ માટી નીકળતે એવડો હાડ પડકાયેલો હતો. એ મારો મ્હાલાનાં નસીબ પાધરાં. તે પીઠે બેઠી નાઠો કુંવ આવવો તો યુ ઉભાણુને ઉભાણુ પણ વચમાં એક બે કોતરડીમાં પગમાં કાંટા વાગ્યા એટલે હું વહિ ગયેલ ગયો. જોબિયા! અહીંથી એ પીઠુ કીઆરે ગીયુ?" વાઘલા ભીલે પૂછ્યું

'વાઘલો ભીલ આ જંગલનો તાજ વગરનો રાજા હતો. તે તાડના ત્રીજા ભાગ જેટલો લાંબો તો વડના બે ભાગ જેટલો જાડો હતો

એ કદાવર કાયાના પહાડી કાયના પંજામાં આવેલા લઈ તે કાળીરાતે બહાર નીકળતો ત્યારે જમરાજા પણ પોતાના જમડાને તેને પગલે પગલે રવાના કરતા. કારણ તે શિકારે નીકળતો ત્યારે ખાલી હાથે પાછો નહિ ફરતો. તેનો ભાલો અંધારામાં ચમકવા બહાર નીકળતો તે માણસનું લોહી પીધા વગર શાંત ન પડતો. આ મુલકનાં એકે એક ખાડી કોતર કે ભિડિકુંભર, માણસ કે પશુ તેને તેને ઓળખતાં તેણે સરકારની તિજોરી લૂંટી ન હતી અરીબગુરબાંને રતાવ્યાં ન હતાં. તે માત્ર ક્રૂર શાહુકારો ને શાહુચોર લેણદારોનો કાળ હતો. તે બધા તેનાથી ધ્રૂજતા. એક શાહુકાર તેનુ ઘર ખેતર બધું હજમ કરી ગયો હતો, ત્યારથી તે બહારવટે નીકળ્યો હતો. એનું બહારવટું ગરીબોને પીડનારાઓની સામે હતું. એને ને જોબિયાને ખાસ ઓળખાણ હતી. જેમ ખાડી કોતરડાં વાઘલાને સરકારી સિપાઈઓથી નાસતાં ફરતાં આશરો દેતાં તેમજ જોબિયાની ઓરડી પણ તેનુ આરામસ્થાન હતી મછી તેની ફઈની સગી હતી. તેથી બને દીકરી જમાઈ વાઘલા ભીલને કાકા કહી બોલાવતાં,

"કાકા! તે ટટુ તો આગમાં પહોંચી ગયુ ઓડે"

"તો તો મારે કાલે પકડાઓ. ચાલ છોવ! આ વખત નહિ તો બીજી વખત." વાઘલા ભીલે પોતાના મનને આશ્વાસન આપ્યું.

"કાકા! ઝિકાર કોનો હતો?"

"પેલા હલિયા કોનો જ તો."

"તે કાં હપડાએલો?"

"ચોધરાવાળમાં મારો વ્હાલો! ઉકડિયાને ત્યાં હાજ પડી ઉઘરાણીએ ગયેલો. ઉકડિયો ઘેર નહી એટલે ઘરમાંથી બયરાંએ કેયુ, 'હા! કાલે આવજો.' પણ એ હદ આજે તો તાજ ભૂંડો જમાવ્યો ને બોલ્યો, 'ગત પણી જાય કે પૂરી થાય પણ હું તો નહી જવાનો.' તેણે

જોગિયે વાઘના બીજનો મોટો ન બનાવ્યો તે જંગલી હતો છતાં વફાદાર હતો, વાઘણે તેના પર ઘણા ઉપકાર કર્યા હતા એનો બદલો તે વિશ્વાસઘાતથી કદી ન આપે. તે કંઈ ઉજળી વરણના ઉજળા કેમ એવા પેલા શેઠ જેવો ન હતો. તેણે તેને શરણ આપ્યું. વાઘના મ્હોડામાંથી બચાવ્યો, તે બદલામાં તે શેઠે તેને પકડાવી આપ્યો. આવી કૃતઘ્નતા તો સંસ્કારી સમાજને જ આવડે પણ અસંસ્કારી એવા જોગિયાની જાત શું આવું હોય તેને હરામ નહિ પણ હલાલ કરતાં જ શીખી હતી.

૪

મધરાતની વેળા હતી. જોગિયો કાચી જેલમાં બેઠો બેઠો ઉંઘતો હતો. એ ઊંઘ ન હતી પણ મહા પ્રયત્ને મેળવેલું ઝોકું હતું. તેને જેલના કષ્ટની પડી ન હતી, તેને અમલદારોની ધાકધમકીની પરવા ન હતી, પણ તેને બધી ઘડી મંછીની ચિંતા હતી. તે રોતી હશે, માથું પછાડતી હશે, તેણે આખા દિવસમાં ને રાતમાં ટટકો મીઠું કે અન્નનું પાણીય મ્હોંમાં મૂક્યું નહિ હોય. જોગિયા વિના તે આંધળી હતી, પાંગળી હતી, ગાંડી હતી.

જોગિયો જે ઓરડીમાં પૂરાયો હતો તેની પછવાડી એક ઊંડી ખાડી હતી. તે બાજુ એક જાડા સળિયાવાળી જાળી હતી. તેના પરથી મધરાતના ટકોરા પછી જોગિયાને કોઈએ બોલાવ્યો.

"જોગી!"

જોગિયો ઝબકીને જાગ્યો. તેણે જોયું, આખું વાતાવરણ શાન્ત હતું. ચોકીદાર સંત્રી પણ જેલના દરવાજે ઝોકાં ખાતો હતો. તે પછી આ અવાજ ક્યાંથી! "હમણાંની ખોટી ધખના આવી હોઈશે, નહીં તો ભુંગડિયું બોલ્યું હોઈ!" એવી બબડાટ કરી ફરી તેણે આંખો મીંચી ત્યાં તો ફરી તે જ અવાજ.

"જોગી! આ જાળી ભણી જો"

એક કાળો આકાર જાળીના સળિયા પકડી તેની કોર પર બેઠો હતો એ કાળા ધાબામાંથી પીળા દૂધ જેવા દાંત ને તારા જેવી ચમકતી બે આંખો જોગિયે દીઠી તેની પોતાની આંખો પણ જંગલના શિકારીની આંખો પેઠે ચમકી એ ચમકારે એ કાળા આકારને ઓળખી લીધો. ધોળે દહાડે પણ કેવળ પડછાયામાંથી માણસ ઓળખાતો નથી, પણ વનવાસી જાતિ તો કાળી રાતેય એ પડછાયાથી પણ વધારે અસ્પષ્ટ એવા અને અંધારાંમાં એકાકાર થઈ જતા કાળા ધાબામાંથી માણસને ઓળખી કાઢે છે. જોગિયો નવાઈ પામી બોલ્યો.

"કાકા?"

"બાપની હઆઈ કરવા ગીયો તે બદલો મરસેને!"

"હા, કાકા હવે કાન ચીમળ્યા"

"એ તો જાની, તારી હરામમાં મેં એને કયે જવા દીધો. બાકી મને તો ખબર આવેલી જ હતી કે એ લુચ્ચો ભેદિયો તારી ઓરડીમાં ઓઢે"

"પણ કાકા, એ બધા તો તને પકડવા તળે ઉપર થઈ રહેલા છે, ને તું તો ચાલ્યો આવતો વાઘના મ્હોડામાં!"

"જોગિયા! વાઘના મ્હોડામાં જતાં ડરે તે બકરી, આ વાઘ તો બીજા નહીં. વાઘ તો હું છું ને એ લોકો જ બકરી છે."

"પણ તું જોખમ ખેડીને નહીં આવતે તોય ચાલતે"

"મને આવ્યા વગર ચાલે? નહીં આવું તો મારી પોરી મંછી જીવ કાઢી નાખે"

"મંછી હાજી હમી તો છે ને? એણે કંઈ ખાધું કર્યું કે?"

"તેની તું ફીકર ન કર."

"કાકા! તો હવે તું તેને સાચવજે."

"તે તું ક્યાં જવાનો છે કે મને ધોંસખી કરે છે?"

"રાતે તો પાછી જેલમાં જવું પડશે. એ કંઈ હજામ મફત વખત ગુમાવવાના છે?"

"ફક્ત ફરવા હજામ! હજામ કરવાવાળાની જરૂર નહીં જોઈએ હોય તે. કાલે રાતે તો તું આ જેલમાં નહીં હોય, પછી હજામની વાત શાનો કરે છે?"

"તે કાકા તારી પજવણ મને નાહી જતાં નહીં આવડે."

"તે હું ક્યાં તને નાહી છૂટવા કહેવાનો છું. હું તો તને એમ કહેવા આવ્યો છું કે તું હવાલના પહેરામાં જ કોન્સ્ટેબલને કહી દેજે કે વાઘસ્રો બીલ વાઘમારીની ખાડીમાં છુપાયેલો છે. પછી તે મને પકડી લાવશે ને તને જવા દેશે"

"પણ કાકા! તને દગો કરું ત્યારે ને?"

"એમાં દગો શો આવવો? હું તારી મોર છૂટો થઈ જા. પછી મારું તો હું ફોડી લેવા. મને ઓળખી રાખનારા હજુ કોઈ જનમ્યો જ નથી. જોને અત્યારે કોણે મને અંદર આવતાં અટકાવ્યો છે કે તે કાલ રાતે મને જતાં અટકાવશે!

બીજે દિવસે આખા પરગણામાં સન-સનાટી ફેલાઈ. વાઘસ્રો બીલ વાઘમારીના ખેતરમાંથી પકડાયો હતો. ખંભલીવાળા જોગીએ તેનો ગુપ્ત ગોઠો બતાવી દીધો હતો. પોતાનું પરગણું તે માટે દુઃખી થયું તે બધા વાઘસ્રાના ઉપકાર તળે હતા. હીરાચંદ શેઠ ને તેની નાતના બીજા ઉજળી વરણના "ફ્લો" ખુશ થયા. જોગિયો સરકાર તરફથી શાબાશી મેળવી છૂટો થઈ ઘેર ગયો.

પણ બીજે દિવસે સવારે ફરી બીજી એક સનસનાટી ફેલાઈ વાઘસ્રો જેલ તોડી નાસી ગયો હતો. તે સાંભળી હીરાચંદશેઠની દુંદ ને છાતી બન્ને ધબકવા લાગ્યાં.

---

એક મોટી ફિલ્મ કંપનીના માલીક એક મીજબાનીમાં પ્રખ્યાત એક્ટર બેરીમોરને આમંત્રણ આપવાને પોતાના સેક્રેટરીને સૂચવ્યું. સેક્રેટરીએ ટેલિફોન પર બેરીમોરને કહ્યું, "હું સેલ્ઝનીક વતી બોલું છું તે કાલે એક મીજબાની આપે છે. તેમાં તમને બોલાવ્યા છે" બેરીમોરે કહ્યું, "હું બેરીમોર માટે બોલું છું. અગાઉ બીજી જગ્યાએ જવાનું હવે બેરીમોરે નક્કી કર્યું. માટે તે સેલ્ઝનીકની મીજબાનીમાં આવી શકશે નહિ"

× × × × × ×

પ્રખ્યાત પાદરી બીચર હાસ્યરસિક હતા. એક દિવસ તેણે તેના બાળ મિત્રને પૂછ્યું, "તમે રવિવારે દેવળમાં હું ધર્મ વિષે ભાષણ કરું, ત્યાં કેમ આવતા નથી?" પાદરીના બાળમિત્રે જવાબ આપ્યો. "રવિવારે હું આનંદ પ્રમોદના સ્થળે જતો નથી."

× × × × × ×

પ્રખ્યાત વકીલ ચોટે ઘણા કામમાં હતો, ત્યારે એક યુવાન જણ કરી તેના રૂમમાં મળવાને આવ્યો. કામમાંજ પ્રવૃત્ત રહી ઊંચું જોયા વિના ચોટે કહ્યું, "ખુરશી પર બેસો" પેલા યુવાને કહ્યું, "પણ હું બીશપ બેક્ષવેલનો છોકરો છું!" ચોટે કહ્યું, "ત્યારે બે ખુરશી પર બેસો!"

× × × × × ×

પ્રેસિડંટ કુલીજ બહુજ ઓછા બોલો હતો. એક દિવસ તે દેવળમાં જઈ ઘરે આવ્યો, ત્યારે તેની પત્નીએ પૂછ્યું, "તમને પાદરીનું ભાષણ ગમ્યું?" તેણે કહ્યું, "હા" પત્નીએ પૂછ્યું, "શા પર ભાષણ હતું?" જવાબ મળ્યો "પાપ" ત્યારે પત્નીએ પૂછ્યું, "પાદરીએ શું કહ્યું?" કુલીજે કહ્યું, "તે પાપની વિરુદ્ધ હતો."

# પવિત્ર પાપી

પદ્મજ

યૌવનના ઉલ્લાસથી ઉન્મત્ત કલ્યાણીએ પોતાના આવાસના ઝરૂખામાંથી જોયું તો ભિક્ષુઓનું એક ટોળું આવી રહ્યું હતું એ ટોળું તેના આવાસ આગળ આવી અટક્યું અને તેનો નાયક બોલ્યોઃ 'ભવતિ ભિક્ષાંદેહિ' કલ્યાણી મંત્રમુગ્ધ બની નાયકને જોવા લાગી નાયક યુવાન હતો, અત્યંત સુંદર હતો તેના મુખ પર ભિક્ષુ જીવનની કઠોરતાના ચિન્હો તેના સૌંદર્યને સર્વથા સંતાડી શક્યા ન હતા કઠોર સંયમથી કરમાયેલું એ શરીર સુંદર અને આકર્ષક લાગતું હતું. તથાગતના ઉપદેશનો મર્મ ભૂલાતો જતો હતોઃ એનો અમુકાર માત્ર રહ્યો હતો. ભિક્ષુઓ કર્મઠ મટી વિલાસી જીવન પર લપસવાની તૈયારીમાં હતા કલ્યાણીને નાયકને ધારીને જોતી જોઈ સર્વ ભિક્ષુઓએ મહિમાંહી સંજ્ઞા કરવા માંડીઃ કલ્યાણી ભિક્ષા લઈ નીચે આવી. તે એકી ટશે નાયકના તરફ જોઈ રહી હતી, નાયકે શરમાતાં આગળ વધી ભિક્ષા લીધી. ટોળું આગળ ચાલ્યુંઃ કલ્યાણી એ ટોળું અદશ્ય થયું ત્યાં સુધી ઓટલા પર ઉભી રહી.

કલ્યાણીને યૌવન વેડફી દેવાની વસ્તુ લાગતી નહોતી. તેનો પતિ તેની સામે ધર્મ અને સદાચારની વાતો રસપૂર્વક કરતો, પરંતુ કલ્યાણીને તે વાતો નીરસ લાગતી, તે પોતાના સૌંદર્ય અને યૌવનને એક અરસિક અને જર્જર વૃદ્ધની પાસે નિશ્ચેષ્ટ પડેલું જોઈ દુઃખી હતી. તેનો પતિ યૌવનની સર્વ મઝા કર્યા પછી ધર્મ અને સદાચારનો ઉપાસક બન્યો હતો કલ્યાણીને ઉપદેશ આપવામાં તેની વૃત્તિ કદાચ સ્વાર્થી પણ હોય! કલ્યાણી સુંદરી હતી, યુવતી હતી અને ચંચળ હતી તે વૃદ્ધ હતો, રૂપહીન હતો અને શાંત હતો. ધર્મના ઉપદેશથી કદાચ કલ્યાણી, પતિસેવાના ભાવથી પ્રેરાઈ પોતાની સેવા કરશે એવી ભાવનાથી, વૃદ્ધ કલ્યાણીને ઉત્તમોત્તમ ઉપદેશ આપતો પરંતુ યુવકો વૃદ્ધોના ઉપદેશને કેટલું મહત્વ આપે છે તે તો સર્વેને વિદિત છે. કલ્યાણી એ ઉપદેશની કીમત તે જ પ્રમાણે કરતી, વૃદ્ધ પતિ,—સૌંદર્યવાન યુવાન પત્ની—પ્રેમ ક્યાંથી ઉપજે!

પ્રેમગુપ્ત–ભિક્ષુનાયક–આજના બનાવથી કંઈક અવનવું મન્થન અનુભવતો હતો સૌંદર્યના જાદુની આ પ્રથમ અસર નહોતીઃ ઘોર વિલાસમાં પ્રેમગુપ્ત જો કે કદી રત થયો નહતો, પરંતુ તે પણ સૌંદર્યોપાસક તો હતો જ સંસારનો ત્યાગ કર્યા પછી કઠોર સંયમથી મનની વાસનાઓ પર સંપૂર્ણ જય મેળવવાના સ્વપ્નાં સેવતો પ્રેમગુપ્ત આજે ક્ષુબ્ધ બન્યો. અન્ય ભિક્ષુઓ તેના તરફ આજે અર્થસરી દૃષ્ટિ નાંખતા હતા તથાગતનો સંયમી ભિક્ષુ હવે પતિત થવા લાગ્યો હતો, એક ભિક્ષુએ આવીને કહ્યું.

'પ્રેમગુપ્ત! આજે તે રૂપસુંદરી તારા પર મોહી પડી છે તું ખરેખર ભાગ્યશાળી છે.'

'મિત્રગુપ્ત! છી છીઃ તારા મુખમાં આ શબ્દો! તું મને પાછો પાપપંકમાં જવાને લલચાવતાં શરમાતો નથી?'

'પાપપંક? પ્રેમગુપ્ત! પાપપંક કોને કહે છે? શું કોઈ પતિતાનો ઉદ્ધાર કરવા પાપ કરવું પડે તે પાપ કહેવાય?

'પતિતાનો ઉદ્ધાર પાપ કર્યા વગર પણ થઈ શકે છે અને સંયમને રસ્તે જગતને દોરનાર આપણે, પાપનો સર્વથા ત્યાગ કરવો જોઈએ.'

'પ્રેમગુપ્ત! તારી પાપ અને પુણ્યની મર્યાદા ઘણી જટિલ છે પાપ કરનાર કંઈ હમેશ પાપી નથી હોતો પાપમાંથી જ્યારે એક પુણ્યાત્મા ઉત્પન્ન થાય છે ત્યારે તેનું પુણ્ય વધારે ઝળહળી ઉઠે છે.'

'મિત્રગુપ્ત ! મારે તારું ભાષણ નથી સાંભળવુ'

'પ્રેમગુપ્ત ! તારામાં જે સંયમનું મિથ્યા અભિમાન છે તે જ તારો નાશ કરશે. યાદ રાખજે, પાપ અને પુણ્યને તોલવાનું ત્રાજવું કોઈ વિરલો જ હાથમાં પકડી બરાબર તોલ કરી શકે છે'

'કલ્યાણી રાત્રે ભિક્ષુનાયકનો વિચાર કરતી ગઈ· તેને ભિક્ષુ મૂર્ખ લાગતો હતો· પોતાનું સુંદર યૌવન અને રૂપને આમ વેડફી દેનાર ભિક્ષુ તેને વધારે આકર્ષિત કરવા લાગ્યો તે વિચારવા લાગીઃ 'ભિક્ષુને સંસારમાં કોઈ પણ વસ્તુ બાંધી શકી નથી, તો પોતે શું તેને બાંધી શકશે? ભિક્ષુને બાંધવાની ધૃષ્ટતા કરવી એ જ અન્યાયપૂર્ણ હતુ: પણ અન્યાયપૂર્ણ શાથી? જગતમાં પોતાને મનપસંદ પામવાની ઈચ્છા કરવી અને તે માટે પ્રયત્ન કરવો એ શું અન્યાય છે? અને જો એ અન્યાય છે તો જગતમાં ન્યાયની સત્તા ક્યાં છે? તે પાછી વિચારવા લાગી કે તે એક ગૃહસ્થની પત્ની હતી અને ભિક્ષુ જગતની સેવાની દિક્ષા લઈ ચૂક્યો હતો· પુનઃ 'તેનુ વિદ્રોહી હૃદય ચિત્કાર કરી ઉઠ્યુ: 'હું સ્વતંત્ર છું અને મુક્ત છુ કોણે મને અન્યાયપૂર્વક પત્ની બનાવી છેઃ હું અવશ્ય એ ભિક્ષુને મારો બનાવીશ એનુ વેર લઈશ'

તે જ રાત્રે બે હાથો પાપ અને પુણ્યને વિભક્ત કરતી લીટી દોરવા પૃથક પ્રયત્ન કરતાં નિદ્રાવશ થયાં. એક જીવનમાં મહત્વાકાંક્ષા મેળવતુ ભિક્ષુ હૃદય હતું· અને બીજું એક ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતું યુવતીનું વિલાસથી ઉભરાતુ હૃદય હતુ.

'ભિક્ષુ ! આજે તમે એકલા કેમ પડી ગયા?'

'દેવી આજે હું સર્વથી છૂટો પડી ગયો છુ અને એનું કારણ એક નવાગત ભિક્ષુ સાથેનો વાર્તાલાપ છે.'

'હરી, આજે મારી સાધના ફળી છે· મારી તમારી પાસે એક યાચના છે!'

'દેવી, હું ભિક્ષુક છું. તમને હું શું આપી શકીશ!

'તમે આવાસમાં વિરાજમાન થાઓ, હું તમારી ભિક્ષાની ગોઠવણ કરું છું' વાત ફેરવી કલ્યાણી બોલી.

પ્રેમગુપ્ત જરા ગુંચવાયો, પણ થોડીવાર પછી આવાસમાં દાખલ થયો. કલ્યાણીની પ્રસન્નતાનું કારણ તેને સમજાતું નહોતુ ભિક્ષુ થોડી વાર બેઠો હશે એટલામાં કલ્યાણી આવી અને બોલી. "આજે તમે એકલા છો, એટલે અહીં જ ભોજન કરી લ્યો."

ભિક્ષુ ના પાડી ન શક્યો તે ભોજન કરવા લાગ્યોઃ કલ્યાણી પીરસવા લાગીઃ સ્ત્રી સુલભ ચાપલ્યથી તે પોતાના અંગોના અભિનય પણ કરતી હતીઃ ભિક્ષુ ભોજન કરતાં કરતાં કલ્યાણી સાથે વાતચીત કરવા લાગ્યાઃ

'ભિક્ષુ, આ ઉત્તમ યૌવનને કઠોર બંધનમાં બાંધવાની તમારી બુદ્ધિ શાથી થઈ?'

'દેવી, આ દેહ કંઈ ચીરકાળ સુધી યૌવન ભોગવવાનો નથી. માટે એ ક્ષણિક વસ્તુ પર વધારે ધ્યાન આપવું સારું નથી'

'પરંતુ વિધાતાએ જ્યાં સુધી એ યૌવનને સમય આપ્યો છે ત્યાં સુધી તો તેનો સદુપયોગ થવો જોઈએ.'

'અવશ્ય.'

ભિક્ષુના આ ઉત્તરે કલ્યાણીને વિચારમાં નાખી દીધી 'સદુપયોગ'નો અર્થ એ બન્ને ભિન્ન ભિન્ન રીતે કરતાં હતાંઃ કલ્યાણીની પાસે ભિક્ષુએ પાણી માગ્યું અને જળપાન કરી ભિક્ષુ નિવૃત્ત થયોઃ કલ્યાણીની યોજના પાર પાડવાને એક ઘટિકાની આવશ્યકતા હતી, કલ્યાણીએ ભિક્ષુને એક સ્થાન પર થોડો વિશ્રામ કરવા કહ્યું. ભિક્ષુ વિશ્રામ લેતાં નિદ્રાવશ થયો.

વાસનાની ઉત્તેજનાને ફળીભૂત કરવા યુવકસ્ત્રીને ત્યાનું ભોજન અદ્ભુત ભાગ ભજવે છે. સાત્ત્વિક ભોજનનો ખાનાર ભિક્ષુ કલ્યાણીના ભોજનથી ઉત્તેજના અનુભવવા લાગ્યો. થોડી વાર પછી કલ્યાણી આવી: તેણે આજે ભિક્ષુ પર વિજય મેળવ્યો. સંયમનો બંધ તૂટી ગયો. પોતાના ચારિત્ર્યની વિશુદ્ધિનો ગર્વ કરતો ભિક્ષુક પરસ્ત્રીરત થયો. કલ્યાણીની ઇચ્છા પૂર્ણ થઈ

ભિક્ષુ જ્યારે મોહનિદ્રામાંથી જાગ્યો, ત્યારે ખિન્ન હૃદયે બહાર નીકળ્યો. કલ્યાણી હસી: એ હાસ્ય પ્રેમગુપ્તની દીક્ષશાળા તરફ જતાં એક ભિક્ષુએ જોયું. તેણે ટોળ કીધો 'સંયમી ભિક્ષુ! આજે કંઈ ઘણો સમય ભિક્ષા લેવામાં વિતાવ્યો!!'

પ્રેમગુપ્ત નીચે મોઢે વિહાર તરફ ચાલ્યો.

ભીક્ષુ વિચારતો હતો: 'ક્ષણિક ઉત્તેજનાને વશ થઈ તેણે આજે ઘોર દુષ્કર્મ કીધું છે. એમાં દોષ કોનો? કલ્યાણીનો? ના, ના, તે પોતે પણ જવાબદાર ન હતો? અને એ પાપ શું એવું છે કે જેને માટે ઘોર પ્રાયશ્ચિત્તની આવશ્યકતા પડશે?' ભિક્ષુના મનમાં વિચારમાળા ચાલુ થઈ. આજુબાજુ નિર્લજ્જ હાસ્ય અને ચેષ્ટા કરનાર ભિક્ષુઓ પ્રેમગુપ્તને જોઈ વિવિધ કલ્પના કરવા લાગ્યા.

કલ્યાણી વિચારવા લાગી કે, 'પોતે પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કીધી હતી અને હવે એનો ઉપભોગ નિરવધિ કરી શકશે.' ક્ષણવારમાં બીજો વિચાર આવ્યો કે, 'તેણે એક તપસ્વીને તપભ્રષ્ટ કીધો હતો અને એનું પ્રાયશ્ચિત્ત કદી ન કરી શકવું પડશે.' ફરી વિચાર આવ્યો કે 'એમાં તેનો એકલીનો દોષ ક્યાં હતો? ભિક્ષુ પણ એકલો આવ્યો હતો અને એકાંતમાં તેના હાથનું ભોજન લીધું હતું. પરંતુ એમાં પાપ શાનું?' તેને પોતાના એ કાર્યમાં પાપની છાયા દેખાતી ન હતી: 'વૃદ્ધ પતિને, તરુણી ભાર્યા અને સતિત્વની ઇચ્છા રાખવાનો શો હક છે?' તે વિચાર કરતી હતી કે વૃદ્ધની ગેરહાજરીમાં તેનું એ કાર્ય કોઈ પણ પ્રકારે ખરાબ ન હતું. મનુષ્યનું અંતઃકરણ એક પાપ પછી કેટલી કેટલી વિચારમાળા ઉત્પન્ન કરે છે તેનો ખ્યાલ કલ્યાણીને ત્યારે આવ્યો

તે રાત્રે બે હૃદયો પોતાના એ કાર્ય પર તર્કવિતર્ક કરતાં સૂતાં. બન્નેનો અભિપ્રાય એ મટે ભિન્ન હતો. એક એને સામાન્ય કર્મ તરીકે માનતું હતું, અને બીજું એને પોતાના પતનની નિશાની માનતું હતું: એકના હૃદયમાં વાસનાની ક્રાંતિનો સામાજિક બળવો હતો અને બીજાના હૃદયમાં એ વાસના પર પુનઃ વિજય પ્રાપ્ત કરવાની વિચારધારા હતી.

ભિક્ષુએ ભિક્ષા માગવા માટે એ રસ્તો તજ્યો. કલ્યાણી નિત્યના સમયે ભીક્ષુઓની વાટ જોતી હતી, પરંતુ પ્રેમગુપ્ત તેમાં જણાતો ન હતો. તેને બદલે કાન્તિહીન ભિક્ષુઓનું ટોળું આવતું, તેના નાયકના ભિક્ષુ-દેહમાં તે આકર્ષણ ન હતું, જે પ્રેમગુપ્તના અવાજમાં હતું. ભીક્ષુઓ કલ્યાણી તરફ કટાક્ષ કરવાની ચેષ્ટા કરતા, પરંતુ વિલાસને પણ સંયમ સાથે રમત કરવામાં જે આનંદ આવે છે તે બીજે નથી આવતો. એ રમતમાં વિરહ, ઉત્કંઠા, તિરસ્કાર, લોભ ઇત્યાદિ એક પછી એક પોતાનો ભાગ ભજવી જાય છે. કલ્યાણી ભિક્ષુઓની એ ચેષ્ટાને તિરસ્કારી કાઢતી અને પ્રેમગુપ્તની રાહ સતૃષ્ણ નયને જોતી.

કલ્યાણીએ મોકલેલા અનુચરે પાછા આવી ખબર આપી કે પ્રેમગુપ્ત આત્મમંથનમાં લીન હતો અને આચાર્યે બહુ દૂર જવાનું બંધ કર્યું છે. કલ્યાણીને ત્યાં આવવા માટે તે અશક્ત હતો. આ શબ્દોથી કલ્યાણીનું

સ્વમાન ઘવાયુ: તે સમજવા લાગી કે ભિક્ષુ રોજ કરી રહ્યો હતો અને પોતાને વધારે તલસાવવાને માટે એ બધાં ખોટાં બ્હાનાં હતાં તે વિચારતી હતી કે 'વૃદ્ધની અનુપસ્થિતિનો અમૂલ્ય સમય વહી જતો હતો અને પ્રેમગુપ્ત પોતાની એ મૈત્રીમાં નકામો સમય પસાર કરતો હતો જગતમાં સમયનુ મૂલ્ય દરેક દૃષ્ટિએ અમૂલ્ય ગણાય છે. ભિક્ષુ યૌવનના સમયમાં આત્મમંથનમાં સમય વિતાડવો યોગ્ય ધારતો હતો.

જ્યારે કલ્યાણી યૌવન સમયમાં વિલાસ અને આનંદ યોગ્ય ધારતી હતી: બન્નેને તે સમય અમૂલ્ય લાગતો હતો: પણ દૃષ્ટિબિંદુમાં કેટલો ફેર હતો ?

કલ્યાણીની આશા ફળીભૂત થઈ નહી. ભિક્ષુના આત્મમંથને ભિક્ષુને વિલાસની સરિતામાંથી–ધુંટણપુર પાણીમાંથી જ બ્હાર ખેંચી કાઢયો. કલ્યાણી રાહ જોતી થાકી.

તીર્થયાત્રા કરીને યૌવનાવસ્થાના પાપો ધોતો વૃદ્ધ પાછો ફર્યો. કલ્યાણીને પોતાની યાત્રાની કથા વૃદ્ધ બળીગતાથી કહેવા લાગ્યો કલ્યાણી એ તરફ વિરક્ત હતી અને વૃદ્ધની વાતોમાં પુરવો પડે, તેટલો હોંકારો જ માત્ર પૂરતી હતી.

પાડોશીઓ, સુખ અને દુ:ખમાં પાડોશી ધર્મ બજાવતાં ચુકતા નથી. એ પાડોશીધર્મ, ખાસ કરીને ઘવાયેલા કે તિરસ્કૃત પાડોશીઓ બહુ સારી રીતે બજાવે છે કલ્યાણીના રૂપના પિપાસુ બનેલા પાડોશીઓની આંખો, ભિક્ષુનું આવાગમન ધ્યાનપૂર્વક જોતી હતી અને પોતાના જેવા સહૃદયીઓને તેઓએ કલ્યાણી એક ભિક્ષુ સાથે પ્રણયલીલા આદરતી હતી એ જાણી, એ પાડોશીઓને ધર્મની મર્યાદાનુ સત્વર ભાન થયું. ધર્મના એ રક્ષકોએ સુંદર રીતે છટાપૂર્વક એ વાતનું વર્ણન યૌવનના પાપો ધોઈ પવિત્ર બનેલા વૃદ્ધને કહી સંભળાવ્યુ. ધર્મ સાચવવાનું કાર્ય વૃદ્ધોએ પોતેજ ઓઢી લીધુ છે અને તેમાં નપુંસક વૃદ્ધો એ બાબતમાં ઘણા હકામણી હોય છે. વૃદ્ધનો સમતોલ રોષ ફુલટા કુલકલંકિનિ કલ્યાણી પર ઉતર્યો 'દુષ્ટ ! તે મારા કુળને તેમજ તારા કુળને લાંછન લગાડ્યુ એક ગૃહસ્થની પતિવ્રતા પત્ની તરીકેની તારી ફરજ તું ચુકી છે અને પાપપંકમાં પડી છે. આ ઘરમાં એવી કુળકલંકોનિઓને સ્થાન નથી. તુ અત્યારે જ આ સ્થાનનો ત્યાગ કરી તારે ફાવે ત્યાં જા.'

કલ્યાણીનું મસ્તક દર્પથી ઉચું થયું અને તે બોલી 'નરપશુ, ધર્મનો ઢોંગ કરનાર કાપુરુષ ! હું તારા ટુકડાની ભુખી નથી. હું અત્યારે જ તારા ઘરનો ત્યાગ કરું છુ '

અભિમાનથી એ બોલવા પછી કલ્યાણી વિચારવા લાગી કે હવે શુ કરવુ ? ઘરનો ત્યાગ તો નિશ્ચિત હતો. શુ તે ભીખ માગશે ?'

કલ્યાણી ઘરની બ્હાર નીકળી આજે સમસ્ત જીવનનો એક ઘણો જ અદ્ભુત દિવસ હતો. તેના તિરસ્કૃત પ્રેમીઓ આજે તેના તરફ વ્યંગપૂર્વક હસતા હતા વૃદ્ધ, કલ્યાણીને બહાર કાઢીને પોતાને પવિત્ર થએલો સમજવા લાગ્યો. કુળનુ કલંક કલ્યાણી સાંજે ઘરની બહાર નીકળ્યુ.

કલ્યાણી વિચાર કરતી હતી કે 'એ પરિસ્થિતી માટે કોણ જવાબદાર હતુ ? પ્રેમગુપ્ત ? ના ના, તે પોતે ? ના ના. ત્યારે કોણ હતુ ? વૃદ્ધનો દંભ ! હા ' તેનુ હૃદય એ જ વાતને વારંવાર આગળ લાવતુ તે ફરી વિચારવા લાગી કે એ સ્થિતીમા તેણે કોની સહાયતા માગવી ? શુ ભીક્ષુને ? પર તેનો હક ન હતો ? પરંતુ ભીક્ષુએ તો તેનુ મુખ જોવાનુ પણ ત્યજ્યુ હતુ. શુ એટલો ક્રુર અને હૃદયહીન માણસ તેને આ વિપત્તિમાં મદદ કરશે ?' તેના તિરસ્કૃત અને નિષ્ફળ પ્રેમીઓ આ સમયે તેની સહા

રાંસગુપ્ત અને મિત્રગુપ્ત – ત્યાગી સન્યાસીઓ, જેઓ સર્વસ્વ ત્યાગી પણ ભોગી હતા–આવ્યા ત્યારે જોયું તો ભિક્ષુ પ્રેમગુપ્ત–ગૃહસ્થ પ્રેમગુપ્ત તથા પતિતા કલ્યાણી એક ઝુપડી પાસે બેઠાં હતાં. તેઓના મુખ પર વિલાસને બદલે મ્લાનિતા હતી. ભિક્ષુઓ પ્રેમગુપ્તને ધિક્કારવા જતા હતા તેટલામાં કલ્યાણી બોલી 'ભિક્ષુઓ ! શું મારી પાસે ભીખ માગવા આટલે દુર આવ્યા છો ?'

પતિતો વ્યંગ સમજ્યા ચૂપચાપ પાછા ફર્યા નગરમાં ચર્ચા ફેલાઇ કે બે પાપીઓ જંગલમાં ધૃણિત જીવન વ્યતિત કરે છે ભિક્ષુઓએ પ્રેમગુપ્તને પતિત તરીકે જાહેર કીધા. કલ્યાણી તો પતિતા આગળ જ જાહેર થઈ હતી નગરમાં એ ચર્ચા દિવસો સુધી ચાલી

નગરથી ઘણે દુર પ્રકૃતિના ખોળામાં દાંભિક જગતથી દુર એ માનવ પ્રાણીઓ પોતાના ઉત્થાનને માટે ભગવાનની પ્રાર્થના કરતાં હતાં એ પ્રાર્થનામાં કોઈ અન્યને માટે વૈરભાવ તથા ઘૃણા નહોતાં છતાં તે પાપી ગણાતાં !!!

નગરની પાસે વિહારની ઉંચી દિવાલની પાછળ નિશંક અભિયાગમાં લિપ્ત ભિક્ષુ અને ભિક્ષુણીઓ તથાગતના સુંદર અને કલ્યાણકારી ઉપદેશનો પોતાને મનમાન્યો અર્થ કરી પોતાના ધૃણિત આત્માને મનાવવાની ભ્રમ ચેષ્ટા કરતાં હતાં છતાં તે ત્યાગી કહેવાતાં !!!

જગતમાં પાપ અને પુણ્ય કેટલું સેળભેળ અને વિકૃત છે !!!

---

# આજન્મ મૂરખ

ગરજસાબેન મ. નાયક

[ ખલિલ જિબ્રાન ]

રેતીના રણના પ્રદેશમાંથી એક તરંગી માણસ શરિયાના મોટા શહેરમાં એક વાર આવ્યો. તેની પાસે માલમત્તામાં માત્ર પહેરેલાં કપડાં અને હાથમાં લાકડી હતી.

રસ્તે ચાલતાં મોટાં મંદિરો, મિનારાઓ અને મહેલો જોઈ તે અજાયબ થયો, કારણ કે શરિયાના શહેરનું સૌંદર્ય અદ્ભુત હતું. રસ્તે જનારાઓને અટકાવી તે વારંવાર શહેર વિષે પ્રશ્નો પૂછતો—પણ તેઓ તેની ભાષા ન સમજતા અને શહેરીઓની ભાષાથી તે અજ્ઞાત હતો.

મધ્યાન્હે એક મોટી વીશી આગળ તે થોભ્યો. મકાન આરસપહાણનું હતું અને લોકો તેમાં છૂટથી આવજા કરતા હતા.

"આ કોઈ મઠ હશે," તેણે વિચાર્યું અને તે પણ અંદર ગયો. પણ અંદર ભવ્ય દિવાનખાનામાં ઘણાં સ્ત્રી અને પુરુષોને ટેબલ આગળ બેઠેલાં જોઈને નવાઈ પામ્યો. તેઓ ખાતાં પીતાં ત્યાં ચાલતું સંગીત સાંભળતાં હતાં.

"નહિ" તરંગીને વિચાર આવ્યો, "આ મઠ નથી. કોઈ મહાન પ્રભુએ લગ્ન રાજા રૈયતને મીજબાની આપતો હશે."

તે ઊભો ત્યાં એક નોકર આવ્યો તરંગીએ તેને રાજાનો ગુલામ ધાર્યો. નોકરે તેને ખુરશી પર બેસાડ્યો. તેને ખાવાને માટે ઉત્તમ મિષ્ટાન્નો અને આસવો પીરસવામાં આવ્યાં.

જ્યારે તે તૃપ્ત થયો, ત્યારે તરંગી ત્યાંથી જવાને ઊભો થયો. તે નીકળી જતો હતો, ત્યારે પ્રવેશદ્વારમાં એક સુસજ્જ કદાવર માણસે તેને અટકાવ્યો.

"ખચિત આજ રાજા હશે" તરંગીએ ધાર્યું અને તેણે નમસ્કાર કરી તેનો આભાર માન્યો.

ત્યારે શહેરની ભાષામાં મહાકાયે કહ્યું,

"તમે જમણના પૈસા ચૂકવ્યા નથી"

તરંગીને કંઈ સમજ ન પડી અને તેણે ફરીથી અન્ત:કરણપૂર્વક તેનો આભાર માન્યો. મહાકાયને શંકા પડી અને તરંગીને બારીકાઈથી નિહાળવા લાગ્યો. તે અજાણ્યો છે, હલકાં કપડાં પહેર્યાં છે અને તેની પાસે જમણના આપવાના પૈસા નથી એમ તે કદાવર પુરુષને સમજાયું. તે કદાવર પુરુષે તાળી પાડી અને શહેરના ચાર ચોકીદારો ત્યાં હાજર થયા. તેઓએ મહાકાયનું કહેવું સાંભળ્યું. પછી તેઓએ તરંગીને પકડ્યો અને બબ્બે જણ તેની બે બાજુ પર રહી તેને લઈને ચાલ્યા. તેમનો ભપકાદાર પોશાક અને રીતભાત જોઈ તરંગી આનંદ પામ્યો.

"આ" તેણે વિચાર્યું "સંભાવિત ગૃહસ્થો છે."

તેઓ ચાલતા ચાલતા ન્યાયની કચેરી આગળ આવી પહોંચ્યા.

ભવ્ય ઝભ્ભો પહેરેલા મોટી દાઢીવાળા એક પુરુષને તરંગીએ ત્યાં ગાદી પર બેઠેલો જોયો, તરંગીએ ધાર્યું કે 'આ રાજા હશે' રાજા સમક્ષ તેને લાવવામાં આવ્યો તેથી તે ઘણો હર્ષ પામ્યો. સન્માનીય દેખાતો પુરુષ, ન્યાયાધીશ હતો. ચોકીદારે તેને તરંગી ઉપરનો આરોપ કહી સંભળાવ્યો અને ન્યાયાધીશે બે વકીલો નીમ્યા એક આરોપ મૂકવા માટે અને બીજો તરંગીનો બચાવ કરવા માટે. વકીલોએ વારાફરતી ઊભા થઈ તેમની દલીલો અનુક્રમે સંભળાવી. તેના સન્માન માટે આ ભાષણો થાય છે એમ તરંગીએ માન્યું અને રાજા તેનો આવો સત્કાર કરતો હતો તે જોઈ તેનું હૈયું કૃતજ્ઞતાથી ઉભરાઈ ગયું.

તેને શિક્ષા ફરમાવવામાં આવી. પાટીઆ પર તેનો ગુન્હો લખી તેના મોંએ તે બાંધવું અને પછી ઉંધે ગધેડે બેસાડી દાંડી પીટતાં તેને શહેરમાં ફેરવવો. સજાનો તરતજ અમલ કરવામાં આવ્યો.

વાજતે ગાજતે ઉંધે ગધેડે સવારી કરતો તરંગી મહોલ્લામાંથી નીકળ્યો, ત્યારે અપાર ગામના લોકો બહાર નીકળ્યાં અને તરંગીને ગધેડે બેઠેલો જોઈ હસવા લાગ્યા અને છોકરાંઓનાં ટોળાં તો ફુરિયો બોલાવતાં તેની પાછળ પડ્યાં અને તરંગી તો હર્ષોન્મત્ત થઈ ગયો અને તેની આંખોમાં નવી ચમક દેખાઈ. કારણ કે ગળે બાંધેલું પાટિયું તે ગામની આપેલી ભેટ હતી અને લોકો તો તેનો સત્કાર કરતાં હતાં એમ તેણે માન્યું.

આમ પસાર થતાં તેણે લોકોના ટોળામાં તેના પ્રદેશના એક માણસને જોયો અને તે ગર્વથી ફુલાયો અને તેણે બૂમ મારી તેને કહ્યું, "ભાઈ ભાઈ, આ કઈ જગ્યા? આ કેવું આનંદદાયક શહેર છે! આ કેવા ઉદાર લોકો છે—જેઓ મહેલમાં અજાણ્યા અતિથિને મિષ્ટાન્ન જમાડે છે, રાજકુંવરો તેની તહેનાતમાં રહે છે અને ગામ તેના ગળે ભેટ ટાંગે છે અને આ સ્વર્ગીય શહેરનું આતિથ્ય તેના શરણે ધરે છે"

તે વતનવાસીએ કશો જવાબ ન આપ્યો. તે માત્ર સહેજ હસ્યો અને માથું ધુણાવ્યું. અને સરઘસ આગળ વધ્યું.

તરંગી આકાશ તરફ જોઈ આભાર માનતો હતો. તેનું હૈયું કૃતજ્ઞતાથી ઉભરાતું હતું.

---

ગ્લેડસ્ટન અને ડિઝરાયલી વચ્ચેની હરિફાઈ જગજાણીતી છે. મહારાણી વિક્ટોરીયાનો ડિઝરાયલી માનીતો હતો. કોઈએ ડિઝરાયલીને પૂછ્યું, "મહારાણીની તમારા પર શા માટે મહેરબાની છે અને ગ્લેડસ્ટન એ કૃપા પ્રાપ્ત ન કરી શક્યો?" ડીઝરાયલીએ જવાબ આપ્યો, 'મહારાણી કોઈ જાહેર સંસ્થા હોય તેમ ગ્લેડસ્ટન તેને સંબોધે છે અને હું જાણું છું કે તે એક સ્ત્રી છે અને તેમ તેની સાથે વાત કરૂં છું."

× × × × × ×

વીજળી પડી ન્યુજર્સીના ઘણા ભાગોમાં નુકશાન થયું હતું, તે અરસામાં એક મિત્રે એડિસનને પૂછ્યું, "વીજળીવાહક સળિયો રાખીએ તો નુકશાન થતું અટકાવી શકાય ખરૂં?" એડિસને પૂછ્યું "સળીયો કયા મકાનને મૂક્યો છે?" મિત્રે કહ્યું, "દેવળને." એડિસને જવાબ આપ્યો, "જરૂર મૂકો. ઈશ્વર ઘણીવાર બેધ્યાન બની જાય છે તેને પોતાનું ઘર પણ યાદ રહેતું નથી"

× × × × × ×

એડિસન બહુ સીગાર પીતો. તેની હવાના સીગાર તેના મિત્રો આવી ઘણી પી જતા. તે જોઈ તેણે કોબીના પાતરાં અને ખાસ્સા પેપરની સીગાર તૈયાર કરાવી તેનું ટીન પોતાના કામ કરવાના ટેબલ પર મૂકી રાખ્યું. હવે જો મિત્રો સિગાર પીએ! તે દરમ્યાન આરેક દિવસ તેને બહાર ગામ જવાનું થયું. પછી પાછો આવ્યો, ત્યારે તેના મિત્રો તેની સિગાર પીતા અકળાતા જણાતા નહિ. બધી હવાના સિગાર જ હતી. તેણે નોકરને બોલાવી કહ્યું, "પેલી મેં ખાસ સીગાર તૈયાર કરાવી હતી તે અહીં મૂક." નોકરે કહ્યું, "સાહેબ, એ તમે ખાસ તૈયાર કરાવી હતી. માટે મેં તમે બહાર ગામ ગયા ત્યારે તમારા સામાન સાથે મૂકી હતી" એડિસને હાથ પછાડી કહ્યું, "શું તું એમ કહેવા માગે છે કે એ નકામી સિગાર બધીજ મેં પીધી!"

# અસરકારક ઔષધિ

લીલાબેન મહેતા

પટેલ પંડિત એન્ડ કું. ની જાણીતી કેમિસ્ટસ અને ડ્રગિસ્ટસની દુકાને રેવાશંકર કમ્પાઉન્ડર તરીકે નોકરી કરતો હતો. બાટલીને દવા ભરી આપતાં તેને ઠીક ઠીક અનુભવ થયો હતો અને ઘણા ઓળખીતાઓ નાની બિમારીમાં તેની સલાહ પ્રમાણે ઉકાળા દવા કે પેટન્ટો લેતા. લોકો તેની આમ સલાહ પૂછતા તેથી તે અમલનો માણસ થઈ પડ્યો હતો એમ તે માનતો.

તેનું જીવન સરળ અને એકંદરે સુખદ કહી શકાય પણ તેમાં એક જ મોટો અંતરાય હતો. 'સુખસાગર' લોજના માલીકની પુત્રી તારાનો પ્રેમ સંપાદન કરવામાં તે હજી સફળ નીવડ્યો ન હતો. કુટુંબ વિહિન પણાએ આથી રેવાશંકર 'સુખસાગર'માં માસિક ગ્રાહક તરીકે રહેતો જમતો હતો. આમ તારાને મળવાને તેને ઘણી તકો મળતી અને તે [illegible] તેના પ્રેમપન્થમાં પ્રગતિ કરી શકત. પણ એજ અરસામાં ત્યાં જટાશંકર રહેવાને આવ્યો અને આ જટિયો તેનો મોટો હરીફ લાગ્યો.

તારાના પિતા નગ્મેરામને પણ જરૂર પડ્યે તે સમજાવી શકત. પણ તારા 'હા' કહે તો પિતાની સમ્મતિ મેળવવાનો પ્રશ્ન ઊભો થાય ને! તારા તરફથી તેને કશું ઉત્તેજન મળ્યું ન હતું, છતાં તે [illegible] સફળ થશે એવી તેને આશા રહેતી. પણ તેવામાં આ જટિયો ફાટી નીકળ્યો. જટાશંકર શરીરે [illegible] ખરો પણ અક્કલે [illegible] હતો. [illegible] શાણો રાખી નાના પાયા પર જટાશંકરે વેપારનું કામ શરૂ કર્યું અને તેને એમાં કમાણી પણ ઠીક કહી શકાય એવી થવા માંડી. પણ જટાશંકરમાં જેમ અક્કલ ઓછી તેમ હિમ્મત વધારે હતી. તે તારા સાથે પ્રસંગ પ્રસંગે સંપર્ક સાધી તેનો પરિચય આદ કરતો હતો. એ જટિયાને ખબર પણ ન હતી કે રેવાશંકર પણ તારાના હાથનો ઉમેદવાર હતો.

એક સાંજે પટેલ પંડિતની દુકાને જટાશંકર ગયો અને ત્યાં કામ કરતા રેવાશંકરને મળ્યો, સાધારણ વાતચીત પૂરી થયા પછી જટાશંકરે કહ્યું, "રેવાશંકર, મારે દવા જોઈએ છે." રેવાશંકરે હસીને કહ્યું 'મારામારી કરીને એકાદ પાંસળી ભાંગી હશે. હું તને ચેતવણી આપતો આવ્યો છતાં તું ગુંડાઓ જોડે વઢવાડ કરતો અટકતો નથી, લાવ, જોઉં, તારી કઈ પાંસળી ભાંગી!" જટાશંકરે કહ્યું, "રેવાશંકર, તેં [illegible] રચણ તો [illegible] કરી શોધી કાઢ્યું. મારા કોટ નીચે જ મને પીડા થાય છે એ ખરું પણ પાંસળી ભાંગી નથી. મારું હૃદય ઘવાઈ ગયું છે." રેવાશંકરે ખુલાસો પૂછ્યો, ત્યારે જટાશંકરે વિગત જણાવી, "હું તારાને ચાહું છું. તારા પણ મને ચાહે છે. પણ તેના પિતા અમારા લગ્ન માટે સમ્મતિ આપે એમ લાગતું નથી. હું તારાને ભગાડી જઈ ગુપચુપ લગ્ન કરી લેવા માગું છું. તારા દર વખતે મારી સાથે નાસી જવાને તત્પરતા બતાવે છે. અમે વખત પણ મુકરર કરીએ છીએ, પણ છેલ્લી ઘડીએ તેની હિમ્મત ટકતી નથી અને અમારી યોજના કથળી જાય છે. છેલ્લા ત્રણ અઠવાડિયામાં અમે ચાર વાર અહીંથી બીજે ઉપડી જવા માટે કાર્યક્રમ ઘડ્યો હતો, શહેરના આર્યસમાજ આશ્રમમાં લગ્ન માટે પંડિતો પણ હાજર રાખ્યા હતા. પણ છેલ્લી ઘડીએ તારા બીકણ બની બહાર નીકળી જ નહિ. આજે રાત્રે નવ વાગ્યે અમે તેના ઘરેથી નાસી જવાનો સંકેત કર્યો છે. હું તેના ઓરડાની બારીએ દોરડાની નીસરણી નાખીશ અને

પછી તેને લઈને આર્યસમાજ આશ્રમમાં જઈશ. ત્યાં પંડિતો અમારા લગ્નની વિધિ કરશે. મુશ્કેલી એ છે કે તારા અમારીની માફક ઉતાવળી પણ કરી જાય તો! રેવાશંકર તે મને વધારે ચાહે એવી જડીબુટ્ટી દવા આપ કે-જે હું તેને ખવડાવું અને તે મને અતિશય ચાહે."

જટાશંકરની વાત સાંભળી રેવાશંકરના હૃદયમાં ગરમ ગરમ સીસું રેડાયું. તે સ્તબ્ધ થઈ ગયો. પણ તેણે સ્વસ્થતા સાચવીને ઉત્તર આપ્યો, "જટાશંકર તું મારો પરમ મિત્ર છે એટલે હું તને એ દવા આપીશ. બીજા કોઈને માટે તો હિમ્મત લઈને પણ એ દવા આપું નહિ. પણ તું મારો મિત્ર.."

આમ કહી રેવાશંકરે કૃષ્ણન ઓષધિયાની બે ગોળી લીધી અને તે ખાંડની ભૂકીમાં વાટી તેની એક ગોળી બનાવી. પુષ્ટ ઉમ્મરનો માણસ આ ગોળી ખાય તો તે આઠેક કલાક ઊંઘી રહે તે સિવાય તેને બીજું કશું થાય નહિ એમ રેવાશંકર જાણતો હતો. તેણે તે ગોળી જટાશંકરને આપીને કહ્યું 'જટાશંકર, આ ગોળી તું હમણાં ને હમણાં જ અને તારાને આ, કોફી, દૂધ કે બીજા કશામાં નાખી- ખવડાવી દે. એટલે તારા તારા પર અતિ મોહિત થશે અને સંકેત પ્રમાણે કાજ રહેશે. તારુ કહ્યું કરશે.' આવી જડીબુટ્ટી મેળવતાં જટાશંકર આનંદ મગ્ન બન્યો અને રેવાશંકરનો આભાર માની તે ગોળી લઈને ત્યાંથી વિદાય થયો.

અને રેવાશંકરે શું કર્યું? તેણે તેની નીચતા બતાવી. તે સીધો તારાના પિતા નરભેરામ પાસે ગયો અને તેને જટાશંકરની તારાને ઉપાડી જવાની યોજનાથી વાકેફ કર્યો. નરભેરામ ઉશ્કેરાટમાં બોલ્યો, "જટિયો, તારાને લઈ જાય, એ બનશે નહિ. તારાને માટે એ લાયક વર નથી, રેવાશંકર, તમે અને આની જાણ કરી એ ઠીક કર્યું. નવ વાગે વાર. હું મારી બંદૂક ભરીને મારી આગળ બેસીશ. અને જરા કંઈ ખળભળાટ થાય કે ગોળી માર કરીશ જટિયો વરરાજાની ગાડીમાં નહિ પણ એમ્બ્યુલન્સ કારમાં બેસશે અને માયરામાં નહિ પણ હોસ્પિટલમાં પહોંચશે.

પટેલ, પંડિતની પેઢી દવા આપવા માટે મોડી રાત સુધી ઉઘાડી રહેતી. રેવાશંકરને આજે રાત્રે કામ પર રહેવાનું હતું એટલે તે દુકાને પાછો ગયો અને અકસ્માતની હમણાં ખબર આવશે પછી આવશે એમ રાહ જોતો તે ઉજાગરો કરતો બેઠો. રાત્રે નવ વાગ્યા, પછી દરેક કલાક ગુમ જેવો લાગ્યો. પણ રેવાશંકરને અકસ્માતની કશી ખબર ન મળી. હશે! કદાચ બીજેથી દવા લીધી હશે. સીધો તેને હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યો હશે. 'સુખસાગર' માં પહોંચશે ત્યારે ખબર પડશે. સવારે આઠ વાગ્યા અને તે દુકાન પરથી છૂટો થઈ સુખાએ જવાને નીકળ્યો એટલે બારણામાંથી નીકળતાં જ તેને પહેલો જ સામો મળ્યો જટાશંકર. રેવાશંકરે તેને આતુરતાપૂર્વક પૂછ્યું, "કેમ, જટાશંકર?"

અને જટાશંકરે કહ્યું, "બરાબર. આ વખતે તારી હિમ્મત સારી નહિ. બરાબર નવના ટકોરે સંકેત પ્રમાણે તેણે બારીએ ટકોરો કર્યો. હું દોરડાની નીસરણી લઈને ઉપર ચડ્યો તેને બારી સાથે બાંધી અને જમીન પર નીચે નાખી પછી અમે ચુપચુપ અને ઉતરી ગયાં. બારીમાંથી પાછલા દરવાજે બહાર ગયાં અને મોટરમાં બેસી સીધા સમાજના મકાને ગયાં અને લગ્નવિધિ કરી. 'વિજય સાગર'-પાસે અમે ઘર ભાડે રાખ્યું હતું ત્યાં આવવા અને રહેવાની અગાઉથી સગવડ રાખી હતી. હવે મારું પોતાનું ઘર માંડ્યું છે યાર, રેવાશંકર, ત્યાં ચા નાસ્તો લેવા તો આવ!"

રેવાશંકરને ગાં, નાસ્તાની પડી ન હતી તેણે પૂછ્યું, "પણ પેલી દવાની ગોળી?"

જટાશંકરે કહ્યું, "હું ગોળી લઇ, તો ગયો. પણ મારા મનમાં પછી ખળભળાટ જાગી આમ દવાની ગોળી આપી—જાદુ કરી તારાનો પ્રેમ પ્રાપ્ત કરવો એ ખોટું એમાં પ્રમાણિકતા નહિ. કોઇ બીજા પ્રયોગનો જાદુ કરી કોઇ યુવતીનો પ્રેમ મેળવવા કોશિષ કરે તેવું જ આ કામનું કહેવાય. શુદ્ધ પ્રેમમાં એને સ્થાન ન હોય. અને આમ દવા કે જાદુથી મેળવતા પ્રેમનો અર્થ શું? મારા અન્ત:કરણે એ અપકૃત્ય કરવાને હાક ના પાડી. તારા સાથે મેં ૭–૩૦ વાગે કોફી પીધી પણ તેના કપમાં એ ગોળી નાખી નહિ. તેમ કરવાને મને સારી તક હતી. પણ મારું મન કેમે માને નહિ.

"આઠ વાગે પછી હું જમવા બેઠો. મારી પાસે જ નરભેરામ પણ પાટલો નખાવી જમવા બેઠો. ગોળી મારા ખમ્મીસના ખિસ્સામાં જ હતી મને લાગ્યું કે આ ઠીક તક મળી. આ નરભેરામ તેના ભવિષ્યના જમાઇને ચાહતો નથી એ ખોટું એ પોતાનું કર્તવ્ય ચૂકે એ ઠીક નહિ. એ વિચાર આવ્યા નક મને સૂઝ્યો અને તેં આપેલી ગોળી મેં ચુપચુપ તેના દૂધના વાટકામાં નાખી."

હવે રેવાશંકરને સમજાયું કે નરભેરામની જીદ કેમ છૂટી ન હતી, અકસ્માત કેમ થયો ન હતો. વિજ્ઞસતાયીઓ અજાણ્યે ઘણીવાર પ્રતિસ્પર્ધાને સહાય કરે છે તેમ આ બાબતમાં પણ બન્યું. ગમે તે હો, પણ ઔષધિ ખરી અસરકારક નીવડી. × પ્રસ્થિત



---

પ્રખ્યાત ફિલ્મ કંપનીના માલિક ગોલ્ડવીન વિષે ઘણી રમુજી વાતો છે. એક વખતે તેણે તેના માણસોને કહ્યુ, "હું કબુલ કરું છુ કે દર વખતે કદાચ હું ખરો ન હોઉં; પણ તમારે યાદ રાખવુ કે હું કદી ખોટો હોતો નથી!"

× × × × × ×

શૉના નાટકોના ફીલ્મ હક્કો માટે ગોલ્ડવીને માગણી કરી ત્યારે શૉએ એવી અશક્ય મોટી રકમ માગી કે ગોલ્ડવીનને ના જ કહેવુ પડે. ત્યારે ગોલ્ડવીને શૉને કહ્યુ, "મી. શૉ. અસંખ્ય ગરીબ લોકોએ તમારાં પુસ્તકો વાંચ્યા નથી. પુસ્તકો ખરીદવા જેટલા તેમની પાસે પૈસા નથી. એ વિચારો. તમારા પુસ્તકોમાં રહેલા વિચારોનો કેવો પ્રચાર થશે!" શૉએ હસીને કહ્યું, "મિ ગોલ્ડવીન તમે કલાનોજ વિચાર કરો છો અને હું પૈસાનો જ વિચાર કરું છું!"

# બાબુજીની ગાય

ર. પ. મ.

"એઈ ચારવાળી ચાર આનાની ચાર ગાયને નાખ" એમ કહી કાપડના સ્ટોર પર બેઠેલા ખંડુભાઈએ ચાર વેચનારીને ચાર આના આપ્યા

"એ વાત પણ એની જ કહી. એમ ચાર આના આપવાનો અર્થ શું? દાન કર-વામાં પણ વિવેક રાખવામાં આવે તો ઠીક" મેં કહ્યું

"અહીંજ તમારી ભૂલ થાય છે. દાનમાં વિવેક રાખવો જ નહિ. માગે તેને આપવું. તમે કહો તેવો જો ઇશ્વર વિવેક રાખતો હોત તો આપણને મળેલી ઘણી વસ્તુઓ મળી ન હોત." ખંડુભાઈએ મારા પ્રશ્નનો રદિયો આપ્યો.

"ભીખ માગવાની પ્રથા સરકાર-કાયદાથી નાબૂદ કરવા માગે છે, ત્યારે આવાં અવિચારી 'દાનથી—"

"ક્યારેય કદી સરકાર ભીખ પર 'પ્રતિબંધ મૂકી શકી છે'? ઇંગ્લેંડ, અમેરિકા' વારંવાર જઈ આવેલા આ દાસ કોને પૂછે. ત્યાં પાટની દોરી, 'દિવાસળી અને ટાંકણીનાં પેકેટ વેચવાનાં બહાનાં હેઠળ ભિખારીઓ ભીખ માગે છે. 'સરકારી કાયદા તેમને નડતા 'નથી. 'વળી જગતમાં ભીખ કોણ નથી માગતું? નોકર શેઠની, 'વેપારી સરકારની, વર્તમાન પત્રકારો મૂડીવાદીઓની અને સરકારની અને સરકારી અમલદારો મૂડીવાદીઓની પાસે કંઈ ન કંઈ હંમેશા ભીખ માગતા હોય છે."

"પણ આ ગાયને જ ચાર—"

"મારો એ સિદ્ધાંત છે 'ભૂખ્યો છું' કહી કોઈ ભીખ માગે તેને પાઈ પૈસો બની શકે તો જરૂર આપવો અને ગાય તરફ પૂજ્યવૃત્તિ રાખતાં તો હું બાબુજી પાસે શીખ્યો.

"બાબુજી, કોણ?"

આજ વખતે બે ઘરાક કાપડ લેવાને દુકાનમાં આવ્યા. પણ બાબુજી વિષે વાત કહેવા ઉત્કંઠિત બનેલા ખંડુભાઈએ તેમને ગુમાસ્તાને સોંપ્યા.

"બાબુજીની ગાયની મેં તમને વાત ન કરી હતી?"

"નહિ"

"ત્યારે સાંભળો. હું સત્તાવીશ વરસનો હતો ત્યારે મધ્યપ્રાન્તના એક શહેરની મિલમાં સેલ્સમેન તરીકે મહિને પાંસઠ રૂપિયાના પગારે નોકરી કરતો હતો. તે અરસામાં સંયુક્ત પ્રાન્તનો એક બાબુજી એક યુવાન એમ. એ. બાબુ મિલના મેનેજર તરીકે નીમાયો. મેનેજરને મારા કરતાં ત્યારે પગાર ઓછો મળતો હતો પણ તે મીલમાં સર્વ સત્તાધીશ હતો. એટલે અમારે સર્વેને તેનું મન રાખવું પડતું.

મિલ શહેરથી દૂર હતી અને મને ચા પીવા માટે દૂધ મેળવવા પણ તકલીફ પડતી. મને દિવસમાં ઘણી વાર ચા જોઈતી. બાબુજી તો ચા પીતા નહિ. પણ ધીમે ધીમે અમારા સંસર્ગમાં તેમને ચા ટેવ પડી અને અમે તે [illegible] બાબુજી ચા પીતાં શીખ્યા તેથી અમારી દૂધ વિષેની તકલીફ કંઈ ઓછી ન થઈ. બાબુજીને પણ એ વિષે વાત—[illegible] એક દિવસ બાબુજીએ કહ્યું "ખંડુભાઈ આપણે બાગમાં ગાય વેચાતી રાખીએ તો ચા માટે દૂધની આપદા ન પડે. હું પાનાચંદને કહું કે આપણે માટે શુક્રવારના હાટમાંથી ગાય ખરીદ કરી લાવે." હવે પાનાચંદ ગાય ખરીદી લાવે તે ખોટું એમ હું જાણતો હતો, કારણ કે તે પચ્ચીસ રૂપિયાની ગાયના પચાસ રૂપિયા કહેશે. પણ હું બાબુજીનો વિરોધ કરી શકું તેમ ન હતું. મેં પણ સમ્મતિ આપી.

પૂરતો ખાય ખરડાયેલો રહેતો. બાપુજીએ આ એક દિવસ જોયું અને તેનો પિત્તો ગયો. તેમણે મને બોલાવી કહ્યું, "ભકુભાઈ, એ છોકરું તો બેવકૂફ છે. એ મૂરખને હમણાં ને હમણાં નોકરીમાંથી રજા આપો. ગાય પર તે દેખરેખ રાખતો જ નથી. બાપુજીએ ગાયની પરિસ્થિતિ મને બતાવી છોકુ પર રોષે ભરાયા. "છોકુને તમારી પાસે મોકલું છું," કહી હું ત્યાંથી છોકુ પાસે ગયો અને તેને બાપુજીના કોપ વિષે ખબર કરી. છોકુએ કહ્યું, "ફિકર ન કરો. હું બાપુજીને શાંત પાડીશ."

છોકુ તો બાપુજી પાસે ગયો. બાપુજી, કોપનો ઉભરો કાઢી રહ્યા પછી છોકુએ કહ્યું, "બાપુજી, આ ગાયને તો ખડકવું જેવું થયું છે. એટલે મેં જ તેને જુલાબની દવા આપી છે. બાપુજી, છેલ્લા ત્રણ દિવસથી ગાયના શરીરમાં કંઈ ફેર દેખાય છે. હું તો હમણાં તેનું દૂધ પણ ખાતો નથી. મોટી ગાયનું દૂધ ખાવું સારું નહિ. એની તબીયત સુધરતાં અઠવાડિયું થશે એમ લાગે છે." બાપુજી શાંત થયા, "છોકુ, ગાય પાછી તંદુરસ્ત થાય ત્યાં સુધી મારે ત્યાં પણ દૂધ મોકલતો નહિ. તું એની પૂરી કાળજી રાખજે. અને તે બરાબર થાય તેની ફિકર કરતો નહિ."

"કાલે દૂધપાક, પરમ દિવસે બાસુદી અને શ્રીખંડ." છોકુએ આવી મને કહ્યું પછી ગાયનું બધું દૂધ આપણને થોડા દિવસ મળશે. માટે મિષ્ટાન્ન બનાવો. રોજ." આ ક્રમ થોડા દિવસ ચાલ્યો પછી નોકરોને સખત તાકીદ આપવામાં આવી કે ગાય હંમેશ સ્વચ્છ રખાવી જોઈએ. અઠવાડિયા પછી ગાયે પુન સ્વસ્થતા પ્રાપ્ત કરી છે એવો છોકુએ બાપુજીને રિપોર્ટ આપ્યો, ત્યાર પછી જ તે પાછું ગાયનું દૂધ પીતા થયા.

પણ છોકુની પીડાનો આટલાથી અંત ન આવ્યો. કોઠારામાં મચ્છર થાય તે નસાડી મૂકવા છોકુએ ત્યાં ધૂણી સળગાવી ધુમાડો કર્યો હતો તે બાપુજીના જોવામાં આવ્યો. બાપુજી કોઠારમાં ગયા અને ત્યાં છોકુને બોલાવી મંગાવ્યો. પછી છોકુને ધૂણી પાસે બેસાડ્યો, છોકુને ધુમાડો લાગ્યો એટલે તે આંખો મીંચવા લાગ્યો, આંખે હાથ દેવા લાગ્યો. "તારી આંખને ધુમાડો લાગે, તે ગાયને ધુમાડો ન લાગે?" બાપુજીએ પૂછ્યું. આ પ્રયોગ મચ્છર કાઢવા માટે કરવામાં આવ્યો હતો એમ છોકુએ ખુલાસો કર્યો. બાપુજીએ કહ્યું, "મચ્છરદાની બનાવ." "ગાયને માટે કેવી રીતે મચ્છરદાની બનાવવી!" છોકુએ પૂછ્યું ત્યારે ઘણો વિચાર કરી બાપુજીએ સૂચના કરી, "આપણે ત્યાં કાપડની ખોટ નથી. ગાયના આખા ઓરડામાં રહે એવડી મચ્છરદાની બનાવો અને કોઠારામાં આ ખાટ કોના? અહીં ક્યાં બાંધવાં નાખો." બાપુજીએ ધૂણી દૂર કરાવી અને ગાય હવે રાત્રે મચ્છરદાનીમાં રહેવા લાગી.

થોડા માસો વીત્યા પછી મેં સ્વતંત્ર ધંધા માટે નિર્ણય કર્યો અને તેથી નોકરી છોડી મારે બહારગામ જવાનો પ્રસંગ ઊભો થયો. હવે આશ્રમમાં લીધેલી ગાયનું શું કરવું? મેં બાપુજીને કહ્યું, "બાપુજી, તમે ગાય રાખી લો. મારે તેના દામના પૈસા જોઈએ નહિ." પણ બાપુજી એમ મફત અર્થે ગાય કોના લે? ગાય વેચીને તેની કિંમત આવે તે વહેંચી લેવાય ખરી, પણ ગાય ભેટ જ કેમ? હવે બાપુજી ગાયના પૈસા ન લે તો હું યે કેમ કરી લઈ શકું? સિદ્ધાંત બાપુએ મૂક્યું પણ ગાયની કિંમત લેવા જેટલી હું ઉદારવૃત્તિ રાખું છું એમ બાપુજી જાણે તે મને પરવડે એમ ન હતું. મારા વિષેનો બાપુજીનો સારો અભિપ્રાય હું ગુમાવવા તૈયાર ન હતો.

કેટલુ દિવસની વાટાઘાટની અંતે બાબુજીને નિર્ણય મલ્યો, "સ્વામીનારાયણના મંદિરમાં આપને ભેટમાં આપો" અને આપને મંદિરમાં અર્પણ કરવામાં આવી.

નાના પગાર પર આવેલા બાબુજી આજે માસિક આઠ હજારના પગારે મોટા કારખાનાના મેનેજર છે. કાદુ આજે કાદુ-ભાઈ શેઠ બની એક મિલનો માલિક બન્યો છે અને હું પણ શેઠમાં ખાતાપીતા સુખી છું

"બાબુજીની ગાય પ્રત્યેની અનહદ માનવૃત્તિને લઈને ગાય ને કદીક કદીક ઘાસ ચારો ખવડાવવા જેટલું હું શીખ્યો "

"ગાય તો હું શોધી લાવીશ." મેં દુકાનમાંથી જતાં જતાં કહ્યું, "કોઈ બાબુજી હોય તો મને કહેજો."

---

## —: વિહંગમોને :—

આવો ફિરસ્તાઓ દેવોના દેશના, શીતમની લહેરોમાં રહેતા રે લોલ !
દેવતણા દૂતોની વાતો અલૌકિક સુણનાર મનને કહેતા રે લોલ !
રંગ રંગ પાંખો પ્રસારીને આવો, આપ મોટાં મનોનું લેતા રે લોલ !
દૂર દૂર દેશોના અંતર ઘટાવી વાતાવરણમાં વહેતા રે લોલ !
આવો તારાઓને આંખે ભરી લઈ, આવો આનંદગીત ગાતા રે લોલ !
આવો મીઠા મધ મિત્રો અમારા, હૈયાના હેતમાં ઝૂલાતા રે લોલ !
આવો ઉષાના લઈને ઊમળકા, જ્યોતિની જાગૃતિઓ લાવો રે લોલ !
આવો અનંતને હલ્યે વિરાજમાન સોનાનો સૂર્ય બતલાવો રે લોલ !
વિશ્વના વિહંગમો ! આવો વ્હાલમો ! નયનો નચાવવા આવો રે લોલ !
શીતમની ડાળીઓ ઝૂલો છો તેમ આમ જીવને ઝૂલતાં થાઓ રે લોલ !
આવો, ન આવો તો આપો અમોને પાંખો તમારે છે તેની રે લોલ !
ઊડી આકાશ અમે ભેટવાને આવીએ, ભવભવની ભેટ લેવી દેવી રે લોલ !

૧૮-૧૦-૪૧ પૂજાલાલ

જે રીતે આ શબ્દો બોલાયા એને લખવાની રીત, ભાષા કે શૈલી માનવીએ હજી શોધી કાઢી નથી

અને જવાબની રાહ જોયા વિના એ આ દુનિયામાંથી ચાલ્યો ગયો

રતન ભૂતકાળનું જે નાટક અત્યારે જોઈ રહી હતી એનું મંગલાચરણ કર્યું એની તો ખબર નથી પણ એટલી ખબર તો ચોક્કસ છે કે અહીં એ નાટકનો પહેલો અંક સમાપ્ત થતો હતો

બીજા અંકમાં ખાસ જાણવા જેવું કંઈ જ નથી દુઃખ, અપમાન, આળ, ત્રાસ, ગરીબાઈ વગેરે જે સાધારણ અનુભવો એકાકી હિંદુ વિધવાને મળે છે એવા જ એને મળ્યા હતા. ફેર હશે તે માત્રાનો જ. એ સર્વ-સાધારણ બનાવોનું પારાયણ કરવાનું કશું પ્રયોજન પણ નથી તેમ એની કશી જરૂર પણ નથી

એનો મણિયો સત્તરમે વર્ષે જ મેટ્રિક પાસ થયો એથી નાતને તો ઠીક ગામમાં પણ નવાઈ લાગી. માસિક રૂપિયા પચો-તેરની સરકારી નોકરી જે દી એને મળી બરાબર તે દીથી જ નાતને મન રતન નસીબદારમાં લેખાઈ, કારણ તે જ દિવસે મણિશંકરની સગાઈ પણ થઈ હતી

બીજે માગશરે એનાં લગન લેવાયાં. કુરવડું પરણીને એને પગે લાગ્યાં સંધ્યાની લાલિમામાં દેખાતી શુક્રતારકની દ્યુતિ જેવાં બે આંસુ આંખે આવી એ ફક્ત એટલું જ બોલી કે "વહુ, તમારું ઘર સંભાળીને બેસો. હું તો હવે ખરું પાન. ભગવાન તમારું કલ્યાણ કરે."

બીજા અંકની પૂર્ણાહુતિ આવી રહી.

લલિતા વહુએ સાસુની આજ્ઞાને શિરસા-વંદ્ય ગણીને માથે ચડાવી હતી ઘરને એણે એટલી હદ સુધી પોતાનું—ને માત્ર પોતાનું જ—ગણી લીધું હતું કે મણિશંકર જેવો હતો એવો ન હોત તો રતનને ઘર છોડીને ચાલ્યા જવું પડ્યું હોત. પાનખર આવ્યા પહેલાં જ પાનને ખરી જવું પડ્યું હોત

હિંદુ સંસારના મહાનિયમના અપવાદરૂપ રતન હતી ઊગતી જુવાનીમાંથી જ એને પથ્થર જેવાં રહેતાં શીખવું પડ્યું હતું ને એ ઓશિયાળી બનીને જ એમ રહી શકતી હતી. સગાં સંબંધીઓનાં ઓશીયાળાં એને કરવાં પડતાં હતાં. હિંસક કે અહિંસક પ્રતિકાર એ જાણતી જ ન હતી. સાસુનો કુંહાડો એના સ્વભાવમાં જ ન હતો. ને તેમાં પાછી માથે આવું થાપે એવી આ વહુ એને આવી મળી

કામની વેઠ, વહુનાં મેણાંટોણાં, બળાપો સ્વભાવ અને રીબાયેલા મનને કારણે એની કાયા ઘસાતી ચાલી. ચાળીસ બેતાળીસની એ પચાસ ઉપરની હોય એવી દેખાવા લાગી. તો પણ દીકરાના આશરાની એને નિરાંત હતી

પણ રણમાં વરસાદ તો ઠીક વાદળ પણ હોતી નથી તેમ પતિનું સુખ તો બાજુએ રહ્યું, સારો દીકરો જોવાનું સુખ પણ એના નસીબમાં ન હતું. એનો એકનો એક પુત્ર મણિશંકર ભાઈબીજને દિવસે સવારનો પહો-રમાં 'ટાઢ આવી છે' કરીને પડ્યો તે ટાઢો જ થતો ચાલ્યો. નામ પાડવામાં બબાળીઓ કરતાં વધારે ઉસ્તાદ એવા ડૉક્ટરોએ એના રોગનું કંઈક નામ પણ આપ્યું. અને 'દવા કરતાં માનતા વધારે અસર કરશે' એવી ભલામણ કરી. મગનાં નસીબને આંખ હોત તો લલિતાએ અને રતને, કોણે કેવી ને કેટલી ચાકરી કરી એની સાક્ષી પૂરત, તેમ કાન હોત તો એ દિવસોમાં રતનને રોજ જે વાક્પ્રસાદી લલિતા ભેટ આપતી એની પણ રેકર્ડ આપણને મળી શકત.

બિચારો મણિશંકર! કોઈ પણ વસ્તાને આટે એવી એની પત્નીની વાક્પટુતા વિશે એણે સાંભળ્યું ન હતું એમ નહિ પણ એને પ્રત્યક્ષ સાંભળ્યું ત્યારે એના કાનના કીડા

રૂપિયા પ્રાપ્ત થશે !"

છગનલાલ કહે, 'એ તો કંઇ સ્વપ્નાં આવ્યાં કરે. એનો શું અર્થ ?"

બાબુએ નિરાકરણ કર્યું, 'મારાં દાદી જૂઠું કહે જ નહિ'

"પણ તારાં દાદી ક્યાં હતાં ? એ તો માત્ર સ્વપ્નું !"

બાબુએ જવાબ દીધો "પહેલાં પણ મને સ્વપ્નામાં દાદી બે વાર દેખાએલાં અને તેમણે જે કહેલું તે જ બનેલું. પહેલી વાર કહેલું કે 'આજે રાત્રે તનસુખભાઇની દુકાન બળી ખાખ થઇ જશે' તે જ રાત્રે તેમ બનેલું, તમને યાદ છે '૪૦ની સાલમાં' બીજીવાર કહેલું, 'દીકરા, દાદા દીકરે' સે આવ એકદમ તેજ થશે.' મેં મૂર્ખાએ સ્વપ્નાની વાત ખોટી કરી હસી કાઢેલી. આ તક હવે હું કદી ન જવા દઉં. મારાં દાદી માગ પર રોષે ભરાય. મારી ખાત્રી છે કે મને દોઢ લાખ રૂપિયા મળશે મારાં દાદી જૂઠું કહે જ નહિ."

છગનલાલ વિચારમગ્ન થઇ ગયો. દુકાન વધાવી છૂટા પડતા બાબુએ નોકરીના રાજીનામાની મુખેથી પુનરાવૃત્તિ કરી.

હવે દુકાનેથી છૂટા થઇ બાબુએ શહેરમાં હોટેલોમાં ચાપાણી કરતાં આનંદમાં ઘૂમવા માંડ્યું. સાંજ પડે અને ખાવાનું બંધાવી, ગાડી કરી, નદીએ જઇ આનંદ કરે. મીજબાની માટે મિત્રો પણ મળી રહે. બાબુ સ્વભાવે ઉદાર એટલે હોટેલમાં તે ચા પીવા બેઠો હોય અને જો કોઇ ઓળખીતો આવે, તો તરત જ તેને નાસ્તો કરાવી ચા પાતો. 'મિત્રો' બાબુને પૈસે મઝા કરતા અને બાબુને જ બનાવતા "બાબુ, જો તને દોઢ લાખ રૂપિયા મળશે.. "

બાબુ તેમને તરત જ અટકાવતો "શું ? જો મળશે ' મળશે જ, અરે મળ્યા છે. એમ માની લો. મારી પાકી ખાત્રી ન હોય તો હું શું આમ પૈસા વેરું ! તમે ધારો તેવો હું મૂર્ખ નથી. મારાં દાદી જૂઠું કહે જ નહિ પહેલી વાર . " એમ કહી ઉપર્યુક્ત સ્વપ્નાઓની પુનરુક્તિ કરતો.

થોડામાં વાત ફેલાઇ કે બાબુ ગાંડો થઇ ગયો. તેનું વેવિશાળ તે જ શહેરના પુનેમચંદ શેઠની પુત્રી લલિતા વેરે થયું હતું બાબુને ઘર આગળથી પસાર થતો જોઇ પુનેમચંદ શેઠે તેને ઘરમાં બોલાવી કહ્યું, "બાબુભાઇ, બાબુભાઇ જો તમે આ દોઢ લાખ રૂપિયાની લત ન છોડશો, તો મારે આ વેવિશાળ રદ કરવું પડશે."

"અરે, પુનેમચંદ શેઠ," બાબુએ જવાબ આપ્યો, "મારાં દાદી મને જૂઠું કહે જ નહિ. પહેલી વાર . ." બાબુએ સ્વપ્નાની વાતો કરી.

બાબુની વાતોથી પુનેમચંદ શેઠ બરાબર કંટાળ્યા. ત્યાર પછી જ બાબુ ત્યાંથી ચાલતો થયો.

લલિતા અઢાર વરસની સુશિક્ષિતા યુવતી હતી બાબુના આ ઉન્માદથી તે બિચારી ખિન્ન થઇ ગઇ હતી તે બિચારી મનમાં મૂંઝાતી. સાંસારિક મર્યાદાઓને લઇને એ બાબુ પાસે સીધી જઇ તેને મળી શકતી નહિ. એટલે લલિતાના મનની મુંઝવણ વધતી. એવામાં એક દિવસ દેવદર્શને જતા બાબુને સામેની ગલીમાંથી આવતો જોયો લલિતાએ આજુ-બાજુ જોઇ બાબુને આંગળીથી ઉભા રહેવા સૂચના કરી ઉતાવળે કહી લીધું, "જો દોઢ લાખની લત ન છોડો તો આપણું વેવિશાળ રદ પણ થાય જો !" બાબુ સ્મિત કરી લલિતા તરફ મૂઢ બની જોઇ રહ્યો. એ મૂઢ જેવા યુવાન પર એક ત્વરિત તિરસ્કારની નજર ફેંકી લલિતા ત્યાંથી ઉતાવળે ચાલી નીકળી. તેને લાગ્યું, 'બાબુ ખચિત ગાંડો થઇ ગયો છે.'

લોટરીનું ઇનામ જાહેર થવાનો સમય જેમ જેમ નજીક આવતો ગયો, તેમ તેમ

બાબુના દોઢ લાખની વાત વધારે વેગથી ફેલાવા લાગી. આમવર્ગ અને ઉમરાવોની ક્લબમાં પણ ચર્ચા થવા લાગી. સ્થાનિક પત્રોએ બાબુના દોઢ લાખની વાત પ્રગટ કરી ખબરપત્રીઓએ મુંબઈના પોતાના વર્તમાન પત્રો માટે બાબુના દોઢ લાખની ખબર મોકલી મદારી અને નામ-ચાપને સતત મહત્વ આપતાં એક પ્રતિષ્ઠિત મુંબઈના વર્તમાનપત્રને આ ખબર અંત અગત્યની જણાઈ, તેણે તેના એક ખાસ ખબરપત્રીને બાબુની મુલાકાત અને ફોટાઓ માટે મોકલ્યો.

બાબુના ફોટાઓ પણ પ્રગટ થવાના છે, એમ ચમનલાલે જાણ્યું, ત્યારે તે બાબુને આજીજી કરવા લાગ્યો, "બાબુ, આપણી દુકાન પાસે ઊભો રહી એક ફોટો પડાવજે. દુકાનને આમ અણધારી જાહેરખબર મળવાની તક સાધવા ચમનલાલ બાબુને સમજાવવા લાગ્યો. બાબુ સ્વભાવે ઉદાર હતો અને ભૂતકાળમાં કહેલાં કડવાં વેણ બાબુ યાદ કર્યા કરે એવો ન હતો. તેણે શેઠની માગણી સ્વીકારી.

ખાસ ખબરપત્રીને તેણે પોતાના જિંદગીનો અહેવાલ આપ્યો. દાદીની જિંદગી પણ સંક્ષિપ્તમાં કહી, દાદીનો ફોટો આપ્યો પોતાના ઘર આગળ તેમજ ચમનલાલની દુકાન પર બેસી ફોટા ઉતારવા દીધા.

અને આ સર્વ ખબરો અને ફોટાઓ મુંબઈના એ સુપ્રસિદ્ધ વર્તમાનપત્રમાં પ્રગટ થયા અને બાબુના સતાપો વધ્યા. હવે તો શહેરના અને બહારના પણ બાબુની મુલાકાતે આવી દાદીના સ્વપ્નાની હકીકતો પૂછવા લાગ્યા.

ડર્બીના ઇનામ પ્રગટ થવાનો એ શુભ દિવસ. બાબુ કરતાં પણ શહેરના લોકો બાબુના દોઢ લાખ માટે વધારે ઈંતેજાર જણાતાં. તાર ઓફિસ આગળ શુભ વર્તમાનની રાહ જોતાં માણસોની ઠઠ વળી. પણ ત્યાં બાબુ હતો નહિ. કોઈ શુભેચ્છકો દોડી બાબુને ઘેર ગયા. "બાબુ, ચાલ તાર ઓફિસપર તારો તાર આવે તો તરત ખબર મળે," બાબુ આનંદમગ્ન હતો તે નિરાંતે આરામ પામ્યો હતો તે સ્થિતિમાં રહ્યે રહ્યે જ જવાબ દીધો, "શું આવે તો? આવશે જ. મને દોઢ લાખ રૂપિયા મળ્યા જ છે. મને જરા પણ શંકા હોય તો હોંશથી તારની રાહ જોવા આવું" એવું કહી તેણે શુભેચ્છકોને વળાવ્યા.

આમ દિવસ પસાર થયો બાબુનો તાર ન આવ્યો. લોકો હવે બાબુના નામની, દાદીની, સ્વપ્નાની અને દોઢલાખની મજાક કરી વિનોદ કરવા લાગ્યા. એવી મજાક કરી હર્ષ પામતા વિખેરાયા પણ કોઈ શુભેચ્છક બાબુને આશ્વાસન આપવા બાબુને ઘેર જણાયો નહિ. ખાધેલું કેટલું જલદી પચી જાય વિસ્મૃત થાય છે! ડાક્ટરોને જ મંદાગ્નિનો ભય હોય છે.

પુનેમચંદને પણ વાતની ખબર પડી. ત્યારે તેણે ઘણાજ રોષમાં પત્નીને કહ્યું કે "હું લલિતાનું વેવિશાળ રદ કરી આવું છું લલિતાને એમ કહે" એમ કહી પુનમચંદ બહાર જવાની તૈયારી કરવા લાગ્યા. નોકર પાસે અંગરખો પાઘડી મંગાવી પહેરતા હતા ત્યારે તેના પત્નિએ કહ્યું, "અમેય તમારી જોડે આવીશું." પત્નીએ પતિને સમજાવ્યું કે લલિતા કહે છે, "બાબુલાલ જો ખરેખર ગાંડા થયા હોય તો વેવિશાળ રદ કરો પણ બાબુલાલનું મગજ સ્વસ્થ જણાય તો મને પૈસા ન મળ્યાની પરવા નથી! માટે લલિતાને પ્રત્યક્ષ બતાવવું છે કે બાબુ દિવાનો થઈ ગયો છે." પુનેમચંદને પત્ની અને પુત્રીને સાથે લઈ જવાનું ગમ્યું નહિ, પણ પોતાની વહાલસોઈ દીકરીને માઠું લગાડવું ઠીક ન લાગ્યું.

આનંદમગ્ન બાબુ આરામથી સૂતો હતો ત્યાં પુનેમચંદ પત્ની, પુત્રી સહ આવ્યા. બાબુએ ઊભા થઈ તેમનો સહર્ષ સત્કાર કર્યો. પણ પુનેમચંદને બાબુના આવકારની કંઈ પડી ન હતી તેનો ક્રોધાગ્નિ વધુ ભભૂકી ઊઠ્યો અને ફોનોગ્રાફની ચૂડી બોલી જાય તેમ તેણે ગુસ્સામાં બાબુની નાલાયકી અને દિવાનાપણાનું વર્ણન કરી વેવિશાળ રદ

ક્યોનું નાનું સરખું ભાષણ કર્યું

આ દરમિયાન ભાનુએ અવાક્ રહી બધું સાંભળ્યા કર્યું. પછી તેણે જવાબ દીધો "શેઠ, તમે કહો તે કદાચ ખરું હશે. પણ એટલું તો ચોક્કસ સમજાય છે કે હું ગાંડો નથી. તમારા જેટલી અક્કલ, બુદ્ધિ કે ડહાપણ મારામાં ન હશે. તે હું કબુલ કરું. તેથી તમે મને ભલે કમઅક્કલ કહો, પણ ગાંડો કહો તે તો અતિશયોક્તિ છે"

પુનેમચંદ ફરીથી ઉકળી ભરાઈ ઉઠતા હતા પણ 'સબુર' કહી ભાનુએ ચાલુ રાખ્યું "વેવિશાળ રદ કરવાથી મને પણ દુઃખ થશે. પણ એ મારી સત્તાની વાત નથી. તમે તેમ કરી શકો છો. પણ મને દિવાનો ઠેરવી તેમ ન કરશો, કારણ મારું મગજ તદ્દન ઠેકાણે છે હું સંપૂર્ણ સ્વસ્થ છું."

આમ ડાહ્યા માફક વાત કરતા ભાનુને જોઈ લલિતાના મુખ પર આનંદસૂચક ચિન્હો સ્પષ્ટ તરવરી આવ્યાં.

"મને ઇનામ નહિ લાગ્યું ધારી તમે મને મૂરખ માનતા હો, તો તેમાં પણ તમારી ભૂલ છે, કારણ કે મને ઇનામ મળ્યું છે" કહી ભાનુ ઉભો થયો.

મા–દીકરી–બાપ, ત્રણેને ફરીથી ભાનુના મગજની અવસ્થા માટે શંકા થઈ લલિતા તો તદ્દન હતાશ જણાઈ.

ભાનુ આ દરમિયાન કબાટ ઉઘાડી અંદરથી કરંસી નોટોના બંડલ લઈ આવ્યો અને રેશમી પટીથી બાંધેલા બંડલો પુનેમચંદ શેઠના હાથમાં આપ્યાં અને કહ્યું, "આ વીસ હજાર રૂપિયા છે એ ડર્બી સ્વીપ પેટે મને ક્યારનાય મળી ચૂક્યા છે મે નો'તુ કહ્યું કે મારાં દાદી જૂઠું બોલે જ નહિ. પણ જો કે રકમમાં જરા ફરક થઈ ગઈ છે. પણ તેમાં મારી દાદીની ભૂલ નથી મેં ઉંઘમાં રકમ અસ્પષ્ટ સાંભળી હશે."

ત્રણે જણ પ્રશ્નસૂચક મુખે ભાનુ તરફ વગર બોલ્યે ખુલાસો માગતા જોઈ રહ્યા. કરન્સી નોટો તદ્દન ખરી હોવાની ખાત્રી થતાં પુનેમચંદના ક્રોધનું પણ શમન થયું હતું. અને તે કંઈ પણ બોલી ન શક્યા. ખરે, પૈસો ભલભલા બધાને જ મૂક બનાવી દે છે.

ભાનુએ આગળ ચાલુ રાખ્યું, "દસ હજાર હું મારા નામ પર જમા કરાવી દસ હજાર લલિતાના નામે જમા મૂકવા માંગતો હતો. પણ તમે તો વેવિશાળ. . "

હવે પુનમચંદ શાંત રહી ન શક્યા, "ભાનુભાઈ, એ રદ કર્યાની વાત ભૂલ જાઓ - લલિતાની સંમતિ વગર મારાથી વેવિશાળ રદ ન થાય અને તેટલા જ માટે."

એ બધું પછી પણ હું એમ પૂછું છું કે તમને ઇનામ ક્યારે મળ્યું ? વર્તમાનપત્રોમાં એ વાત આવી નહિ.

ભાનુએ જવાબ દીધો, "કદાચ હવે આવશે"

"પણ કંઈ સમજાવશો !

બન્યું એમ કે સાતેક દિવસ પર મુંબઈથી એક શેઠિઓ અહીં આવ્યો. મારા દાદીમાના સ્વપ્નાની વાત તેણે જાણી હતી. મારી ટીકીટ વેચવા તેણે મને ઘણો સમજાવ્યો પણ દોઢ લાખ રૂપિયા જતા કરવા મે સાફ ના પાડી. છેવટે તેણે મને દસ હજાર રૂપિયા આપવા કહી અર્ધી ટીકીટ વેચવા મને લલચાવ્યો તમે જાણો છો કે દુનિયામાં વગીઓના નિશ્ચયો પ્રાયઃ ટકી શકતા નથી અને ગઈ રાત્રે એક અમદાવાદીએ એ જ પ્રમાણે મને લલચાવી મારી બાકી રહેલી અર્ધી ટીકીટ તેટલીજ કિમ્મતે વેચાતી રાખી"

"પણ તમારાં દાદીમા તો કહેતાં હતાં કે દોઢ લાખ રૂપિયા. . ." અને પુનેમચંદ સદર્પ મજાક કરવા જતા હતા તેને ભાનુએ અટકાવ્યા.

"જો ટીકીટ મારા નામ પર રહેત તો મારાં દાદીમાના કહેવા પ્રમાણે મને દોઢ લાખ રૂપિયા જરૂર લાગત. મારાં દાદીમાએ કહ્યું હતું કે ઇનામ મને લાગશે. અમદાવાદ કે મુંબઈના કોઈ શેઠિયાને લાગશે એમ ન હતું કહ્યું. પણ મારો સ્વભાવજ ઉતાવળીયો અને શંકાશીલ. મને લાગ્યું કે ઉંઘમાં મારાથી રકમનો આંકડો સ્પષ્ટ ન સંભળાયો હશે, તેથી મે ટિકિટ વેચી મારી." એમ સસ્મિત કહી તે જાણે દીલગીર થયો હોય તેમ બેઠો.

ભળી જવાનાં. બ્રાઝિલ, પારાગ્વે, ચીલી, જેવા દક્ષિણ રાજ્યો કરારથી અલગ રહેશે, પણ તેઓ તટસ્થતા જાળવી રાખશે, એટલા પૂરતું, તેમનો વિરોધ કરારનામાના પક્ષકારો થી વિરૂધ્ધ જઈ શકશે નહી. આફ્રિકામાં દક્ષિણ આફ્રિકાના સત્તાવાળાઓને આ કરારનામાના પક્ષકારો બન્યા સિવાય બીજો માર્ગ નથી. ઇજિપ્ત ઘણું ખરૂં ઇંગ્લંડનું મિત્ર રાજ્ય છે. ઇઝરાઇલનું નવું રાજ્ય અમેરિકા આશ્રિત અને રક્ષિત છે, અને સિરિયા, લેબેનાન, ટ્રાન્સજોર્ડન, ઇરાક, વગેરે આરબ રાજ્યો તથા ભૂમધ્ય સમુદ્રનું બીજું મોટું રાષ્ટ્ર તુર્કી, એ બધાં આ એટલેંટિક સમૂહમાં આવી જવાનાં. એશિયામાં આવેલાં ઇરાન અફઘાનીસ્તાન અને પાકીસ્તાન, એ ત્રણ મુસ્લિમ રાજ્યો પણ એજ કક્ષામાં આવી જવાં જોઇએ. હિંદુસ્તાન ઇંગ્લંડના પક્ષમાં રહેવા વધારે આતુર રહે તે સ્વાભાવિક છે તેને ઇંગ્લંડ અમેરિકા જેવા રાષ્ટ્રોની કારીગરીઅને સરકારી તાલીમનીમદદની ઘણી જરૂર છે, અને રશિયા તે મદદ આપે તે અશક્ય વાત જણાય, એટલે હિંદ સરકારની સહાનુભૂતિ છેવટે તો એટલેંટિક મહાસાગરના રાષ્ટ્રો તરફથી રહેવાની શક્યતા પણ એવી જ સમજવાની. બર્માનો કોમ્યુનિસ્ટ પક્ષ ઘણો બળવાન થઇ ગયો છે, તેજ પ્રમાણે મલાયા અને ઇન્ડોનેશિયા માટે સમજી લેવાનું છે. ન્યુ ઝીલેંડ અને ઓસ્ટ્રેલિયા તો ઉમેદવાર છે, જાપાન—અત્યારે અમેરીકાના પગ તળે દબાયેલું રાજ્ય છે, ચીનનો કોમ્યુનિસ્ટ પક્ષ જોરમાં છે એ ખરૂં છે, પણ હજુ આખો ચીન દેશ તેમણે તાબે કર્યો નથી, એટલે આ કરાર કહેવાય છે એટલેંટિક કરાર, પણ વસ્તુત તે કરાર સર્વવ્યાપી અસરવાળો રશિયા વિરોધી કરાર છે અને તેનું નેતૃત્વ અમેરીકાએ લીધું છે, એમ કહેવામાં કશી અડચણ નથી.

આ કરારથી અમેરીકાની સત્તા સર્વવ્યાપી થઇ જાય છે. અમેરીકાનો યુધ્ધનો અનુભવ સૌથી વધારે છે. તેનું નૌકાદળ સૌમાં ઉત્તમ છે, તેની પાસે મોટું જમીન લશ્કર અને હવાઇ દળ છે, તેની પાસે અખૂટ દ્રવ્ય ભંડાર છે, માત્ર એકજ દિશાએથી, અને તે પણ આલાસ્કા તરફથી રશિયા તેના ઉપર આક્રમણ કરી શકે એમ છે; છેવટે તેની પાસે અણુશક્તિ છે, જે શક્તિનું માપ અત્યારે નીકળી શકે એમ નથી, અમેરિકાના લશ્કરો અત્યારે પશ્ચિમ જર્મનીમાં પડાવ નાખી પડ્યાં છે, છેવટે ફ્રાંસ ઇંગ્લંડ, પૈસેટકે, માણસે, ખૂબ ખલાસ થયાં છે, એ બધો વિચાર કરીએ તો માત્ર એક જ નિકાલ નીકળી શકે, જે એ છે કે અત્યારે ઇંગ્લંડ, ફ્રાંસ, વગેરે યુરોપના રાષ્ટ્રો અમેરિકાના પ્રાંતો જેવા થઇ ગયા છે, અને તેમનું સાર્વભૌમત્વ ખંડિત થઇ રહ્યું છે.

આ કરાર સંયુક્ત રાષ્ટ્ર-સમૂહની વ્યવસ્થાથી વિરુદ્ધ એક રીતે તો છે, કારણ કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની તકરારોનું સમાધાન શાંતિથી થવાને બદલે યુદ્ધદ્વારા થવું જોઇએ એવો સિદ્ધાંત સીધી રીતે નહીં તો બીજી રીતે એ કરારથી કબૂલ કરવામાં આવ્યો છે, એટલું જ નહીં, પણ એ કરાર કરતી વખતે તેની કલમોની ચર્ચાવટ રાષ્ટ્ર સમૂહની કોઇપણ સંસ્થામાં થએલી નહોતી; એક દ્રષ્ટિએ એ કરાર રાષ્ટ્રસમૂહની વ્યવસ્થાથી વિરુદ્ધ નથી એમ પણ કહી શકાય, કારણ કે એવા કરારો ન કરવા એવી કલમ તે સંસ્થાની વ્યવસ્થાના પત્રમાં મૂકવામાં આવી નથી

કરારથી યુધ્ધ અનિવાર્ય બને છે ? વસ્તુતઃ તો, એવો કરાર હોય કે ન હોય, તે ઉપર યુદ્ધ અવલંબતું જ નથી. આ કરારથી તો યુદ્ધ સામે બચાવની તૈયારી કરવાની છે; એ બચાવ સંગઠિત બચાવ

થશે; એ બનાવની ભૂમિકા તૈયાર થઈ ગઈ છે, એટલે જે યુદ્ધ અનિવાર્ય છે તે યુદ્ધ મોડું થાય, તેટલો કરારથી જગતને લાભ છે. કરાર છે તેથી યુદ્ધ નહી જ થાય તે વિચાર જેટલો ખોટો છે તેટલો જ કરાર ન હોય તો યુદ્ધ ન થાય, એ વિચાર છે

કોઈ વ્યવસ્થા, સંસ્થા કે વ્યાહિત યુદ્ધને હજુ સુધી અટકાવી શકી નથી, જેમ સુમેળ રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેના પરસ્પર સંબંધનું એક આવશ્યક અંગ છે તેમ યુદ્ધ પણ અમુક સંજોગોમાં, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના પરસ્પર સંબંધોનું ન છૂટવા જેવું છતાં આવશ્યક અંગ રહ્યું છે અનેક ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન, હિન્દુ સંપ્રદાયો થઈ ગયા, જેમણે યુદ્ધને વખોડ્યું છે, છતાં યુદ્ધ સતત બંધ રહ્યું નથી દરેક રાષ્ટ્રની ફરજ છે કે, યુદ્ધ માટે તૈયાર રહેવું, ભલે કે યુદ્ધને ઇરાદા પૂર્વક નિમંત્રણ આપવું નહીં, પણ યુદ્ધ થાય તો પ્રજાના રક્ષણ માટે તેણે બધી તૈયારીઓ રાખવી જોઈએ. આભાસે વિરુદ્ધ લાગતું પણ અનુભવે યથાર્થ સત્ય છે કે જેટલી યુદ્ધની તૈયારી તેટલું યુદ્ધ દૂર.

રાજસ્થાનો માટે હિન્દપાર્લમેન્ટે નક્કી કરવામાંના કેટલાક સૂત્રો હમણાં કોંગ્રેસની વર્કિંગ કમિટિએ નક્કી કર્યાં છે, જે એ છે કે રિયાસત સંઘોનો કારભાર હિન્દ સરકારની સૂચનાઓને અનુસરીને રહેવો જોઈએ, તે માટે હિન્દ સરકાર હિન્દની રાજ્ય વ્યવસ્થામાં રિયાસતી રાજ્ય વ્યવસ્થાનું સર્વ સામાન્ય પ્રકરણ રાખશે, કારભાર એકસરખો રહે છે કે કેમ તે જોવા માટે હિન્દસરકાર રિયાસત સંઘોમાં પોતાના એક બે અધિકારીઓ નીમશે, અને એ પ્રમાણે બધા પ્રદેશોનો કારભાર એકસરખો કરવામાં આવશે. જો આ વસ્તુસ્થિતિ હોય તો રિયાસતોમાં મોટે ખરચે લોકસભાઓની ચુંટણી શા માટે કરવી જોઈએ ! દર એક લાખની વસતિ દીઠ એક પ્રતિનિધિ ચુંટાઈ આવે, એ સૂત્રનો અમલ થતો આપણે રિયાસતોમાં જોઈએ છીએ ત્યારે ખરેખર, આપણને રિયાસતી પ્રજાની દયા આવે છે સૌરાષ્ટ્ર, વડોદરા, રાજસ્થાન, કોલ્હાપુર, મધ્યભારત, વિંધ્યપ્રદેશ, પતિઆળા, પ્રમુખ રિયાસત પ્રદેશ, વગેરેની લોકસભાઓની નામાવલિઓ વાંચો. તે પ્રદેશની કોંગ્રેસ સમિતિઓએ પસંદ કરેલા સભાસદોની કાયદા સભા માટે કે રાજ્ય વ્યવસ્થા નિયામક સભા માટે લાયકાતો તપાસો; ખુદ પસંદ કરનારાઓની લાયકાતો તપાસો, તો પ્રધાનોની લાયકાતો તપાસો, તેમનો અભ્યાસ તપાસો, જેઈલમાં જઈ આવ્યા છે એટલી યોગ્યતા બાદ કરો અને પછી બીજી યોગ્યતાઓ તપાસો, તો હિન્દસરકારની ઉપર બતાવેલી રાજનીતિ સામે આપણે કશો પોકાર ઉઠાવી શકીએ નહી.

રિયાસત રાજ્યોનું ઘડતર હજુ પણ અધૂરું છે ! એટલે પ્રાંતોનું ઘડતર પણ ત્યાં સુધી અધૂરું જ રહેવાનું, એ ભાષાવાર પ્રાંત કરવા કે નહીં તે સવાલનું નિરાકરણ કરવા નીમાએલી ધારાસમિતિના નિવેદન ઉપર અભિપ્રાય દર્શાવતાં ત્રણ જણાઓની સમિતિની માન્યતા યોગ્ય જ છે, અને ભાષાવાર પ્રાંત થાય તો મુંબઈ મહારાષ્ટ્રમાં જઈ શકે નહી, તે અભિપ્રાય પણ યોગ્ય જ છે ખુદ રાજસ્થાન સંઘ હજુ અધૂરો છે, ભરતપુર અને ધોલપુર રાજ્યોની પ્રજા ક્યાં જાય, સંયુક્ત પ્રાંતોમાં કે રાજસ્થાન સંઘમાં ! ભોપાળની પ્રજા ક્યાં સમાય, મધ્યભારતમાં કે નાગપુર વગેરેના પ્રાંતમાં ? આપણને ગ્વાલિયર મધ્યભારતમાં ગયું છે તે ઉપર નિર્ણય લાગે છે, વસ્તુતઃ તેમ નથી; ગ્વાલિયરની બધી પ્રજા માળવી પ્રજા નથી, તેમાં પણ રાજસ્થાનની પ્રજાનો સમુદાય છે વાંસવાડા, રતલામ, ડુંગરપુર, વગેરે રાજ્યોની પ્રજાઓ શા માટે ગુજરાતમાં ન આવે !

બંગાળમાં બિહારનો થોડોક પ્રદેશ શા માટે ન જાય શકે? કહેવાતો સંયુક્ત પ્રાંત સંયુક્ત કેમ હોય શકે? અયોધ્યા, ગોરખપુર, વગેરે પ્રદેશો પ્રથમ નોખા હતા તે જોડાય ગયા, એટલે તે પ્રાંત સંયુક્ત પ્રાંત કહેવાયો, બાકી તેનું નામ તો જુદુંજ હોવું જોઈએ; હિમાચળ પ્રદેશની પ્રજા ક્યાં સમાય જવી જોઈએ? પતિઆળા, નભા, વગેરે રાજ્યો પૂર્વ બંગાળમાં કેમ ન ભળે? કાશી, રામપુર, કુચ બિહાર, ત્રિપુરરાજ્ય, મણિપુર, વગેરે રાજ્યોનું શું કરવું? મ્હૈસુર કર્ણાટકમાં શા માટે ન જાય? ત્રાવણકોર, કોચીન અને મલબાર એક કેરલ પ્રાંત કેમ ન થાય? સૌરાષ્ટ્ર અને ગુજરાત એક કેમ ન થાય? એ પ્રશ્નો વ્હેલા મોડા ઉકેલવાનાજ છે, એટલે અહીં ત્રણ જણાઓની સમિતિનો અભિપ્રાય દોષિત અભિપ્રાય છે. બીજા પ્રશ્નોનો આપણે નિકાલ કરતા આવીએ છીએ તેમ આ પ્રશ્નનો પણ ઉકેલનો નિકાલ આવ્યે જ છુટકો છે. પ્રજા મતિ છે આપણાં પ્રાંતો, તે મતિ સંતોષાવી જ જોઈએ. બાકી મુંબઈ મહારાષ્ટ્રને નથી મળ્યું અને નથી મળવાનું, તે માટે મહારાષ્ટ્રે જરા પણ શોક કરવાનો નથી; તેમાં મહારાષ્ટ્રનું ગૌરવ કદિ ઓછું થવાનું નથી. મુંબઈ તો હમણાંજ વરલું છે, તે નથી મહારાષ્ટ્રનું, નથી કોંકણનું, નથી ગુજરાતનું મુંબઈનો વિચાર ઔદ્યોગિક દૃષ્ટિએ કદિ થઈ શકે નહીં

“ પૂર્ણ ” માસિકનો આ અંક વાચકોના હાથમાં આવશે ત્યારે, વડોદરા રાજ્ય મુંબઈ ઇલાકામાં વગર ઢીલ સમાઈ ગયું હશે. વડોદરાને તેથી લાભ છે, ગેરલાભ પણ છે, કોઈપણ નિરાકરણને માત્ર એક જ પક્ષ કદિ હોય શકે નહીં; માત્ર એટલું કે, બે બાજુઓ પૈકી એક બાજુ વધુ જોરદાર હોય, ને બીજી બાજૂ વધારે હળવી હોય.

વડોદરા રાજ્ય ગુજરાતની બીજી રિયાસતોની સરદારી લઈ શક્યું હોત, અને જેમ સૌરાષ્ટ્ર સંઘ થયો તેમ ગુજરાતની રિયાસતોનો જુદો સંઘ ઉભો થઈ શક્યો હોત, માત્ર તે માટે ગુજરાતની રીયાસતી પ્રજાઓ પાસે અને સરકાર પાસે યોગ્ય નેતૃત્વની જરૂર હતી, જે નેતૃત્વ તેને પક્ષોએ નહોતું. અને હજુ પણ નથી વડોદરા રાજ્ય એકલવાયું રહી ગયું, છતાં સમાવેશની શરતો સ્પષ્ટ કરી શકાત હમણાં જ “ નવ ગુજરાત ” માં ગુજરાત માટે હાઈકોર્ટ જેવી સંસ્થા વડોદરામાં રહેવી જોઈએ તે મતને પુષ્ટિ આપતો એક લેખ મારા વાચવામાં આવ્યો! સમાવેશ (વિલીનીકરણ) ગમે તે વાપરો, મીઠા પાણીવાળી નદી ખારા સમુદ્રમાં ભળે છે એમ કહો, કે દુધમાં સાકર ભળી જાય છે એમ કહો, ગમે તે કહો, પણ એક બાબત સ્પષ્ટ છે. અને તે એ છે કે વડોદરા રાજ્યની અનેક પ્રગતિવાચક સંસ્થાઓને આ જોડાણથી અનેકવિધ વિટંબનાઓ વેઠવી પડશે અને તે વિટંબનાઓથી તેમનું રક્ષણ ચોક્કસ આગેવાનો અને વહિવટ કરવાવાળાઓ કરી શક્યા હોત, અને તેજ સાથે સમાવેશ પણ કરી શક્યા હોત.

બાકી દુ:ખનું ઔસડ દહાડાઓ, તેમ વખત જશે તેમ બધું પ્રજા ભુલી જશે, અને એકમેળ કરી રહેશે.

ગુજરાતનો જ દૃષ્ટાંત લઈએ. ઓગણીસમી સદીની શરૂઆતમાં સુરતની નવાબીનું બ્રિટિશ મુલકમાં વિલીનીકરણ થયું: એ સુરતના રીયાસતને લોકો એક વીસીની મુદતમાં વિસરી ગયા. માંડવીનું રાજ્ય વિલીન થઈ ગયું, અત્યારે સુરત જિલ્લામાં આવેલા આ ગામના સોલંકી રાજવંશને કોણ યાદ કરે છે? સતારાનો ભોંસલે વંશ ઇ. સ. ૧૮૪૮—૪૯માં પદભ્રષ્ટ થયો, હાલ લોકો તેને માત્ર ઇતિહાસગત વાત તરીકે યાદ કરે છે, નાગપુરનો ભોંસલે વંશ ઇ. સ. ૧૮૪૮માં પદભ્રષ્ટ થયો, તેને હાલ કોઈ યાદ

કરે છે? પંજાબનું સીખ રાજ્ય બ્રિટિશોએ ઈ. સ. ૧૮૪૯માં ઉપાડી લીધું; હજુ તો તેને એકસો વર્ષો હમણાં જ થયાં, અયોધ્યાનો શિયાપંથી નવાબી વંશ ઈ. સ. ૧૮૫૬માં પદભ્રષ્ટ થયો, તાંજોરનો ભોંસલે વંશ વેલેસ્લીએ ઉપાડી લીધો, આર્કટના નવાબી વંશને તે જ અધિકારીએ ઉપાડી દીધો, બાજીરાવ પેશવા પુના છોડી ઈ. સ. ૧૮૧૮માં કાનપુર પાસે બીઠુરમાં આવ્યો ગયો, પ્રજા તે બધું તરત વિસરી ગઈ, પૂના, સતારા, નાગપુર, તાંજોર, સુરત, લાહોર, અયોધ્યા, ખુદ દિલ્હી, અત્યારે મોટાં શહેરો છે, કેટલાંક પ્રતિપાદનભર્યાં છે, એમ પ્રમાણે આપણે આશાવાદી થઈએ અને ઇચ્છીએ કે વડોદરા મહાગુજરાતનું પાટનગર બને, અહીં જે અધિકારીઓ નીમાય ગાયકવાડ વંશની, ખાસ કરીને મહારાજા સયાજીરાવ ગાયકવાડની પરંપરાને યાદ રાખે, અને જ્યાં પ્રજાતંત્ર સંભવે છે ત્યાં પ્રજા પણ, વડોદરા રિયાસતના બધા ભૂતપૂર્વ પ્રદેશોમાં, યોગ્ય નાગરિકોને પસંદ કરી, તેમની મારફત, પોતાની સંસ્થાઓનો વહિવટ કરે

૧૨-૪-૪૯

## શ્રેષ્ઠદાન

: સ્રગ્ધરા :

અંધારું ટાળવાને પ્રભુ અવનિનું તેં સૂર્ય ને ચંદ્ર જેવા,
ફેંક્યા બે થાળ હેતા ચક્કર ભમરડા દોરી વીંટી ફિરાની,
ને ધોવા પાદ ભૂના સતત ગરજતા સાત સિંધુ બનાવ્યા,
સ્નાનાર્થે પૃથ્વીના મધુર જળભર્યા મેઘ કેરા ફુવારા.

રત્નો હીરા સુવર્ણે ઉદર ધરણિનું તેં ભર્યું ઠીક એ તો,
એથી મોંઘા ભર્યાં તે જીવનરસ તણા કોષ ગર્ભે ધરાના,
એવી તેં વીજળીની એકરૂપ રચીને જીવને પ્રેમ કેરી,
આપ્યાં આશા, જુવાની, સુમધુર કવિતા ને કલા શી કૃપાળા.

આપ્યું છે એટલું કે ગણી નવ શકશે શેષ કેરીય જિહ્વા,
ને એવું ભવ્ય આપ્યું હવ ન કદિય જે માનવીથી કળાયે,
આપ્યું આ સર્વ તેથી જગતજન બધા વંદતા વિશ્વસ્વામી !
વંદે હું ના નવાઈ; પણ તુજ દિધું સૌ મૃત્યુથી દુઃખ પામે.

વંદુ હું શ્રેષ્ઠ આપી પણ તુજ દિધ એ માધુરી મૃત્યુ કેરી,
મૃત્યુની વીજ વિના સકળ મધુરતા તે દિધી ધાત ઘેરી !*

જેઠાલાલ ત્રિવેદી

* "અલકમ" નામથી ટૂંક સમયમાં પ્રગટ થનાર કાવ્યસંગ્રહમાંથી.

Puna Regd No. B. 4915



મે. ગ. ગ. પેપર કન્ટ્રોલરની ઓફીસના તા. ૨૨-૬-૪૭ ના નં. ન. પ્રી. ૯૭
અને નં. ૩૨૯૭ ના મંજુરી પત્રોથી તંત્રી મુદ્રક અને પ્રકાશક [illegible] મહેતાએ
[illegible] પ્રેસમાં છાપી [illegible] વડોદરાથી પ્રગટ કર્યું તા. ૧૫-[illegible]-૪૮